# ગ્રંથ પરિચય

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી ગ્રંથ અને ગ્રંથકારનું પ્રથમ પુસ્તક ગયે વર્ષે બહાર પડયું હતું. એ પુસ્તકને સમસ્ત ગુજરાતી વાચકવર્ગ તરફથી વધાવી લેવામાં આવ્યું હતું. આથી આ પુસ્તકની યોજનાનો આરંભ કરવા બદલ સોસાઈટીના કાર્યકર્તાઓને ઘણો સંતોષ થયો છે. તેમની એ લાગણી અત્રે જાહેર રીતે પ્રદર્શિત કરવાની આ તક લઉં છું.

પ્રથમ પુસ્તક પ્રકટ થયા પછી એક વર્ષ પછી આ બીજું પુસ્તક પ્રકટ કરવા સોસાઈટી શક્તિમાન થઇ છે તે માટે તેમાં સહકાર આપનાર સર્વ લેખકબન્ધુઓ અને બહેનોનો આભાર માનવો ઘટે છે. આ યોજનાને વિશેષ ઉપયોગી બનાવવી એ તેમના જ હાથમાં છે. હજી ઘણા ગ્રંથકારોનાં ચરિત્રો વગેરે આપવાનાં બાકી છે તેઓને પોતાની જાત હકીકત તેમ જ ગ્રંથ સંબંધી માહિતી મોકલી આપવાની વિનંતિ છે કે જેથી આ ગ્રંથ અને ગ્રંથકારનું ત્રીજું પુસ્તક બહાર પાડવાની સરલતા થાય.

રા. હીરાલાલે સને ૧૯૩૦ નું સિંહાવલોકન આ પુસ્તકનાં આરંભમાં લખ્યું છે તે ખરેખર એ વર્ષની પ્રવૃત્તિનું સાચું પ્રતિબિંબ છે એમ સર્વ કોઈ સ્વીકારશે. ૧૯૩૦ નું વર્ષ સાહિત્યની શાંત પ્રગતિનું નહોતું પરંતુ સમસ્ત હિંદવાસીઓનાં જીવનને માત્ર એક રંગમાં-રાજકીય વાતાવરણમાં-તરબોળ કરી નાંખનાર હતું એ તો તાજી સ્મૃતિની વાત છે. દરેક પ્રવૃત્તિની કસોટી એ ધોરણે જ થઈ હતી અને રાજકીય વાતાવરણનું પ્રાબલ્ય એટલું ઉત્કટ હતું કે જાણે દેશમાં બીજી કોઈ પ્રવૃત્તિને સ્થાન કે અવકાશ નહોતો. વિવિધ માનસિક પ્રકૃતિ ધરાવનાર, ત્રીશ કરોડ માણસની એક જ મનોદશા રચનાર અને તેને તીવ્ર સ્વરૂપમાં એકતાર કરનાર સંજોગોએ પ્રજામાં જે અવર્ણનીય સામર્થ્ય આણ્યું હતું તેની સરખામણી કશા સાથે થઈ શકે એમ નથી. યુરોપના મહાન યુદ્ધ વખતે હિંદમાં પણ આપણે તે ચાર વર્ષ હરદમ યુદ્ધને જ સંભારતાં, એની જ વાતો કરતાં અને એ જ આપણી ચર્ચાઓનું કેન્દ્ર બનતું. એ યુદ્ધના સમયમાં દેશના વેપારને ભારે અસર થઈ હતી. પરદેશથી આવતો માલ બંધ થયો હતો, એટલે રોજના ઉપયોગની અનેક ચીજોની અછત અને મોંઘવારી વડે એ યુદ્ધની ખબર દેશના નાનામાં નાના ગામડામાં તેમજ અજ્ઞાનમાં અજ્ઞાન મનુષ્યને હતી.

પરંતુ યુદ્ધ સાથેનો આપણો આંતરિક સંબંધ જુદો જ હતો. કદાચ યુરોપ-વાસીઓની લાગણી તે પ્રસંગે એથી ભિન્ન હશે પરંતુ તેમની લાગણીની કલ્પના લંબાવતા પણ આપણી મનોદશા સાથે તુલના થાય તેમ નથી. કારણ કે યુરોપીય યુદ્ધનો હેતુ અને સાધન જૂદા જ હતા. એ યુદ્ધ તરફ આજ પાછી નજર ફેરવીએ છીએ તો એમ લાગે છે કે યુરોપે કે જગતે એ લાખો માણસની હત્યા અને કરોડો રૂપીઆની બરબાદીથી કાંઇ જ પ્રાપ્ત કર્યું નથી યુદ્ધ વખતે સહુ કોઇને એમ આશા હતી કે જગતમા કાંઇ અવનવા ફેરફાર યુદ્ધને પરિણામે થશે. રાજ્યવ્યવસ્થાઓ, સમાજવ્યવસ્થા અને મનુષ્યજીવનના ક્રમને કોઈ અપૂર્વ ઉચ્ચ લક્ષ્ય સ્થળે એ યુદ્ધ પહોચાડશે. પરંતુ એમાનું કાંઇ થયુ નથી; એ આપણે જોઈ ચૂક્યા છીએ આવા નાહકના ભોગ અફળ જાય છે, એ સત્ય ઉપર ગયા વર્ષની રાજકીય લડતનુ આલંબન હતુ; અને તેના કાર્યક્રમની અસર જાદુઇ હતી એમ કહીએ તો અતિશયોક્તિ નથી. આબાલવૃદ્ધ તેમા રસ લેતા હતા અને દેશનો કોઇપણ ખુણો એવો નહોતો કે જેમા તે સંબંધી અજાણપણુ હોય.

આવા ભારે ઉશ્કેરણીના વર્ષ દરમિયાન અને ખાસકરીને ગુજરાતમાં તેનું પ્રમાણ ભારે હોવા છતા પણ આપણા સાહિત્યે વિવિધ દિશામા કાર્ય કર્યું છે તે આ પુસ્તકના સિંહાવલોકનમા તેમ જ તેમા આપેલા પુસ્તકોની યાદી તેમ જ માસિકો વગેરેમા આવેલા મહત્ત્વના લેખોની ટીપ જોતાં જણાશે. ગુજરાતમા પ્રતિભાશાળી લેખકો વિદ્યમાન છે એ સ્વીકારવું જ જોઇએ. લેખમાં રહેલા ચમત્કારથી, સામાન્ય બાબતોને અસાધારણ સ્વરૂપમા દર્શાવવાની સર્જકશક્તિથી એ લેખકો કોઇપણ દેશમા ઉચ્ચ સ્થાન મેળવે તેવી કોટિના છે. તેમની કૃતિઓ વડે ગુર્જર સાહિત્ય ગૌરવાન્વિત થયુ છે એ નિ:સંશય છે. તે ઉપરાત દેશપ્રીતિથી છલોછલ ભરેલા હૃદયની પ્રેરણા વડે પણ અનેક ઉત્તમ કૃતિઓ આ વર્ષ દરમિયાન રચાઇ છે અને તેનો કાંઈક નિર્દેશ સિંહાવલોકનમાથી મળશે. એ પરથી સમજાય છે કે આપણે અનુભવેલી ઉશ્કેરણી તે માત્ર ઉપલકીઓ આવેશ ન હતો પરંતુ બાહ્ય ગડબડાટની પાછળ સર્જનાત્મક શક્તિઓ કામ કરી રહી હતી.

છતા એ કહ્યા વિના ચાલે તેમ નથી કે અમુક દિશામાં આપણા સાહિત્યની પ્રગતિ જોઈએ તેટલી થઇ નથી. ઇતિહાસ, જીવનચરિત્ર, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન વગેરે સંબંધીના ગુજરાતી ભાષાના ગ્રંથોનું પ્રમાણ ઘણું થોડું જોવામા આવે છે. એને માટે જોઇતી સામગ્રી અને પરિસ્થિતિનો અભાવ એ એક કારણ છે અને સાથે તે માટે લેવી પડતી મહેનત, તેમા

જોઈતી ખંત અને ધીરજની ખામી આપણા જમાનામાં જોવામાં આવે છે. જગત્ પણ એટલા વેગથી આગળ ધપે છે કે ઊંડા અભ્યાસીઓ માટે જાણે વાટ જોવાની તેને પરવા નથી. ગહન વિષયોનો અભ્યાસ કરનાર થોડા હોય અને તેમના ગ્રંથોની કદર કરનાર પણ ઓછા હોય એ તો સર્વત્ર જોવામાં આવે છે. પરંતુ તેથી તેમનું મૂલ્ય ઓછું થતું નથી કે તેમની અગત્ય પણ ઘટતી નથી; અને એ તરફ દુર્લક્ષ થાય એ પણ ઇષ્ટ નથી. આપણા સાહિત્યની જે દિશામાં ઉન્નતિ થઇ હોય તે સાનંદ અને સગર્વ સ્વીકારવા સાથે તેની ઉણપો તરફ નજર ન કરીએ તો યથાયોગ્ય ન કહેવાય. થોડાથી સંતોષ ન માનવો એ જ આગળ વધવાનો માર્ગ છે. માટે અસંતુષ્ટ રહેવામાં કાંઈ હાનિ નથી. ઉલટો લાભ છે, અને તે માટે વિજ્ઞાનની શોધખોળ કરનારના જીવનકાર્યનો દાખલો લેવો જરૂરનો છે. એક જ કણ અથવા એક જ જંતુ પાછળ આખું જીવન વ્યતીત કરનાર શોધકો પશ્ચિમના દેશોમાં છે. આખું જીવન વ્યતીત કર્યાં છતાં પણ શોધ અધુરી રહે અને જ્યાંથી અધુરી રહે ત્યાંથી બીજો ઉપાડી લે એટલે કે મહેનત અને ખંત તો જાણે અખુટ હોય એ પ્રમાણે એ શોધો થાય છે. તે જ મુજબ સાહિત્યના કેટલાક વિભાગો માટે અથાગ મહેનત અને અનહદ ખંતવાળા અભ્યાસીઓની જરૂર છે. તેવા અભ્યાસીઓની સંખ્યા વધશે ત્યારે આપણા સાહિત્યના તે વિભાગો પરિપૂર્ણ થશે. આપણે જાગ્રત થયા છીએ અને શું કર્યું છે ને શું કરવાનું છે એનું આપણને ભાન થયું છે એટલે અવશ્ય આપણી એ ખામીઓ નજીકના ભવિષ્યમાં દૂર થશે, એવી આશા રાખવી અસ્થાને નહીં ગણાય.

જોઈન્ટ સ્ટૉક કંપનીઓના ડાયરેકટરો ઘણી વાર જણાવે છે કે આ વર્ષ સારૂં નહોતું, વેપારમાં મંદી હતી, વિરોધી સંજોગો હતા છતાં તમારા ડાયરેકટરોને જણાવવા ખુશી ઉત્પન્ન થાય છે કે કંપનીએ આટલો નફો કર્યો છે. તે મુજબ આ ગ્રંથના પ્રકાશન સાથે અમારે સરવૈયામાં કહેવું જોઈએ કે પ્રજાનાં મન અસ્થિર હતાં, ગુજરાતી લેખક સમૂહમાંથી કેટલાએ લડતમાં જોડાયા હતા અને જેલમાં પણ હતા, કોઈને પણ લડત સિવાય બીજી કશાની ચિંતા ન હતી કે વિચાર કરવાની દરકાર ન હતી, તેવા સંજોગોમાં પણ સાહિત્યનો પરિપાક ઘણો સારો ઉતર્યો છે એ ગુજરાત અને ગુજરાતી ભાષાનું સુભાગ્ય છે.

માસિકોમાં આવેલા મહત્ત્વના લેખોની યાદી આ બીજા પુસ્તકમાં આપી છે તેથી 'રિફરન્સ' તરીકે એની ઉપયોગિતા વધશે એવી આશા છે.

પુસ્તકોની વર્ગીકૃત યાદીમાં માત્ર નામ અને કર્તાનું નામ આપ્યું છે. તેને સટીક બનાવી શકાઈ નથી. બધા પુસ્તકો જોઇ વાચી તેના સંબંધી ટીકા લખવી લગભગ અશક્ય છે માટે સંપાદકને મારી એ સૂચના છે કે ગુજરાતી ભાષાના પ્રતિષ્ઠિત માસિકોમા આવતી નોંધોમાંથી યોગ્ય લાગે તે સાચવી, આવતા પુસ્તકમા યાદી સાથે રજુ કરવી, જેથી આ પુસ્તકના વાંચનારને ઘણી સહાયતા મળશે.

લેખકોની છબીઓ આપવાનું આ પુસ્તકમા પણ બન્યું નથી એ દર્શાવતા ખેદ થાય છે. જેઓ છબીઓ મોકલે તેમની આપવી અને ન મોકલે તેમની ન આપવી એ ધોરણ અમને રૂચતું નથી. જેમની છબીઓ નથી ગળી તેમની મેળવવી એ પણ મુશ્કેલ થઇ પડયું છે. બધાની મળે તો જ છબીઓ આપવી એ ધોરણ યોગ્ય છે કે નહીં તેની પણ અમારી ખાતરી નથી અને આ બાબતમા કયો માર્ગ ગ્રહણ કરવો તે ખરેખર અમારી મુઝવણ છે. આ પુસ્તકની સુંદરતા જ નહીં પણ મહત્તા માટે પણ છબીઓ આવશ્યક છે અને છબીઓ વગર તે એક રીતે અપૂર્ણ લાગે છે. ત્રીજું પુસ્તક પ્રસિદ્ધ થતા સુધીમા કાંઈ માર્ગ પ્રાપ્ત થશે એમ માની, છે તેવો ગ્રંથ પ્રજા સમક્ષ મૂકયો છે.

આ પુસ્તકમાં રા. નરસિંહરાવનાં ઠક્કર વ્યાખ્યાનમાળાનાં વ્યાખ્યાનો પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે તેથી વાચકવર્ગને આ વિદ્વત્તાપૂર્ણ લેખમાળા એક સ્થાને પ્રાપ્ત કરવાનું સાધન મળશે. આ વ્યાખ્યાનો આમાં પ્રકટ થવાથી પુસ્તકનું મૂલ્ય વધ્યું છે, એ નિઃસંશય છે. બચુભાઈ રાવતનો મુદ્રણકળાનો લેખ મનનીય હોઇ સહુને ગમશે જ.

ગ્રંથ અને ગ્રંથકારના પુસ્તક માટે જે લેખકભાઇઓ અને બ્હેનોએ પોતાના સંબંધી ન લખી મોકલ્યું હોય તેમને તે ત્રીજા પુસ્તક સારૂ મોકલવા ફરીથી જાહેર વિનંતિ કરવામાં આવે છે.

અમદાવાદ,<br>તા. ૧૨-૧૦-૧૯૩૧ } વિદ્યાબહેન રમણભાઈ નીલકંઠ.

# પ્રસ્તાવના

સાહિત્યરસિકવાચકબંધુને " ગ્રંથ અને ગ્રંથકાર–પુ. ૨ " સાદર કરતા આનંદ થાય છે. તેની સંકલના પૂર્વવત્ ચાલુ છે. ચરિત્રાવળી વિભાગ સંપાદન કરવામાં એટલો બધો સમય વ્યતીત થાય છે કે તેમાંના બીજા વિભાગો પ્રતિ પુરતું લક્ષ આપી શકાતું નથી; તેમ છતાં એ વિભાગ અધુરો રહે છે. હજી ઘણા ગ્રંથકારોનાં ચરિત્રો તેમાં લેવાના બાકી છે. કદાચ આવને વર્ષે એ ખંડ પૂરો થઇ અર્વાચીન વિદેહી ગ્રંથકારોની ચરિત્રાવળી શરૂ કરવાનું બની આવે.

વર્ગીકૃત પુસ્તકોની સૂચી સટીક આપવાની ધારણા હતી; પણ તે બધાં પુસ્તકો જોવા તપાસવાનું સુલભ ન હોવાથી તે કાર્ય થઈ શક્યું નથી. હવેથી પુનરાવૃત્તિઓ, શાળોપયોગી પુસ્તકો અને પરચુરણ પુસ્તકોનાં નામો યાદીમાંથી કમી કરી ફક્ત નવાં પુસ્તકોની નામાવલિ વિવરણ સહિત આપવાની ઉમેદ છે.

માસિકોમાં આવેલા જાણવા વિચારવા જેવા મહત્ત્વના લેખોની યાદી આ વખતે નવી ઉમેરી છે. એમાંના મૌલિક અને અગત્યના લેખો, અભ્યાસ અને સંશોધન કાર્ય સારૂ મેળવવાનું સવડભર્યું થાય તે માટે, ફરી પ્રકટ કરવા વિષે પુસ્તક ૧ માં ઉલ્લેખ કર્યો હતો; તદનુસાર શ્રીયુત નરસિંહરાવભાઇએ મુબઇ યુનિવર્સિટિ તરફથી વસનજી માધવજી ઠક્કર વ્યાખ્યાનો ગુજરાતી સાહિત્યપર ઈંગ્રેજીમાં આપ્યાં હતાં અને જેનો અનુવાદ "વસન્ત" માં છપાયો હતો તે અહિં એકત્ર આપવામાં આવ્યાં છે.

સોસાઇટી તરફથી અપાતું વાર્ષિક વ્યાખ્યાન "બુદ્ધિપ્રકાશ" માં આવી ગયા પછી પાછું છાપવું એ ઉચિત જણાયું નથી; પણ એ ખામી દૂર કરવા હવેથી પ્રસ્તુત ગ્રંથ જુલાઈ ઑગષ્ટમાં પ્રકટ કરી, તેના આરંભમાં એ વ્યાખ્યાન આપી શકાય એવી વ્યવસ્થા કરવા તજવીજ થશે.

ગયે વર્ષે "પ્રુફ રીડીંગ" વિષે એક લેખ છાપ્યો હતો તે ઘણાને પસંદ પડયો હતો; તેથી આ વખતે શ્રીયુત બચુભાઇને ' પુસ્તકનું છાપકામ અને ચિત્રકામ ' વિષે લખી આપવા આગ્રહ કર્યો હતો. એમનો એ નિબંધ પુસ્તક છપાવનાર હરકોઇને કિંમતી અને સહાયક જણાશે; અને કહેવાની જરૂર નથી કે તે ગ્રંથની ઉપયોગિતામાં ઉમેરો કરે છે.

દરેકને હાથમાં ધરેલું કાર્ય સરસ કરવાનો અભિલાષ હોય છે; પણ આવા શ્રમસાધ્ય સંપાદનો અન્યનો સહકાર માગી લેછે. અને એવી સહાયતા અને સાથ ગળેથી તેમા નવીનતા અને વિવિધતા આવે અને તે સર્વાંગ ઉપયોગી અને સુંદર બને.

વાસ્તે આમાના દોષ અને અપૂર્ણતા તરફ લક્ષ ન આપતા, તેને સુધારવા, વિસ્તૃત કરવા અને સ્થાયી રેફરન્સ ગ્રંથ બનાવવા વાચકબંધુને તે સંબંધી જે કોઈ સૂચના કરવી યોગ્ય લાગે તે, લખી જણાવવા મારી નમ્ર વિનંતિ છે.

આ સંપાદન કાર્યમા ઘણા બંધુઓ તરફથી સહાયતા મળેલી છે, તેનો સ્વીકાર ન કરૂં તો હું કૃતઘ્ની જ થાઉં; ખાસ કરીને શ્રીયુત બચુભાઇ રાવતે કિંમતી સૂચનાઓ કરીને તેમ લેખ લખી આપીને અને શ્રીયુત નરસિંહરાવભાઈ અને 'વસન્ત' ના તંત્રીશ્રી આનન્દશંકરભાઈએ "વસનજી માધવજી ઠક્કર વ્યાખ્યાનો" ફરી છાપવાની પરવાનગી આપીને મારા પર વિશેષ ઉપકાર કર્યો છે.

અને શ્રીમતી લેડી વિદ્યાબ્હેન મારા કાર્યમાં હમેશ સરળતા કરી આપી, મદદ આપતા રહે છે તે બદલ હું તેમનો સદા ઓશિંગણ રહીશ.

| અમદાવાદ. | હીરાલાલ ત્રિ. પારેખ. |
|---|---|
| તા. ૨૮-૯-૧૯૩૧ | સંપાદક. |



# અનુક્રમણિકા

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|

---

## સામાન્ય શુદ્ધિયોઃ—

(૧) પૃષ્ઠ ૧૪૫ આરમ્ભની નોંધ કાઉંસમા મૂકેલી–'વસન્ત' ના તંત્રીની–કાઢી નાખવી. તે ઠેકાણે આટલું વાચવુંઃ—

આ વ્યાખ્યાનો "વસન્ત" મા પ્રગટ થયા છે (ભાષાન્તરરૂપે) તે આ પુસ્તકમા, પરવાનગીથી, લીધા છે. ફુટનોટ ને છેડે 'વસન્ત ઑફિસ' શબ્દો છે તે રદ ગણવા.

(૨) વ્યાખ્યાનોનો ક્રમ 'વસન્ત' મા અમુક સંજોગોને લીધે એક બે સ્થળે ઉલટપાલટ થયો હતો. ખરો ક્રમ નીચે પ્રમાણે છેઃ—

પૃ. ૧૪૫ મે વ્યાખ્યાન (૧) શરૂ થાય છે.

પૃ. ૧૫૪ મે વ્યાખ્યાન (૨) ,, ,,

પૃ. ૧૬૭ મે વ્યાખ્યાન (૩) ,, ,,

પૃ. ૧૭૮ મે "અખો" વિશેનું વ્યાખ્યાન છે તે પાચમું મૂકવું. પૃ. ૧૯૯ મે નરસિંહ મહેતા વિશેનું બીજું વ્યાખ્યાન છે તે ચોથું મૂકવું.

(૩) પૃ. ૧૭૮ માની પ્રથમ ફુટનોટ * રદ ગણવી.

પૃ. ૧૯૯ માની પ્રથમ ફુટનોટ * ની સાઢાત્રણ પંક્તિઓ રદ કરવી. ચોથી પં. માં 'મૂળ અંગ્રેજી' એ શબ્દોની પૂર્વે 'આ ચોથા વ્યાખ્યાનના' એ શબ્દો ઉમેરવા.

(૪) પૃ. ૧૪૮ માની ફુટનોટ—

પૃ. ૧૫૦ મે જોઇએ.

પૃ. ૧૫૦ મે એ ફુટનોટ માટે ચિહ્ન–એ પૃષ્ઠમાં ઊતારેલા પદ્યની છેલ્લી પંક્તિને છેડે મૂકવૂં.

# સન ૧૯૩૦ નું સિંહાવલોકન.

આખું ય વર્ષ રાજકીય વાતાવરણથી દેશ ઉષ્ણ બની રહ્યો હતો અને જેને આપણે ઉષ્ણતામાનદર્શક પારાશીશીનું અંતિમ બિન્દુ કહી શકીએ તે દાંડીકૂચે તો ઇતિહાસમાં પૂર્વે કદિ નહિ જોવામાં આવેલો એવો એક અપૂર્વ પ્રયોગ સિદ્ધ કરી બતાવી, સમસ્ત સુધરેલી દુનિયાનું ધ્યાન તે પ્રતિ ખેંચ્યું હતું.

તા. ૧૨ મી માર્ચે (ઇ. સ. ૧૯૩૦) મહાત્માજીએ ૮૧ સત્યાગ્રહી સૈનિકોની ટુકડી સાથે, સાબરમતી સત્યાગ્રહ આશ્રમમાંથી, સ્વરાજ્યની પ્રાપ્તિ અર્થે, મીઠાના કાયદાનો સવિનય ભંગ કરવા, પગરસ્તે દાંડી પહોંચવા વિજય પ્રયાણ કર્યું, તે જેમ ઐતિહાસિક તેમ લોકલાગણી અને પ્રજાબળનો અર્થસૂચક પ્રસંગ હતો.

**દાંડી કૂચ**

હિન્દી સરકારે તે સમયે ભાગ્યે જ માન્યું હશે કે આ મુઠ્ઠીભર મનુષ્યો ચોતરફ દેશમા ખળભળાટ મચાવી મૂકશે, અને જનતામાં અશાન્તિ ફેલાવશે. તેણે વિચાર્યું હશે કે, તેઓ પકવી પકવીને કેટલું મીઠું પકવશે કે વેચશે? પણ એ સરકાર લોકનાડી પારખી શકી નહિ; તેણે એમ ન જોયું કે પ્રજાનો દેહ સતત ધોવાઈ રહ્યો છે, તેનું આ સૂચક ચિહ્ન છે.

આવી ગંભીર ભૂલ ઈંગ્લાંડે આગળ અમેરિકા સાથેના વર્ત્તાવમાં કરી હતી; જેના પરિણામે તે દેશ ખોયો હતો. અન્યાયયુક્ત કરની સામે વિરોધ કરવા અમેરિકન પ્રજાએ ચાની પેટીઓ દરિયામાં ઠાલવી નાંખી હતી, તેમ આ લડતમાં પણ લોકોએ મીઠું પકવી તેમ વેચી, અને તેમ કરવાનો પ્રજાને કુદરતી હક્ક છે, એવી પ્રતીતિ કરાવી, સ્વરાજ્યના ગણેશ માંડયા હતા.

આ પ્રસંગનું ઉપહાસકરતું એક રમુજી ચિત્ર (Cartoon) તે અરસામાં જાણીતા કાર્ટુનીસ્ટ મી. લૉએ (Low) દોર્યું હતું, જેમાં બ્રિટિશ સામ્રાજ્યને એક જબરજસ્ત અને સમર્થ સિંહરૂપે ચિતરી, છેટે વામનરૂપ મહાત્માજીને તેની પુંછડીના છેડે મીઠું મસળતા બતાવવામાં આવ્યા હતા. જેમ એકાદ છોલાયલા ભાગપર મીઠું લાગતાં તીવ્ર વેદના

થાય અને શરીર કમકમી ઉઠે તેમ સ્વરાજ્યની સિદ્ધિ અર્થે મંડાયલી આ મોહાની લડતે, સાચે બ્રિટિશ સલ્તનતને હંફાવી અને હાફળીફાફળી કરી મૂકી હતી, એમ કહેવું તે જરા ય અતિશયોક્તિભર્યું નહિ ગણાય.

જગતનો ઇતિહાસ મુખ્યત્વે લડાઇઓના વૃત્તાન્તોથી ભરેલો હોય છે; અને તે લડાઈનું કારણ બહુધા રાજા રાજાઓ વચ્ચે, રાજા અને પ્રજા વચ્ચે, વા પ્રજામાના ભિન્ન ભિન્ન પક્ષો વચ્ચે, રાજ્યની સીમા, વિસ્તાર કે સત્તાની પ્રાપ્તિ કિંવા સામ્રાજ્યની સ્થાપના કે અધિકાર સારૂ, અથડામણોમા જણાશે. વળી તેનો વિજય બળજોરી પર અવલંબી રહેતો અને તેના સાધનોમા દગો, છેતરપિંડી, લાંચરૂશ્વત અને હિંસા પ્રધાનપણે દૃષ્ટિગોચર થશે.

લડાઈ કેટલી બધી ખુનખાર અને પ્રાણઘાતક છે, તેનો હુબહુ ચિતાર છેલ્લું યુરોપીય યુદ્ધ રજુ કરે છે; અને તેથી ત્રાસી જઇને જ સ્વ. પ્રેસિડન્ટ વુડ્રો વિલ્સને દુનિયામાથી લડાઈ સદંતર બંધ થઈ જાય એવા ઉદાર આશયથી એકત્ર પ્રજાસંઘની વિશાળ યોજના ઘડી હતી; તેમ છુપા કોલકરાર અને સંધિઓની જુની જામેલી પ્રથા નિર્મૂળ થવા પોકાર ઉઠાવ્યો હતો; પણ એ પ્રયત્ન કેમ નિષ્ફળ નિવડ્યો અને તેમાથી ચેતન ઉડી જઇ, માત્ર બાહ્યાચાર માલ્ય થયો, એ કરુણ કહાણી ઘણાંની જાણ બહાર નહિ હોય!

યુરોપીય યુદ્ધ દરમિયાન સંસ્કૃતિના સંરક્ષણાર્થે તેમ જગતની પ્રજાઓના ઉદ્ધાર માટે દુનિયામાથી લડાઇનું કાયમ કાસળ કાઢવા અને પછાત પ્રજાઓને સ્વતંત્ર કરવા તેમજ આત્મનિર્ણય (self-determination) નો અધિકાર આપવા ઘણી મોટી અને ડાહી ડાહી વાતો થઈ હતી. તથાપિ આપણે જોઇએ છીએ કે વર્સેલીની સંધિ થયે આજે બાર વર્ષ વીતી ગયા છતા જગતની પ્રજાઓમાં પૂર્વવત્ અવિશ્વાસ અને અશાન્તિ વ્યાપી રહેલાં છે; એટલું જ નહિ પણ એક બીજાની હરિફાઇમા મોટાં રાજ્યો સંપૂર્ણ સજ્જ રહેવા, લશ્કરી અને દરિયાઇ કાફલાના ખર્ચ પાછળ પ્રતિ વર્ષ કરોડો રૂપિયા નાહક ખર્ચી નાખે છે* અને હિન્દુસ્તાન જેવા ગરીબ દેશમા વાર્ષિક ઉત્પન્નના ૪૫ ટકા, બીજા કોઇ દેશમા નહિ તેવું ભારે લશ્કરી ખર્ચ થાય છે.

* તેના ખર્ચના આંકડા અને વિગત માટે જુઓ 'પબ્લિક ઓપિનિયન'–૩ જી જુલાઇનું, જેમાં વડા પ્રધાને પાર્લામેન્ટ સમક્ષ રજુ કરેલ નિવેદનનો સાર આપ્યો છે.

આ ભારે ખર્ચનો બોજો પ્રજાજીવનને ગુંગળાવી નાંખે છે અને તેની શક્તિઓ કુંઠિત કરી મૂકે છે; તો પછી તે **લડાઇનાં અનિષ્ટો** પ્રજાને વિકસવાનો અને ફૂલી ફાલવાનો અવકાશ જ ક્યા રહ્યો ? પ્રજાજીવનમાંથી હીર હણાઈ જતાં, તે નિઃસત્વ દેહ ક્યાં સુધી ટકશે ? કેટલો સમય એ અસહ્ય બોજો તે વહ્યા કરશે ?

પ્રેસિડન્ટ વિલ્સને જે આદર્શ જગત સમક્ષ રજુ કર્યો હતો અને જેની સિદ્ધિ અર્થે માર્ગસૂચન કર્યું હતું, તે પ્રતિ વિચરે જ આપણી અને જગતની બીજી પ્રજાઓની મુક્તિ છે.

આ જ કારણે પશ્ચિમની સુધરેલી પ્રજાઓ લડાઇથી હતાશ થયલી અને રાષ્ટ્રીય દેવાના અને મોટા લશ્કરી ખર્ચના ભારથી ચગદાઈ રહેલી ગાંધીજીની નિઃશસ્ત્ર અને અહિંસાત્મક સવિનય કાયદાભંગની લડતને એકચિત્તે અવલોકી રહી છે;+ અને સંભવે છે કે પૂર્વે એશિયા ખંડે પાશ્ચાત્યપ્રજાઓને વાર્તા (રાજનીતિ) ધર્મ, વિજ્ઞાન, વૈદક, ગણિત, જ્યોતિષ વગેરે વિષયોમાં દિશાસૂચક શિક્ષણ આપ્યું હતું તેમ મહાત્માજીનો આ નિઃશસ્ત્ર અહિંસાત્મક લડતનો ઉપદેશ અર્વાચીન સંસ્કૃતિને એક આશીર્વાદરૂપ થઈ પડશે.

પ્રસ્તુત ઉપદેશમાં નવીન કશું નથી. હિન્દી જનતાને પ્રહ્લાદ આખ્યાન સુપરિચિત છે. દૈવી સંપત્તિવાળો બાળક પ્રહ્લાદ આસુરી સંપત્તિવાળા તેના પિતા હિરણ્યકશિપુને નમતું ન આપતાં, પ્રભુના નામ રટણને, પોતાના વિચાર અને સિદ્ધાંતને, તેના પર અનેકવિધ વિટંબણાઓ અને દુઃખ આવી પડવા છતાં, દૃઢતાથી વળગી રહ્યો અને અંતે વિજય પ્રાપ્ત કરવા સમર્થ થયો હતો, એ સુંદર આખ્યાન અનેક સ્ત્રીપુરુષોને એક રામબાણ ઔષધિ પેઠે, બળપ્રેરક અને પ્રોત્સાહક જણાયું છે.

---

+I submit this paper *as an indication of the trend that the world will* some day abandon the method of violent warfare and adopt the method of non-violent resistence in future attempts to secure the redress of international and internal wrongs. HARIDAS T. MAZMUDAR.

"Chicago Unity."

(reproduced from-the People-26th July.)

વળી પ્રભુ જિસસ ક્રાઇસ્ટનો ઉપદેશ પણ જનતાને એ જ માર્ગે દોરે છે. સર્વત્ર ભ્રાતૃભાવ ફેલાવવા તેઓ કહે છે કે–તારા પાડોશીને તારા પ્રાણ સમાન ચાહજે–અહિંસા માટે આનાથી ચઢતું બીજુ સૂત્ર ભાગ્યે જ મળી આવશે કે, જો કોઈ તને તમાચો મારે તો તેને તારો બીજો ગાલ ધરજે.

અહિંસાવાદી સત્યાગ્રહીઓએ ગત વર્ષની રાષ્ટ્રીય લડતમા તેના ચુસ્ત નિયમપાલનમા જે વિતકો સહ્યા હતા, તે જોઇને ઘણાના રૂવાડા ખડા થઈ ગયા હતા; અને એવાજ વિતકો, બલ્કે એથી વધુ કસણી–કષ્ટો જિસસ ક્રાઇસ્ટના અનુયાયીઓએ તેના ઉપદેશને અનુસરવામા તેમ તેના વિચાર-સિદ્ધાતોનો પ્રચાર કરવામા શરૂઆતમા વેઠયા હતા અને તેનો સહજ ખ્યાલ વાચકને મી. વૉન લુનકૃત માનવ જાતિની મુક્તિ ( The Liberation of Mankind by Mr Van Loon ) એ નામના ગ્રંથમાથી મળશે, એટલુ જ નહિ, પણ એ બે વચ્ચે કેટલું બધુ વિચારનું, કષ્ટસહનશક્તિનું અને સહિષ્ણુતાનું સામ્ય રહેલુ છે તે પણ લક્ષમા આવશે.

છેક જુના કાળથી એવી એક માન્યતા પ્રચલિત છે કે–રાજનીતિમા કુડકપટ, જુઠાણું અને કુટિલતા તો હોય જ, બહાર દેખાવનું કાઇ હોય અને અંદર ખરું કાઇ હોય, પરતુ મહાત્માજીની વ્યવહારનીતિ,–પછી તે એક હાકેમ સાથે હોય કે એક સામાન્ય વ્યક્તિ સાથે હોય–જે સ્પષ્ટ ખુલ્લી, નિખાલસ, પ્રામાણિક અને સાચી હોય છે,–જે પ્રકારનું ઉંચું ધોરણ સ્વ. પ્રેસિડન્ટ વિલ્સન યુરોપીયન રાજનીતિમા (diplomacy) દાખલ થયલું જોવા ઇચ્છતો હતો–તેવી જ કેવળ સત્યનિષ્ઠા છે. પરંતુ રુશિયામા સોવિયટ સત્તા સ્થપાતા, તેણે જ્યારે મિત્ર રાજ્યોના માહોમાહેના છુપા કોલકરારો પ્રસિદ્ધ કર્યા ત્યારે જગતે જાણ્યુ કે તે કેટલા બધા સ્વાર્થી, પ્રપંચી અને અન્યાયી હતા, જીવનમા તેમ જાહેર જીવનમા અને રાજકાજમા સચ્ચાઇ, પ્રમાણિકતા અને ન્યાયની સરખી જ જરૂર રહે છે.

યુરોપમા સ્થાયી સુલેહશાન્તિ સ્થાપવા પ્રેસિડન્ટ વિલ્સને છેલ્લા

*મહાયુદ્ધ દરમિયાન ૧૪ મુદ્દાઓ રજુ કર્યા હતા,*

**બેઠો બળવો** — તેમ મહાત્માજીએ પણ હિન્દુસ્તાનમા શાન્તિ સચવાય અને પ્રજાની વાજબી માગણીઓનો સ્વીકાર થાય, તેને ન્યાય મળે તદર્થ ૧૧ મુદ્દાઓ તારવી કાઢી, તે વૉઇસરૉય લૉર્ડ ઇર્વિનને એક પત્રમા સભ્યતાપૂર્વક અને મિત્રભાવે દર્શાવ્યા હતા, અને જેમ કૃષ્ણે પાડવોના પ્રતિનિધિ તરીકે કૌરવો પાસે જઇ અડધુ

રાજ્ય; નહિ તો ન્યાય ખાતર પાંચ ગામની માગણી કરી હતી, તેમ મહાત્માજીએ સરકારની સચ્ચાઇ અને સહાનુભૂતિની લાગણી તપાસી જોવા, તેમાં હૃદયપલટો થયલો છે કે નહિ તેની કસોટી તરીકે ઉપરોક્ત પત્રમાં, લાહોર કોન્ગ્રેસે પસાર કરેલા પૂર્ણ સ્વરાજ્યના ઠરાવ પર ભાર નહિ મૂકતાં, માત્ર મુખ્ય મુખ્ય પ્રજાહિતની માગણીઓનો સ્વીકાર થવા ઇચ્છયું હતું; પણ જ્યારે તેનો સંતોષકારક જવાબ ન મળ્યો અને ન્યાયની આશા ન રહી ત્યારે, ગાંધીજી જેને બેઠો બળવો કહે છે, તે પ્રજાએ આદર્યો. શ્રીયુત ગગનવિહારી મહેતાએ તા. ૨૬ મી નવેમ્બર ૧૯૩૦ ના 'ઇન્ડિયન સોશિયલ રીફોર્મર' માં સદરહુ વિષય પરત્વે લખતાં વાજબી કહ્યું છે કેઃ—

"That peace and order will not be challenged by the mass of people unless they have become keenly conscious of a wrong × ×.

Organised disobedience is always the price of injustice. Men do not revolt until wrong has driven them to revolt."

તે પછી એવા બનાવો હરરોજ નવીન બનતા રહ્યા કે સરકારને શું કરવું તેની સમજ પડી નહિ; પ્રજા પણ ઉત્સાહના આવેશમાં ઘેલી બની ગઈ. કાયદાનો ભંગ થતાં, ચોતરફ પકડાપકડી ચાલી અને પછી તો એટલી મોટી સંખ્યામાં લોકોની એકઠી થવા માંડી કે તેને પકડવાનું પણ મુશ્કેલ થઇ પડયું, એટલે લાઠીપ્રયોગ થવા માંડયા; એથી પણ પ્રજા ડગી નહિ. લાઠીના સખ્ત પ્રહાર તેણે સહન કર્યા પણ અહિંસાના દૃઢ નિશ્ચયમાંથી તે ચળી નહિ. ભૂખ તરસ કે તાઢ તડકાની દરકાર કરી નહિ. જેલને પણ સુખનિવાસ માન્યો. વસ્તુતઃ જે અભય માટે લાંબા સમયથી મહાત્માજી પ્રયાસ કરતા હતા તે સરકારની બીક લોકના મનમાંથી આ લડતમાં સમૂળગી નિકળી ગઈ. પ્રજા નિર્ભય બની; દુઃખને તેણે સહર્ષ વધાવી લીધું, એટલું જ નહિ પણ આત્મભોગ માટે ઉત્સુક થઇ. આવી પકડાપકડીની અને લાઠીમારની વિષમ પરિસ્થિતિ હોવા છતાં હજારો સ્ત્રી પુરુષો અને બાલકોની ઠઠ સરઘસ અને સભામાં જામતી, જે દશ્ય જોઇને સૌ કોઇ ચકિત થતું.

સરકારે તેને ચાંપી દેવા અનેક ઉપાયો અજમાવ્યા; કાયદા અને

વ્યવસ્થાના મિષે ચોગરદમ લાઠીપ્રહાર ચલાવ્યા; જેલો ભરી દીધી; નવા નવા ફતવા-ઑર્ડિનન્સો કાઢયા; સંધિના સંદેશા શરૂ કર્યાં અને છેવટે રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ પણ ભરી. પણ તે સઘળા પ્રયત્નો નિષ્ફળ નિવડયા. અંતે મહાત્માજીને બિનશરતે છૂટા કરી, તેમની સાથે સંધિ કરી; તે પછી જ દેશમાં પુનઃ શાન્તિ થવા પામી.

આ પરથી શિખવાનું એ મળે છે કે-પ્રજાના ઐક્ય અને અહિંસા બળ આગળ જબરજસ્ત સત્તાનું બળ પણ પાછું પડે છે; કાયદો અને શાન્ત વ્યવસ્થા જે પર સરકાર હમેશ ભાર મુકતી આવી છે તેનું પૃથક્કરણ કરતાં પ્રો. વાડીઆએ જે ગવેષણા કરી છે, તે ભાગ વિચારણીય હોઇ, અત્રે આપ્યો છેઃ—

It is a war betweeu the mechanised soul-less force of an administrative bureacracy that does not and cannot look beyond the letter of the law and the spiritual resources of those who are bent on breaking the letter of the law, not with the help of arms but with such moral strength as conviction can inspire. This power that springs from conviction is all the mightier just because it often originates in the very depth of the body, in terms of which the law that has no soul behind it, and the machinary which the soul-less, reckon their victories." (Vide 'Indian Review' November-1930; Page 770.)

પ્રસ્તુત વિવેચન લક્ષમાં રાખીને આપણે એક સત્યાગ્રહીના સિદ્ધાંતો વિચારીએ. એક સાચો સત્યાગ્રહી પશુબળમાં માનતો નથી; પણ આત્મબળમાં અચળ વિશ્વાસ ધરાવે છે; તે પ્રતિપક્ષીને મારીને વિજય મેળવવા ઇચ્છતો નથી; પણ પ્રેમથી તેને વશ કરવાને ચાહે છે; તે માટે તે કષ્ટ વેઠે છે અને ખપ પડે અંતે મરીને તે કાર્યસિદ્ધિને વાંછે છે. વળી તેની માગણી અને લડત ન્યાય અને નીતિના ધોરણ પર અવલંબેલી હોય છે, જેનો પ્રાણ સત્ય છે; તે દંભ અને જુઠાણાનો કટ્ટો વૈરી છે; તથાપિ થયલી ભૂલ સ્વીકારવા અને તે માટે ઘટતું પ્રાયશ્ચિત્ત કરવા તે કદિ આના-

કાની કરતો નથી કે પાછો પડતો નથી—સંક્ષેપમાં, ભગવદ્‌ગીતાના સોળમા અધ્યાયમાં દૈવી સંપત્તિવાળા પુરુષનાં જે લક્ષણો બતાવવામાં આવ્યાં છે તે સર્વે એક સત્યાગ્રહીને લાગુ પાડી શકાય; અને મહાત્માજીના સૈનિકોએ ધરાસણામાં પ્રથમ લાઠીમાર વખતે, જે ધૈર્ય, જે સંયમ, જે સહન શક્તિ અને જે મનોબળ દાખવ્યાં હતાં અને તેમની તાવણીમાંથી પરિપૂર્ણ શુદ્ધ નિકળ્યા હતા. એ દૃશ્ય જોનાર કોઇ પણ કહેશે કે–તેઓ સાચા વીર હતા; દૈવી પુરુષો હતા.

આ નિઃશસ્ત્ર અને અહિંસક લડતે જેમ સરકારની શક્તિ–સત્તા–ને પાંગલી અને લુલી કરી નાખી હતી તેમ સુધરેલા જગતને પોતાના વર્તનથી અને કાર્યથી સ્તબ્ધ કરી નાખ્યું હતું. આની અસર તપાસવાને હજુ સમય જોઇશે; પણ જે અહિંસક સત્યાગ્રહ લડતના મૂળ નંખાયાં છે, તેમાંથી જરૂર એક મોટું વૃક્ષ મોડું વહેલું ઉગી નિકળશે. અત્યાર સુધી તે સિદ્ધાંત એક વાદરૂપે પ્રચલિત હતો, પણ તેનું પ્રત્યક્ષ પરિણામ ચાલુ લડતમાં જોવામાં આવ્યું છે; એ તો એના સખ્ત વિરોધીને પણ સ્વીકારવું પડશે, કે સશસ્ત્ર અને હિંસાત્મક બળવા કરતાં આ શાન્ત બેઠા બળવાની રીતિ જેમ ઓછામાં ઓછી નુકશાનકારક છે તેમ સર્વોત્તમ પણ છે.

તેનાં બીજાં પરિણામો પણ થોડાં અને ન્હાનાંસૂનાં નથી. તે કયાં તે આપણે હવે જોઇએ.

**તેનાં પરિણામો**

રામને જેમ વાનરો રાવણ સાથેની લડતમાં અત્યંત મદદગાર થઇ પડ્યા હતા, તેમ પ્રસ્તુત લડતમાં–બાળકો–છોકરા–છોકરીઓ–નો ફાળો જેવો તેવો નહોતો.

સામાન્ય રીતે વિદ્યાર્થીવર્ગને રાજકીય ચળવળમાંથી અલગ રાખવાનું પગલું ડહાપણભર્યું મનાય છે; તેમ છતાં આ પ્રસંગ જેમ અસાધારણ અને જીવસટાનો હતો તેમ તે માટે બાળકો–વાનરસેનાનો ઉત્સાહ પણ અદમ્ય હતો અને તેમની સેવા અનેકવિધ અને ભાવી માટે ઉજ્જવળ અને આશા પ્રેરક હતી.

'રામાયણ' મહાત્માજીનું પ્રિય પુસ્તક છે. રામ એમનો આદર્શ પુરુષ છે અને રામ–રાજ્ય માટે તેઓ ઝંખે છે, તેમને આ વાનરોનું સેવાકાર્ય જરૂર ગમ્યું હશે.

સ્ત્રીઓને તેઓ યરોડા જતાં જ આદેશ આપતા ગયા હતા કે તમે દારૂના પીઠાની ચોકી કરજો; અને પ્રજામાં મદ્યપાનનો નિષેધ કરજો. શરૂઆતમાં સ્ત્રીઓને આ કાર્યની સુપ્રત થવાથી તે જોખમભર્યું કાર્ય છે, એ કારણે ઘણાંઓ નાખુશ થયલા અને સ્ત્રી પિકેટરોને કેવા કેવા અપમાનકારક, હલકા અને ગલીચ શબ્દો અને ભાષા પીઠામાં આવનારા છાકટાઓ અથવા તેના સાગ્રીતો તરફથી સાંભળવી પડતી તેનો કંઇક ખ્યાલ "સ્ત્રી શક્તિ" માં સૌ. જડાવ બ્હેન શેઠનો લેખ છપાયો છે, તે વાંચ્યાથી આવશે; પણ તેની ઉજ્જવળ બાજુંનું ચિત્ર રા. લલ્લુભાઇએ "પિકેટીંગનો પ્રભાવ" નામની વાર્તાની એક ન્હાની ચોપડીમાં દોર્યું છે, તે પ્રોત્સાહક થઇ પડે છે અને તેના સમર્થનમા તા. ૧૬ મી જુલાઈના 'ઇન્ડિયન ડેલી મેલ' માં જાણીતાં મિશનરી બાઇ મીસ મેરી કેમ્પબેલનો અભિપ્રાય ઉતારવામાં આવ્યો છે તે જાણવો ઉપયોગી થશે.

"She was in Delhi when Mr. Gandhi on his way to jail, sent word, 'I leave the work of picketing the drink and drug-shops to the women of India.' I thought, he had made a mistake this time, said Miss Mary Campbell, and that the Delhi, so many of whom live in purdah, could never undertake the task. But to my astonishment, out they came and they picketed all the shops in Delhi, sixteen or seventeen in number. I watched them day after day. They stood there, saying nothing but politely salaaming each customer who approached. The same thing happened repeatedly. The man would stop, saying "I beg your pardon, sister. I forgot myself in coming here, and went away." That went on some days until the licensees appealed to the Government. Then fifty policemen arrived with police vans and warned the women to go away. I thought those delicate sheltered women would give in now; they would never endure being touched by a policeman. But they did; and as

fast as one relly was arrested another took its place. Altogether about 1600 were imprisoned in Delhi alone. But they had done their work. Though the shops were opened no one went in. So at last the licensees themselves closed them and so far as I can hear they are still closed to day."

અને મુંબાઇ સંગ્રામ સમિતિના પ્રમુખ અને મંત્રીઓ તરીકે શ્રીમતી હંસા મહેતા, મીસીસ કમળાદેવી ચટ્ટોપાધ્યાય, શ્રીમતી લીલાવતી મુનશી, મીસીસ પિરિનબ્હેન કેપ્ટન, શ્રીમતી રમાબાઈ કામદાર વગેરે બ્હેનોએ જે હિંમત અને બહાદુરી સાથે અડગ નિશ્ચય બતાવ્યાં હતા એટલું જ નહિ પણ તે માટે જેલને પણ વધાવી લીધી હતી, એ જેમ દેશને ગૌરવાંકિત કરનારું તેમ સ્ત્રીજાતિ માટે માન અને મગરૂરીની લાગણી વધારનારું હતું.

વેપારીઓ આવી લડતનો લાભ લઇ બહુધા વિશેષ નફો મેળવવા લલચાય છે. સન ૧૯૦૪-૦૫ ની સ્વદેશી ચળવળ વખતે હિન્દી મિલ માલિકો અને વેપારીઓએ પ્રજાકીય હિલચાલને સાથ નહોતો આપ્યો, એ જાણીતી વાત છે; પણ આ અવસરે તેઓએ કોન્ગ્રેસની આજ્ઞા શિર પર ચઢાવી, પરદેશી કાપડનો વેપાર સદંતર બંધ કર્યો હતો, તે તેના અસીમ નુકશાનનો વિચાર કરતા, સંશય પડતું ભાસતું; પણ તે ભોગ સાચો હોઈ, તેથી સૌ કોઇ દિઙ્મૂઢ બની જતા હતા.

સાક્ષરો માટે કહેવાય છે અને તે આક્ષેપ તરીકે કે-દેશપર મોટી આફત આવી પડે છે તે વખતે પણ તેઓ લેખનવ્યવસાયમા મશગૂલ રહે છે; પરંતુ આ અવસરે સંખ્યાબંધ જાણીતા લેખકો લડતમાં જોડાઇ જેલમાં સિધાવ્યા હતા, એ થોડું સંતોષકારક ન હતું.

પણ સૌથી વધુ અને મર્મભેદી આત્મભોગ તો હિજરતી ખેડુતબંધુઓએ આપ્યો હતો. વહાલા ઘરબાર અને વતન છોડી દઇ, બીજે સ્થળે જઇ રહેતાં અને બધું ખેદાનમેદાન કરતાં, તેમને કેટલું અસહ્ય દુઃખ થયું હશે તેની કલ્પના કરવી પણ મુશ્કેલ છે."*

આ સિવાય આર્થિક અને સામાજિક સ્થિતિમાં જે પરિવર્તન થવા પામ્યું છે, તેનો અંદાજ હાલ નહિ નિકળે; પણ એ તો ચોક્કસ છે કે

* જુઓ. ગિજુભાઈ લિખિત ચોપાનીયું 'બારડોલીની હિજરત.'

પ્રજા અત્યારે સંક્રાન્તિકાળમાંથી પસાર થઈ રહી છે; અને તેને સીધે અને ખરે રસ્તે દોરવા, ખાદીદ્વારા મદ્યપાનનિષેધદ્વારા, અસ્પૃશ્યના નિવારણાર્થે, હિન્દુ મુસ્લીમ ઐક્ય સાધવા ખંતપૂર્વક જે પ્રયાસ થઈ રહ્યા છે, તે જેમ પ્રશસ્ય છે તેમ તેના પરિણામ ઉન્નતિસાધક અને હિતકારક નિવડશે. વાસ્તવિક રીતે આ બધા બનાવો અને તેની પાછળ પ્રવર્તી રહેલાં બળો પ્રજામાં સંચરી રહેલા પ્રાણનું અને તેની અતુલ શક્તિનું સચોટ ભાન કરાવે છે એટલું જ નહિ, પણ આમ જાગૃત થયલો દેશ અવશ્ય સ્વાધીનતા પ્રાપ્ત કરશે, એવી પ્રતીતિ થાય છે.

તેના આધાર તરીકે અને એ પ્રતીતિને વધુ સ્પષ્ટ કરવા અમે એક મુદ્દો અહિં નોંધીશું. અમારી દૃઢ માન્યતા છે કે જગતમાં નીતિનું શાસન પ્રવર્તે છે. કોઈ પણ દેશનો ઇતિહાસ જુઓ, કોઈ પણ ધર્મનું સામાન્ય વા પ્રમાણભૂત પુસ્તક તપાસો, તો તેમાં ન્યાય, પવિત્રતા, નીતિ, સત્ય, પ્રેમ, ભ્રાતૃભાવ, દયા વગેરે સદ્ગુણોપર ભાર મૂકેલો અને સદાચરણી જીવનજ ઉત્તમ ગણેલું જણાશે. ભક્ત કવિઓએ અને સાધુ સંતોએ પણ એ જ વસ્તુ ઉપદેશેલી છે અને ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને પણ એમજ બોધે છે કેઃ—

**નીતિનું શાસન**

દૈવીસંપદ્વિમોક્ષાય નિબંધાયાસુરીમતા ॥
મા શુચઃ સંપદં દૈવીમભિજાતોઽસિ પાંડવ ॥ ૧૬–૫ ॥

અને દૈવી સંપત્તિવાળા પુરુષનાં જે લક્ષણો કહ્યા છે તે પણ ઉપર દર્શાવ્યા તે જ છે.

अभयं सत्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ॥
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ १६–१ ॥
अहिंसासत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनम् ॥
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ १६–२ ॥
तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ॥
भवंति संपदं दैवीमभिजातस्य भारत ॥ १७–३ ॥

ગત વર્ષનું (સન ૧૯૨૯) અવલોકન સમાપ્ત કરતાં અમે જણાવ્યું હતું કે—ન્યાય, નીતિ અને સત્યને અનુસરી થયલું કોઈ પણ કાર્ય કદી નિષ્ફળ જતું કે અહિતકારક નિવડેલું જણાયું વા સાંભળ્યું નથી; બલ્કે સમસ્ત પ્રજાઓનો ઇતિહાસ અને સર્વ [illegible]ો ઉપદેશ [illegible] સનાતન સત્ય ઉચ્ચારે છે કે—सत्यमेव ज [illegible]

વાચકબંધુ, તારી દષ્ટિ સહજ લંબાવ; મહાત્મા ગાંધીજીના વિજય પ્રયાણનું દૃશ્ય તારી આંખ સમીપ આણ; જો! સ્થળે સ્થળે કેટકેટલી મેદની સ્ત્રી પુરુષોની, બાળકો અને વૃદ્ધોની, ગરીબ અને અભણ તેમજ ભણેલાંની જામતી હતી! એમના ઉત્સાહ અને આનંદનો અવધિ નહોતો. દૃશ્ય જોનાર કોણ એમ કહી શકશે કે એ લડતને પ્રજાનો પુરો સાથ ન હતો; અને તેની સાથે સાચો સહકાર ન હતો; અને સરકારને પણ એટલું સ્વીકારવું પડશે કે પ્રજામાં રાષ્ટ્રીય અસ્મિતા અને સ્વરાજ્ય માટેની લાગણી જ્વાળાની પેઠે પૂર જોશમાં પ્રકટી ઉઠી હતી એટલું જ નહિ, પણ એ સ્પષ્ટ રીતે સમજાયું હતું કે કોઇ એક વ્યક્તિનો જનતાપર પૂરો કાબુ હોય તો તે મહાત્મા ગાંધીજીનો જ હતો.

જે નિમિત્તે દાંડીકુચ આરંભી હતી, તેમાં એમને વિજય મળેલો છે, એમ ગાંધી ઇર્વિન સંધિમાંની મીઠા વિષેની કલમ બોલી ઉઠશે.

હવે બીજું દૃશ્ય જોઇએ; તે કરાચી કોન્ગ્રેસનું. કોન્ગ્રેસ નગર નજદિક આવી પહોંચતાં નવજુવાન ભારત સંઘે ગાંધીજીનો કેવો આદરસત્કાર કર્યો હતો એ લક્ષમાં લો; એમને નવયુવકોને મહાત્માએ કેવી દૃઢતાથી વશ કર્યો, એટલું જ નહિ પણ મહાસભાને રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં હિન્દી પ્રજાના પ્રતિનિધિરૂપે કુલ મુખત્યાર તરીકે ભાગ લેવા તેમને એકલાને પસંદ કરી, એમનામાં અતુલ વિશ્વાસ દાખવી, એમની સર્વોપરિતા સ્વીકારી, એ એમના માટે તેમ દેશ માટે અસાધારણ વિજયનો તેમ ગૌરવનો પ્રસંગ હતો*

ઇતિહાસની અનેક વ્યાખ્યાઓ અપાયલી છે; તેમાંની એક કાર્લાઇલની એવી છે કે–ઇતિહાસ એ બીજું કશું નહિ પણ મહાપુરુષોનું માત્ર ચરિત્ર છે. વીર પુરુષ જ ઇતિહાસ ઘડે છે; અને ભવિષ્યના ઇતિહાસકારને એટલું કહ્યા વિના નહિ ચાલે કે હિન્દમાં સન ૧૯૩૦ માં રાજકીય ચળવળ સર્વવ્યાપી હતી; તેની અસર સર્વત્ર પ્રસરેલી હતી; જેના જનક, નિયામક અને પ્રાણ મહાત્મા ગાંધી હતા; અને વધુમાં એટલું ઉમેરવું વધારાપડતું નહિ લેખાય કે એ અહિંસક, નિઃશસ્ત્ર ન્યાય અને સત્યની લડતે જનતાને ઇશ્વરના અસ્તિત્વનું પૂરું ભાન કરાવી, એ મહાન્ સત્તાનું–વિભૂતિનું દર્શન કરાવ્યું હતું.

* જુઓ વિગતો માટે પ્રસ્થાન, ફાલ્ગુન સં. ૧૯૮૭; શ્રી ગગનવિહારીનો લેખ.

( ૨ )

**પરિસ્થિતિ**

દેશ પર આંધી ચઢી આવતાં, જેમ બધે અંધકાર વ્યાપી રહે, સહુ કામકાજ અસ્તવ્યસ્ત થઈ જાય, જાનમાલને નુકશાન પહોંચે અને જનતા બેબાકળી બની ભયમાં પડી જાય, તેમ વર્તમાન મીઠાની લડતે દેશને આકુળ વ્યાકુળ કરી મૂકયો; તેને લીધે ઘણીખરી પ્રવૃત્તિઓ મંદ પડી ગઈ; વેપાર રોજગાર નબળો પડયો; અને રૂ તથા અનાજના ભાવો ઉતરી જતાં ખેડુતવર્ગ બિચારો પાયમાલ થયો. આમ આર્થિક નુકશાન ચાલુ હતું. તેમાં કામધંધા અટકી પડતા બેકારી વધી પડી, અને સમાજની સ્થિતિ બહુ જ ગંભીર થઈ ગઈ; એટલુંજ નહિ પરંતુ લડતનો મામલો કેવું રૂપ લેશે ? તે કયાં જઈ પહોંચશે ને તેનાં શાં પરિણામો આવશે, એનો વિચાર કરતાં મન ચકડોળે ચઢતું અને અનેક તર્કવિતર્ક થતા. જે ગણતરી કરવામાં આવતી અને પરિણામની આશા રખાતી તે સઘળું નિષ્ફળ જતું. આવી ડગમગુ અને ચિંતાગ્રસ્ત જનતાની મનોદશામા અને નિરાશામય તેમ ઉદ્વેગજનક વાતાવરણમાં નવું સાહિત્ય ન જ ઉદ્દભવે એ સ્વાભાવિક છે. આવી વિષમ દેશસ્થિતિનું જાણે કે ભાન કરાવવા જ ભરૂચ સાહિત્ય સદને એ ગાળામાં એક નવું વાર્ષિક કાઢયું અને તેને "આંધી" નું નામ આપ્યું. આ વર્ષ દરમિયાન બહાર પડેલાં પુસ્તકોની વર્ગીકૃત યાદી ગયા વર્ષની પેઠે આ લેખના છેડે આપી છે; અને તેમાંનાં મુખ્ય મુખ્ય અને જાણવા જેવાં પુસ્તકોની નોંધ લઈએ તે પહેલાં, એ ત્રણ નવીન પ્રવૃત્તિઓ જે પ્રસ્તુત ચળવળને લઈને અગ્રે આવી હતી તેનો ઉલ્લેખ કરીએ તે યુક્ત લાગે છે.

**પ્રભાત ફેરી**

પ્રથમ આપણે 'પ્રભાત ફેરી' લઈએ. એ પ્રથા નવીન ન હતી. અહિં ભદ્રમાં તો લાંબા સમયથી સ્વયં સેવકોની ન્હાની ટોળી દરરોજ બ્રાહ્મ મુહૂર્તે થી સમર્થ રામદાસ સ્વામીના મનાચા શ્લોકો અથવા બીજા પ્રસિદ્ધ શ્લોકો અને અભંગો ગાતી એ લત્તાની આસપાસ ફરતી અને ઘણાને તે જગન્નિયંતાનું સ્મરણ કરાવી કુટુંબ અને સમાજ પ્રતિનું કર્તવ્ય કરવાને પ્રેરતી; ચાલુ લડત દરમિયાન આ પ્રભાત ફેરીઓએ જનતામાં અજબ અને અદમ્ય ઉત્સાહ રેડયો હતો. એમનાં ગીતોના રણકાર અને આખું ય દૃશ્ય કંઇક નવીન ચેતન જગાડતું જણાતું. એની અસર અદ્દભુત-જાદુઈ થઈ હતી. એ પ્રભાત ફેરીમાં ગવાનાં ગીતોમાં આખું કવિત્વ હો વા ન હો પણ લોકલાગણી સરકાર વિરુદ્ધ કેટલી

બધી તીવ્ર બની હતી, અને સરકારી રાજતંત્ર પ્રત્યે કેવો અણગમો જનતામાં છે, પ્રજાને શાં દુઃખો છે, તેના પર કેવો ત્રાસ વર્તે છે; દેશ કેટલો કંગાળ બન્યો છે; અને સ્વરાજ્ય કેમ મળે વગેરે વિચારો અને ભાવનાનું સૂચન અને દર્શન એ કવિતાઓમાં થતું હતું. ( જુઓ 'રાષ્ટ્રનો રણનાદ; ' પ્રભાત ફેરી ગીત સંગ્રહો વગેરે ) અને શ્રીયુત મેઘાણીએ તો છેલ્લી પ્રાર્થનામાં સ્પષ્ટ રીતે કહ્યું હતું કે,

" તૂટે છે આભ–ઉંચા આપણા આશા–મિનારા,
હજારો ભયતણી ભૂતાવળો કરતી હુંકારા;
છતાં વહેશે સમર્પણની સદા અણખૂટ ધારા,
મળે નવ માવડીને જ્યાં સુધી મુક્તિ–કિનારા. "

( જુઓ 'સિંધુડો'–પૃ. ૩૦ )

અને એ મુક્તિના નિમિત્ત–નિશ્ચય રૂપ બનેલા મીઠા વિષે શ્રીયુત કેશવલાલ શેઠે ગાયું હતું કે,—

" ખારા ખારા સંસારે મીઠું અમૃત રસ રેડે;
ચપટી ચપટી સબરસ, જબ્બર શાહીવાદ ઉખેડે !
મીઠું, ન્યાય ફન્દને ફેડે ! મધુરું મોહન વરનું મીઠું. "

( જુઓ " કેસરિયા "–પૃ. ૨૬ )

વળી એ ' પ્રભાત ફેરીઓ ' નો પ્રભાવ પણ પુષ્કળ પડ્યો હતો; ન્હાનાં છોકરા છોકરીઓના ભેગાં ઘરડાં ડોસા ડોસીઓને સામેલ થયલાં જોઇને કંઇ અવનવો રસ જામતો–આનંદ થતો; અને સ્ત્રીઓ મળસ્કે ઉઠી પ્રભાત ફેરીમાં જોડાવા જતાં, ઘરમાં કેવી વિચિત્ર સ્થિતિ થઈ રહેતી અને પુરૂષ–ધણી બાપડાના શા બેહાલ થતા, તેનું રમુજી વર્ણન જાણીતા હાસ્યરસના મઝાદાર શ્રીયુત જાગીરદારે " ગુણસુંદરી " માં કર્યું છે, તે એ પ્રસંગનું અચ્છુ ચિત્ર ખડું કરે છે અને તેની છાપ વાચનારના મન પરથી લાંબા સમય સુધી ભુંસાશે નહિ.

**ચિત્રો**

બીજું આ લડતની જેટલી છબિઓ લેવાઈ હશે તેટલી આપણે અહિં બીજા કોઇ ઐતિહાસિક બનાવની ભાગ્યેજ લેવાઈ હશે. રેખાચિત્રો ( line–drawings ) પણ પુષ્કળ દોરવામા આવ્યાં હતા અને ઉપહાસયુકત રમુજી ચિત્રો (cartoons) નો પણ તોટો નહોતો; અને તે એકલા હિંદના જ નહિ પણ દેશ પરદેશના ચિત્રકારોએ પણ આ લડતના બનાવોને જૂદી

જુદી દૃષ્ટિએ અને ઢબે આલેખી, તેમાના વ્યંગ, મજાક વા ટકોર દ્વારા સુધરેલી જનતાને તેની (લડતની) વાસ્તવિકતા, વ્યાપકતા અને ગંભીરતાનું ભાન કરાવતા અને તે ચિત્રો અવલોકતા જોનાર પર કંઇ અવનવી જ અસર થતી હતી. સમગ્ર લડતનો વૃત્તાંત એકલા એ ચિત્રો દ્વારા વર્ણવી શકાય એટલી બધી સાધનસામગ્રી મોજુદ છે અને એક પુસ્તક રૂપે તે ચિત્રો સંગ્રહવાનો પ્રયત્ન થાય તો તે જરૂર આવકારદાયક નિવડે.

ગાંધીજીની કૂચનું સિનેમા–ચિત્રપટ લેવાયું હતું. પણ તે જાહેરમાં બતાવવા સરકારે મના કરી હતી; ગાંધી ઍાલ્બમ 'પ્રસ્થાન કાર્યાલયે' બહાર પાડેલું તે પણ જપ્ત કરવામા આવ્યું હતું. માત્ર શ્રીયુત કનુભાઇનું "ભારત પુણ્ય પ્રવાસ" એજ આપણને અત્યારે ઉપલબ્ધ છે; અને અહિં સહર્ષ અને મગરૂરીથી નોંધવું જોઇએ કે, એક ચિત્રકાર તરીકે જેમ શ્રીયુત કનુભાઈ દેસાઇની પીંછીની પ્રશંસા થઈ હતી તેમ પ્રસંગને ગૌરવાંકિત કરે એવું મોહક તેનું–વસ્તુનું આલેખન હતું.

**પ્રચાર સાહિત્ય**

ત્રીજું એ લડતને પોષે અને ઉત્તેજે એવું પ્રચારસાહિત્ય પણ ઠીક ઠીક બહાર પડયું હતું. મહાત્માજીએ "નવજીવન" માં જૂદે જૂદે વખતે મીઠા વિષે લેખો લખેલાં તે અને અન્ય લેખકોના તેમાં પ્રકટ થયલા લેખો એ સઘળા ચોપાનિયા રૂપે ફરી પ્રકટ થયાં હતાં. તે અરસામા "કેસરી" મા મીઠા વિષે જાણવા જેવી માહિતી એક અગ્ર લેખમાં અપાઈ હતી, તેનો અનુવાદ ગુજરાતીમાં છપાયો હતો. 'મૉડર્ન રિવ્યુ' માં એક સારો લેખ the story of salt નામક આવ્યો હતો; પણ ટેરિફ બૉર્ડના મીઠા વિષેના રીપોર્ટ ઉપરાંત તેનો સમગ્ર ખ્યાલ આપતું પુસ્તક તો કલકતાની દેશી વેપારી ચેમ્બરે પ્રકટ કર્યું હતું અને તેના લેખક એક ગુજરાતી બંધુ શ્રીયુત એમ. પી. ગાંધી હતા. તે પુસ્તકનો અનુવાદ નવયુગ ગ્રંથમાળામાં 'સબરસ' એ નામે થયલો છે. પૂર્વે કદિ નહિ જાણવામાં આવેલી એવી કેટલીક હકીકત આ મીઠાની લડતે પ્રકાશમાં આણી હતી. મદ્યપાન નિષેધ વિષે "પ્રસ્થાન" કાર્યાલયે કેટલીક ઉપયોગી પુસ્તિકાઓ તૈયાર કરાવી હતી; અને તેનું "દરિદ્રનારાયણ ગ્રંથ-માળા"નું પ્રકાશન પણ અસરકારક નિવડયું હતું.

વૉઇસરૉય લૉર્ડ ઇર્વિનને મહાત્માએ લખેલા પત્રમાં જે અગિયાર મુદ્દાઓ દર્શાવ્યા હતા તે વિષે સવિસ્તર ચર્ચા થઈ, જનતાને વસ્તુ સ્થિતિનું જ્ઞાન આપવાના પ્રયત્ન પણ થયા હતા. એ પ્રકીર્ણ સાહિત્ય

ઈંગ્રેજી લેખો પરથી કામપુરતું, મુદ્દાસર, દોહન રૂપે યોજાયું હતું, જેનું મુખ્યત્વે તાત્કાલિક મૂલ્ય હતું.

( ૩ )

હવે આપણે ગત વર્ષ દરમિયાન પ્રકટ થયલાં પુસ્તકોમાંના મુખ્ય અને મહત્વના ગ્રંથોની સમાલોચના કરીએ. તેમાં પ્રથમ સ્થાન અમે 'અનાસક્તિ યોગ'–મહાત્માજીના ગીતા અનુવાદને આપીશું.

**અનાસક્તિ યોગ**

શ્રીમદ્ ભગવદ્‌ગીતા એ હિન્દુ ધર્મનું એક અત્યંત પવિત્ર અને પ્રમાણભૂત પુસ્તક છે. મુસ્લીમ બંધુઓને જેમ કુરાન છે; ખ્રિસ્તિ બંધુઓને જેમ બાઇબલ છે; તેમ હિન્દુઓને ગીતા હમેશ પૂજન–પાઠ અને અધ્યયનનું પુસ્તક છે. તેનું સ્થાન આર્યધર્મના સાહિત્યમા અજોડ છે. છેલ્લા ચાર પાચ વર્ષથી તો આપણે અહિં સ્વામીશ્રી વિદ્યાનંદજીના શુભ પ્રયાસથી ગીતાનો અભ્યાસ અને પ્રચાર ખૂબ વધેલા છે. ઘણા વર્ષ પૂર્વે પ્રિન્સિપાલ આનન્દશંકરભાઇએ મિત્રમંડળ સમક્ષ "ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી"ની ઑફીસમા ગીતા વિષે વ્યાખ્યાનો આપવા માડેલા;પણ તે વ્યાખ્યાનમાળા લાબી ચાલેલી નહિ. 'વસન્ત' મા એ વિષે લેખો આવતા, તેમાનો એક જેમા ગીતાનો સારભાગ ૧૮ શ્લોકમાં સમાવવામા આવ્યો હતો, તે અદ્યાપિ મનનીય જણાશે. સન ૧૯૧૦–૧૧ મા કવિ શ્રી ન્હાનાલાલનો ગીતાનો સમશ્લોકી ગુજરાતી અનુવાદ બહાર પડ્યો, ત્યારે તેની કંઇક અસર જણાયલી; પરંતુ માંડલે જેલમાંથી પાછા ફર્યા પછી તિલક મહારાજે "ગીતા રહસ્ય" નું પુસ્તક બહાર પાડ્યુ ત્યારથી ગીતા નવા દૃષ્ટિ કોણથી વંચાય અને વિચારાય છે. જનતાના વિચાર અને આદર્શ પર તેની પુષ્કળ અને પ્રબળ અસર થયલી છે. વસ્તુતઃ નિવૃત્તિ–સંન્યાસ નહિ પણ નિષ્કામ કર્મ; પ્રવૃત્તિ એજ તેનું મર્મ–રહસ્ય છે, એમ સમજવામાં આવ્યું છે. જગતથી વિરક્ત થઇને અને એકાતમાં રહીને નહિ; પણ ફળાસક્તિ છોડી દઈને, જે તે કાર્ય–કર્તવ્ય સેવાભાવથી કરવું એ તેનો સંદેશો છે.

એક સમય એવો હતો કે વિદ્વદ્ વર્ગ તેનો તત્ત્વ ભાગ મૂકી દઇને, ગીતામાં વ્યાકરણ અને છંદના દોષો છે, તેના પર ખ્રિસ્તીધર્મ–બાઇબલની અસર થયલી છે; તેમા ક્ષેપક ભાગ વિશેષ છે; મૂળ ગીતા કેટલા શ્લોકની હશે? તે ઉપનિષદ્‌ના નવનિતરૂપ છે; બૌદ્ધ વિચારની તેના પર છાયા પડેલી છે; તે પુસ્તક ઇસ્વીસનના આરંભમા રચાયલું હોવું જોઈએ, એવા

એવા ઐતિહાસિક, સાહિત્યસંશોધક અને વિદ્વત્તાભર્યા, તુલનાત્મક અભ્યાસના પ્રશ્નોની ચર્ચામા વિશેષ રસ લેવાતો; પણ જીવનમુક્તિની ચાવી રૂપ આવું ઉત્તમ પુસ્તક પ્રજામા બાઈબલની પેઠે કેમ વધુ પ્રચાર પામે અને વિસ્તરે, અને તેનો બહોળો તેમ પદ્ધતિસર અભ્યાસ કેમ થાય, એ પ્રતિ સાવ ઉદાસિનતા હતી. પરંતુ તિલક મહારાજનું " ગીતા રહસ્ય " પ્રસિદ્ધ થયા પછી, એમાના નિષ્કામવાદને લઇને એ વિષય પ્રતિ ઘણાનું ધ્યાન ગયું છે. હમણા તો એ જ વિચારો પ્રધાનપદ ભોગવે છે; અને તેનું વિશેષ સમર્થન ગાંધીજીના 'અનાસક્તિ યોગ'થી થાય છે, એ બતાવવા પુરતું ગીતા વિષે આટલુ વિસ્તારથી પ્રસ્તાવિક વિવેચન કર્યું છે.

સામાન્ય માન્યતા એવી છે કે-કુરુક્ષેત્રમાં સામસામા કૌરવ પાંડવના સૈન્યો વ્યૂહાકારમા ગોઠવાઈ ગયલા તે દશ્ય જોઈ ને પોતાના હસ્તે વડિલો, પૂજ્ય પુરુષો, સગાસંબંધીઓ મરાય, એ વિચારથી અર્જુન ગળગળો થઈ ગયો અને નહિ લડવાને હાથમાથી હથિયાર મૂકી દેવા તત્પર થયો. એની આ ભીરુતા-મનોદશા જોઇને શ્રીકૃષ્ણે એને જૂદી જૂદી રીતે પ્રાપ્ત કર્ત્તવ્ય અદા કરવાને પ્રેર્યો, પણ આ ઘટના વાસ્તવિક લાગતી નથી. 'મહાભારત' એક ઐતિહાસિક નહિ પણ કાવ્યગ્રંથ છે; ઐતિહાસિક પાત્રો અને પ્રસંગો લઇને, તે પરથી એક મહા રૂપક યોજવામા આવ્યુ છે; મહાત્માજી યથાર્થ કહે છે કે, " આ (ગીતા) ઐતિહાસિક ગ્રંથ નથી પણ તેમાં ભૌતિક યુદ્ધના વર્ણનને નિમિત્તે પ્રત્યેક મનુષ્યના હૃદયની અંદર નિરંતર ચાલતા દ્વંદ્વ યુદ્ધનું વર્ણન છે. માનુષી યોદ્ધાઓની રચના હૃદયગત યુદ્ધને રસિક બનાવવાને સારૂ ઘડેલી કલ્પના છે."

ગીતાનો વાચક ઉપરોક્ત કથન એની દૃષ્ટિ સમીપ રાખીને, એ ગ્રંથમાથી પ્રેરણા મેળવવા પ્રયત્ન કરશે; એ ઉપદેશને જીવનમાં ઉતારવા તજવીજ કરશે તો તે તેને જીવનમુક્તિની ચાવીરૂપ થઈ પડશે.

જગતમા માયા મારે છે, એવી એક સામાન્ય ઉક્તિ છે; એટલે કે આસક્તિ આપણને મ્હારા ત્હારામા રુંધી રાખી, જગન્નિયંતાનું સ્મરણ અને ભજન કરતાં અટકાવે છે. તેથી આપણે મોહ અને મમત્વને ત્યજી દઇ, કંઇ પણ આશા કે ઈચ્છા વિના પ્રાપ્ત કર્તવ્ય-કર્મ, ફળનો ત્યાગ કરી કર્યાં કરે, તો આ પૃથ્વી સ્વર્ગરૂપ થઇ પડે; અને એ વસ્તુનું જ્ઞાન આપનાર, માર્ગ દર્શાવનાર ગીતાના પુસ્તકને એમણે, એમની નકારાત્મક રીતે, (negative) જેમકે; અહિંસા, અસહકાર, સવિનય ભંગ-'અનાસક્તિ યોગ'

એવું ઉપનામ આપ્યું છે અને અમને ને વાજબી લાગે છે. 'અર્જુન ગીતા' લખનાર પ્રાચીન કવિ ધનદાસ ખરુંજ કહી ગયો છે કે,

"સંસારથું સરસો રહે, મન મારી પાસ,"

સુણ અર્જુન ગીતાસાર.

પરંતુ ગીતામાંથી જ્યારે ગાંધીજી અહિંસાના સિદ્ધાંતનું સમર્થન કરવા જાય છે ત્યારે તે અર્થ કંઇક far fetched–તાણીતોષીને કરાતો લાગે છે; પણ જેમણે એના અધ્યયન પાછળ ૪૦ વર્ષ ગાળ્યાં છે; જેઓ અહિંસા અને સત્યના મૂર્તસ્વરૂપ છે, તેમને એ અર્થ ખેંચવાનો અધિકાર છે; અને જો એમના ઉપદેશ પ્રમાણે જગતમાં અહિંસાનું પાલન થાય તો યુદ્ધની તૈયારીઓ માટે કરોડો રૂપિયા નિરર્થક વેડફાઈ જાય છે, તે પ્રજાજીવનના વિકાસ અને અભ્યુદયમાં વપરાય, તો તેનું કેવું સરસ પરિણામ આવે! એ કેવો મનોહર વિચાર છે! એ કેટલું બધું રમ્ય ચિત્ર ખડું કરે છે!!

એટલોજ ઉન્નત ભાવ અને વિચાર એમના આ અનુવાદમાં રહ્યો છે. સમાજના ઉત્કર્ષ અર્થે, રાજકીય હક્કની પ્રાપ્તિ અર્થે, આર્થિક આબાદી અર્થે, તેઓ જે પ્રયાસો આદરી રહ્યા છે, તે સારી પેઠે જાણીતા છે; વળી તેઓ પોતાને ગરીબના બેલી, દરિદ્રનારાયણના પ્રતિનિધિરૂપે ઓળખાવે છે અને તે વર્ગ આવા આત્મિક પોષણથી વંચિત રહે, એ એમને જરૂર ખૂંચે. તેથી પ્રસ્તુત અનુવાદની પ્રસ્તાવનામાં તેઓ લખે છેઃ—

"વળી સ્ત્રીઓ, વૈશ્ય, તથા શૂદ્ર જેવા જેમને અક્ષરજ્ઞાન થોડુંજ છે, જેમને મૂળ સંસ્કૃતમાં ગીતા સમજવાનો સમય નથી; ઇચ્છા નથી; પણ જેમને ગીતારૂપી ટેકાની આવશ્યકતા છે, તેમનેજ સારુ આ કલ્પના છે." અને વધુમાં એમ ઉમેરે છે કે,

"અત્યારે ગંદા સાહિત્યનો ધોધ વહી રહ્યો છે, તેવે સમયે હિંદુ ધર્મમાં જે અદ્વિતીય ગ્રંથ ગણાય છે, તેનો સરલ અનુવાદ ગુજરાતી પ્રજા પામે ને તેમાંથી પેલા ધોધની સામે થવાની શક્તિ મેળવે."

(૪)

ગીતા મહાભારતમાંનો એક પ્રસંગ છે; અને જેમ મહાત્માજીએ ગીતામાંથી અહિંસાનો સિદ્ધાંત ઉપર જણાવ્યા પ્રમાણે પ્રતિપાદન કરવાનો પ્રયત્ન કર્યો છે, તેમ એમના એક ચુસ્ત અનુયાયી, **મહાભારતનાં પાત્રો** શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનના મુખ્ય સંચાલક અને નિયામક શ્રીયુત ન્હાનાભાઇએ "મહાભારતનાં પાત્રો" એ લેખમાળામાં, એ જ અહિંસાના વિચારો–સિદ્ધાંતને

દર્શાવવાનો યત્ન કર્યો છે, તે કેટલે દરજ્જે વાસ્તવિક છે, અને મૂળના લખાણને અનુસરતો છે કે કેમ તે વિષે ચોક્કસ અભિપ્રાય આપવાનું કામ વધુ અભ્યાસ માગી લે છે. તથાપિ આ વાચતા એમ થાય છે કે તેમણે આધુનિક વિચારોનું પુરાણા અને પ્રસિદ્ધ પાત્રોમા વધારા પડતું આરોપણ કરેલુ છે અને તે પાત્રાલેખન, તેમાની વસ્તુ અને વિચાર-સંકલના એવી રીતે યોજ્યા છે કે તેમાંથી એમની વિચારશ્રેણીને અનુકૂળ અનુમાન-નિર્ણય તારવી અને ગૂંથી શકાય. તેથી તેનું સ્પષ્ટીકરણ થવા અહિં કેટલાક ઉદાહરણ, એમના પુસ્તકોમાથી આપવાનું પ્રસંગાનુકૂલ અને વાજબી થઈ પડશે.

(૧) "કર્ણ, મારામારીથી અને કાપાકાપીથી હૃદયની અને વિશ્વની શાતિ શોધનારા તમામ લોકોને જણાવજે કે પરશુરામે એવી શાતિના બાચકા ભરી જોયા છે અને પરિણામે અશાતિજ મળી છે. તારે પણ અર્જુનને મારવો છે, ત્યાસુધી આ વાત નહિ સમજાય. પણ યાદ રાખજે; તારા દુર્યોધનને, તારા દુઃશાસનને, અર્જુનને, ભીમને, ખુદ યુધિષ્ઠિરને પણ આ વાત સમજ્યે જ છૂટકો છે. પછી તે આજે સમજાય કે મારી માફક લોહીમા હાથ ખરડયા પછી." (સૂતપુત્ર કર્ણ પૃ. ૩૧)

(૨) "એક દિવસ હું જ હિંસામા માનતો અને કરતો. પણ આજે વર્ષો થયા મેં એનો ત્યાગ કર્યો છે; અને દુનિયા આખી તેનો ત્યાગ કરશે ત્યારે સુખશાતિ પામશે એવી મારી શ્રદ્ધા છે." (પાચાલી પૃ. ૭)

(૩) "એ પોતે તો હિંસામા જ શ્રદ્ધા રાખે છે. હિંસાપ્રધાન યજ્ઞોથી જ વેદ વગેરેની સાર્થકતા એ સિદ્ધ કરે છે, અને મારા જેવાની અહિંસાને તો પાગલતું એક ટાયલુ માને છે." (પાચાલી પૃ. ૮)

(૪) "આપણે ખરા હૃદયથી સમજાવશુ તો સમજશે"

(પાચાલી પૃ. ૫૪)

(૫) "આ બધાનો સાચો ઉપાય યુદ્ધ નથી ત્યારે ક્ષમા છે? મને લાગે છે કે એ જ છે. × × × એવી ક્ષમા જ તમારે સેવવી હોય તો આ ક્ષત્રિયપણાના ચિહ્ન જેવા શસ્ત્રાસ્ત્રોનો ત્યાગ કરો, ક્ષમાના અવતારરૂપ ઋષિમુનિઓનું જીવન શરૂ કરો અને ક્ષમાની ઉપાસનાથી સુખ શાતિને શોધો"

(પાચાલી પૃ. ૫૫, ૫૬)

(૬) "સમાધાન નહિ થાય તો આપણે તો કશુંએ ગુમાવતા નથી; એક છેવટનો શાંતિનો પ્રયત્ન કરી જોવો એટલે જીવને પણ સંતોષ. સમાધાન થશે તો લાભ છે જ." (અર્જુન પૃ. ૮૨)

એ જ દષ્ટિએ રાજા પ્રજાના પરસ્પર સંબંધ અને લડાઈનાં અનિષ્ટ પરિણામો વિષે જે વિચારો તેઓએ દર્શાવ્યા છે તેમાં પણ વર્તમાન વિચારોનો આભાસ-છાયા નજરે પડે છે:

(૭) "અમે આપખુદ લોકો અમારા અંગત સ્વાર્થમાં ખેંચાઈને આખી જનતાને લડાઈમાં ઉતારીએ, અને લડાઈમાં મરવું તેને સ્વર્ગનું દ્વાર કહીએ, એ અમારા જેવા બદમાશો બીજે ક્યાં છે? આ રાજાનો અને સામ્રાજ્યનો પ્રશ્ન એવો પોલો છે કે સમાજ જે દિવસે રૂંવાડાં ફફડાવીને જાગશે અને ઉકેલ માગશે ત્યારે મોટાં મોટાં સામ્રાજ્યો જમીનદોસ્ત થઈ જશે."

(૮) "ધૃતરાષ્ટ્રને મારા નામથી કહેજો કે તમે તો પાંડવ કૌરવના હિતના ટ્રસ્ટી છો."

(૯) "ધૃતરાષ્ટ્ર કાકાની દયાથી કે ઉદારતાથી નથી લેવું, પણ મહારાજ પાંડુના પુત્રો તરીકે હકકથી લેવું છે."

(૧૦) "સત્તા એ ખૂરી ચીજ છે. રાજા તરીકેની બધી જવાબદારીઓને પહોંચી વળવા માટે રાજાના હાથમાં સત્તા મૂકવામાં આવે છે, એ રાજા ભૂલી જાય છે, અને સત્તા જાતે જ મહત્ત્વની વસ્તુ થઈ જાય છે."

(અર્જુન પૃ. ૭૮-૮૦)

(૧૧) "સામ્રાજ્ય મેળવવામાં કદાચ મરવું પડે તોય શું થઈ ગયું?"

(દુર્યોધન પૃ. ૧૮)

અને અંતમાં જગતની લડતો—યુદ્ધ સ્ત્રીઓ બંધ પાડશે એવી આર્ષ સૂચક આગાહી કર્ણના મુખે લેખક ઉચરાવે છે:—

"કુંતી, કુંતી, જગતનાં તોફાનો કોઇ પણ દિવસ શમવાનાં હશે, તો તે અમારા જેવા યોદ્ધાઓથી નહિ શમે, કે શ્રીકૃષ્ણ જેવા રાજદ્વારી પુરુષોથી પણ નહિ શમે; એ તોફાન, એ રંજાડ, એ અરાજકતા, કે વેરઝેર શમશે જગતની માતાઓથી; એની મને આજે ખાત્રી થઇ છે. જગતને આવાં મહાભારતોમાંથી ઉગારી લેવા માટે નથી વીરોની જરૂર, નથી ચાલાક રાજદ્વારીઓની જરૂર, નથી મોટા સાહસિકોની જરૂર; પણ જરૂર છે માત્ર એક માતાની." (સૂતપુત્ર કર્ણ પૃ. ૪૩)

વળી દુર્યોધન અને ભીમસેન અંત સમયે પાપનો પશ્ચાત્તાપ અને નિવેદન (repentence) and (confession) અને અંતરાત્માના અવાજના (inner voice) ઉદ્‌ગારો કાઢે છે, ત્યારે એ વિચાર અને વસ્તુ

આપણુને નવીન ભાસે છે; તે પાશ્ચાત્ય સંસ્કૃતિની અસર–પરિણામ હોવાનું જણાય છેઃ જુઓ દુર્યોધન શુ વદે છે :—

"કહેવાનું તો ઘણુંયે છે, અશ્વત્થામા ! કોઈને કહી શકું તો આ હૈયાનો ભાર હળવો થાય ખરો. પણ કહેવાતું નથી × × × અશ્વત્થામા, હૈયાના ઓઠ બંધ થતા જાય છે. શી રીતે કહું ? ગુરુપુત્ર, આ શિયાળ મારો હાથ ચાટે છે તેને જરા દૂર હાંક જોઇએ ! × × × અશ્વત્થામા, એ શિયાળ જ તને કહેશે. આજે કુરુરાજનો હાથ ચાટવાની હિંમત એને કયાથી આવી ? આ મારો હાથ : આ હાથે ભીમને લાડુ ખવરાવ્યા હતા; આ હાથે ભાનુમતીનું પાણિગ્રહણ કર્યું હતું; આ હાથે ભર સભામાં સાથળ ઠોકી દ્રૌપદીને બોલાવી હતી; આ હાથે ગાંધારીનો ચરણસ્પર્શ કર્યો હતો; ભાનુમતીનું આખરી વિદાય લેતી વખતે આ હાથે તેની આંખનું આંસુ લૂંછયું હતું; આજે એ જ આ હાથ શિયાળ ચાટે છે ! એટલો મારી જીવન-કથાનો સાર ! અને, એ જ મનુષ્ય માત્રની જીવનકથાનો સાર ! દુર્યોધને કહી નાખ્યું. " (દુર્યોધન–પૃ. ૬૨, ૬૩)

એજ રીતે ભીમ બોલે છે :—

"પણ આ બધાને મેં માર્યા તેનો વિચાર કરતો કરતો જ્યારે ઉંડો ઉતરી જાઉં છું ત્યારે અંદરથી કોઈ મને કહે છે; 'ભીમ, ઉંડો ઉતર નહિ, એ ઉંડાણુ બહુ ભયંકર છે !' અંદરનો આ અવાજ આવે છે કે તરતજ હું પાછો હઠી જાઉં છું, × × ×. અંતરમાં ડુબકી મારી નજર કરું છું ત્યારે જેનો મને ખ્યાલ નથી એવી એવી બૂરી ચીજો અંદરથી તરી આવે છે. × × ×. બ્હીતો બ્હીતો પણુ હું અંદર દષ્ટિ નાખ્યા જ કરું એમ મને થાય છે. ત્યાં કેટલોયે કચરો એકઠો થયો હશે તે ડખોળાઇને બહાર આવશે, અને ભીમસેનને નવાં નવાં દર્શન કરાવશે." (ભીમસેન–પૃ. ૮૪–૮૫)

આ પ્રકારના વિચાર અને ભાવનાની આધુનિકતા એમાંના એમના લગ્ન વિષેના વિવેચનમાં જોવામાં આવે છે :—

દ્રૌપદી પાંચ પતિને પરણે છે ત્યારે તેનો બચાવ કરતાં તે કહે છે કે એ તો એમનો (અર્જુનનો) કુળધર્મ છે; અને વધુમાં ઉમેરે છે કે–હું પાંચ પતિઓને પરણીશ તોયે સંયમ જાળવવો એ તો મારો અને તેમનો પ્રશ્ન છે; પરંતુ એની ખરી ખૂબી અને રસ તો જ્યારે અર્જુન બાર વર્ષનો વનવાસ સેવી

પાછો ફરે છે, ત્યારે એકથી વધુ પત્નીઓ પરણવા માટે દ્રૌપદી જે વાગ્બાણ તેના સામે વરસાવે છે, તેમાં રહેલી છે. આ રહ્યો તે સંવાદ ભાગ :

"પણ તમે પુરુષો જેમ જેમ નવી ગાંઠો બાંધતા જાઓ છો તેમ તેમ જૂની ગાંઠો ઢીલી થતી જાય છે, એટલો ખ્યાલ જરૂર રાખજો.

"તમે પુરુષો અમને તો તમારી વાસનાનાં યંત્રો સમજો છો; અમારે નહિ મન, નહિ હૃદય, નહિ અક્કલ, નહિ માનાપમાન; અમે તો ચાવી આપો ત્યારે બોલીએ ચાલીએ, કૂદીએ અને ચાવી ઉતારી નાંખો ત્યારે પડ્યાં રહીએ.

"હું તો તમારા આ કુળથી હારી. એક સ્ત્રીને પાંચ પુરુષો પરણે તે વખતે કહે કે અમારા કુળનો રિવાજ છે! એક પુરુષ ઘણી સ્ત્રીઓને પરણે તોયે એ "કુળધર્મ." આ તમારો કુળધર્મ તે કેવો ? અર્જુન ! આજે હવે તમે આર્ય લોકોમાં વસો છો. સ્ત્રીને પરણેલ પતિથી પુત્ર ન થાય તો બીજા પુરુષથી પુત્રને ઉત્પન્ન કરે; પતિ મરી ગયો હોય ત્યારે પારકા પતિ સાથે નિયોગ કરે; એક પુરુષ અનેક સ્ત્રીઓને પરણે; એક સ્ત્રી અનેક પતિઓને પરણે, આવા આવા રિવાજો આર્યલોકમાં યે એક દિવસ હતા. પણ સંસ્કારી આર્યો એ રિવાજોમાંથી છૂટા થતા જાય છે એ તમારે સમજવું જોઇએ. જે વખતે હવે એક પતિવ્રત અને એક પત્નીવ્રતનો શુદ્ધ આદર્શ સંસ્કારી આર્યો સ્વીકારતા જાય છે, તે વખતે પાંચસો વર્ષ પહેલાંના કુળધર્મને નામે તમે લગ્નના જંગલી રિવાજો પકડી રાખશો તો તમે અને તમારું કુળ ઉતરી જશો અને આર્યો તમને પામર ગણશે."

પરંતુ એમાં આશ્ચર્યકારક અને ક્રાંતિકારી વિચાર તો સંતાન થતા સુધી સ્ત્રી પુરુષ લગ્નથી જોડાયલા રહે અને સંતાન થયા પછી જૂદાં પડે એ છે. હમણાં હમણાં સહવાસોત્તર લગ્ન (Compamite marriage), અજમાયશી લગ્ન (trial marriage), સ્વૈર લગ્ન (free love marriag) વગેરે ભિન્ન ભિન્ન પ્રકારના લગ્નપ્રશ્નો ચર્ચાય છે, તેનું એ સ્મરણ કરાવે છે.

ભીમને પરણવા હિડિંબા તૈયાર થાય છે ત્યારે તે કુંતીને આજીજી પૂર્વક કહે છેઃ—

"તમે મારા જેવી સ્ત્રી છો એટલે સમજી શકશો. જુવાનીમાં એ ધક્કો લાગે છે ત્યારે માણસ કેવું રાંક અને નિર્લજ બની જાય છે તેનો તમને ય કોઇક વાર તો અનુભવ થયો જ હશે, મારે માજી! માગણી સ્વીકારો, અને આ તમારા પુત્ર મને વરે એમ કરો × × ×. અમારા શાસ્ત્ર-

કારોએ કહ્યું છે કે સ્ત્રીને છોકરાની વાસના સ્વાભાવિક છે, માટે એક છોકરું થાય ત્યાંસુધી લગ્ન સંબંધ રાખીને પછી તે છૂટાં થઇ શકે છે. હું પણ આવા જ લગ્નની ભૂખી છું. અમારું લગ્ન પૂરું થયે હું તમારા પુત્રને તમારી પાસે હાજર કરીશ." (ભીમ પૃ. ૨૩-૨૪)

ઉલૂપી અને ચિત્રાંગદા સાથે અર્જુને કરેલા લગ્નો પણ આજ કક્ષામાં આવી શકે.

ઉપર જે કહ્યું કે સ્ત્રીને છોકરાની વાસના સ્વાભાવિક છે. જેને છોકરાં નથી હોતા તેના મનની સ્થિતિ કેવી વ્યથાભરી અને વ્યાકુળ હોય છે તેનું તાદૃશ્ય અને રસિક વર્ણન 'સૂતપુત્ર કર્ણ'માં નજરે પડે છે; અને ખરે, કોઇ પણ કહેશે કે તે સ્ત્રીહૃદયનું સાચું જ ચિત્ર છે. અહિં તે લેખકનાજ શબ્દોમાં રજુ કરીશું:—

"રાધા, રાધા, તારા માટે એક રમકડું લાવ્યો છું." અધિરથ બોલ્યો.

"રમકડાંનો રમનાર નથી ત્યા રમકડાને મારે શું કરવાં છે?" રાધાએ ભૂલ ભૂલમા આંગળી પર ચાપુ ચલાવ્યું.

"પણ તું જોતો ખરી, આ રમકડું બહુ સુંદર છે."

"એ સુંદર રમકડાં મને બાળે છે. તમને પુરુષોને એ ખબર ન પડે. અંતરનાં ધાવણ ધવરાવવાનું એક પણ બાળક ન હોય તો સ્ત્રીઓનાં હૈયા કેવાં સૂકાઈ જાય છે—અનુભવ લેવો હોય તો આવતે જન્મે સ્ત્રીનો અવતાર લેજો."

એ જ વિચાર લેખકે કુંતિ પાસે નીચે પ્રમાણે કહેવરાવ્યો છે:—

"સ્ત્રી માત્રનું હૃદય જે એક વસ્તુને માટે નિરંતર તલસી રહ્યું હોય છે તે વસ્તુ તને આ મંત્રો દ્વારા પ્રાપ્ત થશે." (સૂતપુત્ર કર્ણ પૃ. ૩—૩૪)

ઉપરોક્ત વિચારમાં પણ અમને તો એલન કે (Ellen Key) અને મૉડ રૌડિન, હેવલોક ઇલિસ અને એવા બીજા નવી સ્ત્રી હિલચાલના પાશ્ચાત્ય હિમાયતીઓ સંતાનપ્રાપ્તિ એ–Crown of womanhood–સ્ત્રીજીવનનું સાર્થક્ય અને સ્ત્રીજીવનનું ગૌરવ ગણે છે, એનો શ્રીયુત ન્હાનાભાઈ પડઘો પાડતા હોય એમ ભાસે છે; નહિ તો આર્યલોકોએ તો પિતૃઓને તર્પણ અર્પવા અર્થે, ઉદ્ધારવાને પુત્રસંતતિની ઇચ્છા–માગણી કરેલી છે એ જાણીતી બીના છે. અને એજ આ બે સંસ્કૃતિ વચ્ચેનો ફરક છે.

આ પ્રમાણે પ્રાચીન અને ઐતિહાસિક પાત્રોનાં નિરૂપણમાં આધુનિક

વિચારને નિયોજવામા આવે તે પદ્ધતિ કેટલે અંશે ગ્રાહ્ય થાય, એ ચર્ચાસ્પદ પણ વિચારવા જેવી વસ્તુ છે એમ અમારૂં માનવુ છે જે કાવ્યગ્રંથ–મહાભારત –આર્ય સંસ્કૃતિના નિધિરૂપ છે, જેને જનતા પાચમો વેદ માને છે, તેની સાથે આમ છૂટ લેવાય એ અમને વાજબી લાગતુ નથી. લેખકના આ વિચારો સાથે અમે સંમત નથી વા એ વી જાતનું પ્રચાર કાર્ય અમને પસદ નથી, એવો અભિપ્રાય બાધવાનું સાહસ કોઈ ન કરે, પણ જેમ કોઈ ગ્રથમા ક્ષેપક ભાગ દાખલ થાય તેની વિરુદ્ધ વાધો લેવામા આવે છે અને જેમ આપણે મૂળ કૃતિને તેના વાસ્તવિક સ્વરૂપમા વાચવાને–વિચારવાને–ઇચ્છીએ છીએ તેમ જે પાત્રોનું નામ સાભળતા પ્રત્યેક હિન્દુના મનમા કંઈને કંઈ ભાવના અને વિચારો સ્ફૂરે છે, તેમને જૂદા સ્વાગમા રજુ થતા જોઈને મનને સહજ ક્ષોભ થાય છે.

(૫)

હમણા બહાર પડેના "પડછાયા" નામના વાર્તા પુસ્તકમા જાણીતા વાર્તાલેખક શ્રીયુત ધુમકેતુએ આ સબધમા કેટલાક ઉદ્‌ગારો કાઢ્યા છે તે વિચારણીય થઈ પડશે

"કેટલાકની એવી માન્યતા છે કે પૌરાણિક પાત્રો, તે સમયને અનુરૂપજ ઘડવા જોઈએ, એમા આજના યુગનો એક પણ વિચાર ન મૂકી શકાય. એમને મન પૌરાણિક કથાઓ એ પ્રદર્શન માટે જ છે એ મુડદા સાચવી સાચવીને રાખી મૂકવાના છે એમને શણગારવા, વસ્ત્રો બદલાવવા, બની શકે તો શોધખોળ કરીને એમને નવા નવા રૂપો આપવા પણ તે મુડદા તો મુડદાજ રહેવા જોઈએ એ મુડદા યુગના પવનથી અભડાય નહિ, એટલુ જ આ પડિતો જોવા માગે છે"

પરંતુ કોણ કહી શકશે કે મહાભારતના પાત્રો ઇજીપ્સિયન (mummy) મમી જેવા મુડદાઓ, પ્રાણ રહિત છે, પહેલાના કરતા મહાભારત અને રામાયણનું પઠનપાઠન ઓછુ થયુ છે, એ ખરુ છે, છતા તેનો, નિર્દેશ માત્ર અદ્યાપિ હિન્દુજનતાના હૃદયને હલમલાવી મૂકે છે તેનુ વાચન શ્રવણ તેમને નવુ બળ આપે છે, તેમને પ્રેરણા અર્પે છે અને તેમના ચિત્તને સ્વસ્થતા અને શાન્તિ આપે છે એ વિષે ભાગ્યેજ બે મત સભવે

લેખકે મૂળ વસ્તુમા સમયાનુસાર અને સંજોગાનુસાર ફેરફાર સૂચવતા પ્લુટાર્કના ગ્રીસ અને રોમન વીર પુરુષોની ચરિત્રાવલીની પેઠે મહાભારત અને રામાયણમાના પાત્રોની સરખામણી અને તુલનાનો માર્ગ

સ્વીકાર્યો હોત, અથવા તો અન્ય વીર કાવ્યો, ઈલિયડ, ઓડિશી, શાહનામા વગેરેમાથી સમાન પાત્રોને પસંદ કરી, તે વિષે તુલનાત્મક અભ્યાસની દૃષ્ટિએ વિવેચન કર્યું હોત તો તે આલેખન વધારે રુચિકર અને ઉપકારક થાત, એવો અમારો નમ્ર અભિપ્રાય છે. અમે ઇચ્છીએ કે નવીન લેખકવર્ગ અમારા પુરાણાપાત્રો, જેમને પ્રજા જીવંત આદર્શરૂપ, પ્રેરણાત્મક, પ્રબોધક અને પ્રાણપોષક માને છે, તેમને છે તેમજ મૂળ સ્વરૂપમા રહેવા દે; અને એમની સમર્થ લેખિની ભલે, એવા બીજાં પાત્રો આદર્શરૂપ સર્જે, જે આદરણીય થઈ પડે.

આમા કહેવાનો આશય એવો નથી કે મૂળ ગ્રંથમાથી એકાદ પાત્ર કે પ્રસંગ લઇને લેખક નવુ સર્જન ન કરે; કવિ વા લેખક તે પરથી પોતાને ગમે તેવુ ઉચિત ચિત્ર દોરે; પરંતુ મૂળ કૃતિ વા તેમાનું પાત્રનિરૂપણ, તેના વાસ્તવિક-યથાર્થ સ્વરૂપમા રજુ થવું જોઈએ, એમ ફરી ભાર મૂકીને કહીશુ. દાખલા તરીકે "પડછાયા"મા શ્રીયુત 'ધુમકેતુ' "લોહી તરસ્યો યુદ્ધ ધર્મ" એ લેખમા યુદ્ધ વિજય પછીના પ્રસંગનું જે પ્રકારે અન્વેષણ કરે છે તે વાસ્તવિક છે અને તેની વિરુદ્ધમા કશુ કહેવાનું નથી; પણ પ્રસિદ્ધ અને ઐતિહાસિક પાત્રોનું નિરૂપણ કરવામા ઉપરોક્ત મહાભારતના પાત્રોની પેઠે મૂળવસ્તુની બહારના નવા વિચારોનું મંમિશ્રણ, આરોપણ કે આક્રમણ થાય એ રીતિ વાજબી નથી; એવું અમારૂં મંતવ્ય છે.

( ૬ )

અહિં ગયે વર્ષે દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવને જનતામાથી નિરક્ષરતા નિવારણાર્થે અક્ષરજ્ઞાનની યોજના મોટા પાયાપર ઉપાડી લીધી હતી, તેનો ઉલ્લેખ થવો ઘટે છે. સમૂહાત્મક કાર્યપ્રવૃત્તિ (mass movement) આજકાલ વિશેષ ધ્યાન ખેંચે છે અને તેની અસર પણ બહોળી થાય છે. એ કેળવણી સંસ્થાનું (દ. મૂ.) ઘણુંખરૂં કાર્ય પ્રયોગાત્મક હોય છે; કેળવણી અને જ્ઞાનપ્રચારના ક્ષેત્રોમા તે દરરોજ નવીન ઉપચારો પ્રવર્તાવે છે; પ્રચારસાહિત્ય ઉભું કરે છે; અને ચોતરફ તેને પોષક અને અનુકૂળ વાતાવરણ ફેલાવે છે. આ રીતિ સ્તુત્ય છે અને અન્ય સંસ્થાઓએ અનુકરણ કરવા જેવી છે. બાલસાહિત્ય માલાની યોજના ઉપરના ધોરણને જ અનુસરતી હતી. તેના ૮૦ અંકો પૂરા બહાર ન પડે એટલામાં એના કાર્ય-

**અક્ષરજ્ઞાનની યોજના.**

કરોએ અક્ષરજ્ઞાનની યોજનાનું ભગીરથ કાર્ય શરૂ કરી દીધું છે; એટલુંજ નહિ પણ હિન્દી અને મરાઠીમાં પણ એ નિરક્ષરતા નિવારણનો પ્રયોગ અજમાવાય છે, એમ સાંભળવામાં આવ્યું છે.

રૂશિયામાં સોવિયટ સરકાર પગભર થયા પછી સમૂહાત્મક કાર્યપદ્ધતિ (mass work-production) એવી અસરકારક અને પ્રબળ ગતિમાન માલુમ પડી છે કે તેનો પ્રવાહ અને વિસ્તાર વધતાં, હાલની સંસ્કૃતિનું આખું ધોરણ બદલાઈ જાય; અને તેમાં બહોળા ફેરફાર થવા પામે; પણ એ જુદી વાત છે; પરંતુ આ સમૂહાત્મક કાર્યપદ્ધતિએ અક્ષરજ્ઞાનની યોજના આપણા સમાજસેવકો અને કાર્યકર્ત્તાઓ ખંતપૂર્વક અને યોજનાપૂર્વક સમસ્ત દેશમાં પ્રસારી દે તો રૂશિયાની પેઠે આપણે પણ ટુંક મુદતમાં– દશ વર્ષમાં–દેશમાં અક્ષરજ્ઞાનનું પ્રમાણ ખૂબ વધારી શકીએ. પાટણમાં ભરાયલી પાંચમી પુસ્તકાલય પરિષદના પ્રમુખસ્થાનેથી લેડી વિદ્યાબ્હેને આ વિષય પ્રતિ ખાસ લક્ષ ખેંચ્યું હતું; અને જો શાળાએ, પુસ્તકાલયો, કેળવણી સંસ્થાઓ અને સાર્વજનિક સંસ્થાઓ એકત્ર થઇ, સંયુક્ત પ્રયાસ કરે, તો જે કાર્ય દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવને આરંભ્યું છે, તેમાં પુષ્કળ સાધનસામગ્રી તેમ નવીન કાર્યકર્ત્તાઓનું એકત્ર બળ, જ્ઞાન અને અનુભવ મળતાં, આખોય અખતરો સફળ નિવડે અને જનતાને તે એક પાયરી ઉંચે લઈ જાય, એમ નિશ્ચયપૂર્વક કહી શકાય.

( ૭ )

આ તો વિષયાંતર થયું; પણ ગીતા વિષે બીજું એક સામાન્ય વાચક માટે "ગીતા મર્મ" નામનું પુસ્તક શ્રીયુત અંબાલાલ પુરાણીએ લખેલું બહાર પડયું છે, તેમાં પહેલા ૭ અધ્યાયનો નિષ્કર્ષ ખેંચી વાચકને સાદર કરવામાં આવ્યો છે. અગાઉ એમણે બાબુ અરવિંદ ઘોષના ગીતા વિષેના નિબંધો-પ્રથમ શ્રેણી–"ગીતા નિષ્કર્ષ" એ શિર્ષક હેઠળ છપાવ્યા હતા,

**તત્વજ્ઞાનનાં પુસ્તકો.**

અને બે વર્ષના ગાળામાં તેની બધી નકલો ઉપડી ગઈ હતી. ગીતા ભાવિક ગૃહસ્થ તરફથી આર્થિક સહાયતા મળે તો અમે સાંભળ્યું છે કે 'ગીતામર્મ' નો બાકીનો ભાગ તૈયાર છે, તે પણ ઝટ પ્રકાશમાં આવે; અને તે પછી શ્રીયુત અરવિંદ બાબુના ગીતા વિષેના નિબંધો–બીજી શ્રેણીનો અનુવાદ પણ તુરત હાથમાં લેવાય.

'જીવનશોધન'—શ્રીયુત કિશોરલાલ મશરૂવાળા રચિત, ભા. ૧ વિષે કેટલુંક વિવેચન ગત વર્ષના અવલોકનમા કરવામા આવ્યુ હતું; અને તેના બીજા ભાગ વિષે વિશેષ નવીન કહેવાનું પ્રાપ્ત થતુ નથી; પણ અમે ઇચ્છીએ છીએ કે અભ્યાસમંડળમા એ પુસ્તક એક પાઠ્ય પુસ્તક તરીકે વાચવામા આવે અને તેના ગુણદોષ તપાસાય; વિચાર, તોલન અને પરીક્ષા કરવા જેવુ એમાથી ઘણુ ઘણું મળી આવશે.

"પ્રસ્થાન" માસિકમા એમણે 'સામુદાયિક ઉપાસના' વિષે એક મનનીય નિબંધ લખ્યો હતો. આપણા વ્રતો, પારાયણો, પ્રવચનો, કથાઓ, ભજન-કીર્તનો વગેરે એ કક્ષામા આવે; અને તુલનાત્મક દૃષ્ટિએ પૌર્વાત્ય અને પાશ્ચાત્ય ઉપાસના-પૂજન રીતિઓનું અવલોકન અને અભ્યાસ થાય તો કેટલુંક વિશેષ જાણવાનું મળે; એટલું જ નહિ પણ કેટલાક સામાન્ય તત્ત્વો પણ તેમાથી તારવી કઢાય.

તત્ત્વાર્થ સૂત્ર, ભા. ૨ પણ એટલો જ મહત્ત્વનો પરંતુ જૈનધર્મનો ગ્રંથ છે અને તેનો ઉપોદ્‌ઘાત ધર્મવિચારના અભ્યાસીને વિદ્વત્તાપૂર્ણ અને ઉપયોગી જણાશે. જેમને આપણે પ્રોટેસ્ટન્ટ અથવા નવા વિચાર પ્રવર્તક કે પ્રતિપાદક કહીએ એ વર્ગના પંડિત સુખલાલજી ઉપરોક્ત ગ્રંથના પ્રયોજક છે અને એમની પ્રેરણા અને પ્રયાસથી છેલ્લા બે ત્રણ વર્ષોથી પર્યુ-ષણના તહેવારમા અહિં જુદા જુદા અને જાણીતા વિદ્વાનો અને ધર્મચિંતકો પાસે જાહેર વ્યાખ્યાનો અપાવવાની પ્રથા પડેલી છે અને તે રીતિ આવકાર-દાયક અને અનુકરણીય છે; પણ તેમા ખાસ ખુશી થવા જેવું એ છે કે ગયા વર્ષથી એ વ્યાખ્યાનો પુસ્તકરૂપે પ્રકટ કરવાનો એમણે પ્રબંધ કરેલો છે.

પ્રસ્તુત વ્યાખ્યાનમાળા ઉપયોગી અને ઉપકારક છે, એ વિષે મતભેદ હોય જ નહિ હોય. પણ અમને લાગે છે કે જેમ પાશ્ચાત્ય દેશોમા પ્રતિ વર્ષે ગિફર્ડ, હિબર્ટ, લોવેલ વ્યાખ્યાનમાળા વગેરે એકાદ પ્રતિષ્ઠિત અભ્યાસી વા તત્ત્વજ્ઞ પાસે અપાવવાની યોજના પ્રચલિત છે અથવા જેમ લેન્ટ (Lent) ના પર્વમા ભક્તિ અને શ્રદ્ધાપોષક ગ્રંથ જનતાના ઉપયોગ અર્થે પ્રસિદ્ધ કરવામા આવે છે તેમ પર્યુષણના પવિત્ર દિવસોમા સમાજમા જેમની પ્રતિષ્ઠા અને પ્રભાવ મોટા છે એવા જાણીતા આચાર્ય વા મુનિશ્રી જે કોઇ વિષય પર પ્રવચન કરે તેની અસર બહોળી અને જલદી થાય અથવા તો ઉપર

સૂચવ્યું તેમ એકાદ ભક્તિ કે તત્ત્વવિચાર પોષક પુસ્તક સસ્તી કિંમતે બહાર પાડી, તેનો ખૂબ પ્રચાર કરવામાં આવે તો તે યોજના પણ ઘણી લાભદાયી થાય.

તત્ત્વજ્ઞાન અને ધર્મના વિષયમાંથી આપણે હવે કવિતા પ્રતિ વળીશું.

**કવિતાના ગ્રંથો.** પ્રભાત-ફેરીમાં અને સરઘસમાં ગાવાને અનુકૂળ અને બંધબેસતાં થાય એવાં પુષ્કળ ગીતો ગત વર્ષમાં લખાયાં હતાં; પણ તે માત્ર જોડકણાં-વાનર સેનાનાં ગીતો હતાં-જેમકે 'સ્વરાજ્ય સ્વારી આવે છે'; 'નહિ નમશે, નહિ નમશે'; 'સુવાનો એ હિન્દના' વગેરે. માત્ર શ્રીયુત મેઘાણીનો "સિંધુડો"-ક્રાંતિકારી વિચાર અને ભાવના પોષક કાવ્યોનો-પછી તે નવાં લખેલાં કે ઇંગ્રેજીપરથી લેવાયલાં-સૂચિત હોય;-સંગ્રહ× તેમ શ્રીયુત કેશવ હ. શેઠના 'કેસરિયાં' અને 'રણના રાસ'-આવા ગીત સંગ્રહો રાષ્ટ્રીય લડતને પ્રોત્સાહન અને જનતાને જાગૃત કરનારા હતા, એમ કહેવું જોઈએ.

કવિશ્રી ન્હાનાલાલના કુરુક્ષેત્રના ત્રણ કાંડો વર્ષ દરમિયાન બહાર પડયા હતા; પણ તેની પરીક્ષા અને મૂલ્ય આખું કાવ્ય સુલભ થયે, કરવાનું વધારે સુગમ બનશે.

આ સિવાય કવિતામાં કોઇ જાણવા જેવું પુસ્તક પ્રસિદ્ધ થયું નહોતું; પણ પ્રાચીન કાવ્યસાહિત્યમાં માંડણ કૃત "પ્રબોધ બત્રીસી" અને 'ત્રિકમદાસનાં કાવ્યો અને ચરિત્ર' એ પ્રકાશનો પ્રાચીન સાહિત્યનો અભ્યાસ કરનારને ઉપયોગી તેમ એ વિષયપર વધુ પ્રકાશ પાડનારાં લેખી શકાય; વળી હરિલીલાષોડશકળાનો ઉપોદ્ઘાત શ્રીયુત અંબાલાલ જાની લિખિત, ગુજરાતમાં વૈષ્ણવ સંપ્રદાય સાહિત્ય કેવું અને કેટકેટલું અને કયાં કયાં પ્રચાર અને વિસ્તાર પામ્યું હતું તેની ઐતિહાસિક સમાલોચના કરતો નિબંધ જેમ વિચારણીય તેમ મહત્ત્વની વિચારસામગ્રી રજુ કરે છે; અને શ્રીયુત દુર્ગાશંકર શાસ્ત્રીના વૈષ્ણવ ધર્મના ઈતિહાસગ્રંથ ભેગો એ લેખ વાંચતાં, એથી વિશેષ માહિતી હાલ તુરત બીજી થોડી મળી આવશે એમ અમારૂં માનવું છે.

હવે આપણે ગત વર્ષમાં છપાયલાં નવલકથા અને નાટકનાં પુસ્તકો તપાસીએ.

× જરીક જરીક ડગ માંડતા મારી જનુનીને ના વળે જંપ,
આવો વિપ્લવ ! આવો ભીડા જ્વાળામુખી, આવો રૂડા ભૂમિ કંપ!
તોડી જર્જરતાના

'સરસ્વતીચંદ્રે' આપણા જીવનપર તેમ નવલકથાનાં સાહિત્યપર અનોખી ભાત પાડી છે; અને તેમાંથી પ્રેરણા પામી

નવલકથાઓ.

તે, તેની અસર નીચે અમદાવાદના બંધુસમાજના કેટલાક આગેવાન સભ્યોએ ચાલુ સદીના પહેલા દસકામાં સાત આઠેક સામાજિક નવલકથાઓ, સ્વતંત્ર તેમ રૂપાંતર કરીને, પ્રસિદ્ધ કરી હતી અને તે સઘળી લોકપ્રિય નિવડી હતી; કેમકે તેમાંનાં ચિત્રો-પાત્રાલેખન અને વસ્તુસંકલના-વર્તમાન સમાજ જીવનનો સુંદર ખ્યાલ આપતા હતા. તે પછી શ્રીયુત કનૈયાલાલ મુનશીએ ગુજરાતના ઇતિહાસમાંથી વસ્તુસામગ્રી મેળવીને, 'પાટણની પ્રભુતા', 'ગુજરાતનો નાથ' અને 'રાજાધિરાજ'-એ ત્રિપુટી-રચી, એક ઉત્તમ કોટિના નવલકથાકાર તરીકે સારી નામના અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કર્યા; જો કે પાશ્ચાત્ય વિચાર અને શૈલીનું અનુકરણ એમાં સ્પષ્ટ જણાય છે. હમણાં છેલ્લાં ત્રણ ચાર વર્ષોથી આપણા સમાજમાં જે પરિવર્ત્તન થઈ રહ્યું છે; જે પ્રશ્નો આપણને અક ળાવી રહ્યા છે અને જે જીવન-વિકાસમાં અંતરાય રૂપ થાય છે, તેનું રસિક વર્ણન અને વિવેચન શ્રીયુત રમણલાલ વસંતલાલ દેસાઈની રચેલી 'શિરિષ', 'કોકિલા', 'હૃદયનાથ' વગેરે સામાજિક નવલકથાઓમાં દૃષ્ટિગોચર થાય છે અને તે કૃતિઓ સ્વતંત્ર અને નવીન હોઈને, લેખકની સમર્થ લેખિનીના પ્રભાવથી, તે ખાસ આદરપાત્ર થાય છે; અને નવા લેખકોમાં એ કારણે એમનું સ્થાન ઉંચું અને પ્રથમ પંક્તિમાં આવે છે. એમનું "હૃદયનાથ" તેમ ચાલુ વર્ષનું વાર્તાનું પુસ્તક "સ્નેહયજ્ઞ" વાંચ્યાથી, ઉપર અભિપ્રાય દર્શાવ્યો છે તે યથાર્થ છે, એમ વાચકની પ્રતીતિ થશે.

"કયે રસ્તે" અને "કલ્પનાનાં કુસુમો"એ બંને ગ્રંથોમાં લગ્ન અને દાંપત્ય જીવનના વિધવિધ પ્રશ્નો ચર્ચાયા છે. 'કયે રસ્તે'માંનું લખાણ એકાદ નિબંધ વાંચતા હોઈએ એવું લાગે છે; તથાપિ તેમાંની દલીલોની અસર નબળી પડતી નથી. 'કલ્પનાનાં કુસુમો' ને બે પ્રતિષ્ઠિત વિદ્વાનોએ સત્કાર્યું છે; શ્રીયુત નરસિંહરાવે તેનો પ્રવેશક લખી આપીને અને પ્રિન્સિપાલ ધ્રુવે 'વસન્ત'માં તેની સમાલોચના કરીને; તેમ છતાં 'પ્રસ્થાન'માં એ વિષે જે ટીકા આવી છે, તે ઢાળની બીજી બાજુ દર્શાવે છે અને તે વાસ્તવિક છે. સમાજબંધનો ઢીલાં થતાં, કુટુંબ વ્યવસ્થા તુટતાં, જ્ઞાતિઓ અસ્તવ્યસ્ત થતાં, લગ્નનો પ્રશ્ન અત્યારે ખુબ ચર્ચાઇ રહ્યો છે; અને તે વિષે મતમતાં-

તરો પણ પુષ્કળ પ્રવર્તે છે. કયો માર્ગ શ્રેયસ્કર થશે તેનો નિર્ણય કરવો એ દુર્ઘટ કાર્ય થઇ પડયું છે. આ પરિસ્થિતિમાં, તેના ગુણદોષ, જુદી જુદી દૃષ્ટિએ અવલોકાય તે ઈષ્ટ છે; પ્રસ્તુત પ્રશ્નોને લેખકે "કલ્પનાનાં કુસુમો" એવું નામ આપ્યું છે, તે બરોબર નથી. અત્યારે તે વિચાર કે કલ્પનાના પ્રશ્નો રહ્યા નથી પણ તેના ઉકેલ અર્થે આપણો સમાજ ઉકળી રહ્યો છે; અને તે જે માર્ગ અખ્તયાર કરે તે પર અનેકનાં જીવનો સુખી કે વિપાદમય, કહું કે વિષમય બની રહેશે. આ પ્રમાણે તેના ગુણદોષ હોવા છતાં શ્રીયુત લલિતમોહનનો આ પ્રથમ પ્રયાસ છે; અને તે પ્રશસ્ય છે અને તે એમની શક્તિનો સારો પરિચય કરાવે છે; એટલુંજ નહિ પણ ભવિષ્યમાં એથી પણ ચઢતી અને સરસ કૃતિઓ એમના તરફથી આપણને મળશે એવી આશા પડે છે.

'તણખા—ભા. ૨' માં ધુમકેતુ એમની આગલી પ્રતિષ્ઠા સાચવી રહ્યા છે; પણ જે વિચારશ્રેણીની નવીનતા અને ચમત્કાર "પડછાયા" માં માલુમ પડે છે, તે આમાં નથી. 'પ્રેમપ્રભાવ' એ શ્રીમતી સુવર્ણકુમારી રચિત એક બંગાળી નવલકથાનો અનુવાદ છે. ટૉલ્સ્ટૉય કૃત ક્રુઝર સોનેટાનો તરજુમો શ્રીયુત વિશ્વનાથ ભટ્ટે 'પ્રેમનો દંભ' એ નામથી કર્યો છે અને મૂળનો રસ અને ખૂબી જાળવી રાખવા ખૂબ સંભાળ દાખવી છે. 'જીવનનાં દર્દ' માં જાણીતા હિન્દી લેખક પ્રેમચંદજીની ટુંકી વાર્તાઓનો પરિચય કરાવવામાં આવ્યો છે; જ્યારે 'અમૃત સરિતા'મા શ્રીયુત મહાસુખભાઇએ આજકાલ જૈનસમાજમાં દીક્ષાના પ્રશ્ને જે ગંભીર અને ચિંતાયુક્ત મામલો ઉભો કર્યો છે, તેની ગવેષણાપૂર્વક ચર્ચા કરી છે.

નાટકોમાં શ્રીયુત ન્હાનાલાલ કવિનું "અકબરશાહ" પ્રથમ સ્થાન લે છે; અને તે એમની એક ઉત્તમ કૃતિ છે, એમ સ્વીકારવું જોઈએ; જો કે 'જયા જયન્ત'થી તે ચઢીઆતું તો નહિ જ. જેમ એક રત્નહારમાં જુદાં જુદાં રત્નો, તેના રૂપ અને રંગથી જોનારને આશ્ચર્ય પમાડે છે અને આનંદ આપે અને તે એક એક રત્નનું મ્હોટું મૂલ્ય એ હારની મહત્તા ઓર વધારે છે; અથવા તો એક હીરાને પહેલ પાડતાં, તેના જુદા જુદા પાસામાથી પડતા પ્રકાશની અસર બહુ તેજસ્વી, રંગિત, આહ્લાદક અને મોહક દિસે છે, તેમ લેખકે અકબરશાહ જેવી પ્રતાપી અને મહાન્ વ્યક્તિના જીવનપ્રસંગોમાંથી એકેક

પ્રસંગ છૂટક, ચૂંટી કાઢી, તેને કળાયુક્ત અને રસિક રીતે ગૂંથી એવી રસનિષ્પત્તિ ઉપજાવી છે કે એક ચિત્રપટના ચિત્રોની પેઠે જાણે કે એ સુદર દશ્યો આપણી સમક્ષ તાજા બનતા ન હોય, એવો દેખાવ થાય છે; અને અકબરશાહ એક મહાન્ પ્રતાપી, સુલહ્–યે કુલ્લ, સર્વસમન્વય, સર્વ કલ્યાણ સાધનાર સમ્રાટ હતો; એટલુંજ નહિ પણ કર્તાના શબ્દોમા કહીએ તો 'આજપર્યન્તના માનવકલ્યાણના સ્વપ્ના સેવનાર જગત્‌કીર્તિમંડળમા જગત્ સંસ્કૃતિઓનો સમન્વય સાધવા મથતા અકબરશાહ જાણે વિશ્વકીર્તિમાળાના મેરૂ છે.'

પ્રસ્તુત પુસ્તકમા બાદશાહી માનવતાના (humanity) અંશો પર ખાસ ભાર મૂકાયો છે; પણ તેમને એક સમ્રાટની સાથે સાથે એક મનુષ્ય તરીકે જોવો જાણવો હોય તો વાચક બંધુને અમે ફ્લૉરા એની સ્ટીલ રચિત 'A Prince of Dreamers' અથવા 'સ્વપ્નદષ્ટાઓનો મુગટમણિ' એ નવલકથા વાચવાની ભલામણ કરીશું.

"પૌરાણિક નાટકો" એ તો શ્રીયુત મુનશીના પુરાણ વિષયક ચાર નાટકો,–અવિભક્ત આત્મા, તર્પણ, પુરદર પરાજય અને પુત્ર સમોવડીનો–નવેસર પુસ્તકરૂપે સંગ્રહ છે. એ નાટકો પ્રસિદ્ધ થયા ત્યારે તેની પુષ્કળ પ્રશંસા થઇ હતી; અને તે પરથી એક સારા નવલકારની પેઠે તેઓ એક ઉંચી કોટિના સમર્થ નાટકકાર પણ છે, એવી એમની કીર્તિ બંધાઈ હતી. નવીન સર્જન તરીકે એ નાટકો ઉત્કૃષ્ટ તેમ ગુજરાતી સાહિત્યને ઉજ્જવળ કરનારા છે અને નવીન પદ્ધતિએ નાટક લખનારા, આધુનિક લેખકોમા એમનુ નામ અગ્ર સ્થાને છે, એમ કહેવાની કશી જરૂર નથી.

**નાટકો.**

"કુમાર દેવી" અમે માનીએ છીએ કે શ્રીમતી લીલાવતી મુનશીનું પ્રથમ નાટક છે; અને તે એમના "રેખાચિત્રો"ની પેઠે વાચકપર સુદર અને સજ્જડ છાપ પાડે છે. એ કુમારી દેવીનો જાજરમાન સ્વભાવ અને યુદ્ધમા દાખવેલી એની સાહસિકતા અને શરાતન ફ્રેન્ચ વિરાગના સેંટ જોનનું સ્મરણ કરાવે છે, અને એ બે વચ્ચે કેટલીક સામ્યતા જણાશે.

શ્રીયુત રાજેન્દ્ર દલાલ રચિત 'પુનરુદ્ધાર' અને શ્રીયુત પ્રાણુલાલ મુનશીકૃત 'બલિદાન' એ નાટકો શ્રાવ્ય કરતા દશ્ય નાટકો, સ્ટેજપર

ભજવવાને વધારે યોગ્ય અને અનુકૂળ છે. 'પ્રફુલ્લ' એ દ્વિજેન્દ્રનાથ રૉયના બંગાળી નાટકનો અનુવાદ છે, તે સ્વર્ગસ્થ ગટુલાલ ખરશીવાળાએ કર્યો હતો. 'મદનમંદિર' માં શ્રીયુત યશવંત પંડ્યાએ રચેલાં પાંચ નાટકો આપેલાં છે, એમનામાં અર્થવાહક શક્તિ (expressive power) સારી છે. વર્ણનશૈલી પણ રસિક અને અસરકારક છે પણ જે (new morality) નવી નીતિ ભાવનાનું તેઓ પ્રતિપાદન કરે છે; એ જાતનું લખાણ લાભ કરતાં હાનિ વિશેષ કરશે, એવી ભીતિ લાગે છે.

સાહિત્ય પ્રકાશનમાં 'કાવ્ય સાહિત્યની મીમાંસા,' 'ગુજરાતી સાહિત્યના વધુ માર્ગસૂચક સ્તંભો,' 'પ્રાચીન ગદ્યસંદર્ભ,' 'સન ૧૯૨૯ નું દિગ્દર્શન,' 'પાંખડી' અને 'સંબોધન' એ મુખ્ય છે; અને તે નામો ઉલ્લેખથી વિચારતાં, 'સંબોધન' માં શ્રીયુત ન્હાનાલાલે જે જાહેર વ્યાખ્યાનો જૂદે જૂદે પ્રસંગે અને સમયે આપેલાં જેમાંના થોડાકની પસંદગી કરી તે આ સંગ્રહમાં આપવામાં આવ્યાં છે; અને તે આખોય સંગ્રહ વાંચવા–વિચારવા જેવો છે. ખાસ કરીને દરેક ભાષણમાં તે વિષયની આસપાસ અને પાછળ રહેલી પરિસ્થિતિનું દિગ્દર્શન, ઐતિહાસિક હકીકત નોંધી કરેલું છે, તે રીતિ આદરણીય છે. "પાંખડી" પણ એવું બીજું સુંદર ગદ્ય પુસ્તક છે. તેમાંની નિરુપણશૈલી એરિસ્ટોટલ જેને golden mean સુવર્ણપથ કહે એ પ્રકારની છે; અને તેમાં એઓ આર્યસંસ્કૃતિમાંનાં ઉજ્જ્વળ અને મહત્ત્વના અંગપર ભાર મૂકતા જણાય છે (એ પર સવિસ્તર વિવેચન માટે જુઓ શ્રીયુત ચતુરભાઈનું અવલોકન–"કૌમુદી" ઑગષ્ટ ૧૯૩૧).

સાહિત્ય.

સન ૧૯૨૯ નું સાહિત્યનું દિગ્દર્શન અમદાવાદની સાહિત્ય સભાએ ગયે વર્ષે શ્રીયુત રામનારાયણ પાઠક પાસે પારિતોષિક આપીને કરાવ્યું હતું. અને એ ધોરણે છેલ્લાં ત્રીસ વર્ષનું સાહિત્યનું અવલોકન લખવાનું એમને સોંપાય તો ખચિત્ તે સાહિત્યના અભ્યાસીને અને સામાન્ય વાચકને માર્ગદર્શક અને મદદગાર થઈ પડે. હજુ સુધી એ સમય નજદિકનો હોઇ, તે વિષે બહુ થોડું લખાયું છે; પણ છેલ્લાં દશ વર્ષમાં આપણે એટલી બધી પ્રગતિ કરી છે કે જે છેલ્લાં પચાસ વર્ષમાં કરી નહોતી. એટલે ગયા ત્રીસ નહિ તો વીસ વર્ષનો સાહિત્યનો ઇતિહાસ લખાય એ આવશ્યક

છે. છેલ્લી પચીસીનું ઈંગ્રેજી સાહિત્યનુ અવલોકન મી. એ. સી. વોર્ડે કર્યું છે તે એના ધોરણ માટે જોવા જેવુ છે અને એમાથી ઉપયોગી સૂચનો મળશે.

શ્રીયુત ઝવેરીનું–ગુજરાતી સાહિત્યના વધુ માર્ગસૂચક સ્તંભોનું પુસ્તક માહિતીની દૃષ્ટિએ મહત્ત્વનું છે; પણ એ યુગનો અભ્યાસ કરવામા વિવેચનની ઉણપ જણાય છે અને તે એક નવુ અને સારૂ પુસ્તક માગી લે છે. ' કાવ્યસાહિત્ય મીમાંસા'મા સ્વ. કમળાશંકરભાઈના એ વિષયપરના લેખોનો સંગ્રહ કરવામા આવ્યો છે, જે કાવ્યસાહિત્યના અભ્યાસીને કિમતી જણાશે; અને સ્વર્ગસ્થનું જીવનચરિત્ર તેમા દાખલ કરેલું છે, તે પણ રેફરન્સ માટે ઉપયોગી થઈ પડશે.

પ્રાચીન ગુજરાતી સાહિત્યનો અભ્યાસ કરવાને પ્રાચીન 'ગદ્યસંદર્ભ' કિમતી સાધન પૂરાં પાડે છે; પણ તેમા પ્રાસ્તાવિક ઊપોદ્‌ઘાત તેમ અઘરા શબ્દોનો કોષ કે પ્રાચીન વ્યાકરણના નિયમો નહિ આપેલા હોવાથી તેનો અભ્યાસ કરવામાં મુશ્કેલી રહેશે અને તેનો ઝાઝો ઉપયોગ કે પ્રચાર થશે નહિ, એવી કેટલાકની માન્યતા છે.

આનો વિચાર કરતાં, શ્રી ફોર્બસ ગુર્જર સભાનાં હસ્તલિખિત પુસ્તકોની સૂચી, જૈન ગુર્જર કવિઓ ભા. ૧ અને કવીશ્વર દલપતરામ હસ્તલિખિત પુસ્તકોની સૂચી–યાદ આવે છે.

આપણો પ્રાચીન સાહિત્યભંડાર કેટલો મોટો, વિસ્તૃત અને સમૃદ્ધ છે, તેનો પ્રસ્તુત યાદીઓ પરથી ખ્યાલ આવશે; અને તે પરથી જોઇ શકાશે કે પ્રાચીન સાહિત્યમાં સંશોધન, પ્રકાશન અને અભ્યાસાર્થે કેટકેટલું કરવાનું બાકી રહે છે. જૂદા જૂદા ગામોની સાહિત્યસભાઓ અને કૅાલેજના અભ્યાસમંડળો, એ વિષયમા ઘણા મદદગાર થઈ પડે. 'ગ્રંથ અને ગ્રંથકાર –પુ. ૧' પણ એવું બીજું એક ઉપયોગી રેફરન્સ પુસ્તક છે, જેની મહત્તા જેમ જેમ તેના વધુ ભાગો નિકળતા જશે તેમ વધશે. અત્યારે તો તે એક અખતરો છે, અને એટલા પૂરતો એનો સત્કાર કરતાં આનંદ થાય છે.

ચરિત્ર ગ્રંથોમાં બે જ જાણવા જેવાં જણાયાં છે; એક મહીપતરામનું ચરિત્ર–શ્રીયુત ભાનુસુખરામ મહેતાએ લખેલું અને બીજું અહેવાલે અરદેશર કોટવાલ બહાદુર–મીસ ધનબાઇ વાડિયા રચિત.

ચરિત્ર. આ પુસ્તક કવિતામાં લખેલું છે; પણ એમાં અરદેશર કોટવાળ, જેમણે સુરતમાં બ્રિટિશ અમલ પગભર

થતી વખતે રાજકર્તાઓની કિમતી સહાયતા કરી હતી, તેમનું તેમ એમના પૂર્વજોએ અંગ્રેજોની કુમકે રહી, માંડવીના રાજા સામેની લડતમાં સાહસ કરતાં, કેવી રીતે જાન આપ્યો હતો, તેનું શૌર્યભર્યું વૃત્તાંત વાંચતાં એ વીર પુરુષો માટે આપણને માન ઉપજે છે. સુરતમાં "હાંડીઆ"ની પ્રથા અત્યારે પણ પ્રચલિત છે, તે અરદેશર કોટવાલે ચોરલુંટારા અને ધાડપાડુઓને શહેરમાંથી ચોરી, લુંટફાટ અને મારફાડની ધમાલ કરતા અટકાવવાને ઉભી કરી હતી. કવિ નર્મદે કાઢેલા છાપાને તેનું "ડાંડીઓ" એવું નામ આપવામાં આવેલ કોઈ સંકેત તેની પાછળ સુચિત હોય એ લક્ષમાં લેવા જેવું છે. એ અરદેશર કોટવાલે, દાદોબા પાંડુરંગ પાસે સરકાર સાથે તેમને વાંધો પડતાં કેટલુંક પત્રવ્યવહારનું કાર્ય કરાવી, તેનો યોગ્ય બદલો તેમને-(દાદોબા) નહિ આપ્યાથી, (દાદોબા)એ એમના આત્મવૃત્તાંતમાં તેમની વિરુદ્ધ કેટલીક કટુ હકીકત આપેલી છે. વળી એ અરદેશર કોટવાળ અને એમનું કુટુંબ પાછળથી કેવી બિસમાર સ્થિતિમાં આવી પડયું હતું તે હકીકત, એમની આગલી જાહોજલાલી અને વૈભવ સાથે સરખાવતાં, ભાગ્યોદયનું ચક્ર કેવું વિચિત્ર રીતે ફરતું રહે છે, એ લક્ષમાં આવી તેનો વિચાર ગ્લાનિ ઉપજાવ્યા વિના રહેતો નથી. આ વિષયમાં અરદેશર કોટવાલનો શ્રી સહેજાનંદ સ્વામી સાથે થયેલી મુલાકાતનો ગરબો વાંચવા જેવો છે; અને અગાઉ તેમનું એક ન્હાનું જીવનચરિત્ર છપાયું હતું, તેમાંથી પણ કેટલીક હકીકત વિચારવાની મળી આવશે.

શ્રીયુત ભાનુસુખરામે મહીપતરામના સમયની શિક્ષણપદ્ધતિ અને સાંસારિક સ્થિતિનું દિગ્દર્શન કરાવી, તે વખતે સમુદ્રપ્રયાણ કરનારને કેવું અને કેટલુ વેઠવું પડતું હતું, તેની વિસ્તૃત હકીકત આપી છે. દુર્ગારામ ચરિત્ર-મહીપતરામકૃત અને શ્રીયુત વિનાયકકૃત નંદશંકરનાં ચરિત્ર સાથે આ ગ્રંથ વાંચવાથી, એ સમયની સમાજસ્થિતિનો તાદ્દશ ચિતાર આપણી સમીપ ખડો થાય છે.

'દુઃખી હિન્દ' એ સ્વર્ગસ્થ લાલા લજપતરાયના 'Unhappy India'નો અનુવાદ છે; મૂળ ગ્રંથ મીસ મેયોના પુસ્તકના ઉત્તરરૂપ લખાયો હતો. પણ અહિં એટલું નોંધવું જોઇએ કે મીસ મેયોએ જે ખદીઓ આપણા સમાજમાં બતાવી છે તે પ્રતિ આપણું દુર્લક્ષ થવું ન જોઇએ.

'જગતનો સંક્ષિપ્ત ઇતિહાસ'—એ વેલ્સકૃત 'Short History of the world'નો અનુવાદ છે; તેમાંથી પણ ઝીણી વિગતો કાઢી નાંખી, મૂળનો સાર બને તેટલો સરલ અને સુવાચ્ય કરવા અનુવાદકે ખૂબ ખંત

રાખી છે. મોટા પુસ્તકનો અનુવાદ-Ontline of History-થવાની વિશેષ જરૂર છે, એટલા માટે કે ઇતિહાસ વિષે જે માન્યતા પ્રચલિત છે તે આ મી. વેલ્સનું નવુ દૃષ્ટિબિન્દુ ફેરવી નાખે છે. અત્યારે તો આટલેથી આપણે સંતોષ માનવો રહ્યો.

**સામાજિક ઇતિહાસ**

ગયે વર્ષે શ્રી ભાર્ગવ બ્રાહ્મણ જ્ઞાતિનો ઇતિહાસ-એ પુસ્તકની નોંધ લેતા અમે આનંદ દર્શાવ્યો હતો એવુજ મહત્વનુ અને કિમતી પુસ્તક આ વર્ષે છપાયું છે, તે "વાલ્મીકી કાયસ્થ જ્ઞાતિની સૂચિ" છે. એ પુસ્તક જોતા, એ જ્ઞાતિ વિષે સવિસ્તર માહિતી તેમાથી મળી આવે છે, અને તેમાનો સાહિત્ય ખંડ આપણા સાહિત્યના અભ્યાસીને કેટલીક જાણવા જેવી માહિતી આપશે. સ્વર્ગસ્થ રણજીતરામ એજ જ્ઞાતિના હતા અને એમની પ્રેરણાથી આ કાર્ય પ્રથમ ઉપાડી લેવામા આવ્યુ હતું. આ કાર્ય આટલું કિમતી અને કાયમ ઉપયોગનું કરવા બદલ તેના સંપાદક શ્રીયુત રતિલાલ દિવાનને, પુષ્કળ ધન્યવાદ ઘટે છે.

**કોષ ગ્રંથો.**

રેફરન્સ સાહિત્યમા શ્રીયુત દેરાસરી સાહેબનુ 'પૌરાણિક કથા કોષ-ભા. ૪' સાહિત્યના વાચકને મૂલ્યવાન જણાશે. વળી નવા લેખકને અને ખાસ કરીને ઇંગ્રેજી પરથી અનુવાદ કરનારને નવા શબ્દો શોધવા અને ઉપજાવવા જે મુસ્કેલી નડે છે, તે શ્રીયુત વિશ્વનાથ ભટ્ટના 'પારિભાષિક કોષ-પૂર્વાર્ધ'-થી બહુ ઓછી થયા વકી છે. માત્ર વિજ્ઞાન માટે નહિ પણ માનસશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, સાહિત્ય, તત્ત્વજ્ઞાન વગેરેમા શબ્દ પસંદગીમા વા નવા શબ્દો ઘડવામા વારંવાર અડચણ પડે છે, તેમા કેટલીક સવડ આ પ્રકાશનથી મળશે. કયા લેખકે વધુ શબ્દો નવા યોજ્યા છે? કોના નવા શબ્દો વધુ પ્રચલિત છે? શા ધોરણે એ શબ્દો યોજાયા છે? તેમા સંસ્કૃતનું પ્રમાણ કેટલું છે? ચલણી સિક્કાની પેઠે, કયા નવા શબ્દો વધારે લોકપ્રિય નિવડે છે? અન્ય ભાષામા, તે માટે કેવી વ્યવસ્થા છે? અને એ રીતે પારિભાષિક શબ્દો દ્વારા ભાષા વિકાસ અને ભાષાસમૃદ્ધિ થવામા કયો માર્ગ વધુ અનુકૂળ થશે વગેરે મુદ્દાઓનું પૃથક્કરણ કરી, તેના કારણો, ઉત્તરાર્ધની પ્રસ્તાવનામા લેખક, અવકાશ મેળવી, દર્શાવશે તો એમાથી આપણને ઘણું જાણવાનું પ્રાપ્ત થશે.

આજકાલ નવલકથાનાં પુસ્તકો થોકબંધ બહાર પડે છે; પણ તે બધાં વાંચવા જેવાં કે લાયબ્રેરીમાં સંગ્રહવા જેવા હોતા નથી; અને ખાસ કરીને ગામડાં કે કસ્બા પુસ્તકાલયને તેની પસંદગી કરવામાં બહુ શ્રમ પડે છે અને ઘણી વાર નિરર્થક, ટાયલાભર્યાં ચિંથરીયાં પુસ્તકો લેવાઇ જાય છે, એ અટકાવવાને અને લાઈબ્રેરીઅનને અને નવલકથાના વાચકને કયું પુસ્તક વાંચવા લાયક કે ખરીદ કરવા લાયક છે એની પસંદગી કરવામાં માર્ગદર્શક થાય એ હેતુથી શ્રીયુત મોતીભાઈની પ્રેરણા અને સહાયતાથી પુસ્તકાલય સહાયક સહકારી મંડળે "વાર્તા પુસ્તકોનો પરિચય–ભા. ૧" એ નામનું એક પુસ્તક બહાર પાડયું છે, એની નોંધ લેવી જોઇએ. આખું પુસ્તક તૈયાર થયે, આપણી નવલકથાઓ માટે તે એક ઉપયોગી રેફરન્સ પુસ્તક થઇ પડશે, એ વિષે અમને સંદેહ નથી.

**લલિત કળા**

પ્રકીર્ણ પુસ્તકોમાં 'અભિનય કલા'ના નિબંધને પ્રથમ સ્થાન મળવું ઘટે છે. એ વિષયપર એ એકલું એક જ પુસ્તક છે અને તે પાંડિત્યભર્યું છે; અને નાટયશાસ્ત્ર વિષે માહિતી મેળવા ઉત્સુકને તે માર્ગદર્શક અને ઉપયોગી થશે; આટલે લાંબે ગાળે પણ તે જનતાને સુલભ કરવા બદલ લેખકનો આપણે જેટલો ઉપકાર માનીએ તેટલો થોડો છે.

શ્રીયુત કિસનસિંહ ચાવડાનો 'હિન્દી સાહિત્યનો ઇતિહાસ' પણ એવું બીજું એક કિમતી પુસ્તક છે; અને તે પાછળ લેખકે સારો શ્રમ લીધો છે; પરંતુ અમે ઇચ્છીએ છીએ કે તેની પૂર્તિરૂપ બાબુ શ્યામસુંદરદાસના નવા પુસ્તક પરથી બીજું એક પુસ્તક લખાય તો એ વિષય પર જાણવા જેવી બધી માહિતી ઉપલબ્ધ થઇ જાય.

**પ્રકીર્ણ**

શ્રીયુત બાપાલાલ વૈદ્ય ચુપકીથી કાર્ય કરનાર એક સારા લેખક છે. તેમનો ધંધો વૈદનો છે; પણ સાહિત્ય અને લેખનકાર્યમાં ખૂબ રસ લે છે. એમનું 'અભિનવ કામશાસ્ત્ર' એક સરસ પુસ્તક છે. એ વિષય પર લખાયલાં પુસ્તકો ચાર પાંચ છે, એમાં પ્રસ્તુત પુસ્તકને પ્રથમ સ્થાન આપવામાં અન્ય લેખકોને અમે અન્યાય કરતા નથી, એમ અમારૂં માનવું છે. ઇંગ્રેજીમાં તો હમણાં હમણાં એ વિષય ખૂબ ચર્ચાય છે. તે સાહિત્ય તેમ ઉપલબ્ધ બંગાળી અને હિન્દી ગ્રંથોનું ધ્યાનપૂર્વક અધ્યયન કરીને આ પુસ્તક એમણે તૈયાર કર્યું છે; અને વાચકને તે મૂલ્યવાન, માહિતીપૂર્ણ અને આનંદદાયક જણાશે.

'વૈદકીય કાયદાશાસ્ત્ર' એમનું બીજું પુસ્તક પણ એટલુંજ મહત્વનું છે. Medical Jurisprudence વિષે ગુજરાતીમા આટલું સારૂં લખાયલુ બીજું કોઈ પુસ્તક અમારા જાણવામા નથી.

ગુજરાતી સાહિત્યને આ પ્રમાણે સમૃદ્ધ કરવા બદ્દલ લેખકને કોણ ધન્યવાદ નહિ આપે?

**પુસ્તક પ્રસિદ્ધિ**

વર્ષ દરમિયાન દેશમા જબરજસ્ત અને સર્વવ્યાપી પરિવર્તન થઈ રહ્યું હતુ અને લેખન કાર્ય માટે થોડો જ અવકાશ હતો; તેમ છતા નવા જુના પુસ્તક પ્રકાશનની સંખ્યા લગભગ ગયા વર્ષ જેટલી થાય છે અને શાળોપયોગી, ફાલતું અને વર્ગીકૃત યાદીમા નહિ નોધાયલા એવાં પુસ્તકો એકંદર ગણત્રીમાં લેતાં દરરોજ બે પુસ્તકોની સરેરાશ આવી રહે છે. પણ આપણે માત્ર સંખ્યાથી રાચવાનું નથી; સંખ્યાની સાથે ગુણ પણ ભળે એ ખાસ અગત્યનું છે અને સંગીનતા કે સરસતાની દૃષ્ટિએ પ્રસ્તુત યાદી તપાસતાં એમ કહેવું પડશે કે બહુ થોડાં એવાં પુસ્તકો મળી આવશે કે જે લાંબો સમય વંચાતા ચાલુ રહેશે અને તે ચિરંજીવી શિષ્ટ ગ્રંથોમાં સ્થાન પ્રાપ્ત કરશે.

હાલની સમુહાત્મક વસ્તુ ઉત્પાદન પદ્ધતિથી (mass production) અને યાન્ત્રિક બળથી બહુ મોટી સંખ્યામાં પુસ્તકો તૈયાર કરી શકાય; એટલુંજ નહિ પણ તેના પ્રચારાર્થે પણ વ્યવસ્થિત કાર્યક્રમ યોજી શકાય, એવાં સાધનો અને સવડ છે, પણ પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે એથી શું આપણી મુશ્કેલીઓનું નિવારણ થશે? સમાજમાંથી અજ્ઞાનતા દૂર થશે? જનતા એક પગલું આગળ વધશે?

વાસ્તવિક રીતે સોવિએટ સત્તાની પેઠે, આપણી અત્યારની પરિસ્થિતિમાં સાહિત્ય પરિષદ અને સાહિત્યની જુદી જુદી સંસ્થાઓ તરફથી પાંચ વર્ષનો કાર્યક્રમ ગોઠવી કાઢી, પદ્ધતિસર પુસ્તક પ્રકાશનનું કાર્ય યોજવામાં આવે,—જેમાં આપણી બધી જરૂરિયાતોનો સમાવેશ થઈ જાય અને તેની સાથે પ્રચારકાર્ય અર્થે પ્રયત્ન થાય—તો એ કાર્યક્રમ વિશેષ ઉપકારક નિવડે. અને એ કાર્યક્રમમાં દક્ષિણામૂર્તિની અક્ષરજ્ઞાનની યોજના, શ્રીયુત મોતીભાઈ અમીનની પુસ્તકાલય પ્રવૃત્તિ; ભિક્ષુ અખંડાનંદની સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની પ્રચાર પદ્ધતિ; રાણપુરના સૌરાષ્ટ્ર કાર્યાલયના જેવું પુસ્તકોનું પસંદગી ધોરણ, સોસા-

પદ્ધતિની કાર્ય પ્રણાલિકા, સંસદની લેખનશૈલી અને નવજીવનની સાત્ત્વિકતા વગેરે અંશો ભળે તો તેનું પરિણામ ઉત્તમ આવે એમ નિઃશંક કહી શકાય.

પૂર્વે કદિ નહિ કલ્પેલું એવું અદ્‌ભુત અને અપૂર્વ દર્શન દેશને ગયે વર્ષે થયું હતું; અને નવયુવાન અને નવ યુવતીઓએ સ્વદેશ સેવાર્થે સ્વાર્પણની તત્પરતા, એકનિષ્ઠા, ઉત્સાહ અને જોમ દાખવ્યાં હતાં, તે જોતાં ખાત્રી થાય છે કે દેશોદય સમીપ છે; અને પ્રજા ધારેલી સિદ્ધિ પ્રાપ્ત કરશે. વળી કસોટીમાંથી પાર ઉતરેલી નવ ઉત્સાહિત ઉછરતી પ્રજા જે અનુભવ અને સંસ્કાર પામી છે, તેનો નિષ્કર્ષ તેઓ જનતાને નવું સાહિત્ય સરજી ધરશે, એવી આશા-યુરોપનું લડાઇ પછીનું નવું સાહિત્ય સર્જન લક્ષમાં લેતાં-રાખવી વધુપડતી નહિ ગણાય, અને તેમની એ સાહિત્યકૃતિઓ સ્ફૂર્તિદાયક, ચેતનવંતી, રસિક, સંસ્કારી, પ્રેરણાત્મક નિવડશે એવી સુંદર ભાવના સેવતા વિરમીશું.

હીરાલાલ ત્રિ. પારેખ



# પુસ્તકોની વર્ગીકૃત યાદી.

## ( સન ૧૯૩૦ )

## ઈતિહાસ.

---

| | | |
|---|---|---|
| અમેરિકાનું સ્વાતંત્ર્યયુદ્ધ (આ. ૨જી) | જીવણલાલ હરિપ્રસાદ દિવાન | ૦-૪-૦ |
| આપણા દેશની ઐતિહાસિક વાતો | ચુનીલાલ બેચરલાલ ભટ્ટ | ૧-૦-૦ |
| ઇડર રાજ્યનો સંક્ષિપ્ત ઇતિહાસ | ગોપાલદાસ જેઠીદાસ | ૦-૪-૦ |
| ઇટાલીનું મુક્તિયજ્ઞ (આ. ૨) | નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ | ૦-૬-૦ |
| કદીમઇરાનની મોહોટાઇ | એરચ આર. [illegible] | ૧-૮-૦ |
| કેટલાંક ઐતિહાસિક હથિયારો | પ્રો. માણેકરાવ | |
| જગતનો સંક્ષિપ્ત ઇતિહાસ | રામપ્રસાદ [illegible] | ૦-૧૨-૦ |
| દુઃખી હિંદ | [illegible] અને [illegible] | |
| નવસારીની વડી દરેમેહરમાં થયલા નાવરોની ફેહરેસ્ત તથા વડી દરેમેહરમાં થયલી નીરંગ-દીન અને વરસ્યાની નોંધ, દફતર પહેલું અને બીજું | એમ. [illegible] | ૧-૮-૦ |
| નાભિનન્દન જિનોદ્ધાર પ્રબન્ધ | પંડિત [illegible] હરખચંદ | ૨-૦-૦ |
| પ્લાસીનું યુદ્ધ | [illegible] પટેલ | ૦-૪-૦ |
| મુંબાઇની પારસી પંચાયતની તવારીખ, દફતર પહેલું | [illegible] મોદી | ૦-૪-૦ |
| મુંબાઇની પારસી પંચાયતની દફતર બીજું | | ૦-૬-૦ |
| રુદ્રમાળ | [illegible] મીસ્ત્રી | |
| શ્રી વાલ્મિક કાયસ્થ [illegible] | [illegible] દિવાન | |
| સિહોરની હકીકત | [illegible] મણિશંકર ભટ્ટ | |

---

# રાજકારણ.

| | | |
|---|---|---|
| અમેરિકાનો આત્મ ભોગ | ગોરધનદાસ જી. વૈદ્ય | ૦—૧—૦ |
| અન્ય દેશોમાં અસહકાર | શ્રી. રમીબાઈ મોરારજી કામદાર | ૦—૬—૦ |
| અઠારસેં સત્તાવનના બળવાની બીજી બાજુ (આવૃત્તિ ૨જી) | ચુનીલાલ પરષોત્તમદાસ બારોટ | ૦—૩—૬ |
| આખરી ફેંસલો, ભા. ૧ | નટવરલાલ માણેકલાલ દવે | ૦—૮—૦ |
| " " ભા. ૨ | " " " | ૦—૧૨—૦ |
| ક્રાન્તિ (આવૃત્તિ ૨જી) | શંકરદત્ત પાર્વતીશંકર શાસ્ત્રી | ૦—૬—૦ |
| ખેડુતની ખરાબી | મોહનલાલ કામેશ્વર પંડ્યા | ૦—૧—૦ |
| ખેડુત ધર્મ | વલ્લભભાઇ ઝવેરભાઇ પટેલ | ૦—૦—૬ |
| મહાત્માની અગિયાર શરતો | (અ. ખુશાલ તલકશી શાહ) | ૦—૪—૦ |
| ચોકીની મર્યાદા | મહાત્મા ગાંધીજી | ૦—૦—૬ |
| તપસ્વીનાં તાતાં તીર | પ્રસ્થાન કાર્યાલય | ૦—૧—૬ |
| દારૂનિષેધ અને સ્વરાજ | મગનભાઇ દેસાઈ | ૦—૪—૦ |
| દુ:ખી હિંદ | લાલા લજપતરાય | ૦—૪—૦ |
| ધરાસણાનો કાળો કેર (આ. ૨જી) | ગુજરાત પ્રાંતિક સમિતિ- | ૦—૪—૦ |
| ધર્મયુદ્ધનું રહસ્ય | પ્રસ્થાન કાર્યાલય | ૦—૨—૦ |
| નિદિલિરેટોના પંજામાં (આ.૨જી) | ઇશ્વરલાલ વિમાવાળા | ૦—૬—૦ |
| પંજાબનું પ્રચંડ કાવતરૂં (આ. ૨જી) | શચિન્દ્રનાથ સન્યાલ | ૧—૮—૦ |
| બારડોલીની હિજરત | ગિજુભાઈ | ૦—૨—૬ |
| બેવડું પાપ યાને હિંદુસ્તાનની પાયમાલી | ગોપાપાલદાસ જીવાભાઈ પટેલ | ૦—૬—૦ |
| બંગાળાનો બળવો, ખંડ ૧-૨ | ડૉ. ભુપેન્દ્રનાથ દત્ત | ૧—૮—૦ |
| ભારતનું ઘડતર, ભા. ૧ | રમણલાલ ચુનીલાલ | ૦—૬—૦ |
| " " ભા. ૨ | " " | ૦—૭—૦ |
| મીઠાવેરો ભા. ૧-૨ | ગાંધીજી વગેરે | ૦—૩—૦ |
| મીઠાવેરો યાને હિંદની પાયમાલીની કરૂણ કથા | એસ. જે શાહ | ૦—૪—૦ |
| (રાષ્ટ્રીય) મેઘદૂત-ગુજરભાષા ટીકા સહિત | વલ્લભદાસ ભગવાનજી ગણાત્રા | ૦—૪—૦ |
| રાજદ્રોહ કે દેશદ્રોહ | હિમતલાલ હરિશંકર રાવળ | ૦—૨—૦ |
| વિદેશી કાપડ બહિષ્કાર | મંત્રી, વિદેશી કાપડ બહિષ્કાર સમિતિ-અમદાવાદ | ૦—૧—૦ |
| વીર વિઠ્ઠલભાઇની ગર્જનાઓ | વિઠ્ઠલભાઇ ઝવેરભાઈ પટેલ | ૦—૪—૦ |
| વીરની હાકલ ભા. ૧ | રણછોડજી કેશુરભાઇ મીસ્ત્રી | ૦—૧૨—૦ |
| " " ભા. ૨ | " " " | ૦—૩—૦ |

| | | |
|---|---|---|
| સરદાર વલ્લભભાઈની ગર્જનાઓ | શ્રી. મહાદેવભાઇ દેસાઇ વગેરે | ૦—૦—૩ |
| સરદારની રણહાક | વલ્લભભાઇ ઝવેરભાઇ પટેલ | ૦—૫—૦ |
| સરદારની વાણી, ભા. ૧-૨ | મંત્રી, ગુજરાત પ્રાંતિક સમિતિ- | ૦—૧—૦ |
| સ્વતંત્રતાના સંદેશ | કેશવ હ. શેઠ | ૦—૫—૦ |
| સ્વદેશીનાં સૂત્રો | મંત્રી વિદેશી કાપડ બહિષ્કાર સમિતિ-અમદાવાદ | ૦—૧—૦ |
| હથિયારબંધીનો કાયદો ( મુદ્દો ૧૧ મો); લશ્કરી ખર્ચ અને લશ્કર (મુદ્દા ૫ મો) | રસિકલાલ | ૦—૦—૬ |
| હાય, આસામ ! [આ. ૨૭] | ગાંડિવ સાહિત્ય મંદિર | ૧—૦—૦ |
| હિન્દુસ્તાનના વેપારઉદ્યોગનો નાશ | ગોપાલદાસ પટેલ | ૦—૮—૦ |
| હિન્દુ રાજ્યના હુમલાઓ | હાશિમ યુસુફ ભરૂચા | ૦—૦—૬ |
| હુંડિયામણ | ડુંગરશી ધરમશી સંપટ | ૦—૦—૬ |



# જીવનચરિત્ર.

| | | |
|---|---|---|
| અહેવાલે અરદેશર કોટવાલ બહાદુર | ધનબાઈ બમનજી વાડીઆ | ૩—૦—૦ |
| એક સંતનું ચરિત્ર | હિંમતલાલ આશીર્વાદભાઇ | ૦—૦—૩ |
| (વીર) ગાર્ફિલ્ડ | રમણલાલ દેવશંકર ભટ | ૧—૮—૦ |
| ગાંધીજી (આ. ૨જી) | સી જમનાદાસ એન્ડ કંપની | ૦—૨—૦ |
| ચંદ્રપ્રભુ સ્વામીનું ચરિત્ર | શ્રી દેવેન્દ્રાચાર્ય | ૧-૧૨—૦ |
| જવાહર નેહરૂ | નટવરલાલ માણેકલાલ દવે | ૦—૮—૦ |
| (રાષ્ટ્રપતિ) જવાહિર જીવનચરિત્ર | જમનાદાસ લક્ષ્મીદાસ | ૦—૪—૦ |
| જવાહિર નેહરૂ (આ. ૨જી) | રમેશચન્દ્ર મણિલાલ મહેતા | ૦—૨—૦ |
| જાતક કથા સંગ્રહ (આ. ૨ જી) | લીલાબ્હેન છોટાલાલ પરીખ | ૦—૩—૦ |
| દુર્યોધન | નાનાભાઇ | ૦—૩—૦ |
| દારાબનામું (આ. ૨જી) | બી. એચ. ધાભર | ૧—૪—૦ |
| દિલોજાન દોસ્ત (આ. ૨જી) | હિંમતલાલ આશીર્વાદ | ૦—૧—૬ |
| પીરઝાદા બાવામિયા | ઉમેદજી મહમદભાઇ મુનશી | |
| (જૈન નરરત્ન) ભામાશા | જગજીવન માવજી કપાસી | ૨—૦—૦ |
| મહીપતરામ | ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા | ૧—૦—૦ |
| મહાન સાધ્વીઓ | શિવપ્રસાદ દલપતરામ પંડિત, હાસમ હીરજી ચારણીઆ, અને સ્વ. નારાયણ હેમચંદ્ર | ૧—૪—૦ |
| ભારત ભૂષણ માલવિયાજી | બાલાભાઇ ડાહ્યાભાઈ | ૦—૫—૦ |
| મીરાંબાઇ | પ્ર. મોહનલાલ પાર્વતીશંકર દવે | ૦-૧૦—૦ |
| (પરમહંસ શ્રી) રામ કૃષ્ણ | ચુનીલાલ રામચંદ્ર શેલત | ૧—૮—૦ |
| રાજપૂત ગર્જના | પીતાંબર હરિદાસ પેઇન્ટર | ૦—૮—૦ |
| શ્રી રીખવદેવ (આ. ૨જી) | ધીરજલાલ ટોકરશી શાહ | ૦—૧—૩ |
| રૂસ્તમનામું (આ. ૨જી) | સર જીવનજી જમશેદજી મોદી | ૨—૦—૦ |
| વીર વલ્લભભાઈ (ચોથી અને પાચમી આવૃત્તિ | શ્રી. મહાદેવભાઇ દેસાઇ | ૦—૨—૬ |
| શ્રી વિમલનાથ ચરિત્ર | શ્રી જ્ઞાનસાગર સૂરિ | ૧-૧૨—૦ |
| (શ્રી આદ્ય) શંકરાચાર્ય યાને જગદ્ગુરૂ | પુરૂષોત્તમરાય શિવરાય ભટ | ૦-૧૨—૦ |
| અમન્નુલ્લાહ | મહમદ શરીફ દાદુમિયાં | ૦—૮—૦ |
| (પતિવ્રતા) સાવિત્રી | તુલજાશંકર ગૌરીશંકર યાજ્ઞિક | ૧—૦—૦ |
| સાધુ સુંદરસીંગ | આર. જે. પી. | ૦—૩—૦ |
| શ્રી સુકૃત સાગર | રત્નમંડનગણિ | ૧—૦—૦ |
| (વીરાંગના) હંસા મહેતા | અમૃતલાલ રતનજી ત્રિવેદી | ૦—૧—૦ |

# કવિતા

| | | |
|---|---|---|
| અમરુશતક (આ. ૫ મી) | દિ. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ | ૧—૮—૦ |
| અમૃતવાણી—શ્રી સદગોરના શ્લોક— | સૈયદ બાવાસાહેબ અહમદઅલી | ૦—૧૨—૦ |
| આઝાદીના મંત્રોનાં ગાયનો | ફકીરભાઈ ગોવિંદભાઈ અમીન | ૦—૧—૦ |
| આઝાદીનાં ગીત | આર. એન. પરીખ | ૦—૦—૬ |
| આદર્શ કુમાર | માવજી દામજી શાહ | ૦—૨—૦ |
| ઐન્દ્ર સ્તુતિ ચતુર્વિંશતિકા | શ્રી યશોવિજયજી મહારાજ | ૦—૪—૦ |
| કરક કાવ્ય ભા. ૧ | હરિલાલ હરદેવલાલ મુનશી | ૦—૨—૦ |
| કાવ્ય કુસુમાકર | નારાયણ વિસનજી ઠક્કુર | ૨—૮—૦ |
| કુરુક્ષેત્ર—દશમકાંડ, રૌદ્રી અથવા કાળનો ડંકો (આ. ૨ જી) | ન્હાનાલાલ દલપતરામ કવિ | ૦—૧૦—૦ |
| ,, દ્વિતીય કાંડ, હસ્તિનાપુરના નિર્ઘોષ | ,, ,, | ૦—૧૨—૦ |
| શ્રી કૃષ્ણચરિત્ર બાળલીલા | જયંતિલાલ મગનલાલ પરીખ | ૦—૪—૦ |
| શ્રી કૃષ્ણકીર્તનમાળા | લલ્લુભાઈ છગનલાલ દેસાઈ | ૦—૪—૦ |
| શ્રી કૃષ્ણલીલામૃત, ભા. ૨ જો | શ્રીમતી ભાગીરથી | ૦—૩—૦ |
| કુંજવેણુ | વલ્લભજી ભાણજી મહેતા | ૧—૪—૦ |
| કેસરિયા | કેશવ હ. શેઠ | ૦—૪—૦ |
| ખાદી તથા લગ્નનાં ગીતો | સી. પી. ચુડગર | ૦—૨—૦ |
| ગંગાલહરી (સમશ્લોકી) | કાશીરામ ભાઈશંકર ઓઝા | ૦—૬—૦ |
| ચતુરસુંદરી સ્ત્રીવિલાસ, ભા.૧થી૩૦ | કે. મહમદ અને મહમદભાઈ | ૦—૧૨—૦ |
| જાગતું ભારત | મણિલાલ જે. ત્રિવેદી | ૦—૧—૦ |
| ત્રિકમદાસનાં કાવ્યો અને ચરિત્ર | નટવરલાલ છ. દેસાઈ | |
| દુર્લભ કીર્તનમાળા, ભા. ૧ | દુર્લભજી વિઠ્ઠલદાસ લોહાણા | ૦—૪—૦ |
| ધોળપદ | ભગવાનદાસ ચુનીલાલ શાહ | ૦—૨—૦ |
| ન્યાયનો નાથ | મનહરનાથ માણેકનાથ ધારેખાન | ૦—૫—૦ |
| નૂપુરઝંકાર (આ. ૨ જી) | નરસિંહરાવ ભોળાનાથ | ૧—૮—૦ |
| નોમનનો ડંકો યાને ચરાનો સંગ્રામ | રતિલાલ રામચંદ | ૦—૧—૦ |
| નોંધાભક્તિ પ્રેમરસ અને આત્મજ્ઞાનસાર, ભા. ૧ લો (આ. ૨ જી) | નથુભાઈ કાળાભાઈ પટેલ અને ત્રીકમલાલ ત્રિભોવનદાસ | ૦—૧—૦ |
| ,, ,, ભા. ૧, ૨, ૩ ,, | ત્રીકમલાલ ત્રીભોવનદાસ | ૦—૩—૦ |
| પરાધીન હિન્દનો પડકાર (આ.૨ જી) | આર. કે. શાહ | ૦—૩—૦ |
| પ્રસાદ | મનસુખરામ મો. જોબનપુત્રા | ૦—૧૨—૦ |
| પ્રબોધ બત્રીશી અથવા માણા બંધારાના ઉખાણા અને કવિ શ્રીધરકૃત રાવણ મંદોદરી સંવાદ | મણિલાલ બકોરભાઈ વ્યાસ અને શંકરપ્રસાદ રાવળ | ૧—૦—૦ |

| | | |
|---|---|---|
| પ્રભાતફેરી ગીત, ભા. ૧ | મણિલાલ ભગવાનદાસ શાહ | ૦—૧—૦ |
| પ્રભાત ગીતો | સેક્રેટરી, પીકેટીંગ મંડળ– | ૦—૧—૦ |
| પ્રાચીન કાવ્યવિનોદ | છગનલાલ વિદ્યારામ રાવળ | ૧—૦—૦ |
| પૂર્ણ સ્વરાજ્ય સંગ્રામ–યુદ્ધગીતો | મંત્રી, ગુજરાત પ્રાંતિક સમિતિ | ૦—૦—૩ |
| ભક્તિ સાહિત્ય | હરગોવનદાસ હરકિશનદાસ | ૦—૮—૦ |
| ભજનભંડાર | સાકરલાલ બુલાખીદાસ | ૦—૮—૦ |
| શ્રીમતિ ભગવતિ ગીતા | હરનાથ પાગલ | ૦—૮—૦ |
| ભારતજીવન યાને દેશનેતાઓના ગરબા | 'જીવણ' | ૦—૧—૦ |
| ભારતનો મહારથી | છોટુભાઈ નારણજી જોશી | ૦—૨—૦ |
| ભારતનો પોકાર | ગણપતરામ માણેકચંદ વ્યાસ | ૦—૦—૬ |
| મેઘ સન્દેશ (મ. ગાંધીજીને મેઘદ્વારા સન્દેશ) | વલ્લભદાસ ભગવાનજી ગણાત્રા | ૦—૪—૦ |
| મહેતા મનહર ભજનમાળા (આ. ૩ જી) | કાશીભાઇ ગિરધરભાઇ | |
| રણના રાસ | કેશવ હ. શેઠ | ૦—૩—૦ |
| રણસીંગુ | શાન્તિકુમાર | ૦—૧—૦ |
| રણભેરી | મંત્રી, સત્યાગ્રહ સમિતિ– | |
| રસ કલ્લોલ | છગનલાલ વિદ્યારામ રાવળ | ૦—૧૦—૦ |
| રામબાણ યુદ્ધગીતો | છગનલાલ ઉત્તમચંદ સરૈયા | ૦—૬—૦ |
| રામાયણ | ગુલાબચંદ મેઘજી શાહ | ૦—૮—૦ |
| રામનામ ભજનાવળી | શ્રી હરિહર પુસ્તકાલય–સુરત | ૦—૧—૦ |
| શ્રી રામસુયશ માનસર તત્ત્વતરંગિણી | જયસિંહ દયારામ બ્રહ્મભટ્ટ | ૧—૭—૦ |
| શ્રી રામ રસવાણી (આ. ૫ મી) | હીરાલાલ મુલચંદ | |
| રામેશ્વરી | ચંદ્રકાન્ત ગંગાજી ઓઝા | ૦—૧૨—૦ |
| રાષ્ટ્રનો રણનાદ | કપીલપ્રસાદ મહાસુખભાઈ દવે | ૦—૩—૦ |
| રાષ્ટ્ર કીર્તનમાળા | શાન્તિલાલ સોમેશ્વર વ્યાસ | ૦—૧—૦ |
| રાષ્ટ્રીય કુસુમાવલી | ફત્તેચંદ લલ્લુભાઈ | ૦—૧—૦ |
| રાષ્ટ્રીય પ્રભાતફેરી ગીતસંગ્રહ | સૂર્યશંકર જયશંકર | ૦—૧—૦ |
| વસંતોત્સવ (આ. ૩ જી) | ન્હાનાલાલ દલપતરામ કવિ | ૧—૦—૦ |
| વિદેશી કાપડબહિષ્કાર સમિતિના ગીતો | ઇન્દુમતિ ચીમનલાલ શેઠ | ૦—૧—૦ |
| વીરભદ્ર જતીન્દ્રનાથ દાસ | દેશમજી પરમાર | |
| વેણીના ફુલ (આ. ૨ જી) | ઝવેરચંદ મેઘાણી | ૦—૪—૦ |
| વ્યોમવિહાર | નાગરદાસ પ્ર. પટેલ | ૧—૦—૦ |
| શરદ્ પુનમ (આ. ૨ જી) | લલ્લુભાઈ છગનલાલ | ૦—૩—૦ |
| સ્વતંત્રતાના ગીતો | કેશવલાલ નગીનદાસ શાહ | ૦—૧—૦ |
| સ્વરાજ્ય ગીત | એચ. આર. શાહ | ૦—૬—૦ |

| | | |
|---|---|---|
| સ્તવન પચ્ચીસી | માસ્તર મોતીલાલજી | ૦—૩—૦ |
| સત્સંગ સરિતા | દલીચંદ મોતીચંદ કામદાર | ૦—૨—૦ |
| સરસ્વતીચંદ્રકારનાં સમણું | મૂળજી દુલભજી વેદ | |
| સ્વાધીનતાનાં ગીતો | એસ. જે. શાહ | ૦—૨—૦ |
| સિંધુડો | ઝવેરચંદ મેઘાણી | ૦—૮—૦ |
| સ્તુતિસંગ્રહ (શાળોપયોગી) | મગનલાલ કિશોરભાઈ | |
| સૈનિકના સુર (આ. ૨ જી) | આર. જે. દોશી | ૦—૧—૦ |
| સૈનિકોની હાકલ | નરોત્તમદાસ મંછારામ | ૦—૬—૦ |
| સંગ્રામ ગીત (આ. ૪ થી) | ભીખાભાઈ કુબેરભાઇ પટેલ | ૦—૧—૦ |
| શ્રી સંગીત ભજનભંડાર ભા. ૧ (આ. ૩ જી) | મોહનલાલ મગનલાલ | ૦—૨—૦ |

# નવલકથા.

| | | |
|---|---|---|
| અમર અપ્સરા, ભા ૧, ૨, ૩ | ... ... ... | ૧—૮—૦ |
| અમર ગર્જના અથવા સુષુપ્તિ અને જાગરણ | નારાયણ વિસનજી ઠક્કુર | ૩—૦—૦ |
| અશ્રુધારા પહેલી | ઇમામશાહ બાનવા | ૦—૧૨—૦ |
| અરબસ્તાની આનંદ રજની | રમણલાલ નાનાલાલ શાહ | ૧—૪—૦ |
| અમૃત સરિતા 'પ્રથમ તરંગ' | મહાસુખભાઈ ચુનીલાલ | ૧—૮—૦ |
| " " દ્વિતીય તરંગ | " " | ૧—૮—૦ |
| "અન્કલ ટોમ્સ કેબીન" | પેસ્તનજી જમશેદજી સફા | ૩—૦—૦ |
| અપ્સરાનો અવતાર, | મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે | ૦—૮—૦ |
| અધુરી આશા, ભા. ૧ લો | 'પુષ્પ' | ૦—૮—૦ |
| આઝાદીનો જંગ | નિરંજન | ૧—૮—૦ |
| આત્માના આસુ | ગુજરાત સાહિત્ય મંદિર | ૦—૨—૬ |
| ઈન્દિરા અને બીજી વાર્તાઓ | રંગીલદાસ લક્ષ્મીદાસ સુતરીઆ | |
| ઉધિયું ( આ. ૨ જી ) | છોટાલાલ ડાહ્યાભાઇ જાગીરદાર | ૧—૮—૦ |
| કચ્છી લોકની કથાઓ, ભા. ૧ | લાલજી મૂળજીભાઈ જોશી | ૨—૦—૦ |
| કલ્પના કુસુમો | લલિતમોહન ચુનીલાલ ગાંધી | ૨—૦—૦ |
| કાળને કિનારે | નાગરદાસ ઈ. પટેલ | ૨—૮—૦ |
| ક્રાન્તિકારી લગ્ન (આ. ૨જી) | રણછોડજી કેસુરભાઈ મીસ્ત્રી | ૦—૩—૦ |
| ક્રાન્તિની ચીનગારીઓ | નિરંજન | ૧—૦—૦ |
| કયે રસ્તે? | ચીમનલાલ જેચંદ શાહ | ૧—૮—૦ |
| ગરીબની હાય (આ. ૨જી) | કિસનસિંહ ચાવડા | ૦—૩—૦ |
| ગરીબાઇનો ગઝબ | અંબાલાલ એન શાહ | ૧—૪—૦ |
| ગરીબ હલીમા | સુલેમાન હુસેન મિયા જાફર સાહેબ | ૦—૮—૦ |
| ગુલશીરીના: ઇરાનની છેલ્લી શાહજાદી (આ ૨જી) | શાપર રૂસ્તમ ઇરાની | ૧—૮—૦ |
| ચમત્કારિક ખૂન (આ. ૨જી) | ચંદુલાલ જેઠાલાલ વ્યાસ | ૨—૦—૦ |
| ચંદ્રલીલા | રેવ એચ આર. સ્કોટ | ૦—૧—૦ |
| છ રમિલી વાર્તાઓ (આ ૨જી) | વનરાજી સુંદરજી કવિ | ૦—૪—૦ |
| જયન્તના જબ્બર સાહસો | પુંજાલાલ ભગવાન પારેખ | ૦—૪—૦ |
| જાગીરદાર કે જલ્લાદ | ચંદુલાલ જેઠાલાલ વ્યાસ | ૨—૦—૦ |
| જીવનદાન | શિવજી દેવસિંહ શાહ | ૦—૮—૦ |
| જીવનના દર્દ | કિસનસિંહ ચાવડા | ૧—૪—૦ |
| જીગરદોસ્ત (એક પહેલવાનની વાતો) | ડૉ. ડોસાભાઇ રૂસ્તમજી ધાભર | ૦—૮—૦ |

| | | |
|---|---|---|
| તરણીના તરંગ કીંવા ચિતોડનું સૌન્દર્ય | ઇમામશાહ બાનવા | ૧—૮—૦ |
| તરલા અથવા ઉર્મિનો આવેગ | ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટિયા | ૨—૦—૦ |
| તારાકે તકદીર | મીસીસ ઝીણી કે. પેમાસ્તર | ૧—૮—૦ |
| (મહાત્મા) તુલસીદાસ (આ. ૪ થી) | નારાયણ વિશ્વનાથ શર્મા | ૦—૮—૦ |
| તૂટેલાં બંધન | 'પિયૂષ' | ૦—૮—૦ |
| દ્વિરેફની વાર્તા (આ. ૨ જી) | રામનારાયણ વિ. પાઠક | ૧—૪—૦ |
| નવલ વિહાર | રમણિકલાલ રતિલાલ મહેતા | ૧—૦—૦ |
| નવો જમાનો | ધનશંકર હીરાશંકર ત્રિપાઠી | ૧—૮—૦ |
| નિર્મળા અને બીજી વાતો | મીસીસ લલિતા દેસાઈ | ૧—૦—૦ |
| પદેલો કલાલ | કાઉન્ટ ટૉલ્સ્ટૉય | ૦—૧—૦ |
| પાશેર પુણીમાંથી પાદશાહી | ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા | ૦—૧—૦ |
| પ્રાણશંકર પંડિતજીનાં પરાક્રમો | નાગરદાસ આઇ. પટેલ | ૨—૦—૦ |
| પીરમનો પાદશાહ | ગુણવંતરાય પોપટભાઈ | ૧—૪—૦ |
| પૂજારીને પગલે | જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા | ૦—૪—૦ |
| પૂર્ણચંદ્ર અને લલિતા | ગોવિંદલાલ બાલાભાઈ ચોકશી | ૦—૮—૦ |
| પ્રેમનો દંભ | વિશ્વનાથ મગનલાલ ભટ્ટ | ૧—૪—૦ |
| પ્રેમપ્રભાવ | તારાચંદ પોપટલાલ અડાલજા | ૨—૮—૦ |
| પૈસાદારની પુત્રી | ડાહ્યાભાઇ ઉમેદભાઇ પટેલ | ૧—૮—૦ |
| ફરામર્ઝનામું (આ. ૨ જી) | રૂસ્તમ દસ્તુર દીનશાજી | ૨—૦—૦ |
| ફાંસી | પિનાકિન ત્રિવેદી | ૦—૫—૦ |
| ફૂલછાબ | કેશવ હ. શેઠ | ૨—૦—૦ |
| બાર કે પોબાર | પેરતનજી ફીરોઝશાહ કાપડિયા | ૪—૦—૦ |
| મધુકાન્તા યાને મેવાડની સિંહણ | દર્પદ રાજકવિ | ૦—૧૨—૦ |
| રસિલી વાર્તાઓ (આ. ૨ જી) | રામમોહનરાય જસવંતરાય | ૦—૮—૦ |
| રાજાજીની વાતો (આ. ૨ જી) | રણછોડજી કેસુરભાઈ મીસ્ત્રી | ૦—૩—૦ |
| રોઝા લેમ્બર્ટ અથવા પાદરીની પુત્રી, ભા. ૩ જો | જ્યોર્જ વિલિયમ રેનોલ્ડઝ | ૧—૦—૦ |
| લાલ ચિઠ્ઠી | 'પુષ્પ' | ૦—૮—૦ |
| લોહીના લેખ યાને નાલાયક નગીન | મોહનલાલ ચુનીલાલ | ૦—૮—૦ |
| લંડન રાજરહસ્ય ભા. ૧ (આ.૨જી) | જ્યોર્જ વિલિયમ રેનોલ્ડઝ | ૦—૧૪—૦ |
| વાત અહેનાં | ઇન્દુપ્રસાદ ભટ્ટ અને મણિલાલ ઠાકર | ૦—૮—૦ |
| વિલાસ યાને પ્યારની પુતળી | જયશંકર ખોડીદાસ દ્વિવેદી | ૨—૮—૦ |
| વિનોદ વિહાર | આર. આર. શેઠની કંપની | ૨—૮—૦ |
| શોભારામને ત્રીસ અને બીજી વાતો | ભરતકુમાર | ૦—૨—૦ |
| સત્યાનાશ (આ. ૨ જી) | રણછોડભાઇ કેસુરભાઇ મીસ્ત્રી | ૦—૧—૬ |
| સદ્‌ગુણી સરોજ | દીનશાહ નસરવાનજી દસ્તુર | ૧—૮—૦ |

| | | |
|---|---|---|
| સબરસિયુ | છોટાલાલ જાગીરદાર | ૧—૮—૦ |
| સજ્જનસિંહનો સન્યાસ યાને એક સાધુની આત્મકથા | મોહનલાલ વિઠ્ઠલદાસ ગાંધી | ૦—૪—૦ |
| સાત સુંદર વાતો | દેવદાસ | ૦—૮—૦ |
| હૃદયનાથ | રમણલાલ વસંતલાલ દેસાઈ | ૨—૦—૦ |
| હૃદયપલટો અને અદ્દભુત બલિદાન | કેશવલાલ નગીનદાસ શાહ | ૦—૧—૦ |

# સામાન્ય જ્ઞાન અને નીતિ.

| | | |
|---|---|---|
| અદી વિરાફ્નામુ (આ. ૨ જી) | એમ. જે. કારાણી | ૧—૦—૦ |
| અમૂલ્ય રત્નમાળા | ધ. એચ. લોટીઆ | ૦—૧—૦ |
| આદર્શ કુમાર | માવજી દામજી શાહ | ૦—૨—૦ |
| આદર્શ સુંદરી | શ્રી જૈન સસ્તુ સાહિત્ય પ્રચારક કાર્યાલય-કવોલ | ૦—૪—૦ |
| કચડાતી કળિયો | સરલાબાઈ સુમતિચંદ્ર | ૦—૫—૦ |
| કથા કુસુમાઞ્જલિ | વાલજી ગોવિન્દજી દેસાઈ | ૦—૫—૦ |
| (શ્રી) ગોકુલેશના હાસ્ય પ્રસંગો યાને વચનામૃતો, ભા. ૨ જો | દીનકિંકર | ૧—૦—૦ |
| જીવનસંદેશ યાને શ્રીકૃષ્ણમૂર્તિના વ્યાખ્યાનોનો સંગ્રહ | નટવરલાલ વિમાવાળા | ૧—૦—૦ |
| જગજીરને ઝણકારે (આ. ૩ જી) | ચાપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી | ૧—૮—૦ |
| ટૉલ્સ્ટૉયની ત્રણ વાર્તાઓ (આ.૫મી) | ટૉલ્સ્ટૉય | ૦—૫—૦ |
| દીકરાને બાપની ખાનગી સલાહ (આ ૨ જી) | બેહમન સોરાબજી બજાજી | ૧—૦—૦ |
| નીતિનાશને માર્ગે (આ ૩ જી) | મહાત્મા ગાંધીજી | ૦—૪—૦ |
| નીતિ પાઠમાળા ભા. ૧ | મગળજી હરજીવન ઓઝા | ૦—૪—૦ |
| પત્રોમા પ્રણયવેદના | બાબુભાઈ નારણદાસ મર્ચન્ટ | ૧—૬—૦ |
| પ્રભુભક્ત થવા ઇચ્છનારે ત્યજવા યોગ્ય દોષો | ગંગાબાઈ-લીંબુડા | |
| પ્રાણ કે પ્રતિષ્ઠા | ચંદુલાલ જેઠાલાલ વ્યાસ | ૩—૦—૦ |
| પુત્રીશિક્ષા (આ. ૯ મી) | છ. દ મોદી | ૦—૫—૦ |
| બાળલગ્ન | સોમનાથ મનસુખરામ દવે | ૦—૨—૦ |
| બુદ્ધિકૌશલ્ય વિદ્યા અથવા ઉન્નતિનો માર્ગ | જેઠાલાલ દેવશંકર દવે | ૧—૮—૦ |
| માનવજીવન ઘટના, પ્રથમ ખંડ | ટી. એસ. ત્રિવેદી | ૦—૪—૦ |
| યુવકના ઉદ્ગાર અને ભ્રાતૃભાવ | પૂજાભાઈ બેનસિંઘ | ૦—૪—૦ |

| | | |
|---|---|---|
| રત્નમંજૂષા અને અક્ષર પરિજ્ઞાન | રામચંદ્ર અધ્વર્યુ (બારડોલીકર) | ૧—૪—૦ |
| વ્રતવિચાર | મહાત્મા ગાંધીજી | ૦—૧—૬ |
| સ્વામી વિવેકાનંદ, ભા. ૧૧ | નાજુકલાલ નંદલાલ ચોકશી | ૧-૧૦—૦ |
| ,, ભા. ૧૨-૧૩ | ,, ,, | ૧—૮—૦ |
| શુભસંગ્રહ, ભા. ૬ ઠ્ઠો | ભિક્ષુ અખંડાનંદ | |
| સ્ટવના અકસ્માતથી કેમ બચવું ? | દિવાળીબાઇ ઝીણાભાઇ રાઠોડ | ૦—૪—૦ |
| સમાજનો સડો | અમૃતલાલ રતનજી ત્રિવેદી | ૧—૮—૦ |
| સામાજિક ઉત્ક્રાંતિ | પ્રસન્નવદન છ. દીક્ષિત | ૧—૯—૦ |
| સાચો શ્રમજીવી (ટોલ્સ્ટોય) | મોહનદાસ કરમચંદ ગાંધી | ૦—૨—૦ |
| સાદી શિખામણ, પુ. ૮ મુ | મગનલાલ શંકરભાઇ પટેલ | ૩—૦—૦ |
| સીતાહરણ (આ. ૩ જી) | ચન્દ્રશંકર પ્રેમશંકર શુક્લ | ૦-૧૨—૦ |
| શ્રી સુબોધ રત્નાકર (આ. ૨ જી) | ગોપાળજી ઓધવજી ઠક્કર | ૦-૧૨—૦ |
| હિન્દુ સંગઠન | નારાયણ વિસનજી ઠક્કુર | ૧—૮—૦ |
| જ્ઞાનપ્રભાવ | મણિલાલ નથુભાઇ દોશી | |

## ભૂગોળ, સ્થળ વર્ણન—પ્રવાસ.

| | | |
|---|---|---|
| ઉત્તર ધ્રુવથી ખારટુમ ભા. ૧ | હાજી સુલેમાન શાહમહમદ | ૫—૦—૦ |
| પ્રાથમિક ભૂગોળવિદ્યા, ભા. ૩ જો | આતમારામ મોતીરામ દીવાનજી | ૦-૧૨—૦ |
| બલુચિસ્તાન પર્યટન | સૌ. ચંદનબ્હેન દ્વિવેદી | ૦—૩—૦ |
| ભૂગોળ પાઠમાળા પુ. ૨ જું —મુંબાઇ ઇલાકો— | પોપટલાલ જેચંદ અંબાણી | ૦—૫—૦ |
| ,, ,, પુ. ૪ થું પૃથ્વી | ,, ,, | ૧—૦—૦ |
| ભૂગોળવિદ્યાનું પ્રથમ દર્શન, ભા.૧લો | બાલુભાઇ લલ્લુભાઇ કાજી | ૦—૫—૦ |
| ,, ,, ,, ભા. ૨, ૩ | ,, ,, દરેક ભાગના | ૦—૫—૦ |
| મંગોપાર્કની મુસાફરીઓ | સુમંત નાથજી ભટ્ટ | ૧-૧૪—૦ |
| હિંદ પર્યટન (સચિત્ર) | મણિલાલ જગજીવન દ્વિવેદી | ૩—૮—૦ |

## ચિત્રકળા, સ્થાપત્ય.

| | | |
|---|---|---|
| ગાંધી કુચ (આલ્બમ) | રસિકલાલ છોટાલાલ પરીખ | ૦—૮—૦ |
| ભારત પુણ્યપ્રવાસ | કનુ દેસાઈ | ૧—૦—૦ |

# આરોગ્ય, દારૂનિષેધ, વૈદક વગેરે.

| | | |
|---|---|---|
| અભિનવ કામશાસ્ત્ર | વૈદરાજ બાપાલાલ ગરબડદાસ | ૨—૮—૦ |
| આરોગ્ય પ્રકાશ (આ. ૩ જી) | રતિલાલ ચુનીલાલ દિવાન | ૦—૭—૦ |
| કુદરતી ઇલાજ નંબર બીજો અથવા સો વર્ષ જીવવાનું શાસ્ત્ર | જયચંદ્ર મહારાજ | ૧—૦—૦ |
| જમનો દૂત | પ્રસ્થાન કાર્યાલય—અમદાવાદ | ૦—૧—૦ |
| તંદુરસ્તી અને લાંબી જીંદગી સચિત્ર | એ. સી. | ૬—૮—૦ |
| દારૂથી થતો વિનાશ | મગનભાઇ દેસાઇ | ૦—૦—૬ |
| દારૂનિષેધ અને સ્વરાજ | ,, ,, | ૦—૪—૦ |
| (સંપૂર્ણ) દારૂનિષેધ | મગનભાઈ પ્રભુદાસ દેસાઈ | ૦—૮—૦ |
| દારૂ સામે લડાઇ | રામપ્રસાદ નંદરાય દેસાઇ | |
| પહેલો કલાલ | પ્રસ્થાન કાર્યાલય—અમદાવાદ | ૦—૧—૦ |
| બાળઉછેર | ડૉ. અમૃતલાલ હ. પટેલ | ૧—૮—૦ |
| બાળબોધોદય | રમણિકલાલ જેઠાલાલ દવે | ૦—૮—૦ |
| મરકુંજ | મથુરદાસ ત્રિકમજી | ૦—૮—૦ |
| રસપિંડ ચિકિત્સા | દયાશંકર ભાઇશંકર રાવળ | ૧—૦—૦ |
| વિષ વિદારણ | વૈદ્ય નાથાલાલ રૂપશંકર | ૦—૬—૦ |
| વૃદ્ધાવસ્થા છતાં તંદુરસ્તી એટલે મોટી ઉમરે શરીર વૃદ્ધ છતાં—પૂરી તંદુરસ્તી કેમ સચવાય ? | રવિશંકર ગણેશજી અંજારિયા | ૧—૮—૦ |
| વૃદ્ધાવસ્થામાં તન્દુરસ્તી | રવિશંકર ગણેશજી અંજારિયા | ૧—૮—૦ |
| વૈદકીય કામદાશાસ્ત્ર | વૈદરાજ બાપાલાલ ગરબડદાસ | ૧—૯—૦ |
| વૈદ્ય વિનોદ | શંકર | ૨—૦—૦ |
| શારીરિક નિર્બળતાના કારણો અને તેના ઉપાયો (આ. ૨ જી) | સ્વામી શિવાનંદ અને સ્વામી પરમાનંદ સરસ્વતી | |
| સત્યાનાશ (આ. ૨ જી) | રણછોડજી કેસુરભાઇ મીસ્ત્રી | ૦—૧—૬ |
| સૌભાગ્યસિન્ધુ અને સુતિકાશિક્ષણ | શ્રી મેઘરાજ પુસ્તકભંડાર | |
| હિન્દનો રાક્ષસી શત્રુ | ડેવિડ પ્રેમચંદ | ૦—૧—૦ |

# કેળવણી.

| | | |
|---|---|---|
| ગુજરાતી મલબારી શિક્ષક, પ્રથમ પુસ્તક | માધવરાય ગીગાભાઇ જોશી | ૦—૮—૦ |
| પારસી કેળવણી | બહેરામ નોશીરવાન | ૧—૦—૦ |
| શિક્ષણમાં ભાવ પ્રાધાન્યવાદ | ભગવંતરાય નરભેરામ પંડયા | ૧—૦—૦ |
| શિક્ષણશાસ્ત્રના મૂળતત્ત્વ—૩ ખંડમાં (આ. ૫ મી) | રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી | ૪—૦—૦ |

# શાળોપયોગી.

| | | |
|---|---|---|
| આગળ વાંચો (બીજી ચોપડી) | શ્રીમતી તારાબ્હેન | ૦—૧—૦ |
| આપણા દેશનો ઈતિહાસ ખંડ, ૨–૩; (આ. ૨ જી) | બી. જે. અક્કડ | ૧—૪—૦ |
| ક્રમિક ભૂમિતિ, ભા. ૧ લો | અનડા અને મોજાણી | ૦—૨—૦ |
| " " ભા. ૨ જો | " " | ૦—૨—૦ |
| કુમાર ભૂમિતિ | " " | ૦—૨—૦ |
| ચાલો વાંચીએ | ગિજુભાઇ | ૦—૨—૦ |
| નવીન બાળપોથી, ભા. ૧, ૨ | મોહનલાલ પ્રભાશંકર ભટ્ટ | ૦—૧—૩ |
| નામું, ભા. ૧ લો | રતનશી પુરૂષોત્તમ અનડા | ૦—૩—૦ |
| નિબંધ રીપોર્ટ સંગ્રહ (આ. ૯ મી) | મોરારજી વલ્લભભાઇ મહેતા | ૦-૧૨—૦ |
| (શાળોપયોગી) બાલ વ્યાકરણ (આ. ૩ જી) | કેકોબાદ મંચેરજી પાલનજી | ૦—૨—૬ |
| બ્રિટિશ લોકોનો ઈતિહાસ (રાજતંત્ર સાથે) | કેશવલાલ હિંમતરામ કામદાર | ૨—૦—૦ |
| લેખચંદ્રિકા અથવા પત્રવ્યવહાર (આ. ૫ મી) | છગનલાલ લલ્લુભાઇ શાહ | ૧—૦—૦ |
| સાહિત્યમંજરી: ગુચ્છ એક: | સાકરલાલ અમૃતલાલ દવે | ૦-૧૦—૦ |
| " " ગુચ્છ બે: | " " | ૦-૧૪—૦ |
| સિંધના ઈતિહાસની વાતો (આ. ૪ થી) | નાગરદાસ જે. રાવળ | ૦—૫—૦ |
| સિંધના ઈતિહાસની સહેલી સચિત્ર વાર્તાઓ | પુરૂષોત્તમ અમૃતલાલ ભટ્ટ | ૦—૪—૦ |

# વિજ્ઞાન.

| | | |
|---|---|---|
| **ખેતીવાડી:** | | |
| ગુજરાતમાં ફળવાડીની ખીલવણી | અંબાલાલ મોતીભાઈ પટેલ | ૦—૮—૦ |
| ફળઝાડનો બગીચો | માર્તંડ શિવભદ્ર પંડ્યા | ૧—૨—૦ |
| **ઉદ્ભિદ્ શાસ્ત્ર:** | | |
| આર્ય–આંગ્લ જન્તુશાસ્ત્રનું દિગ્દર્શન | ગજાનન શામરાવ ગોખલે | ૦-૧૨—૦ |
| ભૂત અને વર્ત્તમાન ઉદ્ભિજ્જ સૃષ્ટિઓનો સંબંધ | લલિતાપ્રસાદ શ્રીપ્રસાદ દવે | ૦-૧૩—૦ |

| | | |
|---|---|---|
| ષટ્પદી જીવન | ઇન્દુવદન દલસુખરામ દેસાઇ | ૦—૬—૦ |
| **હુન્નરોપયોગી:** | | |
| કાંતણપોથી | નંદલાલ નથુભાઇ પટેલ | ૦—૦—૬ |
| ક્રિયાગત યંત્રશાસ્ત્ર, ભા. ૨ જો | પીરોઝશા એદલજી | |
| જમણની જંત્રી | નાનાભાઈ લાલભાઇ વકીલ | ૦—૧—૦ |
| જાતે કાંતનારાઓને | નંદલાલ એન. પટેલ | ૦—૦—૩ |
| તકલી | રસિકલાલ ચુનીલાલ ભાયાણી | ૦—૨—૦ |
| મોતીની તોરણમાળા (૨૮ નમુનાવાળી)—મણકો ૧ લો | મોતીલાલ જે. ગીમનલાલની કંપની | ૦-૧૨—૦ |
| વણાટશાસ્ત્ર, ભા. ૧ લો | મગનલાલ ખુશાલચંદ ગાંધી | ૦-૧૦—૦ |
| **સમાજશાસ્ત્ર:** | | |
| પંડિતા રમાબાઇની સાક્ષી(આ.૨જી) | આર. એસ. ટીકે | ૦—૧—૦ |
| હિન્દુ સમાજનો અગ્નિકુંડ | નટવરલાલ અમરતલાલ | ૦—૨—૦ |
| **શારીરિકશાસ્ત્ર:** | | |
| લિંગ વિચાર | ચંદુલાલ સેવકલાલ દ્વિવેદી | ૦-૧૩—૦ |
| સ્વયં પ્રેરણા | રવિશંકર અંબાશંકર છાયા | ૧—૧—૦ |
| **નાટ્યશાસ્ત્ર:** | | |
| અભિનય કલા | નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા | ૨—૦—૦ |
| આજકાલનાં નાટકો | રમણિક અ. મહેતા | ૦—૪—૦ |
| **સંગીત:** | | |
| તાલજ્ઞાન પદ્ધતિ | જ્ઞાનદેવ નારાયણ બુવા ઉર્ફે માસ્તર મૂળે | ૦—૮—૦ |
| ભારત મ્યુઝીક ગાઇડ (આ. ૩જી) | ભારતલાલ પુનમચંદ માસ્તર | ૧—૮—૦ |
| ભારત સંગીત બારાખડી (આ. ૩જી) | ભારત સંગીત વિદ્યાલય-મુંબાઇ | ૦—૮—૦ |
| સંગીત અભ્યાસક્રમ ભા. ૧-૨ | જયસુખલાલ ચેલારામ ભોજક | ૦—૬—૦ |
| " " ભા. ૩ | " " | ૦—૬—૦ |
| સંગીત-પ્રણાલિકાઓ | વિભુકુમાર શિવરાય દેસાઇ | ૦-૧૨—૦ |
| **અર્થશાસ્ત્ર:** | | |
| કૌટિલીય અર્થશાસ્ત્ર | જયસુખરામ વિ. પુરુષોત્તમરાય જોષીપુરા | ૩—૮—૦ |
| ગ્રામ્ય હિન્દની પુનર્ઘટના | હાકોરલાલ મોહનલાલ દેસાઈ | ૦-૧૩—૦ |
| ગ્રામ્ય જીવનમાં સહકાર્ય | કેશવલાલ અંબાલાલ ઠક્કર | ૦-૧૨—૦ |
| જાતે મજૂરી કરનારાઓને (ટૉલ્સ્ટૉય) | નરહરિ દ્વારકાદાસ પરીખ | ૦—૩—૦ |
| ધન વિદ્યા | મધુસૂદન મગનલાલ પરીખ | ૦-૧૧—૦ |
| નાણું | રતિપતિરામ ઉદ્યમરામ પંડયા | ૦-૧૨—૦ |
| મોઘા વેરા | કેશવલાલ નગીનદાસ શાહ | ૦—૨—૦ |
| " ભા. ૨ જો | " " | ૦—૧—૦ |

| | | |
|---|---|---|
| સપ્તરસ | ઇન્દુપ્રસાદ ભટ્ટ અને મણિલાલ ઠાકર | ૦—૯—૦ |
| હિંદુસ્તાનના વેપારઉદ્યોગનો નાશ | ગોપાલદાસ છવાભાઇ પટેલ | ૦—૮—૦ |
| હિંદની ઔદ્યોગિક પદ્ધતિ | ડુંગરશી ધરમશી સંપટ | ૦—૦—૬ |
| હુંડિયામણનો ભેદ | મગનભાઇ દેસાઇ | ૦—૦—૩ |
| હુંડિયામણ | ડુંગરશી ધરમશી સંપટ | ૦—૦—૬ |
| **ગણિત:** | | |
| ક્રમિક કુમારગણિત | અનડા અને ભોજાણી | ૦—૮—૦ |
| મુખગણિત શિક્ષક, ભા. ૨–૩–૪ | છગનલાલ મોતીરામ શાહ | ૧-૧૩—૬ (૩ ભાગના) |
| ” ” , ભા. ૫ મો (૧૭મી આવૃત્તિ) | ” ” | ૦—૪—૦ |

# સાહિત્ય, વિવેચન–નિબંધ.

| | | |
|---|---|---|
| **સાહિત્ય:** | | |
| કાવ્યસાહિત્ય મિમાંસા | રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી | ૧—૮—૦ |
| ગુજરાતી સાહિત્યના વધુ માર્ગ-સૂચક સ્તંભો | દી. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી | ૧—૦—૦ |
| ગ્રંથ અને ગ્રંથકાર, પુ. ૧ | હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ | ૧—૦—૦ |
| (કવીશ્વર) દલપતરામ હસ્તલિખિત પુસ્તક સંગ્રહની સૂચિ | ” ” | ૧—૦—૦ |
| પ્રાચીન ગુજરાતી ગદ્યસંદર્ભ | શ્રી જિનવિજયજી | ૩—૦—૦ |
| શ્રી ફાર્બસ ગુજરાતી સભાના હસ્ત-લિખિત પુસ્તકોની નામાવલિ | અંબાલાલ બુલાખીરામ જાની | |
| ” ” , ભા. ૨ જો | ” ” | |
| વસુંધરા | ડી. બી. ઠાકર અને સી. એન. આચાર્ય | ૧—૪—૦ |
| સન ૧૯૨૯ના ગુજરાતી સાહિ-ત્યનું દિગ્દર્શન | રામનારાયણ પાઠક | |
| શ્રી હરિલીલા ષોડશકલા-ઉપોદ્ઘાત- | અંબાલાલ બુલાખીરામ જાની | ૦—૮—૦ |
| હિન્દી સાહિત્યનો ઇતિહાસ | કિશનસિંહ ગોવિંદસિંહ ચાવડા | ૧—૦—૦ |
| **ભાષાલંકાર અને વ્યાકરણ:** | | |
| કચ્છી કહેવતો | દુલેરાય એલ. કારાણી | ૦—૧૨—૦ |

| | | |
|---|---|---|
| ગુજરાતી ભાષાનું વ્યાકરણ (આ. ૯ મી) | ગંગાશંકર મણિશંકર વૈષ્ણવ | ૦—૩—૦ |
| ગુજરાતી બાલવ્યાકરણ, ભા. ૧લો | પ્રેમચંદ કરમચંદ શાહ | ૦—૨—૦ |
| „ „ , ભા. ૨, ૩ | „ „ | ૦—૫—૦ |
| નવીન વ્યાકરણ, ભા. ૧ લો | મૂળજીભાઇ હીરાલાલ ચોકશી | ૦—૩—૦ |
| „ „ ભા. ૨ જો | „ „ „ | ૦—૫—૦ |
| „ „ ભા. ૩ જો | „ „ „ | ૦—૮—૦ |

**નિબંધ:**

| | | |
|---|---|---|
| અર્ધ શતાબ્દિના અનુભવ બોલ (આ. ૨જી) | કવિ ન્હાનાલાલ દલપતરામ | ૧—૪—૦ |
| ઉદ્‌બોધન (આ. ૨જી) | „ „ | ૨—૦—૦ |
| પાંખડીઓ | „ „ | ૧—૧૨—૦ |
| શાન્તિ-નિકુંજ | સભ્યોઃ શાન્તિ સ્મારક પ્રકાશન સમિતિ | ૧—૦—૦ |
| સ્વૈર વિહાર | રામનારાયણ વિ. પાઠક | ૧—૮—૦ |
| સંશોધન | કવિ ન્હાનાલાલ દલપતરામ | ૨—૦—૦ |
| હાસ્યકુંજ | 'બેકાર' | ૧—૪—૦ |

# ધર્મ અને તત્ત્વજ્ઞાન.

| | | |
|---|---|---|
| અનાસક્તિ યોગ | મોહનદાસ કરમચંદ ગાંધી | ૦—૨—૦ |
| અનેકાંતવાદની મર્યાદા | સુખલાલજી પંડિત | ૦—૨—૦ |
| આત્માનો વિકાસક્રમ અને મહા મોહનો પરાજય | કેશવલાલ ગુલાબચંદ | ૧—૪—૦ |
| આધ્યાત્મિક વિચારસૃષ્ટિ | જમિયતરામ વજેશંકર આચાર્ય | ૦—૪—૦ |
| ઇસ્મુલ અવ્વલીન (આ. ૨ જી) | અહમદ હાજી મોલવી | |
| ઇરની સમાજદર્શન અથવા દસ પુષ્પની માળા | ધનજીભાઇ કોતાભાઇ | ૦—૨—૬ |
| ઉપદેશ સારસંગ્રહ ભા. ૧–૨ | નાજુકલાલ નંદલાલ ચોકશી | ૧—૦—૦ |
| કૃત્રિમ દીક્ષાપ્રવૃત્તિ કેમ અટકાવી શકાય ? | બાલચંદ્રાચાર્ય યતિશ્રી | ૦—૧—૦ |
| ખુદાનામું, દફતર ૧ લું | સોરાબજી મંચેરજી દેસાઇ | ૧—૮—૦ |
| „ દફતર ૨ જું | „ „ „ | ૧—૮—૦ |
| „ દફતર ૩ જું | „ „ „ | ૧—૮—૦ |

| | | |
|---|---|---|
| ગીતા મર્મ | અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી | ૦—૮—૦ |
| ગુજરાતમાં ખ્રીસ્તી મંડળનો ઉદય | લાજરસ તેજપાલભાઇ | ૦—૪—૦ |
| શ્રી ગોવર્ધનનાથજી પ્રાકટ્ય વાર્તા તથા ઇતિહાસ (આ. ૩ જી) | લલ્લુભાઇ છગનલાલ દેસાઇ | ૦—૫—૦ |
| જરથોસ્તી ધર્મજ્ઞાન | અરદેશર સી. | |
| જીવનશોધન ભા. ૨ જો | કિશોરલાલ ઘ. મશરૂવાળા | ૦—૧૨—૦ |
| જીવાત્મા અને પરમાત્મા સ્વરૂપ-નિર્ણય | ડૉ. નાથાભાઈ બાબરભાઇ પટેલ | ૨—૮—૦ |
| તત્ત્વવિજ્ઞાન, પ્રથમ પોથી | રામશંકર મોનજી ભટ્ટ | ૦—૨—૦ |
| તત્ત્વાર્થ સૂત્ર ભા. ૨ જો | પંડિત સુખલાલજી | ૨—૪—૦ |
| દફદ શરીફની હકીકત અને અ-લ્લાહના અર્શના છાયા (આ ૩જી) | એ. બી. એચ. એ. અશરફ | |
| દીનિયાર મંગ્રહ | દીનશા મેરવાન | |
| ધર્મજ્ઞાન | શંભુશંકર જગજીવન જોશી | ૦—૮—૦ |
| પર્યુષણ પર્વનાં વ્યાખ્યાનો | પંડિત સુખલાલજી અને પંડિત બહેચરદાસ | ૦—૬—૦ |
| પ્રણવાનંદ-લહરી અને ગુરૂગોવિંદની સમાલોચના | પરમાનંદ | ૦—૫—૦ |
| પારસ ગીતા | જહાંગીરજી બરજોરજી સર્વેયર | ૩—૦—૦ |
| બ્રાહ્મ ધર્મ | શિરીન | ૧—૧૨—૦ |
| બેહેસ્તી ઝેવર અથવા સ્વર્ગનું ઘરેણું ભા. ૩ જો (આ. ૩ જી) | એ. બી. એમ. જી. એમ. સાદીક | ૦—૬—૦ |
| શ્રી ભગવદ્‌ગીતાના મુખ્યોપદેશ સંબંધી વિચાર | નથુરામ શર્મા | ૦—૨—૦ |
| શ્રીમદ્ ભગવદ્‌ગીતા દ્વિતીય વિભાગ | મોતીલાલ રવિશંકર ઘોડા | ૧—૧૦—૦ |
| ,, ,, તૃતીય ,, | ,, ,, | ૨—૨—૦ |
| મહારાજાનું આમંત્રણ | આર. એસ. ઠીકે | ૦—૦—૩ |
| મોતનો ભેદ (આ. ૨ જી) | એસ. જે. ખનાજી | ૨—૦—૦ |
| મોક્ષમાલા (આ. ૫ મી) | રાજચંદ્ર | |
| શ્રી વલ્લભાખ્યાન અને મૂળ પુરુષ (આ. ૭ જી) | લલ્લુભાઈ છગનલાલ દેસાઈ | ૦—૧—૦ |
| શ્રી વેદાંતનાં મૂળતત્ત્વો તથા શ્રેયોભાવના | નથુરામ શર્મા | |
| વૈષ્ણવનાં નિત્યનિયમના પાઠ તથા પોળ (આ. ૬ ઠ્ઠી) | લલ્લુભાઇ છગનલાલ દેસાઇ | ૦—૪—૦ |
| સ્તવનાદિ સંગ્રહ (આ. ૨ જી) | બુદ્ધિસાગરજી એસ. આચાર્ય | ૦—૫—૦ |
| સત્ય શોધ | ઇમામબક્ષ બાવાસાહેબ | ૦—૧—૦ |

| | | |
|---|---|---|
| સત્યસોધન બોધ અને ગુરુગમ કુંચી | સંત મયાદાસ ગુરૂશ્રી દામોદરદાસ સાહેબ | ૧—૦—૦ |
| સત્સંગી જીવન, પ્રકરણ ૧, ૨, ૩ | માધવલાલ દલસુખરામ કોઠારી | ૪—૦—૦ |
| ,, ,, ભા. ૫ મો | ,, ,, | ૧—૮—૦ |
| શ્રી સર્વોત્તમ સ્તોત્ર (આ. ૪ થી) | લલ્લુભાઇ છગનલાલ દેસાઇ | ૦—૨—૦ |
| હાદીએ આલમ | અલીમિયાં નિઝામી | |

## નાટકો.

| | | |
|---|---|---|
| (શાહાનશાહ) અકબરશાહ | કવિ ન્હાનાલાલ દલપતરામ | ૩—૦—૦ |
| એક નાટક | રમાપતિ | ૦—૮—૦ |
| કુમાર દેવી | સૌ. લીલા મુનશી | ૧—૦—૦ |
| જહાંગીર-નૂરજહાન (આ. ૨જી) | કવિ ન્હાનાલાલ દલપતરામ | ૨—૮—૦ |
| જલતું છીગર | રૂસ્તમજી ફરામજી શેઠના | ૦—૮—૦ |
| જાલીમ જલ્લાદ | અંબાલાલ ન. શાહ | ૦—૧૨—૦ |
| પ્રફુલ્લ | સ્વ. ગટુલાલ ડી. બરફીવાળા | ૦—૮—૦ |
| પુનરુદ્ધાર | રાજેન્દ્રરાવ સોમનારાયણ દલાલ | ૧—૦—૦ |
| પૌરાણિક નાટકો | કનૈયાલાલ માણેકલાલ મુનશી | ૧—૧૨—૦ |
| બલિદાન | વકીલ પ્રાણલાલ ઠાકોરલાલ | ૧—૦—૦ |
| બે નાટકો | શારદાપ્રસાદ વર્મા | ૦—૭—૦ |
| મધુનાં લગ્ન (એક અંકી) | પ્રો. ગજેન્દ્રશંકર લાલશંકર | ૦—૬—૦ |
| મદન મંદિર | યશવંત પંડયા | ૦—૧૦—૦ |
| ડૉ. મીતોચહેરનો દર્દ | ફિરોઝશાહ રૂસ્તમજી મહેતા | |
| યઝદેગર્દ શહેરીયાર ઉર્ફે યાદે-વતન | એસ. એન. પી. | ૧—૦—૦ |
| રાજર્ષિ ભરત (આ. ૨જી) | કવિ ન્હાનાલાલ દલપતરામ | ૧—૮—૦ |
| લગ્ન ! દિલનાં કે દેહનાં ! | વનમાલીદાસ ચકુભાઇ ઉર્ફે બન્સીધર કુંડલાકર | ૧—૮—૦ |
| વીર શાહુ | અંબેલાલ નારણજી જોશી | ૦—૬—૦ |

# કોષ—જ્ઞાનકોષ વગેરે રેફરન્સ પુસ્તકો.

| | | |
|---|---|---|
| પારિભાષિક કોષ—પૂર્વાર્ધ— | વિશ્વનાથ મગનલાલ ભટ્ટ | ૧—૦—૦ |
| પૌરાણિક કથાકોષ—ચતુર્થખંડ— | ડાહ્યાભાઇ પીતાબરદાસ દેરાસરી | ૧—૦—૦ |
| વાર્તાઓનાં પુસ્તકોનો પરિચય, ભા. ૧ લો | શ્રી વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદ મંડળ | ૦—૮—૦ |
| સાર્થ જોડણી કોશ | ગુજરાત વિદ્યાપીઠ | ૪—૦—૦ |
| સંસ્કૃત ગુજરાતી શબ્દાદર્શ, ભા. ૧લો | શાસ્ત્રી ગિરિજાશંકર મહેતા | ૧૦—૦—૦ |
| ” ” ભા. ૨જો | ” ” ” | ૧૦—૦—૦ |

# કાયદા—કોર્ટ કેશ વગેરે.

| | | |
|---|---|---|
| ઘરધારની મંજુરી | સોમનાથ મનસુખરામ દવે | ૦—૩—૬ |
| ડબો અને ભેરાણુ | ” ” | ૦—૨—૦ |
| મો બદલો | ” ” | ૦—૩—૬ |
| વડનગરા નામચીન મહંત | એચ. એમ. પંડ્યા . | ૦—૬—૦ |
| વેઠનો ટીકાવાળો ધારો (આ. ૨૭) | સોમનાથ મનસુખરામ દવે | ૦—૨—૬ |

# બાલ સાહિત્ય.

| | | |
|---|---|---|
| બાલ સાહિત્યમાલાઃ (નં. ૧) | [દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર] | |
| ચરિત કથનઃ શિવાજી મહારાજઃ | શ્રી ગિજુભાઇ | આખા સેટના રૂ.૫—૮—૦; છૂટક અંકનો દોઢ આનો |
| દુહા અને સોરઠા | શ્રી ગિજુભાઈ અને શ્રીમતી તારા બ્હેન | |
| વિનોદ ટુચકા | ” ” | |
| બાળકોના લેખો | શ્રી દક્ષિણામૂર્તિ બાલમંદિરનાં બાળકો | |
| આપણે પોતે | શ્રીમતી તારાબ્હેન | |
| કાવ્યસંગ્રહ | શ્રી ગિજુભાઇ અને શ્રીમતી તારાબ્હેન | |
| છેલ્લો પાઠ | શ્રી ગિજુભાઇ | |
| સંપાદકોનું કથન | શ્રીમતી તારાબ્હેન | |

| | | |
|---|---|---|
| [ગાંડીવ સાહિત્યમંદિર:] (નં. ૨) | | |
| આનંદ મઠ (આ. ૨જી) | પ્રસન્નવદન છબિલારામ દીક્ષિત | ૧—૮—૦ |
| એક હતો કુતરો (આ. ૨જી) | ગાંડીવ સાહિત્ય મંદિર | ૦—૪—૦ |
| કીર્તિ સ્તંભ | નટવરલાલ વિમાવાળા | ૦—૪—૦ |
| કોલસા કાકા | ઇશ્વરલાલ વિમાવાળા | ૦—૫—૦ |
| ગધેડાનું રાજ (આ. ૨જી) | નટવરલાલ વિમાવાળા | ૦—૧—૦ |
| જાદુઇ જમરૂખ (આ. ૨જી) | ગાંડીવ સાહિત્ય મંદિર | ૦—૧—૦ |
| ટૉલ્સ્ટૉય (આ. ૫મી) | ,, ,, | ૦—૫—૦ |
| નવનિત (આ. ૨જી) | ,, ,, | ૦—૩—૦ |
| બાળવિહાર, ભા. ૨જો (આ. ૨જી) | ઇશ્વરલાલ વિમાવાળા | ૦—૬—૦ |
| બિરબલનો બંધુ (આ. ૩જી) | ગાંડીવ સાહિત્ય મંદિર | ૦—૮—૦ |
| બંગાળાનો બળવો | ડૉ. ભૂપેન્દ્રનાથ દત્ત | ૧—૮—૦ |
| મધપૂડો | નટવરલાલ વિમાવાળા | ૦-૧૨—૦ |
| મેઘ ધનુષ (આ. ૨જી) | ગાંડીવ સાહિત્ય મંદિર | ૦—૪—૦ |
| મોતીનાં દાણાં ( ,, ,, ) | ,, ,, | ૦—૫—૦ |
| રમકડાંની દુકાન | નટવરલાલ વિમાવાળા | ૦—૧—૦ |
| રીક્કિ ટીક્કી | ,, ,, | ૦—૪—૦ |
| સબરસ | ,, ,, | ૦—૩—૦ |
| સારંગીવાળો | ઇશ્વરલાલ વિમાવાળા | ૦—૨—૦ |
| હાથી ધમ ધમ ચાલે (આ. ૨જી) | ગાંડીવ સાહિત્ય મંદિર | ૦—૧—૦ |
| [બાલજીવન કાર્યાલય:] (નં. ૩) | | |
| અજિત (આ. ૨જી) | એન. આઇ. પટેલ | ૦—૧—૦ |
| અમ્હારી વાર્તા (આ. ૨જી) | નાગરદાસ અને સૌ. સુમતિ પટેલ | ૦—૮—૦ |
| ,, બીજી ,, (આ. ૨જી) | ,, ,, | ૦—૮—૦ |
| અરબસ્તાની આનંદ રજની | રમણલાલ નાનાલાલ શાહ | ૧—૪—૦ |
| જગતના જવાંમર્દો | ,, ,, | ૦—૭—૦ |
| પરીઓનો પ્રદેશ | સૌ. સુમતિ અને નાગરદાસ પટેલ | ૨—૦—૦ |
| પા-પા-પગલી | રમણલાલ નાનાલાલ શાહ | ૦—૬—૦ |
| બાળકોની રંગભૂમિ | ,, ,, | ૦-૧૨—૦ |
| વાર્તા ગાડી | ,, ,, | ૦—૪—૦ |
| સાચો સિપાઇ | ,, ,, | ૦—૩—૬ |
| [જેઠાલાલ છગનલાલ ચૌધરી:] (નં. ૪) | | |
| દગો | જે. સી. ચૌધરી | ૦—૧—૦ |
| દેશને ખાતર | ,, ,, | ૦—૧—૩ |
| ભાઈનું બલિદાન | ,, ,, | ૦—૧—૦ |
| ચાનાને ખોળે | ,, ,, | ૦—૧—૩ |

| | | |
|---|---|---|
| રણ મેદાને | જે. સી. ચૌધરી. | ૦—૧—૦ |
| સુદામો (આ. ૨જી) | જે. સી. ચૌધરી અને એચ. જે. પંચોળી | ૦—૬—૦ |
| [પ્રકીર્ણ:] (નં. ૫) | | |
| આંબાવાડિયું | શ્રી ગિજુભાઇ અને શ્રી જુગતરામ | ૦—૮—૦ |
| કાજીઓના ઇન્સાફ | છગનલાલ વિદ્યારામ રાવળ | ૦—૪—૦ |
| ગલગોટા | દેશળજી પરમાર | ૦—૧૦—૦ |
| ઘરદીવડી | યશવંત પંડયા | |
| નીહિલિસ્ટોના પંજામાં (આ. ૨જી) | | ૦—૧૨—૦ |
| પાંચાલી | ન્હાનાભાઇ | ૦—૪—૦ |
| ફુલમાળા ભા. ૧, (આ. ૨જી) | કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ | ૦—૧૨—૦ |
| બાલકાવ્ય (આ. ૮મી) | હોમી સોરાબ એન્ડ કુંપની- | ૦—૩—૦ |
| બાલશ્રીકૃષ્ણ, ભા. ૨ જો | કૃષ્ણલાલ વર્મા | ૦—૪—૦ |
| બાલકોનાં ગીતો | રમણલાલ પી. સોની | ૦—૫—૦ |
| બાલકોનો બગીચો | રામજી કાનજી રાજગુરુ | ૦—૬—૦ |
| બાલગીત | જી. કે. મહેતા | ૦—૧—૦ |
| બાલગીત, ભા. ૧ લો (શાળોપયોગી) | ચુનીલાલ કુબેરદાસ શાહ | ૦—૬—૦ |
| બાલાગીતમંજરી | " | ૦—૪—૦ |
| બાલોપયોગી સંવાદપુષ્પમાળા, ભા. ૧ (સચિત્ર) | ચંદુલાલ ચુનીલાલ ત્રિવેદી | ૦—૮—૦ |
| " ,, ભા. ૨જો ( ,, ) | " | ૦—૮—૦ |
| બાલ વિનોદ | ભરતકુમાર મણિલાલ શાહ | |
| બાલ વિજ્ઞાન | સૌ. વિમળા સેતલવાડ | ૧—૮—૦ |
| બાલ હસામણાં (નવીન) | કાનજી કાલિદાસ જોશી | ૦—૪—૦ |
| બાપ્પનૌકા | સુરેન્દ્રનાથ રંગનાથ ધારેખાન | ૦—૫—૦ |
| ભલી ડોશી | છગનલાલ હ. પંડયા | ૦—૧—૦ |
| ભોળી જમના | ઇન્દુપ્રસાદ ભટ્ટ અને મણિલાલ ઠાકર | ૦—૮—૦ |
| રામાયણનું રહસ્ય | મંજુલાલ રણછોડલાલ મજમુદાર | ૦—૬—૦ |
| રામો | ચન્દ્રશંકર મ. ભટ્ટ | ૦—૧—૦ |
| રૂપકથા, ભા. ૨ જો | મહાશંકર ઇન્દ્રજી દવે | ૦—૪—૦ |
| વાત બહેનાં | ઇન્દુપ્રસાદ ભટ્ટ અને મણિલાલ ઠાકર | ૦—૮—૦ |
| વાનરસેના સાહિત્ય-૨ (કામચારુ) | ગિજુભાઇ | ૦—૦—૨ |
| ,, ,, -૩ (થીઆસાં) | ,, | ૦—૦—[illegible] |
| ,, ,, -૪ (આલ્સસ અને ક્રાન્સ) | ,, | ૦—૦—[illegible] |

| | | |
|---|---|---|
| વિજ્ઞાનની વીસ વાતો | માર્તંડ શિવભદ્ર પંડ્યા | ૦—૬—૦ |
| વીર કથાઓ (બીજી આવૃત્તિ) | ચન્દ્રશંકર મ. ભટ્ટ | ૦—૧—૦ |
| (શિશુ) સદ્‌બોધમાળા, ભા. ૧ (આ. ૬ ઠ્ઠી) | વ્રજલાલ પુરુષોત્તમ મહેતા | ૦—૧—૬ |
| સત્યાનાશ (બીજી આવૃત્તિ) | રણછોડજી કેસુરભાઈ મીસ્ત્રી | ૦—૧—૬ |
| સાદી સીધી વાતો, ભા. ૧ | રમણલાલ પી. સોની | ૦—૩—૦ |

## વાર્ષિક—પરચુરણ વગેરે.

| | | |
|---|---|---|
| આંધી (વાર્ષિક) | તંત્રીઃ—રમણચન્દ્ર દેસાઇ અને જયન્ત શાસ્ત્રી | ૧—૦—૦ |
| ઇમારતકામ (આ. ૨જી) | ટી. એ. ભરૂચા | ૫—૦—૦ |
| છાત્રાલય સંહિતા | મંત્રીઓ, ત્રીજું છાત્રાલય સંમેલન | ૦—૮—૦ |
| જ્યુટ શેર યાને જ્યુટ મીલોના શેરોમાં નાણું રોકનારનો ભોમીઓ | છોટાલાલ છગનલાલ કોઠારી | ૧—૮—૦ |
| બાળલગ્ન પ્રતિબંધક કાયદો યાને શારદા બીલ | | ૦—૦—૬ |
| મનગમતી—મજાહ | જમશેદ એમ. દારૂવાળા અને જહાંગીર એમ. પૂનાવાળા | ૦—૨—૦ |
| મહાત્માજીના અંતરનાદ | નંદલાલ મોહનલાલ | ૦—૪—૦ |
| વડોદરાનું રાજ્યબંધારણ (આ. ૨જી) | દામોદર ગોવિંદ માલસે | ૦—૮—૦ |
| વીણા ૧૯૩૦ (વાર્ષિક) | તંત્રીઃ—દેશળજી પરમાર | ૧—૦—૦ |
| 'શારદાબીલ શું છે ? | મુફતી મહમદ ફીફાયત મોલવી | |
| શારદા કાયદો | ગોવિંદલાલ ડાહ્યાભાઈ નાયક | |

# સન ૧૯૩૦ માં માસિકોમાં પ્રસિદ્ધ થયલા મહત્વના લેખોની સૂચી.

## ભાષા

| વિષય. | કર્તા. | કયા માસિકમાં પ્રકટ થયો તે. |
| --- | --- | --- |
| અવળી માત્રા | પ્રો. બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર | બુદ્ધિપ્રકાશ—ઓક્ટોબર—નવેમ્બર |
| " " | નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા | " —જાન્યુઆરી ૧૯૩૧ |
| કાઠિયાવાડી બોલી | ડૉલરરાય રંગીલદાસ માંકડ | પ્રસ્થાન—પોષ સં. ૧૯૮૬ |
| કાંઈક જાણવા જોગ | ભરતરામ ભાનુસુખરામ મહેતા | સાહિત્ય—ફેબ્રુઆરી |
| કેટલાંક નાનાર્થ શબ્દોની વ્યુત્પત્તિ | ચતુરભાઈ પુરુષોત્તમદાસ પટેલ | બુદ્ધિપ્રકાશ—એપ્રિલ |
| ગુજરાત અને ગુજરાતી ભાષા | પ્રહ્લાદજી ચંદ્રશેખર દિવાનજી | સાહિત્ય—મે |
| જોડણીનો એક નિયમ | નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા | " —જાન્યુઆરી |
| નરસિંહ યુગની ભાષા અને તેનું વાસ્તવિક સ્વરૂપ | શંકરપ્રસાદ છગનલાલ રાવળ | " —મે |
| નવી જોડણી કમિટિ | પ્રો. બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર | વસન્ત—સં. ૧૯૮૫—ભાદ્રપદ અને આશ્વિન |
| પરપ્રાંતીય પરિભાષા | વિશ્વનાથ મગનલાલ ભટ્ટ | કૌમુદી—નવેમ્બર |
| મૂર્દ્ધન્યતર ડ઼—ઢ઼ અને જિહ્વામૂલીય ળ | કેશવરામ કાશીરામ શાસ્ત્રી | બુદ્ધિપ્રકાશ—સપ્ટેમ્બર |
| " " | નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા | " —ઓક્ટોબર—નવેમ્બર |
| " " | ડૉલરરાય રંગીલદાસ માંકડ | " —ડિસેમ્બર |
| સર્વસાધારણ ગુજરાતી બાલભાષા | દેશળજી પરમાર | પુસ્તકાલય—ઓક્ટોબર |

# સાહિત્ય

| વિષય. | કર્તા. | કયા માસિકમાં પ્રકટ થયો તે. |
|---|---|---|
| અમરુનો સમય | દી. બા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ | બુદ્ધિપ્રકાશ-ફેબ્રુઆરી |
| આપણી દેશીઓ અને પ્રાચીન લોકસંગીત | મંજુલાલ રણછોડલાલ મજમુદાર | ગુણસુંદરી-મે |
| આપણું અને બીજું સાહિત્ય | મટુભાઈ હરગોવિંદદાસ કાંટાવાળા | સાહિત્ય-એપ્રિલ |
| "ઉષાહરણ"—એક પરિચય | મંજુલાલ ર. મજમુદાર | ગુજરાત-શ્રાવણ ૧૯૮૬ |
| કનુ મુનશી-ગુજરાત એક અને અવિભક્ત | અંબાલાલ બા. પુરાણી | ગુજરાત-શ્રાવણ ૧૯૮૬ |
| કવિતાનાં અપલક્ષણ | સુરેશ દીક્ષિત | કુમાર-શ્રાવણ ૧૯૮૬ |
| કાન્તની આખરી ભેટ | કૃષ્ણદેવ હ. ભટ્ટ | પ્રસ્થાન-અષાડ ૧૯૮૬ |
| ગુજરાતી ગદ્ય | મટુભાઈ હરગોવિંદદાસ કાંટાવાળા | સાહિત્ય-જુલાઇ |
| ગુજરાતી ભાષા અને સાહિત્ય | નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા | વસન્ત-મહા ૧૯૮૬ |
| ગુજરાતી સાહિત્ય | " " " | ,, -ફાલ્ગુન-ચૈત્ર |
| | ...પ્રસાદ છગનલાલ રાવળ | બુદ્ધિપ્રકાશ-સપ્ટેમ્બર |
| | ...પંડિત બેચરદાસજી | પ્રસ્થાન-ચૈત્ર ૧૯૮૬ |
| | | બુદ્ધિપ્રકાશ-ફેબ્રુઆરી-જુલાઇ |
| | | ગુજરાત-વૈશાખ ૧૯૮૬ |
| | | " " |
| | ...ન સુ. ગ... | નવચેતન-એપ્રિલ |
| | ...સ પારેખ | બુદ્ધિપ્રકાશ-સપ્ટેમ્બર |
| | ...ોદી | બુદ્ધિપ્રકાશ-ફેબ્રુઆરી |

| વિષય. | કર્તા. | કયા માસિકમાં પ્રકટ થયા તે. |
|---|---|---|
| પંચવટી—એક સાહિત્ય દૃષ્ટિ | શ્રી. સત્યવ્રત | શારદા—જાન્યુઆરી ૧૯૩૧ |
| બે સંસ્કૃતિઓનું સંઘર્ષણ | હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ | બુદ્ધિપ્રકાશ—જાન્યુઆરી |
| મહાકવિ ભાસ | શાન્તિલાલ છોટાલાલ શાહ | ગુજરાત—કાર્તિક ૧૯૮૬ |
| " " | કેશવરામ કાશીરામ શાસ્ત્રી | બુદ્ધિપ્રકાશ—ઑગષ્ટ |
| ભાભારામની વાર્તા | મંજુલાલ ર. મજમુદાર | શારદા—ઓકટોબર |
| મણિલાલ ચરિત્રની સામગ્રી | અંબાલાલ બા. પુરાણી | કૌમુદી—જુલાઇ |
| માધવ કામકુંડલા | મંજુલાલ ર. મજમુદાર | ગુજરાત—કાર્તિક ૧૯૮૬ |
| માર્મિક નિબંધ | પ્રો. જયેન્દ્રરાય ભ. દૂરકાળ | સાહિત્ય—જુન |
| મીરાંબાઇ | શ્રી. લીલા મુનશી | ગુજરાત—જન્માષ્ટમી અંક (શ્રાવણ ૧૯૮૫) |
| મુનશી એક કર્મવીર | ચંદ્રશંકર નર્મદાશંકર પંડયા | ગુજરાત—શ્રાવણ ૧૯૮૬ |
| મુનશીનો કારાગ્રહવાસ | પ્રાણલાલ કીરપારામ દેસાઈ | " — " " |
| રમણભાઈ કવિ | નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા | વસન્ત—આશ્વિન ૧૯૮૬ |
| રમણભાઇનો હાસ્યરસ | ગગનવિહારી લ. મહેતા | પ્રસ્થાન—આશ્વિન ૧૯૮૬ |
| લોકસાહિત્ય—કેટલીક વ્યક્તિઓ | ચંદ્રશંકર નર્મદાશંકર પંડયા | શારદા—જુલાઇ |
| લોકસાહિત્ય | ઝવેરચંદ મેઘાણી | " — " |
| લોકસાહિત્યમાં નાટયકલા | મોહનલાલ ચુનીલાલ | " — " |
| સામળ ભટ્ટ | મંજુલાલ ર. મજમુદાર | ગુજરાત—વૈશાખ ૧૯૮૬ |
| સાહિત્યનો નવો યુગ ગઇ કાલે શરૂ થયો છે? | નટવરલાલ નાનાલાલ મહેતા | બુદ્ધિપ્રકાશ—ડિસેમ્બર |
| સાહિત્યચર્ચાના સૂત્રો | જયેન્દ્રરાવ ભ. દૂરકાળ | સાહિત્ય—જાન્યુઆરી |
| સુવર્ણયુગનાં સર્જન | કનૈયાલાલ માણેકલાલ મુનશી | ગુજરાત—કાર્તિક—૧૯૮૬ |
| સો બસો વર્ષ પહેલાંના લહિયા અને લેખકો | સુરેશ દીક્ષિત | કૌમુદી—જાન્યુઆરી |
| સોનેટ—ગુજરાતી સાહિત્યમાં તેનો એક પ્રકાર | સવાઇલાલ ઇશ્વરલાલ પંડયા | સાહિત્ય—જુન |

# પ્રાચીન કાવ્યો

| વિષય. | કર્તા. | કયા માસિકમાં પ્રકટ થયો તે. |
|---|---|---|
| અરીગેં વાંપરની પારસી કવિતા | જેહાંગીર માણેકજી દેસાઈ | સાહિત્ય-જુન |
| ખંભાતમાં રેંટિયાયુગ | જમિયતરામ કૃ. પંડ્યા | ગુણસુંદરી-ઑગષ્ટ |
| ગુજરાતના માક્ષરો | સાક્ષરલાલ નિરક્ષરદાસ | સાહિત્ય-જાન્યુઆરી |
| ચારણી ઋતુગીતો | સંપાદક ગઢવી મેરૂભા મેઘાણંદ ખેંગાર | શારદા-જુલાઈ |
| બરડાનું લોકગીત | બુધરજી વિ. લાલજી જોશી | ,, -ઑક્ટોબર |
| મારી માતુશ્રી દ્વારિકા | કલ્યાણરાય નથુભાઇ જોશી | ,, -ઑગષ્ટ |
| મારવાડી લોકગીતો | રમણિક ડી. મહેતા | નવચેતન-નવેંબર-ડિસેમ્બર |
| સામળ (?) (પ્રેમાનંદ) કૃત બાર માસ | મોહનલાલ દલીચંદ દેસાઈ | બુદ્ધિપ્રકાશ-જુન |
| શેઠ મગાળશા | સંપાદક રાજકવિ ગઢવી મેઘાણંદ ખેંગાર | શારદા-જુલાઇ |

# સમાલોચના

| વિષય. | કર્તા. | કયા માસિકમાં પ્રકટ થયો તે. |
|---|---|---|
| અનાસક્તિ યોગ | પ્રિન્સિપાલ આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ | વસન્ત–ફાલ્ગુન ૧૯૮૬ |
| અભિનય કલા | ડૉલરરાય રં. માંકડ | કૌમુદી–ડિસેમ્બર |
| અરૂઢ શૈલીનાં અવલોકન–પોયણાં | વિજયરાય કલ્યાણરાય વૈદ્ય | કૌમુદી–માર્ચ |
| આઠ હજાર ગુજરાતી પુસ્તકોની વર્ગીકૃત યાદી | પ્રો. બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર | પુસ્તકાલય–ફેબ્રુઆરી |
| ઉપનિષદ્ જ્યોતિ અને ગીતા જ્યોતિ | દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી | પ્રસ્થાન–જેઠ ૧૯૮૬ |
| સન ૧૯૨૯ ના ગુજરાતી સાહિત્યનું દિગ્દર્શન | રામનારાયણ વિશ્વનાથ પાઠક | પ્રસ્થાન–ચૈત્ર ૧૯૮૬ |
| ગાડિવનું બાલસાહિત્ય | અંબુ ક. વશી | પુસ્તકાલય–સપ્ટેમ્બર |
| ગુજરાતનું પાટનગર | શંકરપ્રસાદ હરપ્રસાદ દેસાઈ | વસન્ત–જ્યેષ્ઠ–અષાઢ ૧૯૮૫ |
| ગુજરાતનું વહાણવટું | હરિલાલ રં. માંકડ | કૌમુદી–ઑક્ટોબર |
| ગ્રંથ અને ગ્રંથકાર પુ. ૧ | સુરેન્દ્ર પંડ્યા | બુદ્ધિપ્રકાશ–ડિસેમ્બર |
| જયા અને જયન્ત–તેનું કાલ પરિમાણ | ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા | કૌમુદી–મે |
| ડૉલ્ટન યોજના | વસન્તાનુજ | કૌમુદી–ઑગષ્ટ |
| ધ્રુવસ્વામિની દેવી | વિજયરાય કલ્યાણરાય વૈદ્ય | કૌમુદી–એપ્રિલ |
| પ્રયોગમાળા–પ્રો. ઠાકોરના ગ્રંથો | વિશ્વનાથ મગનલાલ ભટ્ટ | કૌમુદી–જાન્યુઆરી |
| પૌરાણિક નાટકો | દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી | ગુજરાત–કાર્તિક ૧૯૮૬ |
| પંચાશીનું સાહિત્ય | માદિલાન્ત | પુસ્તકાલય–ફેબ્રુઆરી |
| ભજનિકા | વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી | વસન્ત–ભાદ્રપદ ૧૯૮૫ |
| ભગવાન કૌટિલ્ય | રવિશંકર સં. ભટ્ટ | કૌમુદી–એપ્રિલ |
| ભક્તિ રસાયન | પ્રહ્લાદજી ચંદ્રશેખર દિવાનજી | વસન્ત–આશ્વિન ૧૯૮૫ |
| મેઘાણીનો સિંધુડો | વિજયરાય કલ્યાણરાય વૈદ્ય | કૌમુદી–મે |

| | | |
|---|---|---|
| રસદ્વારનું અવલોકન | પ્રિન્સિપાલ ધ્રુવ | વસન્ત—આષાઢ ૧૯૮૫ |
| રવીન્દ્રનાથ ટાગોરનું રાજકારણ | પ્રો. કેશવલાલ હિંમતરામ કામદાર | કૌમુદી—નવેમ્બર |
| રાઈના પર્વતમાંનો સંસારસુધારો | શંકરભાઈ સોમાભાઈ પટેલ | બુદ્ધિપ્રકાશ—ડિસેમ્બર |
| 'રાજાધિરાજ' અને રા. મુનશીના રાજકીય-વિચારો | રામચંદ્ર દામોદર શુકલ | શારદા—ફેબ્રુઆરી ૧૯૩૧ |
| વિક્ટોરિયા યુગનો મહાન વાઈસરૉય | પ્રો. કેશવલાલ હિંમતરામ કામદાર | કૌમુદી—ફેબ્રુઆરી |
| શાહીમાં રેલાવેલાં કાવ્યો | બચુભાઈ રાવત | કૌમુદી-જાન્યુઆરી |
| સુવર્ણયુગનાં સર્જન | દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી | પ્રસ્થાન—પોષ ૧૯૮૬ |
| સુશીલેચા દેવ | પ્રો. બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર | કૌમુદી—સપ્ટેમ્બર |
| હૃદયનાથ | વિજયરાય કલ્યાણરાય વૈદ્ય | કૌમુદી—જુલાઈ |

## નિબંધ.

| વિષય. | કર્તા. | કયા માસિકમાં પ્રકટ થયો તે. |
| --- | --- | --- |
| ઉત્સવોનું સંસ્કૃતિમાં સ્થાન | શ્રી. લીલા મુનશી | ગુજરાત-દિપોત્સવી અંક ૧૯૮૫ (કાર્તિક ૧૯૮૬) |
| ગત વર્ષ અને નવું વર્ષ | બાબુ ક્ષિતિમોહનસેન | પ્રસ્થાન-કાર્તિક ૧૯૮૬ |
| ગાંધીજી અને નૃત્યકલા | નારાયણ મો. ખરે | ,, – ,, ,, |
| ગાંધીજી અને અશો જરથોસ્ત | જેહાંગીર માણેકજી દેશાઈ | ,, – ,, ,, |
| ગીત સુધા | ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ | કુમાર-કાર્તિક ૧૯૮૭ |
| બે બહારવટીઆ | શ્રી. લીલા મુનશી | ગુજરાત-દિપોત્સવી અંક ૧૯૮૫ (કાર્તિક ૧૯૮૬) |
| બે સંસ્કારચિત્રો | રવિશંકર મ. રાવળ | કુમાર-જેઠ ૧૯૮૬ |
| મહાત્મા ગાંધી અને સત્યાગ્રહની લડત | પંડિત બનારસીદાસ ચતુર્વેદી | નવચેતન-મે |
| રણછોડભાઈની મ્યુનિસિપલ સેવા | દી. બા. નર્મદાશંકર દેવશંકર મહેતા | બુદ્ધિપ્રકાશ-માર્ચ |
| વેદના સમયમાં લગ્નવ્યવસ્થા | સૌ. સરોજિની મહેતા | ગુણસુંદરી-ઑક્ટોબર-નવેમ્બર |
| સાહિત્ય પરિષદ અને સાહિત્ય વિષયક સ્નેહસંમેલનો માટે આશય પોષક બંધારણની આવશ્યકતા | પ્રો. બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર | પ્રસ્થાન-કાર્તિક ૧૯૮૬ |



| | | |
|---|---|---|
| રસદારનું અવલોકન | પ્રિન્સિપાલ ધ્રુવ | વસન્ત—આષાઢ ૧૯૮૫ |
| રવીન્દ્રનાથ ટાગોરનું રાજકારણ | પ્રો. કેશવલાલ હિંમતરામ કામદાર | કૌમુદી—નવેમ્બર |
| રાઈના પર્વતમાનો સંસારસુધારો | શંકરભાઈ સોમાભાઈ પટેલ | બુદ્ધિપ્રકાશ—ડિસેમ્બર |
| 'રાજાધિરાજ' અને રા. મુનશીના રાજકીય-વિચારો | રામચંદ્ર દામોદર શુકલ | શારદા—ફેબ્રુઆરી ૧૯૩૧ |
| વિકટોરિયા યુગનો મહાન વાઇસરૉય | પ્રો. કેશવલાલ હિંમતરામ કામદાર | કૌમુદી—ફેબ્રુઆરી |
| શાહીમાં રેલાવેલાં કાવ્યો | બચુભાઈ રાવત | કૌમુદી-જાન્યુઆરી |
| સુવર્ણયુગનાં સર્જન | દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી | પ્રસ્થાન—પોષ ૧૯૮૬ |
| સુધીયેચા દેવ | પ્રો. બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર | કૌમુદી—સપ્ટેમ્બર |
| હૃદયનાથ | વિજયરાય કલ્યાણરાય વૈદ્ય | કૌમુદી—જુલાઇ |

## નિબંધ.

| વિષય. | કર્તા. | કયા માસિકમાં પ્રકટ થયો તે. |
|---|---|---|
| ઉત્સવોનું સંસ્કૃતિમાં સ્થાન | શ્રી. લીલા મુનશી | ગુજરાત-દિપોત્સવી અંક ૧૯૮૫ (કાર્તિક ૧૯૮૬) |
| ગત વર્ષ અને નવું વર્ષ | બાબુ ક્ષિતિમોહનસેન | પ્રસ્થાન-કાર્તિક ૧૯૮૬ |
| ગાંધીજી અને નૃત્યકલા | નારાયણ મો. ખરે | ,, – ,, ,, |
| ગાંધીજી અને અશો જરથોસ્ત | જેહાંગીર માણેકજી દેસાઈ | ,, – ,, ,, |
| ગીત સુધા | ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ | કુમાર-કાર્તિક ૧૯૮૭ |
| બે બહારવટીઆ | શ્રી. લીલા મુનશી | ગુજરાત-દિપોત્સવી અંક ૧૯૮૫ (કાર્તિક ૧૯૮૬) |
| બે સંસ્કારચિત્રો | રવિશંકર મ. રાવળ | કુમાર-જેઠ ૧૯૮૬ |
| મહાત્મા ગાંધી અને સત્યાગ્રહની લડત | પંડિત બનારસીદાસ ચતુર્વેદી | નવચેતન-મે |
| રમણભાઈની મ્યુનિસિપલ સેવા | દી. બા. નર્મદાશંકર દેવશંકર મહેતા | બુદ્ધિપ્રકાશ-માર્ચ |
| વેદના સમયમાં લગ્નવ્યવસ્થા | સૌ. સરોજિની મહેતા | ગુણસુંદરી-ઑક્ટોબર-નવેમ્બર |
| સાહિત્ય પરિષદ અને સાહિત્ય વિષયક સ્નેહસંમેલનો માટે આશય પોષક બંધારણની આવશ્યકતા | પ્રો. બળવન્તરાય કલ્યાણરાય ઠાકોર | પ્રસ્થાન-કાર્તિક ૧૯૮૬ |

# ઈતિહાસ.

| વિષય. | કર્તા. | કયા માસિકમાં પ્રકટ થયો તે. |
|---|---|---|
| અમરો દિવાન | દેવચંદ દામજી શેઠ | શારદા–જાન્યુઆરી ૧૯૩૧ |
| અખાત્રીજ | દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી | ગુજરાત–વૈશાખ ૧૯૮૬ |
| ઓ જરથુસ્તનું કુળ તથા ગોત્ર | માનશંકર પીતામ્બરદાસ મહેતા | પ્રસ્થાન–માગશિર્ષ ૧૯૮૬ |
| આપરો | ડૉલરરાય રં. માંકડ | શારદા–ઑક્ટોબર |
| કડવા પાટીદારો | હીરાલાલ વસંતદાસ | પ્રસ્થાન–શ્રાવણ–ભાદ્રપદ ૮૬ |
| ખંભાતની વડવાની સુંદર વાવનો પ્રાચીન પ્રશસ્તિ લેખ | ભદ્રશંકર જયશંકર શાસ્ત્રી | બુદ્ધિપ્રકાશ–જાન્યુઆરી |
| ગુજરાતનો એક ઐતિહાસિક પ્રસંગ | દી. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી | શારદા–ઑક્ટોબર |
| પ્રબંધોનું ઐતિહાસિક મૂલ્ય | દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી | ગુજરાત–મહા ૧૯૮૬ |
| પ્રશ્નોરા | ,, ,, | પ્રસ્થાન–ફાલ્ગુન ૮૬ |
| પૃથ્વીરાજ ચોહાણ | ,, ,, | ગુજરાત–શ્રાવણ ૧૯૮૫ |
| પૃથ્વીરાજ રાસો | રા. બા. ગૌરીશંકર હી. ઓઝા | બુદ્ધિપ્રકાશ–ફેબ્રુઆરી |
| રાણક એક નહિ બે? | પ્રો. બલવન્તરાય ક. ઠાકોર | શારદા–ડિસેમ્બર |
| ,, ,, | દુર્ગાશંકર કે. શાસ્ત્રી | ,, –જાન્યુઆરી ૧૯૩૧ |
| વીર જામ ગંગ | જયાશંકર વાઘજીભાઈ વ્યાસ | શારદા–મે–જુલાઈ |
| ચિતોડ: એક દિગ્દર્શન | પ્રો. કેશવલાલ હિં. કામદાર | કૌમુદી–એપ્રિલ |
| સત્તાવિયો દુકાળ | મણિલાલ છબારામ ભટ્ટ | બુદ્ધિપ્રકાશ–જુલાઈ |
| સિદ્ધરાજ જયસિંહ | રા. બા. ગૌરીશંકર હીરાચંદ ઓઝા | પ્રસ્થાન–પોષ ૮૬ |
| સૌરાષ્ટ્રના ઓલીયાઓ | મનુભાઈ જોધાણી | બુદ્ધિપ્રકાશ–એપ્રિલ |
| સંવત્સર ગણના | ગોકળદાસ મ. શાહ | શારદા–ઑક્ટોબર |

## ચરિત્ર.

| વિષય. | કર્તા. | કયા માસિકમાં પ્રકટ થયો તે. |
| --- | --- | --- |
| જ્ઞાનવૈરાગી અખો | સુરેન્દ્ર દીક્ષિત | સાહિત્ય–માર્ચ |
| આજમ ગોકુલજી ઝાલા | | શારદા–ફેબ્રુઆરી |
| કબા ગાંધી | | શારદા–જુન |
| ગાંધીજી | સુરેન્દ્ર દીક્ષિત | સાહિત્ય–મે |
| જયકૃષ્ણ ઇંદ્રજી | દુર્ગાશંકર કે શાસ્ત્રી | આયુર્વેદ વિજ્ઞાન–કાર્તિક |
| જીવન સંભારણાં | સૌ. શારદા મહેતા | શારદા–એપ્રિલ ૧૯૩૦ |
| ત્રિભુવનદાસ ક. ગજ્જર | રેવાશંકર ઓ. સોમપુરા | કુમાર–આશ્વિન '૮૬ |
| ઠક્કર બાપા | પરિવ્રાજક | શારદા–નવેમ્બર |
| રસિકવલ્લભ દયારામ | સુરેન્દ્ર દીક્ષિત | સાહિત્ય–જાન્યુઆરી |
| સ્વામી દયાનંદ સરસ્વતી | હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા | સાહિત્ય–નવેમ્બર |
| દિગ્વિજયી ખાંખાં જંઘીસખાં | પ્રો. કેશવલાલ હિ. કામદાર | પ્રસ્થાન–માગશિર્ષ '૮૬ |
| નરસિંહ અને દયારામ | પ્રો. ગજેન્દ્રશંકર લાલશંકર પંડયા | વસન્ત–વૈશાખ ૧૯૮૫ |
| કવિશ્રી નરસિંહરાવ | સુંદરજી ગો. બેટાઈ | વસન્ત–શ્રાવણ ૧૯૮૫ |
| નાથ ભવાન (જુનાગઢના ભક્તકવિ) | મોતીલાલ ર. ઘોડા | બુદ્ધિપ્રકાશ–જુન |
| નિત્ય યુવાન નરસિંહભાઈ | નટવરલાલ દવે | કુમાર–ફાગણ '૮૬ |
| શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી | નગીનદાસ ત્રિ. માસ્તર | વસન્ત–શ્રાવણ ૧૯૮૫ |
| બોટાદકર | સુરેન્દ્ર દીક્ષિત | સાહિત્ય–સપ્ટેમ્બર |
| મણિલાલ નભુભાઈની આત્મકથા | | વસન્ત–ભાદ્રપદ '૮૬ |
| રણજીતરામ વાવાભાઈ | રવિશંકર મ. રાવળ | કુમાર–કાર્તિક '૮૭ |
| વામનરાવ સો. દલાલ | ભાસ્કર જ. પાઠકજી | કૌમુદી–નવેમ્બર |

## ધર્મ.

| વિષય. | કર્તા. | કયા માસિકમાં પ્રકટ થયો તે. |
|---|---|---|
| અંગમ્ય વાદ | અંબાલાલ બા. પુરાણી | પ્રસ્થાન—મહા |
| એ "ધૂત" કર્યું | " " | વસન્ત—શ્રાવણ ૧૯૮૫ |
| ધર્મ અને પંથ | પં. સુખલાલજી | પ્રસ્થાન—આશ્વિન '૮૬ |
| સામુદાયિક ઉપાસના | કિશોરલાલ ઘ. મશરૂવાળા | પ્રસ્થાન—શ્રાવણ—ભાદ્રપદ '૮૬ |

## પુસ્તકાલય અને પત્રો.

| વિષય. | કર્તા. | કયા માસિકમાં પ્રકટ થયો તે. |
|---|---|---|
| આગામી પાટણ પુસ્તકાલય પરિષદ | પ્રો. બલવન્તરાય ક. ઠાકોર | પુસ્તકાલય—જાન્યુઆરી |
| ઉત્તમ ગ્રંથોનું મૂલ્ય | મૂ. સો ભટ્ટ | પુસ્તકાલય—જુલાઇ |
| ગુજરાતી પત્રકારિત્વ—ત્રણ તંત્રીઓ | ચંદ્રશંકર ન. પંડ્યા | શારદા—જાન્યુઆરી '૩૧ |
| પાંચમી પુસ્તકાલય પરિષદના પ્રમુખનું ભાષણ | લેડી વિદ્યાબ્હેન ર. નીલકંઠ | પુસ્તકાલય—એપ્રિલ |
| પુસ્તકનાં મહા પાપ | દેશળજી પરમાર | પુસ્તકાલય—જુલાઇ |
| પુસ્તક અને પત્ર | " " | પુસ્તકાલય ડિસેમ્બર |
| પુસ્તકોનો પ્રચાર અને પસંદગી | હીરાલાલ ત્રિ. પારેખ | બુદ્ધિપ્રકાશ—ઑક્ટોબર—નવેમ્બર |
| પ્રેસ—કોપી અને પ્રુફ—રીડિંગ | બચુભાઇ રાવત | પુસ્તકાલય—ડિસેમ્બર |
| બાલવાચન પુસ્તકાલય | શ્રી. ગિજુભાઇ | ગુણસુંદરી—માર્ચ |
| વર્તમાનપત્ર કેમ તૈયાર થાય છે ? | પિયુષ | નવચેતન—એપ્રિલ |

# પ્રવાસ.

| વિષય. | કર્તા. | કયા માસિકમાં પ્રકટ થયો તે. |
|---|---|---|
| અજંટાના કલા મંડપો | રવિશંકર મ. રાવળ | કુમાર–આશ્વિન '૮૬ |
| માઉન્ટ આબુ | ડૉ. ઇન્દુલાલ સે. દવે | ગુણસુંદરી–એપ્રિલ |
| ઉત્તર હિંદનું યાત્રા પર્યટન | પંચાણુભાઈ વારા | કુમાર–મહા ૧૯૮૬ |
| જબલપુર | કૃષ્ણદેવ હ. ભટ | પ્રસ્થાન–માગશિર્ષ '૮૬ |
| તળાજા | હીરાલાલ અમૃતલાલ શાહ | કુમાર–આષાઢ '૮૬ |
| તારંગા–પુરાણુ તીર્થ | હરિનારાયણ આચાર્ય | કુમાર–ફાગણ '૮૬ |
| ધુંવાધાર અને ભેડા ઘાટ | રામનારાયણ વિ. પાઠક | પ્રસ્થાન–માગશિર્ષ ૧૯૮૬ |
| નવાનગર | વ્રજલાલ લાલજી | નવચેતન–એપ્રિલ |
| પૂર્વ આફ્રિકાનો પ્રવાસ | રામનારાયણ ના. પાઠક | કુમાર–મહા ૧૯૮૬ |
| માથેરાન | સુરેશ દીક્ષિત | કુમાર–માગશર ૧૯૮૭ |
| વિલાયતની વિજ્ઞાનયાત્રા | ડૉ. શિવસુત | કૌમુદી–જાન્યુઆરી |
| સાણાની ગુફાઓ | કાલિદાસ વસનજી દવે | શારદા–ઑક્ટોબર |
| સુરપાણ | સુરેશ દીક્ષિત | કુમાર–પોષ ૧૯૮૬ |

# પ્રકીર્ણ.

| વિષય. | કર્તા. | કયા માસિકમાં પ્રકટ થયો તે. |
| --- | --- | --- |
| કચ્છમાં શિક્ષક સંમેલન | માવજી ગો. શેઠ | શારદા–ડિસેમ્બર |
| ગુજરાતનું વક્તૃત્વ | ચંદ્રશંકર ન પંડ્યા | કૌમુદી–સપ્ટેમ્બર |
| ગુજરાતણો માટે સ્ત્રી વિદ્યાલય | | ગુણસુંદરી–એપ્રિલ |
| ચિત્રો કેમ જોશો ? | ફિરોજશાહ મહેતા | નવચેતન–ઑકટોબર |
| ચોસઠ કળા | રાજકવિ માવદાનજી ભીમજીભાઇ | શારદા–જુલાઇ |
| મુક્તિ સંગ્રામમાં ભારતીય મહિલાઓ | | ગુણસુંદરી–મે થી ચાલુ |
| વિજ્ઞાન વિલાસ | હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળા | સાહિત્ય ઑકટોબર |
| શાલગ્રામ વૈજ્ઞાનિક દષ્ટિએ વિવેચન | પોપટલાલ ગોવિંદલાલ શાહ | ગુજરાત વૈશાખ ૧૯૮૬ |
| સન્નારીઓને બે બોલ | રમણલાલ વ. દેસાઇ | ગુણસુંદરી–ડિસેમ્બર |
| સ્ત્રી કેળવણી | પ્રિન્સિપાલ આનન્દશંકર બા. ધ્રુવ | વસન્ત–શ્રાવણ ૧૯૮૫ |
| સંગીત શાસ્ત્રનું થોડુંએક દિગ્દર્શન | પ્રાણજીવન વિશ્વનાથ પાઠક | કૌમુદી–માર્ચ |
| હિંદુસ્તાનની આવતી સેન્શસ | સત્યવ્રત મુકરજી | સાહિત્ય–નવેમ્બર |

## ઇબ્રાહીમ દાદાભાઈ પટેલ ઉર્ફે 'બેકાર'

એઓ જાતે સુન્ની મુસલમાન (પટેલ વહોરા) અને મૂળ વતની ભરૂચ જીલ્લાના ખાનપુર દેહના છે. એમના પિતાનું નામ દાદાભાઈ યાકુબ પટેલ અને માતાનું નામ હાજીબાઈ અલીભાઈ પટેલ છે. એમનો જન્મ ખાનપુર દેહમાં સન ૧૯૦૦માં થયો હતો. લગ્ન સન ૧૯૧૯માં અકોટા તાબે વડોદરામાં થયું હતું. એમના પત્નીનું નામ ફાતમાબાઈ છે.

એઓ પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજમાંથી સન ૧૯૧૮માં ત્રીજા વર્ષમાં પાસ થઈ નિકળ્યા હતા. ત્યાં તેમને ચિત્રકામ બદલ તેમ કસરત માટે ઈનામ મળ્યાં હતાં. હમણાં તેઓ શિક્ષક ઉપરાંત લેખનકાર્ય અને ખેતીમાં પણ લક્ષ આપે છે. હાસ્ય લેખો માટે બે વખત ઇનામ મેળવ્યું છે. સંગીત એ એમનો પ્રિય વિષય છે. ઈસ્લામી લેખકોની સંખ્યા થોડી છે; એઓ ગુજરાતી દ્વારા પોતાની અદના શક્તિનો અને જ્ઞાનનો લાભ જનતાને આપવાનું ચાલુ રાખશે, તો તેમાંથી નવીન જાણવા શિખવાનું મળવાની સાથે બે કોમ વચ્ચેનો એખલાસ દિન પ્રતિદિન વૃદ્ધિ પામશે એ સ્પષ્ટ છે.

**એમની કૃતિઓ :**

| | |
|---|---|
| ૧. ચાલુ જમાનાનો ચિતાર (હાસ્ય પ્રધાન નાટક) | સન ૧૯૨૭ |
| ૨. રસનાં ચટકાં (હાસ્ય લેખોનો ૧ લો સંગ્રહ) | ,, ૧૯૨૯ |
| ૩. હાસ્ય કુંજ (હાસ્ય લેખોનો ૨ જો સંગ્રહ) | ,, ૧૯૩૦ |

## ઇમામશાહ લાલશાહ બાનવા

એઓ જાતે મુસલમાન–બાનવા ફકીર છે. એમનો જન્મ ખેડા જીલ્લામાં આવેલા કપડવણજ ગામમાં તા. ૨૦ મી જુલાઈ ૧૮૯૬ના રોજ થયો હતો. એમના પિતાશ્રીનું નામ લાલશાહ બફાતીશાહ બાનવા; અને માતાનું નામ મરીયમણુ હુશેનશાહ છે. એમનું મૂળ વતન રેવાકાંઠામાં આવેલા બાલાસિનોર છે. એમનું પહેલું લગ્ન સકીનાબુ-ચાંદશાહ સાથે સન ૧૯૧૨માં થયું હતું, જેઓ મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજમાંથી ત્રીજા વર્ષમાં પાસ થયલા હતા. તેઓ બે પુત્રી અને એક પુત્ર મૂકી મૃત્યુ પામ્યા બાદ તેમનું લગ્ન ફરી એમના બ્હેન અજીમ ચાંદશાહ સાથે સન ૧૯૨૩માં થયું હતું.

એઓ પોતે પણ પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજમાંથી બીજા વર્ષમાં પાસ થઇ અત્યારે પત્રકારિત્વના ધંધામાં જોડાયલા છે.

એના પિતા એમને છ માસના મૂકીને મૃત્યુ પામેલાં. ગરીબ સ્થિતિમાં માની સાથે મોસાળમાં ઉછરેલા. ત્યાં પણ સ્થિતિ એવી નહિ કે સારી રીતે રહી શકે; છતાં જાત મહેનત અને ઉદ્યમથી પોતાનું ગુજરાન કરી તેઓ આજની સ્થિતિએ પહોંચ્યા છે; અને તેનો યશ તેઓ પોતાની માતાને આપે છે.

એમના મામા અમીરશાહ હુસેનશાહ-કોઠાવાલાનો વિચાર એમને મોલવી બનાવવાનો હતો; પણ એઓમાં માંહોમાંહે જે ઝગડા ચાલુ રહે છે, તેથી સંતાપ પામીને પોતે શિક્ષક થવાનું પસંદ કરેલું વળી ખુશી થવા જેવું એ છે કે શિક્ષણના જે ફાયદા પોતે અનુભવ્યા છે તે લાભ તેઓ પોતાની બે પુત્રીઓને પણ આપી રહ્યા છે

ઇતિહાસ એ એમનો પ્રિય વિષય છે.

### એમના ગ્રંથો:

| | |
|---|---|
| ૧. ખાતુને જન્નત | સન ૧૯૨૧ |
| ૨. તરૂણીના તરંગ કિંવા ચિતોડનું સૌંદર્ય | ,, ૧૯૩૦ |
| ૩. અશ્રુધારા | ,, ,, |

## એરચ જહાંગીર તારાપોરવાળા

( બી. એ. પી. એચ. ડી; બૅરિસ્ટર–ઍટ–લૉ. )

એઓ જાતના પારસી; કુટુંબનું મૂળ વતન તારાપોર (ચિચણ) પણ લાંબા સમયથી તે–કુટુંબ દક્ષણ હૈદ્રાબાદમાં વસેલું અને એમનો જન્મ પણ હૈદ્રાબાદમાં (દક્ષણ) સન ૧૮૮૪ માં થયો હતો. એમના પિતાનું નામ જહાંગીર સોરાબજી તારાપોરવાળા અને માતાનું નામ શીરીનબાઈ હૉરમસજી વિકાજી છે. એમનું લગ્ન સન ૧૯૧૫ માં મુંબાઈમાં સુનાબાઈ (જે બરજોરજી પેસ્તનજી પહોંચાજીના પુત્રી થાય તેમની) સાથે થયું હતું.

પ્રાથમિક કેળવણી એમણે ઘેર લીધેલી. સન ૧૮૯૮ માં ભરડા ન્યુ હાઇસ્કુલમાંથી મેટ્રીકની પરીક્ષા પાસ કરી હતી. તે પછી તેઓ એલ્ફીન્સ્ટન કૉલેજમાં જોડાયલા અને સન ૧૯૦૩ માં બી. એ., ની પરીક્ષા ઇંગ્રેજી અને સંસ્કૃત ઐચ્છિક વિષયો લઈને પાસ કરી હતી. સન ૧૯૦૯ માં વિલાયત જઈ તેઓ બારિસ્ટર થયલા અને સન ૧૯૧૧ માં હિંદી સરકારની સંસ્કૃત સ્કોલરશીપ મળતાં તેમણે કેમ્બ્રિજની બી. એ;, ની પરીક્ષા પાસ કરેલી; એટલું જ નહિ પણ ન્યુર્સબુર્ગ (Wurzburg) (જર્મની) યુનિવ્હર્સિટીની ડૉકટરની પદવી સંસ્કૃત અને તુલનાત્મક ભાષા શાસ્ત્રનો વિષય લઈને મેળવેલી; અને તે પહેલા વર્ગમાં.

આવી ઝળકતી કારકિર્દી સાથે તેઓ હિંદમા આવી, સેવાભાવથી બનારસ સેન્ટ્રલ હિન્દુ સ્કુલના હેડમાસ્તર તરીકે જોડાયા; તે આગમચ વિલાયત જતાં પૂર્વે તેમણે બે વર્ષ–સન ૧૯૦૯ ને ૧૯૧૦–બનારસ સેન્ટ્રલ હિન્દુ કૉલેજમાં ઈંગ્રેજીના પ્રોફેસર તરીકે કામ કર્યું હતું.

ત્યારબાદ સન ૧૯૧૭ થી ૧૯૨૯ ના અંત સુધી તેમનો સંબંધ કલકત્તા યુનિવર્સિટી સાથે થયલો. ત્યાં તેઓ તુલનાત્મક ભાષાશાસ્ત્ર અને ગુજરાતીના અધ્યાપક હતા.

ચાલુ વર્ષથી તેઓ કામા આથ્રોરનાન મદ્રેસાના પ્રિન્સિપાલ નિમાયા છે.

અધ્યાપક તરીકે કામ કરવા ઉપરાંત સન ૧૯૨૭ માં કામા ઓરિયંટલ ઇન્સ્ટીટ્યુટમાં "Some Aspects of the History of Zorotsrionism" એ વિષય પર ભાષણો આપ્યાં હતાં; તેમ કવિવર ટાગોર સ્થાપિત વિશ્વભારતીમાં ઈરાની વિષયોના પ્રોફેસર તરીકે તેમની પસંદગી

સન ૧૯૨૮ માં કરવામાં આવી હતી, વળી સન ૧૯૧૪માં મુંબાઈ યુનિવર્સિટી તરફથી તેમણે તુલનાત્મક ભાષાશાસ્ત્ર વિષે વ્યાખ્યાનો આપ્યાં હતાં.

જૂદા જૂદા ધર્મગ્રંથોનો તુલનાત્મક અભ્યાસ, ઇતિહાસ અને ખગોળ, એ એમના પ્રિય વિષયો છે; અને એમના જીવન પર એમના પિતાની, જાણીતી વિદુષી મીસીસ એની બિસેન્ટની અને ભરડા સ્કુલના હેડમાસ્તર મી. જાલભાઈ ભરડાની બહોળી અસર થયલી તેઓ કહે છે.

ઇંગ્લાંડના નિવાસ દરમિયાન તેમણે આઇ. સી. એસ. ની પરીક્ષા આપવાનો પ્રયાસ કરેલો અને તેના અંગે અનેક વિષયો વાચવા પડેલા.

આમ એમનું વાચન સર્વદેશી તેમ વ્યાપક બન્યું હતું; પણ વધારે સંતોષકારક તો એ છે કે પોતે જે જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તેનો લાભ જનતાને આપવા સારૂ તેઓ સતત ઉદ્યમશીલ રહ્યા છે.

જૂદા જૂદા માસિકોમાં છૂટક લેખો લખવા ઉપરાંત એમના નીચે મુજબ ગ્રંથો પ્રસિદ્ધ થયલા છે; તેમાં કલકત્તા યુનિવર્સિટી માટે એમણે એડિટ કરી આપેલાં પ્રાચીન ગુજરાતી કાવ્યગ્રંથો ભા. ૧ અને ૨ સાહિત્યના અભ્યાસીનું વિશેષ ધ્યાન ખેંચશે.

### એમના ગ્રંથો :

1 Selections from Avesta and Old Persian Part I.
2 The Religion of Zarathustha.
3 Some Aspects of the History of Zorostrianism.
4–5 Selections from Classical Gujarati Literature Vols. I and II.
6 Elements of the Science of Language.
૭ અશો જરથુસ્ત્ર.
8 Instruction of the Young in the Laws of Sex.



## કરીમ મહમદ માસ્તર

**( એમ. એ; એલ એલ. બી; એસ. ટી. સી. ડી. )**

એઓ જાતે સુન્ની વ્હોરા-મુસલમાન કોમના છે; મૂળ વતની ઉમરેઠના અને જન્મ તા. ૧૮ મી ઑગષ્ટ ૧૮૮૪ ના રોજ એજ સ્થળે થયો હતો. એમના પિતાનું નામ મહમદ ઇબ્રાહીમ છે, જેઓ મહમદ માસ્તરના નામથી આખા જીલ્લામાં સુપ્રસિદ્ધ છે. લાંબા સમય સુધી તેઓ ડાકોર મ્યુનિસિપાલેટીમાં સેક્રેટરી હતા અને હમણાં ડાકોરમાં શ્રી રણછોડરાયજીના મંદિરનાં મકાનોનાં બાંધકામની દેખરેખ રાખે છે. પોતે મુસલમાન હોવા છતાં હિન્દુઓમાં પૂરેપૂરા ભળી ગયેલા છે; અને તેમની સાથે તેમનો ભાઇચારો પણ ખૂબ છે; તેથી જ્યાં જ્યાં તેઓ નોકરીએ રહ્યા છે, ત્યાં ત્યાં સૌની પ્રીતિ સંપાદન કરેલી છે અને સારી નામના મેળવેલી છે.

કેળવણીનો જે લાભ પોતે જોયેલો તેનાં મિષ્ટ ફળ પુત્રને પણ પૂરાં મળે એવી તેમણે શરૂઆતથી તજવીજ કરેલી. ભાઇશ્રી કરીમ, એમ. એ એલ એલ. બી. ની ઉંચી માનવતી ડીગ્રીઓ મેળવવા શક્તિમાન થયલ છે, તેમાં એમના પિતાને યશ થોડો નથી; અને પોતાને જે લાભ મળ્યો છે તે ભાઈ કરીમે પોતાના પુત્ર ઈબ્રાહીમને અહીં બી. એ. બનાવી સિવિલ સર્વિસ માટે ઇગ્લાંડ મોકલી આપી, પિતાની જેમ પોતાનું કર્ત્તવ્ય અદા કર્યું હતું. તે પુત્ર લંડન સ્કૂલ ઑફ઼ ઇકોનોમીકસના બી. એસ. સી. તથ બારીસ્ટર-એટ-લૉ થઇ પાછા આવી ગયા છે.

પ્રાથમિક અને શરૂઆતનું માધ્યમિક શિક્ષણ તેમણે ઉમરેઠમાં લીધેલું. પછી નડિયાદ હાઇસ્કુલમાં દાખલ થયલા, ત્યાં તેમને કાઝી શાહબુદ્દીન સ્કોલરશીપ મળી હતી. સન ૧૯૦૦ માં મેટ્રીક થયા બાદ તેઓ ગુજરાત કૉલેજમાં જોડાયલા. અહિંથી સન ૧૯૦૪ માં બી. એ., ની પરીક્ષા પાસ કરેલી; અને સન ૧૯૦૫ માં દક્ષિણા ફેલો નિમાયલા. સન ૧૯૦૬ માં સ્ટાઇપેન્ડરી સ્કોલર તરીકે સેકન્ડરી ટીચર્સ ટ્રેનિંગ કૉલેજમાં જોડાયલા અને એસ, ટી. સી. ડી ની પરીક્ષામાં ઉત્તીર્ણ થયલા. તે પછી કેટલોક સમય એલ્ફીન્સ્ટન હાઇસ્કુલમાં આસિ. માસ્તર, અને જુનાગઢ હાઇસ્કુલમાં હેડમાસ્તર તરીકે કામ કરેલું; પણ પાછળથી કાયદાની પરીક્ષા પાસ કરતાં, તેઓ પ્રોસિક્યુટીંગ ઇન્સ્પેક્ટર નિમાયલા અને લગભગ સાત વર્ષ સુધી તે

કામ કરેલું. પણ એ લાઈન અનુકૂળ ન થવાથી, પાછી સ્વતંત્ર રીતે વકીલાત કરવા માંડી હતી. સન ૧૯૨૮ માં તેમની રાધનપુર રાજ્યમાં જ્યુડિશિયલ ખાતામાં આસિસ્ટંટ ટુ ધિ દિવાન તરીકે નિમણુંક થતાં, તેઓ ત્યાં ગયલા અને હમણાં તેઓ જુનાગઢ રાજ્યમાં સદર અદાલતના જડજના ઓદ્દા પર છે.

આ પ્રમાણે કેળવણીખાતું, પોલીસખાતું, વકીલાત અને ન્યાયખાતામાં ફેરફારી થતી રહી; છતાં ગુજરાતી સાહિત્ય પ્રતિ એમનું મમત્વ કાયમ રહ્યું છે, તે એમની છેલ્લી કૃતિ 'ઇસ્લામની ઓળખ' પરથી જોઇ શકાશે.

કેળવણી ખાતામાં હતા ત્યારે શ્રીયુત હિંમતલાલ અંજારિયાની સાથે તેમણે 'કવિતા પ્રવેશ' એ નામનું એક પુસ્તક પ્રસિદ્ધ કરેલું; અને તે સેકન્ડરી સ્કૂલ્સમાં ગુજરાતીના અભ્યાસ માટે ટેક્સ્ટ બુક તરીકે પસંદ થઈ તેનો બહોળો પ્રચાર થયો હતો. લંડનની સ્કૂલ ઑફ ઓરીઅન્ટલ સ્ટડીઝમાં ગુજરાતીના અભ્યાસ માટે પણ ટેક્સ્ટબુક હતી.

વળી મુસલમાન વક્ફ ઍક્ટ (૧૯૨૫) એમણે ગુજરાતીમાં ટીકા સાથે પ્રસિદ્ધ કરેલો છે (સન ૧૯૨૭). મુંબાઇ ગેઝીટીઅરના પુસ્તક ૯ મુસલમાન જાતિવિભાગને ગુજરાતીમાં ઉતારેલો છે; પણ બીજા વ્યવસાયમાં પડવાથી તે છપાવી શકયા નથી.

મુસલમાન બંધુઓમાં ઉંચી કોટીના જે વિદ્વાન લેખકો છે, તેમાં એમનું નામ આગળ પડતું અને જાણીતું છે. દિલગીરી માત્ર એ રહ્યા કરે છે કે પોતાની શક્તિ, વાચન અને અભ્યાસનો લાભ આપણને તેમના તરફથી પુરતા પ્રમાણમાં મળતો નથી. તેઓ કેવું સરસ લખી શકે છે, તેની નમુના તરીકે 'ઇસ્લામની ઓળખ' નો પરિચય બસ થશે.

મુસલમાની રીતભાત, ધર્મ, ઇતિહાસ અને સાહિત્ય પર તેઓ ઇચ્છે તો ઘણો સારો પ્રકાશ પાડી શકે એમ છે.

### એમના ગ્રંથો :

| | |
|---|---|
| ૧. An Analysis of Ingram's History of Political Economy. | સન ૧૯૦૮ |
| ૨. કવિતા પ્રવેશ | ,, ૧૯૦૯ |
| ૩. મુસલમાન વક્ફ ઍક્ટ (૧૯૨૫) | ,, ૧૯૨૭ |
| ૪. ઇસ્લામની ઓળખ | ,, ૧૯૨૮ |

## કાશીરામ ભાઇશંકર ઓઝા. (પ્રેમી)

એઓ જ્ઞાતે શ્રીમાળી બ્રાહ્મણ અને પાલીતાણાના વતની છે. જન્મ પણ ત્યાંજ સં. ૧૯૪૨ ના મહા સુદ પાંચમના રોજ થયો હતો. એમના પિતાનું નામ ભાઈશંકર ભગવાનજી ઓઝા અને માતાનું નામ બાઈ ધનકુંવર પ્રાણશંકર ત્રિવેદી છે. એમનું લગ્ન સં. ૧૯૭૮ ના વૈશાખ શુદ ૧૦ મે આંબલીઆસણમાં સૌ. કમળાગૌરી સાથે થયું હતું.

પ્રાથમિક કેળવણી એમણે પાલીતાણામાં લીધેલી અને માધ્યમિક તેમજ સંસ્કૃતનો અભ્યાસ ભાવનગરમાં કર્યો હતો. ત્યાં સંસ્કૃત પાઠશાળામાં પાદપૂર્તિની હરીફાઇમાં તેમને પહેલું ઇનામ મળ્યું હતું.

વડોદરાના "હિન્દ વિજય" સાપ્તાહિક પત્રના સબ-એડિટર તરીકે તેમણે સન ૧૯૧૪ થી ૧૯૨૨ સુધી કામ કર્યું હતું. હાલમાં તેઓ દયા પ્રચારિણી મહાસભાના આસિસ્ટંટ સેક્રેટરી હોઈ ઉપદેશકનું કામ કરે છે; અને તે નિમિત્ત અવારનવાર કાવ્યો લખતા રહે છે. વળી ઘણીખરી સામાજિક તેમજ સ્વજ્ઞાતિની સંસ્થાઓમાં તેઓ ઉત્સાહપૂર્વક ભાગ લે છે.

ધર્મશાસ્ત્ર અને સાહિત્ય એ એમના અભ્યાસના પ્રિય વિષયો છે; અને કવિ દલપત, નર્મદ અને ન્હાનાલાલે એમના જીવનપર બહોળી અસર કરેલી છે, એમ તેઓ જણાવે છે.

એમના કાવ્યો વિધ વિધ વિષયોપર મળી આવશે; જો કે તેમાં જેને આપણે કવિત્વ કે પ્રેરણા જેવું કહીએ તે ઝાઝું નહિ હોય, પણ તે બોધક તો છે જ; તેમાંય તેમનું રાસમંજરી પુસ્તક અને ગંગાલહરીનું સમશ્લોકી ભાષાંતર આદરપાત્ર જણાશે. એમની કાવ્યસંજ્ઞા "પ્રેમી"ની છે.

શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિના અગ્રગણ્ય સ્ત્રી પુરુષોની ચરિત્રાવળી તેમણે બે ભાગમાં બહાર પાડી છે, તે એક ઉપયોગી પ્રસિદ્ધિ છે અને તે માટે એમને ધન્યવાદ ઘટે છે.

### એમની કૃતિઓ :

| | | |
|---|---|---|
| ૧. | શ્રી કૃષ્ણ ભજન સંગ્રહ | સં. ૧૯૬૯ |
| ૨. | ચાર યોગીની વાર્તા | " " |
| ૩. | શ્રી સયાજી યશબાવની | " ૧૯૭૧ |
| ૪. | હાતમતાઈ | " ૧૯૭૩ |

## કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા

એઓ જાતે વૈશ્ય; સુરતના વતની; એમના પિતાનું નામ ઇચ્છારામ રંગીલદાસ મશરૂવાળા અને માતાનું નામ શ્રી. મંગળાબ્હેન મનમોહનદાસ શરાફ છે. એમનો જન્મ સન ૧૮૯૦ માં મુંબાઈમાં થયો હતો; અને લગ્ન પણ ત્યાંજ સન ૧૯૧૦ માં શ્રીમતી ગોમતીબાઈ સાથે થયું હતું.

ઘણુંખરૂં શિક્ષણ એમણે મુંબાઈમાં લીધુ હતું અને કૉલેજ અભ્યાસ દરમિયાન સ્કોલરશીપો પણ મેળવેલી. સન ૧૯૦૯ માં વિલ્સન કૉલેજમાંથી "પદાર્થ વિજ્ઞાન તથા રસાયનશાસ્ત્રનો ઐચ્છિક વિષયો લઇને બી. એ. ની પરીક્ષા પાસ કરી હતી; તે પછી સન ૧૯૧૩ મા એલ એલ. બી. ની ડીગ્રી મેળવી હતી.

સન ૧૯૧૭ માં તેઓ વકીલાતનો ધંધો છોડી ગાંધીજી સાથે જોડાયા હતા, ત્યારથી સામાન્ય રીતે એમ કહી શકાય કે તેઓ એમની પ્રવૃત્તિઓમાં સામેલ રહ્યા છે. ગુજરાત વિદ્યાપીઠના તેઓ પહેલા મહામાત્ર હતા.

એમના જીવનપર સ્વામિનારાયણીય સાહિત્ય, તેમ એ પંથના સંસ્થાપક અને સાધુઓએ તેમ મહાત્મા ગાંધીજીએ ઘણી ઉંડી અસર કરેલી છે.

સ્વામિનારાયણીય સાહિત્યનું વાચન એમનું કેટલું વિસ્તૃત અને બારીક છે, એનો ખ્યાલ, છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ માટે રજુ કરેલા એમના નિબંધપરથી આવશે. એમનું જ્ઞાન પાંડિત્યભર્યું નથી; પરંતુ તે ચેતનવંતુ અને સંસ્કારી છે, એમ એમના અન્ય ગ્રંથો વાંચતાં પ્રતીતિ થશે.

એઓ એક શોધક–મુમુક્ષુની દૃષ્ટિએ આપણું આર્ય તત્ત્વજ્ઞાન અવલોકે છે; અને તેની કસોટી પણ બહુ ઉંચા ધોરણે, તદ્દન તટસ્થ વૃત્તિથી, સ્વતંત્રપણે કરે છે. એમના ચરિત્રગ્રંથો રામ અને કૃષ્ણ, બુદ્ધ અને મહાવીર, ઈસુખ્રિસ્તી, સહજાનંદ સ્વામી, જીવનશોધન ભા. ૧–૨ વગેરે વખણાઇ, તેમની ગણના શિષ્ટ ગ્રંથોમાં થયલી છે. એક કેળવણીકાર તરીકેના એમના વિચારો "કેળવણીના પાયા" એ પુસ્તકમાંથી મળશે; પણ એમના જીવનનું હાર્દ સમજવાને, એમના જ્ઞાન અને શક્તિનું માપ કાઢવાને એમના "જીવન શોધન" એ પુસ્તકના બે ભાગો વાચકે જોવા જોઇએ. ગુજરાતીમાં એ જાતિનું સ્વતંત્ર ચિંતન હાલમાં થોડું મળી આવશે. એમાં ઉંડું નિરીક્ષણ અને મનન જણાશે; તે સાથે તત્ત્વ–સત્ય શોધન માટે જે વેધક નજર અને તીવ્ર

## કિસનસિંહ ગોવિંદસિંહ ચાવડા

એઓ જાતે રજપુત-ક્ષત્રિય છે. એમના પિતાનું નામ ગોવિંદસિંહ અને માતાનું નામ નર્મદા છે. મૂળ વતની વડોદરાના; અને જન્મ પણ વડોદરામાં તા. ૨૭ મી નવેમ્બર ૧૯૦૪ ના રોજ થયો હતો. એમનું લગ્ન મધ્ય પ્રાંતમાં આવેલા ધાર ગામમાં સૌ. સરસ્વતી સાથે સન ૧૯૧૭મા થયું હતું.

પ્રાથમિક અભ્યાસ વડોદરામાં જ કરેલો; વડોદરા રાજ્યમા લેવાતી છઠ્ઠા ધોરણની પરીક્ષામાં તેઓ પહેલે નંબરે આવ્યા હતા. માધ્યમિક શિક્ષણ વડોદરામાં લીધેલું; અને અસહકારની ચળવળ વખતે તેઓ ગુજરાત મહાવિદ્યાલયમાં જોડાયલા. આમ તેમણે જે ઉંચી કેળવણી મેળવી છે તે સતત અભ્યાસથી વધારી છે.

એમના જીવન પર શ્રી અરવિંદ ઘોષની પ્રબળ અસર થયલી છે. પોન્ડિચેરી આશ્રમ સાથે એમનો નિકટ સંબંધ સન ૧૯૨૫ થી શરૂ થાય છે અને સન ૧૯૨૭-૨૮, એ બે વર્ષ દરમિયાન એઓ ત્યાં જઈ વસ્યા હતા, એ પરથી એમની શ્રી અરવિંદ બાબુ પ્રતિ કેટલી ગાઢ ભક્તિ છે તે સહજ લક્ષમા આવશે.

જાતિની ઉન્નતિ અર્થે તેઓ આગળ પડતો ભાગ લે છે. પોતે "ક્ષત્રિય" પત્ર આઠ વર્ષથી તંત્રી તરીકે ચલાવે છે. તેમણેજ ક્ષત્રિય મુદ્રણાલયને પણ સુસ્થિતિમાં આણી મૂક્યું હતું.

હમણાં તેઓ "નવ ગુજરાત"ના સહ તંત્રી છે. એમનો પ્રિય વિષય તત્ત્વજ્ઞાન છે. તેઓ બંગાળી, મરાઠી અને હિંદીનું સારૂં જ્ઞાન ધરાવે છે; પ્રો. કર્વેનું જીવનવૃત્તાંત, હિંદી સાહિત્યનો ઇતિહાસ વગેરે કૃતિઓ એના દષ્ટાંતરૂપે નોંધી શકાય. હાલમાં તેઓ શરદ બાબુના 'સંસાર'નો અનુવાદ કરી રહ્યા છે, જે પુસ્તક સન ૧૯૩૧ વર્ષની "નવ ગુજરાત"ની ભેટ તરીકે અપાનાર છે.

**એમના ગ્રંથો:**

| | |
|---|---|
| ૧. શ્રી ધોંડો કેશવ કર્વેનું આત્મચરિત્ર | સન ૧૯૨૭ |
| ૨. ગરીબની હાય (પ્રેમચંદની નવલિકાઓ) | ,, ૧૯૩૦ |
| ૩. હિંદી સાહિત્યનો ઇતિહાસ× | ,, ,, |
| ૪. જીવનનાં દર્દ (પ્રેમચંદજીની નવલિકાઓ) | ,, ,, |

× મૌલિક કૃતિ. બાકીના અનુવાદ કરેલાં પુસ્તકો છે.

## કૃષ્ણલાલ જેઠાલાલ શ્રીધરાણી

એઓ જ્ઞાતિએ દશા શ્રીમાળી વણિક-વૈષ્ણવધર્મી છે; મૂળ વતની ભાવનગરના; અને જન્મ પણ ત્યાં તા. ૧૬ મી સપ્ટેમ્બર ૧૯૧૧ ના (સંવત ૧૯૬૭ ના ભાદરવા વદ ૯) રોજ થયો હતો. એમના પિતાનું નામ જેઠાલાલ નાગજી વકીલ અને માતાનું નામ શ્રીમતી લહેરી બ્હેન પોપટલાલ છે. એઓએ હજી લગ્ન કર્યું નથી.

પ્રાથમિક શિક્ષણ ઘણુંખરૂં ભાવનગરમાં લીધેલું અને તે ત્યાંની જાણીતી કેળવણી સંસ્થા દક્ષિણામૂર્તિમાં સાત વર્ષ—પછી ગુજરાત વિદ્યાપીઠમાં જોડાયલા. એમના જીવનપર શ્રી દક્ષિણામૂર્તિના મુખ્ય ચાલકો શ્રીયુત નાનાભાઇ અને શ્રી હરભાઇની ખૂબ અસર થયેલી છે; અને ગુજરાત વિદ્યાપીઠમાં આવેલો કોઇપણ વિદ્યાર્થી મહાત્માજી અને કાકા સાહેબ કાલેલકરની પ્રતાપી અસરમાંથી વંચિત હોય, એ સંભવેજ નહિ.

તેઓ ચાલુ અહિંસાત્મક લડતમાં શરૂઆતથી જોડાઈ, કરાડીમાં ગાંધીજીની પ્રથમ સેના સાથે ધરાસણા જતાં પકડાયા હતા. તે બતાવી આપે છે કે જે સંસ્કાર એમના પર પડ્યા છે તે નિરર્થક ગયા નથી. સાહિત્ય પ્રતિ શોખ મૂળથી; અને તે તેમણે હસ્તલિખિત માસિકો જુદે જુદે સ્થળે કાઢીને કેળવ્યો છે. જેલનિવાસ દરમિયાન 'વડલો' નામનું એક નાટક લખ્યું હતું. એમના છૂટક લેખો, કાવ્યો વગેરે પ્રસ્થાન, કુમાર, કૌમુદી વગેરે શિષ્ટ માસિકોમાં આવે છે; અને તે સારી રીતે વંચાય છે.

અમદાવાદમાં થોડા વખતપર ગુજરાત કાઠિયાવાડ છાત્ર સંમેલન મળ્યું હતું તેનું સ્વાગત કરવાનું માન એમને પ્રાપ્ત થયું હતું. એમના પ્રિય વિષયો કળા, કાવ્ય અને સમાજશાસ્ત્ર છે.

### એમની કૃતિ :

| વડલો | સન ૧૯૩૧ |
|---|---|



## ખાન ઇમામખાન કયસરખાન.

એઓ જાતના મુસલમાન-પઠાણ છે. એમનું વતન વઢવાણમાં અને જન્મ વઢવાણ કેમ્પમાં તા. ૪ થી માર્ચ ૧૮૮૮ના રોજ થયો હતો. પિતાનું નામ કયસરખાન અને માતાનું નામ દાદી બુ જમાલ છે. એમનું લગ્ન ૧૯૦૭માં ચરાડવા, તાબે ધ્રાંગધ્રામા, બાઈ ફાતિમા અજુભાઇ સાથે થયું હતું.

એમણે ઇંગ્રેજી સાત ધોરણોનો અભ્યાસ જામનગર હાઈસ્કુલમાં કર્યો હતો; અને સન ૧૯૧૨માં મેટ્રીકની પરીક્ષા પાસ કરી હતી.

અભ્યાસ દરમિયાન એમને વખતોવખત ઇનામ અને સ્કોલરશીપો મળેલાં. પિતા એમને ન્હાના મૂકીને મૃત્યુ પામેલા અને શેઠ એસ. જમાલની મદદથી તેઓ આટલો અભ્યાસ કરી શકયા છે.

છેલ્લા દશ વર્ષથી તેઓ ઉપલેટા મુસ્લિમ મિડલ સ્કુલમા હેડમાસ્તર તરીકે કામ કરે છે; અને શિક્ષણકામ સાથે તેઓ સાહિત્યસેવા પણ કરતા રહ્યા છે.

### એમની કૃતિઓ:

| | |
|---|---|
| ૧. શાહી ગુલબંદાર | સન ૧૯૨૧ |
| ૨. ઇસ્લામની અમૃત વાણી | ,, ૧૯૨૫ |
| ૩. કાતિલ કટાર | ,, ,, |
| ૪. દેશાભિમાની બહાદુર બાનુ | ,, ,, |
| ૫. ઇસ્લામનું ગૌરવ | ( છપાય છે. ) |

## રા. બા. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ,

બી. એ. એલ. એલ. બી.

એઓ જાતના પાટીદાર (લેવા) છે. મૂળવતની નડિયાદના; અને જન્મ આકલાવમા (તા. બોરસદ) સંવત્ ૧૯૨૧ના કાર્તક સુદ ૧૧ ના રોજ થયો હતો. એમના પિતાનું નામ હાથીભાઈ રેવાદાસ દેસાઈ અને માતાનું નામ જીબાબા છે. પહેલા તથા બીજાં પત્ની ગુજરી ગયા પછી એમનું લગ્ન વીરસદમા રા. મોતીભાઇ શિવાભાઈ અમીનના દીકરી સૌ. સમજુબા સાથે સન ૧૯૦૩ મા થયું હતું.

એમણે પ્રાથમિક શિક્ષણ આકલાવમા લીધેલું; માધ્યમિક નડિયાદ હાઈસ્કુલમા અને કૉલેજ શિક્ષણ મુબાઇમા. સન ૧૮૮૬મા તેઓ બી.એ. ની પરીક્ષા ઇતિહાસ અને અર્થશાસ્ત્ર ઐચ્છિક વિષય લઇને એલ્ફીન્સ્ટન કૉલેજમાથી પસાર કરી હતી. તે પછી બે વર્ષ લૉ કલાસમા ગાળી એલ.એલ. બી., ની પદ્ધિ સન ૧૮૮૮મા મેળવી હતી. કૉલેજના અભ્યાસ દરમિયાન ઇગ્લાડમા નવલકથાની ઉત્પત્તિ અને પ્રગતિ વિષે નિબંધ લેખન માટે તેમજ પાસ થયા બાદ યુનિવર્સિટી નિબંધ 'રિચર્ડ કાબ્ડનના કાર્ય અને પરિણામ' વિષે લખવા બદલ ઇનામો મળ્યા હતા.

એલ, એલ, બી થયા પછી ૧૮૮૯ ના જાનેવારીમા તેઓ વડોદરા રાજ્યની નોકરીમા મુનસફ તરીકે જોડાયા હતા અને ત્યા ઉંક નાયબ દીવાનના અને કામચલાઉ દિવાનના મ્હોટા હોદ્દા સુધી પહોચી, હમણાજ તેઓ ૪૦ વર્ષ સુધી રાજ્યની તેમ પ્રજાની માનભર વફાદારીથી સેવા કરી, નિવૃત્ત થયા છે, અને એ વિષેની વિગતવાર હકીકત 'વડોદરા રાજ્યમા ૪૦ વર્ષ'–એ નામનુ સ્મરણ નોંધનું પુસ્તક એમણે બહાર પાડ્યું છે, તેમાથી મળી આવશે.

એમના જીવન પર બેન્જામિન ફ્રાકલીનના લખાણની ઉંડી અસર થઇ હતી અને તેથી પ્રેરાઇને, એનો લાભ અન્ય બંધુઓને આપવા એમણે બેન્જામિન ફ્રાકલીન નામનું એક પુસ્તક ગુજરાતીમા લખ્યું હતું, જેની અદ્યાપિ એક ઉત્તમ ગ્રંથમા ગણના થાય છે.

તે પછી એજ કોટિમા મૂકી શકાય એવું "જીંદગીનું સાફલ્ય" એ નામનું પુસ્તક ગુ. વ. સોસાઇટીને એમણે લખી આપ્યું હતું. જે સિદ્ધાતો, આદર્શ અને ભાવના પોતે પોતાના પુસ્તકોમા નિરૂપણ કર્યા હતા, તેનું જીવનમાં અનુસરણ કરવા પોતે ચૂકયા નથી; અને જીવનમા એમને જે ફતેહ, યશ અને નામના મળ્યા છે, તે ઉપરોક્ત કારણને આભારી છે, એમ તેઓ છાતી ઠોકીને કહે છે.

નીતિમય જીવન, સદાચાર, ઉદ્યોગ અને સતત્ વાચન એ એમનાં જીવનસૂત્રો છે; અને એ વસ્તુઓએ એમને એટલું બધું બળ અર્પેલું છે કે તેઓ સંખ્યાબંધ ઉચ્ચ કોટિના પુસ્તકો લખી, પ્રજાને સારૂં વાચન પૂરૂં પાડવાને શક્તિમાન થયલા છે.

પોલીસ કમિશ્નરના હોદ્દાપર, કે રાજ્યની વસ્તીગણત્રીના સુપ્રિન્ટેન્ડન્ટ તરીકે, સર સુબા તરીકે કે કાઉન્સિલના સભ્ય તરીકે, તેઓએ હમેશ કીર્તિ પ્રાપ્ત કરેલી છે. તેઓએ એકલું રાજ્યનું હિત જોયું છે એમ નથી; પણ પ્રજાપક્ષની હિમાયત કરવામાં પણ કદી પાછા પડયા નથી.

જો કે અત્યારે તેઓ નિવૃત્ત થયલા છે તોપણ શાન્ત બેસી નહિ રહેતાં, આગળ મુજબ પ્રજાસેવામાં પ્રવૃત્ત રહે છે, એ એમની સાત્વિક મનોવૃત્તિનું સૂચક છે.

**એમની કૃતિઓ :**

| | | |
|---|---|---|
| ૧. બેન્જામિન ફ્રાંકલીનનું જીવનચરિત્ર | સન | ૧૮૯૪ |
| ૨. ગુજરાતનો પ્રાચીન ઈતિહાસ | „ | ૧૮૯૬ |
| ૩. „ અર્વાચીન „ | „ | ૧૮૯૭ |
| ૪. જીંદગીનું સાફલ્ય | „ | ૧૮૯૮ |
| ૫. નીતિશાસ્ત્રનાં મૂળતત્ત્વો ભા. ૧-૨ | „ | ૧૯૦૧-૨ |
| ૬. ઘરમાં રમવાની રમતો | „ | ૧૯૦૨ |
| ૭. પૂર્વ તરફના પ્રાચીન દેશોમાં સુધારો | „ | ૧૯૦૩ |
| ૮. હેલ્પસ્ કૃત નિબંધો | „ | ૧૯૦૪ |
| ૯. દીર્ઘાયુષી શી રીતે થવાય | „ | ૧૮૯૨ |
| ૧૦. સારી રીતભાત | „ | ૧૯૦૫ |
| ૧૧. પોલીસ પ્રશ્નોતરી | „ | ૧૯૦૩ |
| ૧૨. પોલીસની કવાયત | „ | ૧૯૦૪ |
| ૧૩. વડોદરા રાજ્યનો વસ્તીગણત્રીનો રીપોર્ટ | „ | ૧૯૧૨ |
| ૧૪. Castes and Tribes in Baroda state | „ | ૧૯૧૨ |
| ૧૫. *Statiscal Abstract of the Baroda state* | „ | ૧૯૧૬ |
| ૧૬. વડોદરા રાજ્ય સર્વસંગ્રહ ભા. ૧, ૨, ૩, ૪, | „ | ૧૯૧૭-૧૮ |
| ૧૭. *Gazetteers of the Baroda state,* Vol. I and II | „ | ૧૯૨૨-૨૩ |
| ૧૮. Forty years in Baroda. | „ | ૧૯૨૯ |
| ૧૯. વડોદરામાં ચાલીસ વર્ષ | „ | „ |

તેમને પ્રોત્સાહન તેમજ બળ અર્પવને 'વાનર સેના' નામનું એક અઠવાડિક કાઢે છે.

બાલસાહિત્ય ઉભું કરવામા જે ગણી ગાડી વ્યક્તિઓ નજરે પડે છે, તેમા એમના નામનો સમાવેશ થાય છે.

### એમના ગ્રંથો:

| | | |
|---|---|---|
| ૧ ચાર બાન-સવાદો | | સન ૧૯૨૭ |
| ૨ કુમાર વીરસેન (૨જી આવૃત્તિ) | | „ „ |
| ૩ બાલમિત્રની વાતો ભા. ૧ | | „ „ |
| ૪ સિન્દબાદ શેઠ | | „ ૧૯૨૮ |
| ૫ બાલમિત્રની વાતો ભા. ૨ | | „ „ |
| ૬ નળ-દમયન્તી | | „ ૧૯૨૮-૨૯ |
| ૭ દેવ કથાઓ | (બીજી આવૃત્તિ) | „ „ |
| ૮ અગુડીઆભાઈ | ( „ „ ) | „ „ |
| ૯ વીર-કથાઓ ભા ૧ | ( „ „ ) | „ „ |
| ૧૦ રામો | ( „ „ ) | „ „ |
| ૧૧ કાનો ભરવાડ | ( „ „ ) | „ „ |
| ૧૨ બ્હેન ( બાલ-નાટક) | ( „ „ ) | „ „ |

## ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ

એઓ જ્ઞાતિએ રાયકવાળ બ્રાહ્મણ છે. એઓ મૂળ વતની જંબુસર તાબે ઉમેરના; અને જન્મ સન ૧૯૦૧ મા રેવાકાંઠામા આવેલા જબુગામમા થયો હતો એમના પિતાનું નામ મણિશંકર હરગોવિંદભાઈ ભટ્ટ અને માતાનું નામ ચચળમા છે. એમના પિતા ગ્રેજ્યુએટ હતા, પ્રો. ગજ્જર સાથે વડોદરા કલાભુવનમા કેટલુંક સંગીન કાર્ય કરવામા તેમને સાહાય્યભૂત હતા. 'સર્વદર્શન સગ્રહ' નામના માધવાચાર્ય રચિત સંસ્કૃત ગ્રન્થનો ગુજરાતીમા એમણે તરજુમો કર્યો હતો કેટલોક વખત કેળવણી ખાતામા રહ્યા હતા, તે સાથે શ્રીમન્નૃસિંહાચાર્યની ધાર્મિક પ્રવૃત્તિથી પ્રેરણા અને બળ પામીને તેઓ શ્રી શ્રેયઃ સાધક અધિકારી વર્ગમા જોડાયા હતા અને 'મહાકાવ્ય', 'સદુપદેશ શ્રેણી' તથા 'લઘુ લેખમાળા' વગેરેમા વખતોવખત લેખો–વ્યાખ્યાનો દ્વારા પ્રશસનીય કર્યં કરતા હતા

એ લેખન અને સાહિત્ય સસ્કાર એમના પુત્રમા ઉતર્યા છે.

એમણે પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ ગોધરા અને આણંદમા લીધુ હતું

સન ૧૯૨૫મા દક્ષિણામૂર્તિ બાલમન્દિર-ભાવનગરમા તેઓ રહેલા અને ત્યાથી શ્રીયુત ગિજુભાઇ બધેકા પાસેથી તાલીમ લઈ તેમ પ્રેરણા પામી બાલસેવા કરવાની વૃત્તિ તેમના દિલમા પ્રકટી.

તે પછી તેઓ ચરોતર એજ્યુકેશન સોસાઈટી તરફથી પ્રકટ થતા 'બાલમિત્ર' માસિકના તંત્રી નિમાયા અને એમના તંત્રીપદ હેઠળ એ પત્ર બાળકોમા પ્રિય તેમ આકર્ષક થઈ પડયુ છે, તેમા એમનો હિસ્સો ઓછો નથી બાલસાહિત્ય ઉભુ કરવાની ધગશ એમના દિલમા કેટલી ઉંડી વ્યાપિ રહેલી છે, તે નીચે આપેલી એમની બાલકૃતિઓ પરથી સમજાશે 'બાલમિત્ર' વાર્ષિકના બે અંક કાઢીને ગુજરાતી પત્રકારિત્વમા એક નવીન ભાત પાડેલી, પરતુ દુર્ભાગ્યે તેનો ત્રીજો અંક કાઢવાનો પ્રસંગ આવ્યો નહિ છેલ્લા ચાર વર્ષથી તે 'ગુણસુન્દરી'નો 'બાલક અંક' પણ એડિટ કરે છે.

તેઓ દર માસે 'ગુણસુંદરી'નો બાલ વિભાગ એડિટ કરે છે, અને હમણા ચાલુ અહિંસક રાજકીય પ્રવૃત્તિમા ભાગ લેવા ચરોતર એજ્યુકેશન સોસાઈટીની નોકરી છોડી, સુરતમા વાનરસેનાની સેવા કરી રહ્યા છે, અને

તેમને પ્રોત્સાહન તેમજ બળ અર્પવાને 'વાનર સેના' નામનું એક અઠવાડિક કાઢે છે.

બાલસાહિત્ય ઉભું કરવામા જે ગણી ગાંઠી વ્યક્તિઓ નજરે પડે છે, તેમાં એમના નામનો સમાવેશ થાય છે.

## એમના ગ્રંથો:

| | | |
|---|---|---|
| ૧ ચાર બાલ-સંવાદો | | સન ૧૯૨૭ |
| ૨ કુમાર વીરસેન (૨જી આવૃત્તિ) | | ” ” |
| ૩ બાલમિત્રની વાતો ભા. ૧ | | ” ” |
| ૪ સિન્દબાદ શેઠ | | ” ૧૯૨૮ |
| ૫ બાલમિત્રની વાતો ભા. ૨ | | ” ” |
| ૬ નળ-દમયન્તી | | ” ૧૯૨૮-૨૯ |
| ૭ દેવ કથાઓ | (બીજી આવૃત્તિ) | ” ” |
| ૮ અંગુઠીઆભાઈ | ( ” ” ) | ” ” |
| ૯ વીર-કથાઓ ભા. ૧ | ( ” ” ) | ” ” |
| ૧૦ રાગો | ( ” ” ) | ” ” |
| ૧૧ કા'નો ભરવાડ | ( ” ” ) | ” ” |
| ૧૨ બ્હેન ( બાલ-નાટક) | ( ” ” ) | ” ” |

## ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ

એઓ જ્ઞાતે શ્રીગૌડ બ્રાહ્મણ; અને ગોધરાના મૂળ વતની છે જન્મ પણ એ જ સ્થળે સન ૧૯૦૧ મા થયો હતો. એમના પિતાનું નામ પ્રાણશંકર દુર્ગાશંકર શુકલ અને માતાનું નામ રેવાબાઇ છે. એમનું લગ્ન રેવા-કાંઠા એજન્સી તાબે, વીરપુરમા સન ૧૯૧૯ મા સૌ રમાબ્હેન સાથે થયું હતું

એમણે પ્રાથમિક કેળવણી ગોધરા અને ઝાલોદમા લીધેલી. ઈંગ્રેજી શિક્ષણ ગોધરામા લીધેલું, અને વર્ગમા પણ ઉંચો નંબર રાખતા તે કારણે તેમને ઇનામ અને સ્કોલરશીપ મળતા રહેતા. તેમણે મેટ્રીકની પરીક્ષા તેલંગ હાઈસ્કુલ ગોધરામાથી સન ૧૯૧૯ મા પહેલે નબરે પાસ કરી હતી અને યુનિવ્હર્સિટીમા પસાર થયલા વિદ્યાર્થીઓમા તેઓ ૧૯ મા નંબરે આવ્યા હતા.

તે પછી ગુજરાત કૉલેજમા દાખલ થયલા, અને અભ્યાસ સારો એટલે પ્રિવિયસ અને ઇન્ટરમા રૂ. ૧૦ અને રૂ ૧૨ની અનુક્રમે સ્કોલરશીપો મેળવેલી.

તે અરસામા મહાત્માજીએ સરકારી શાળા, કૉલેજો સાથે અસહકાર જાહેર કર્યો, તેને માન આપી તેઓ ગુજરાત વિદ્યાપીઠમા જોડાયલા અને અત્યારે તેઓ તેના એક અધ્યાપક તરીકે કાર્ય કરે છે.

એઓ જણાવે છે કે એમને આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકર પાસેથી ખૂબ પ્રેરણા અને બળ મળ્યા છે.

એમના અભ્યાસનો પ્રિય વિષય ઇતિહાસ છે. એમનું પ્રથમ પુસ્તક "સીતાહરણ" બહાર પડ્યું ત્યારે તેનો વિદ્વાન–સાહિત્યવર્ગ તરફથી સારો સત્કાર થયો હતો; અને તેની ત્રણ આવૃત્તિ ટુંક સમયમા થઈ છે, એ જ એ પુસ્તકની સફળતા તેમ ઉપયોગિતા સિદ્ધ કરે છે. "ચીનનો અવાજ" એ જાણીતા અંગ્રેજ લેખક જી. લૉવેઝ ડિકિન્સનના Letters from John Chinaman'નો અનુવાદ છે અને તે એક વાચવાલાયક પુસ્તક છે પ્રસ્તુત પુસ્તક એમના માનસિક વલણનો સહજ પરિચય કરાવશે

શાન્ત રીતે પણ સંગીન કાર્ય કરવામા તેઓ પ્રવૃત્ત રહે છે. વિદ્યાર્થી તરીકે એમની કારકિર્દી જેમ યશસ્વી નિવડી હતી તેમ દેશસેવા કરવામા પાર્થિવ લાભથી નહિ લોભાતા, જે ત્યાગવૃત્તિ ધારણ કરી છે, તે પ્રશસ્ય છે અને એમની પાસેથી પ્રજાને જે કાઇ મળશે તે બેશક આદરપાત્ર નિવડશે.

### એમની કૃતિઓ :

| | |
|---|---|
| ૧. સીના હરણ (ત્રણ આવૃત્તિ) | સન ૧૯૨૩ |
| ૨. ચીનનો અવાજ* | ,, ૧૯૨૭ |

*G Lowes Dickinsonના 'Letters from John Chinaman'નું ભાષાંતર-ટિપ્પણ સહિત–

## જયરામદાસ જેઠાભાઇ નયગાંધી

એઓ જાતના ભાટિયા છે. વતની (કચ્છ) અંજારના અને જન્મ પણ એ જ સ્થળે સં. ૧૯૬૦ના શ્રાવણ સુદ પુનમે-બળેવના શુભ દિવસે થયો હતો. એમના પિતાનું નામ જેઠાભાઈ કરશનદાસ અને માતાનું નામ ઝવેરબાઈ છે. એમનું લગ્ન સં. ૧૯૭૬ માં અંજારમાં થયું હતું. એમની પત્નીનું નામ મોતીબાઇ છે.

પોતે ઈંગ્રેજી ૭ પુસ્તકોનો અભ્યાસ કરેલો છે; છતાં એટલા સમયમાં એમણે સદાધ્યાયીઓનો તેમ હેડમાસ્તરનો સારો ચાહ સંપાદન કર્યો હતો.

અભ્યાસ છોડયા પછી પિતાની આજ્ઞાથી હિન્દમાં જૂદે જૂદે સ્થળે ભ્રમણ કરેલું.

અત્યારે તેઓ વેપાર અને વહાણવટાનો ધંધો કરે છે; પણ સાહિત્ય-વાચન અને લેખન માટે સદા ઉત્સુક રહે છે.

એમણે કચ્છનો બૃહદ્ ઈતિહાસ લખીને કિંમતી સેવા બજાવી છે. તે કાર્યમાં તેમણે જુનાં હસ્તલિખિત ગ્રંથો ઉપરાંત કચ્છી કાફી, દુહા, લોકવાર્તા, શિલાલેખ, પાળિયા વગેરેનો ઉપયોગ કરેલો છે; છતાં કચ્છ વિષે હજુ ઘણું ઘણું જાણવાનું બાકી રહે છે. એ પ્રાંત બહુ જુનો છે; અનેક પ્રકારની માહિતીથી ભરપૂર છે. તેઓ અવકાશનો સમય એ વિષયને વધુ ખીલવવામાં અને ખેડવામાં ગાળશે તો પ્રાંતની સેવાની સાથે સમસ્ત જનતાને એક મૂલ્યવાન પુસ્તક તેઓ અર્પણ કરી શકશે.

### એમના ગ્રંથો :

| | |
|---|---|
| ૧. કચ્છનો બૃહદ્ ઇતિહાસ | સં. ૧૯૮૪ |
| ૨. કચ્છની રસધાર | ” ” |
| ૩. કચ્છનો બાલોપયોગી ઇતિહાસ | ” ” |

## જયસુખરામ પુરૂષોત્તમરાય જોષીપુરા, એમ. એ.,

એઓ જ્ઞાતિએ વડનગરા નાગરબ્રાહ્મણ ગૃહસ્થ છે. એમનું મૂળ વતન જુનાગઢ અને જન્મ પણ એ જ સ્થળે સન ૧૮૮૧ (સં. ૧૯૩૭) મા થયો હતો. એમના પિતાનું નામ પુરૂષોત્તમરાય રામજી જોષીપુરા અને માતાનું નામ ગંગાલક્ષ્મી છે. એમનું પ્રથમ લગ્ન જુનાગઢમા સન ૧૮૯૫ મા રા. મૂળશંકર વસાવડાની પુત્રી સ્વ૰ યુગલલક્ષ્મી સાથે થયું હતું. બીજું લગ્ન સન ૧૯૧૦ મા સ્વ૰ કલ્યાણરાય બક્ષી-રાજકોટના-ની પુત્રી સ્વ૰ નિર્મળાગૌરી સાથે અને ત્રીજું લગ્ન સન ૧૯૧૭ મા પેટલાદમા રા. રતનલાલ ધોળકિયાના પુત્રી સૌ. જયશ્રી સાથે થયુ હતું.

એમણે પ્રાથમિક અને માધ્યમિક કેળવણી જુનાગઢમાં લીધેલી. ઉચ્ચ શિક્ષણ જુનાગઢ, ભાવનગર અને મુંબાઇમા એમ વારાફરતી જૂદે જૂદે સ્થળે લીધેલું. સન ૧૯૦૪ મા તેમણે લૉજિક અને ફિલોસોફી લઇને બી. એ. ની પરીક્ષા બાવદીન કૉલેજમાથી પસાર કરી હતી; અને સન ૧૯૦૫ મા ગુજરાતી ઐચ્છિક વિષય લઇને એમ. એ. થયા હતા. સન ૧૯૦૬ મા પહેલી એલ એલ. બી. મા ફતેહમંદ થયલા; અને બીજી એલ એલ. બી. માટે વાચેલું.

સન ૧૯૦૮ માં વડોદરા રાજ્યમાં વિદ્યાધિકારીના (સાહિત્ય ખાતાના) મદદનિશ તરીકે નિમણુંક થતા ત્યાં તેઓ લાબા સમય સુધી રહેલા; પણ થોડાક સમયથી કામ પરત્વે કાંઈ મતભેદ થતા તેઓ છૂટા થયલા છે; જો કે તેમને જે અન્યાય નોકરીના અંગે થયલો છે તે દૂર કરાવવા અને ફરી અસલ સ્થાને નિમાવા તેમની તજવીજ ચાલુ છે.

કૉલેજમાં હતા ત્યારથી સાહિત્ય અને સમાજ સુધારણા પ્રતિ શોખ; તે ખાતર જન્મસ્થાનમા એક 'યુનિયન' સ્થાપેલું, ત્યાં નરસિંહ મહેતા વિષે પ્રથમ લેખ વાચેલો, જે પાછળથી છપાયલો અને એ કવિના અભ્યાસી માટે તે એક પ્રમાણભૂત નિબંધ ગણાય. તે પછી વડોદરા રાજ્યની નોકરીમા રહીને તેઓ સતત્ સરસ્વતી દેવીની ઉપાસના કરતા રહેલા છે.

સન ૧૯૧૨ માં વડોદરામાં ગુજરાતી સાહિત્ય પરિષદ મળેલી, તેના તેઓ એક મંત્રી નિમાયા હતા અને તે પ્રસંગનો લાભ લઈને ગુજરાતીમા પ્રસ્તુત 'ગ્રંથ અને ગ્રંથકાર' જેવું સચિત્ર "સાક્ષરમાળા" નામનું એક

ઉપયોગી રેફરન્સ પુસ્તક પ્રકટ કર્યું હતું, જે ખરે, એમના દીર્ઘ પ્રયત્નનું ફળ હતું.

હિન્દુ વાઙ્મય અને ધર્મ અને સંસ્કૃતિના તેઓ ઉંડા અભ્યાસી છે; અને સાહિત્ય અને ઇતિહાસના એક સ્વતંત્ર લેખક અને અભ્યાસી તરીકે ગુજરાતી લેખકોમાં એઓ માનભર્યું સ્થાન ધરાવે છે. એમણે લખેલ "ઉન્નતિવિચાર" નામક સૂક્ષ્મ વિચારણાવાળો ગ્રંથ વાંચવાથી આ બાબતની પ્રતીતિ થઈ આવશે.

'સયાજી સાહિત્યમાળા' અને 'બાલસાહિત્યમાલા' ની યોજના કરવામાં અને તેના પ્રકાશન કાર્યમાં એમનો જ હાથ પાછળ રહેલો જણાશે.

વડોદરાની ભિન્ન ભિન્ન સાહિત્ય અને કેળવણી વિષયક હિલચાલોમાં તેઓ અગ્ર ભાગ લેતા; એટલું જ નહિ પણ તે માટે પાઠ્ય પુસ્તકો યોજવા-સુધારવા અને "શ્રી સયાજી વૈજ્ઞાનિક શબ્દ સંગ્રહ" જેવા મહત્ત્વનાં કાર્યો આરંભવા અને કરવામાં એમણે અથાગ શ્રમ સેવ્યો હતો.

વળી ધર્મ અને તત્ત્વજ્ઞાન માટે એમને એટલો જ તીવ્ર અનુરાગ; અને વડોદરા રાજ્યમાંથી આરામ માટે રજા પર આવેલા ત્યારે 'શ્રી શારદા-પીઠ "ની પ્રવૃત્તિમાં સામેલ થઇ, તેના તરફથી કેટલીક મુદત "શારદા પીઠ" નામનું એક માસિક એડિટ કર્યું હતું.

પરંતુ વચ્ચે વચ્ચે માંદગી આવી જતાં, એમની પ્રવૃત્તિ શાન્ત પડતી; પણ પોતાના પ્રિય વિષયોનું વાચન અને અભ્યાસ તો ચાલુ જ છે.

એમના કેટલાક પ્રકટ ગ્રંથોની સૂચિ નીચે ઉતારેલી છે, તે બતાવી આપશે કે એમની બુદ્ધિ શક્તિ કયા કયા ક્ષેત્રોમા ફરી વળેલી છે:

## :: એમની કૃતિઓ ::

૧. Life and Teachings of Narsinh Mehta* સન ૧૯૦૫ (ઇંગ્રેજી)
૨. ભક્ત કવિ નરસિંહ મહેતાનું જીવન તથા કવન* „ ૧૯૦૮
૩. મોન્તેનના નિબંધો „ ૧૯૦૯
૪. વાણિજ્ય શાસ્ત્ર „ „
૫. નીતિ નિબંધ „ „
૬. કાવ્ય કલિકા* „ ૧૯૧૦

| | |
|---|---|
| ૭. ભકત કવિ ભોજલ* | ,, ૧૯૧૧ |
| ૮. સાક્ષરમાળા* | ,, ૧૯૧૨ |
| ૯. અંગ્રેજી સાહિત્ય અને પુરાણકથા. | ,, ૧૯૧૫ |
| ૧૦. હિંદુસ્તાન તથા યુરોપની પુરાણકથાઓની તુલનાત્મક સમીક્ષા* | ,, ,, |
| ૧૧. યુદ્ધવીર દિવાન અમરજી* (ઇંગ્રેજી તથા ગુજરાતીમાં) | ,, ૧૯૧૬ |
| ૧૨. સ્મરણાંજલિ* | ,, ૧૯૧૭ |
| ૧૩. અલકાનો અદ્ભુત પ્રવાસ | ,, ,, |
| ૧૪. આપણા લઘુ બન્ધુ અંગ્રેજ ઉર્ફે અંગ્રેજી બાલ જીવન | ,, ,, |
| ૧૫. મણિશંકર કીકાણી* | ,, ૧૯૧૯ |
| ૧૬. ગિરનારનું ગૌરવ* | ,, ,, |
| ૧૭. શ્રી સયાજી વૈજ્ઞાનિક શબ્દ સંગ્રહ* | ,, ,, |
| ૧૮. વીર પુરૂષો (રા. ભરતરામ ભાનુસુખરામ મહેતા સાથે) | ,, ,, |
| ૧૯. ઉન્નતિ વિચાર ભા. ૧ લો* | ,, ૧૯૨૪ |
| ૨૦. " " ભા. ૨ જો* | ,, ,, |
| ૨૧. ચંદ્રગુપ્ત મૌર્ય* | ,, ૧૯૨૮ |
| ૨૨. નરસિંહ મહેતા* | ,, ૧૯૩૧ |
| ૨૩. કૌટિલીય અર્થશાસ્ત્ર (સ્વતંત્ર ઉપોદ્ઘાત સહિત) | ,, ,, |

આ ઉપરાત નાગર 'ત્રિમાસિક,' 'શ્રીભક્ત" અને "સાહિત્ય" વગેરે માસિકોમાં 'નાગરપુરીમાં પ્રવાસ," "કવિ અને કવિતા" વગેરે લેખો તથા કવિતાઓ પણ તેમણે પ્રકટ કરાવેલ છે.

---

* સ્વતંત્ર ગ્રંથો છે; જ્યારે બાકીનાં બીજાં બધાં ભાષાન્તર કે અનુવાદો છે.

## છોટાભાઇ રેવાભાઇ પટેલ

એઓ જાતે લેઉઆ પાટીદાર; અને મૂળ વતની કરમસદના છે. હમણાં તેઓ ઉમરેઠમાં વકીલાત કરે છે. એમના પિતાનું નામ રેવાભાઇ અને માતાનું નામ કસનબા છે. એમનો જન્મ સં. ૧૯૩૨ માં ભાદરણમાં થયો હતો; અને લગ્ન સં. ૧૯૪૪માં આણંદ તાલુકાના ચીખોદ્રા ગામમાં સૌ. હીરાબ્હેન સાથે થયું હતું.

પ્રાથમિક તેમજ માધ્યમિક શિક્ષણ એમણે કરમસદમાં લીધેલું; અને ઉંચી કેળવણી વડોદરામાં લીધેલી. તેઓએ સન ૧૮૯૬ માં બી. એ. ની પરીક્ષા વડોદરા કૉલેજમાંથી પાસ કરી હતી. એ પરીક્ષામાં સંસ્કૃતમાં ઉંચા માર્કસ મળવાથી તેમને ભાઉ દાજી પ્રાઇઝ મળ્યું હતું, જે માન મેળવનાર ગુજરાતીઓ બહુ થોડી સંખ્યામાં મળી આવશે. સન ૧૮૯૮ માં એલ એલ. બી થયા; અને તે પછી ઉમરેઠમાં વકીલાત કરવા માંડી. સન ૧૯૧૩ માં ડાકોરના રણછોડરાયના મંદિરના મેનેજરની જગા મળતાં વકીલાત છોડી. પણ દશ વર્ષ પછી એ જગાનું રાજીનામું આપી ફરીથી વકીલાત શરૂ કરી છે.

અસહકારની ચળવળ વખતે તેમણે ઠાસરા તાલુકા સમિતિના સર નસિન તરીકે સારૂં કામ કર્યું હતું. મુંબાઈની કાઉન્સિલમાં પણ લોકનિયુક્ત સભાસદ તરીકે સન ૧૯૨૬-૨૯ મા જઈ આવ્યા હતા.

લેખનવાચનનો શોખ શરૂઆતથી; અને તેમાં શ્રીયુત મોતીલાલ અમીન જેવા તરફથી એમને પ્રોત્સાહન મળતું રહેતું તેથી તેમણે નવરાશનો સમય સારા ગ્રંથોનાં ગુજરાતીમાં અનુવાદ કરવામાં ગાળેલો છે અને એ અનુવાદો, જેને તરજુમીઆ-શુષ્ક કહીએ એવાં નહિ; પણ જે વાંચતાં આનંદ પડે એવાં થયલાં છે; અને તે ઉપયોગી કૃતિઓ છે.

:: એમના ગ્રંથો ::

| | |
|---|---|
| ૧. હેન્રી ફૉસેટનું જીવનચરિત્ર | સન ૧૯૦૨ |
| ૨. ઇલિઝાબેથ રાણીનો સમય | ,, ૧૯૦૬ |
| ૩. જીવનનો આદર્શ | ,, ૧૯૦૭ |
| ૪. સ્ત્રીઓની પરાધીનતા | ,, ૧૯૦૮ |
| ૫. સુખ અને શાન્તિ | ,, ૧૯૧૬ |
| ૬. ઇંગ્રેજી રાજ્યબંધારણ | ,, ૧૯૨૧ |
| ૭. દાનવીર એન્ડ્રુ કાર્નેગી | ,, ૧૯૨૬ |

## ઝવેરચંદ કાળીદાસ મેઘાણી

એઓ જ્ઞાતિએ દશા શ્રીમાળી વણિક (જૈન); અને જન્મ ચોટીલા (પાંચાલ) માં સં. ૧૯૫૩ ના શ્રાવણ વદ પાંચમના રોજ થયો હતો. એમના પિતાનું નામ કાળીદાસ દેવચંદ મેઘાણી અને માતાનું નામ ધોળીબાઈ વીરજી રૂપાણી છે. એમનું લગ્ન જેતપુરમાં સં. ૧૯૭૮ મા સૌ. દમયન્તીબ્હેન સાથે થયું હતું.

પ્રાથમિક કેળવણી એમણે રાજકોટ, દાઠા, પાળીઆદ વગેરે ગામોમાં લીધેલી; માધ્યમિક શિક્ષણ માટે વઢવાણ કેમ્પ, બગસરા, અમરેલી વગેરે સ્થળોએ ફરેલા અને કોલેજનો અભ્યાસ ભાવનગર–સામળદાસ કોલેજમાં અને જુનાગઢ–બાઉદ્દીન કોલેજમાં કરેલો. સન ૧૯૧૬ માં તેઓ ઈંગ્રેજી અને સંસ્કૃત ઐચ્છિક વિષય લઈને બી. એ. પાસ થયા હતા.

એમનો ચાલુ વ્યવસાય પત્રકારિત્વ અને ગ્રંથલેખન છે અને અભ્યાસનો પ્રિય વિષય લોકસાહિત્ય છે.

એઓએ એક પ્રસંગે બોલતાં કહેલું કે કલકત્તામાં એલ્યુમિનમના કારખાનામાં પોતે મેનેજીંગ કામ કરતા ત્યાંથી એ સ્વભાવને પ્રતિકૂળ કામ છોડી કાઠિયાવાડ પાછા આવ્યા, ત્યારે શું પ્રવૃત્તિ કરવી એ વિષે પોતે દિશાશૂન્ય હતા. તે વખતે એમને સૌરાષ્ટ્રના તંત્રી શ્રી. અમૃતલાલ શેઠે પકડી લીધા, સાહિત્યપ્રકાશનનું કાર્ય ઉપાડી તેમના હાથમાં મૂક્યું અને તેમની સાહિત્યપ્રીતિને બહોળું સ્વતંત્ર મેદાન આપ્યું. ત્યારથી સાહિત્ય અને લેખનવાચન પ્રતિનો શોખ ખૂબ ફાલ્યો–ખીલ્યો છે, એટલે દરજ્જે કે "સૌરાષ્ટ્ર" સાથે અમૃતલાલ શેઠના પેઠે એમનું નામ પણ સંકળાયલું રહેશે; અને તે ખાસકરીને લોકસાહિત્ય, કથા વાર્તા અને લોકગીતનાં એમનાં કિમતી પુસ્તકોથી.

અગાઉ યુરોપિયન વિદ્વાનો જૂનું લોકસાહિત્ય ભેગું કરવાને યત્ન કરતા અને તેની કાંઈક વાનગી ઇન્ડિયન એન્ટીક્વેરીના પુસ્તકોમાં મળી આવશે. સ્વ. મી. જેકશને ગુજરાતીઓની માન્યતા અને આચારવિચાર વિષે એક લોકસાહિત્યનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું હતું.

તે પછી આપણે અહિં પ્રથમ ધ્યાન દોરનાર સ્વ. રણજીતરામ, જેમણે પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદમાં એ વિષય પર લેખ વાંચ્યો હતો. તેઓ ઝાઝું કરી શકેલા નહિ; અને જે કાંઈ થોડા ઘણો લોકગીતનો સંગ્રહ કરેલો તે સુરત રણજીતરામ સ્મારક સમિતિએ પ્રકટ કર્યો છે.

પરન્તુ એ વિષયનું પદ્ધતિસર નિરુપણ અને સંપાદન કાર્ય, તે સારૂં અને શાસ્ત્રીય રીતે કરવાનો યશ તો શ્રીયુત મેઘાણીને જ ઘટે છે.

લોકજીવનનું તાદૃશ્ય રેખાચિત્ર દોરતું એ રસસાહિત્ય—લોકગીત અને કથાવાર્તા—લાંબા સમયથી અંધારામા ધૂળમા દટાઈ પડયું હતું.

પણ તેને પ્રકાશમાં આણવાનો જ ફક્ત નહિ; પણ તે પ્રચલિત અને લોકપ્રિય કરવા બદલ જો કોઇ એક વ્યક્તિને માન આપવું ઘટે તો તે શ્રીયુત મેઘાણીને છે અને એમના એ કાર્યની કદર રણજીતરામ સ્મારક સમિતિએ એમને રણજીતરામ સુવર્ણચંદ્રક અર્પણ કરી છે તે, સર્વથા યોગ્ય થયું છે.

અત્યારે તો લોકસાહિત્યના નામ સાથે શ્રી. મેઘાણીનું છાયાચિત્ર જનતાની આખ સમક્ષ આવી ખડું થાય છે; અને તેમને બોલતા ગાતા સાંભળવા, એ પણ જીવનની એક મીઠી લ્હાણુ છે.

"સૌરાષ્ટ્ર" કાર્યાલયનું તેઓ એક ઉમદા રત્ન છે; અને તેમાંથી પડતો પ્રકાશ, એમના લેખો અને કાવ્યોદ્વારા અને સ્ફૂર્તિદાયક હોય છે. એમના 'સિંધુડા' એ તો ચાલુ રાષ્ટ્રીય યુદ્ધમાં અનેકના જીવનમા નવીન પ્રાણ મંચાર્યાં હતા. વળી છાપામા આવ્યું હતું કે માજીસ્ટ્રેટ સમક્ષ કેશના અંતે જે ગીત એમણે ગાઈ સંભળાવેલું, તેની અસર એટલી સચોટ અને ઉંડી થઈ હતી કે કોર્ટમાં હાજર રહેલા સૌની આખમાથી આંસુ સર્યાં હતાં. એમની સજા પણ ભારે—ગુન્હા વિના—કરવામા આવી હતી; પણ એ અન્યાયને એમણે ખામોશ રાખી સહન કર્યો હતો અને એમ બતાવી આપ્યું હતું કે તેઓ જેમ એક સારા લેખક છે; તેમ સાચા સત્યાગ્રહી વીર પણ છે.

:: એમની કૃતિઓ ::

| | | |
|---|---|---|
| ૧. | કુરબાનીની કથાઓ (બે આવૃત્તિ ૧૯૨૩) | સન ૧૯૨૨ |
| ૨. | એશિયાનું કલંક (ત્રણ આવૃત્તિ ૧૯૨૩, ૧૯૨૯) | ,, ૧૯૨૩ |
| ૩. | ડોશીમાની વાતો ( ,, ૧૯૨૬, ૧૯૨૮) | ,, ,, |
| ૪. | મરણિયું આયર્લેન્ડ | ,, ,, |
| ૫. | સૌરાષ્ટ્રની રસધાર ભા. ૧ (બે આવૃત્તિ ૧૯૨૯) | ,, ,, |
| ૬. | ,, ,, ભા. ૨* | ,, ૧૯૨૪ |
| ૭. | ,, ,, ભા. ૩* (બે આવૃત્તિ ૧૯૨૮) | ,, ૧૯૨૫ |
| ૮. | ,, ,, ભા. ૪* | ,, ૧૯૨૬ |

* સ્વતંત્ર.

| | |
|---|---|
| ૯. સૌરાષ્ટ્રની રસધાર ભા. ૫* | ,, ૧૯૨૭ |
| ૧૦. રાણો પ્રતાપ (ત્રણ આવૃત્તિ ૧૯૨૩, ૧૯૨૯) | ,, ૧૯૨૩ |
| ૧૧. રાજા રાણી | ,, ૧૯૨૪ |
| ૧૨. રઢીયાળી રાત ભા. ૧* (ત્રણ આવૃત્તિ ૧૯૨૬, ૧૯૨૮) | ,, ૧૯૨૫ |
| ૧૩. ,, ,, ભા. ૨ (બે આવૃત્તિ ૧૯૨૮) | ,, ૧૯૨૬ |
| ૧૪. ,, ,, ભા. ૩* (બે આવૃત્તિ ૧૯૨૯) | ,, ૧૯૨૭ |
| ૧૫. શાહજહાં | ,, ૧૯૨૬ |
| ૧૬. દાદાજીની વાતો (ત્રણ આવૃત્તિ સં. ૧૯૮૩, સન ૧૯૨૯) | ,, ૧૯૨૬ |
| ૧૭. ઝંડાધારી (સંયુક્ત કૃતિ, શ્રી. કકલભાઈ કોઠારી સાથે) (બે આવૃત્તિ ૧૯૨૮) | ,, ,, |
| ૧૮. કંકાવટી* (બે આવૃત્તિ ૧૯૨૮) | ,, ૧૯૨૭ |
| ૧૯. સત્યવીર શ્રદ્ધાનંદ* (બે આવૃત્તિ ૧૯૨૭) | ,, ,, |
| ૨૦. હંગેરીનો તારણહાર | ,, ,, |
| ૨૧. સોરઠી બહારવટીઆ ભા. ૧* (ત્રણ આવૃત્તિ ૧૯૨૮, ૧૯૨૯) | ,, ,, |
| ૨૨. ,, ,, ભા. ૨* (બે આવૃત્તિ ૧૯૨૯) | ,, ૧૯૨૮ |
| ૨૩. ,, ,, ભા. ૩* | ,, ૧૯૨૯ |
| ૨૪. હાલરડાં* (બે આવૃત્તિ ૧૯૨૯) | ,, ૧૯૨૮ |
| ૨૫. સૌરાષ્ટ્રના ખંડેરોમાં* | ,, ,, |
| ૨૬. વેણીનાં ફૂલ* (ત્રણ આવૃત્તિ ૧૯૨૮, ૧૯૩૦) | ,, ,, |
| ૨૭. સોરઠી સંતો* (બે આવૃત્તિ ૧૯૨૯) | ,, ,, |
| ૨૮. ચુંદડી ભા. ૧* (બે આવૃત્તિ ૧૯૨૮) | ,, ,, |
| ૨૯. ,, ભા. ૨* | ,, ૧૯૨૯ |
| ૩૦. કિલ્લોલ* | ,, ,, |
| ૩૧. ઋતુગીતો* | ,, ,, |
| ૩૨. નરવીર લાલાજી (સંયુક્ત કૃતિ) | ,, ,, |
| ૩૩. મિસરનો મુક્તિ સંગ્રામ | ,, ૧૯૩૦ |
| ૩૪. સિંધુડો* | ,, ,, |
| ૩૫. સોરઠી ગીતકથાઓ | ,, ૧૯૩૧ |

---

* સ્વતંત્ર કૃતિઓ છે; જ્યારે બાકીનાં ગ્રંથો અનુવાદ કરેલાં વા કેટલાક ગ્રંથોના આધારે રચ્યાં છે.

## તારાચંદ્ર પોપટલાલ અડાલજા, એલ. ટી. એમ.

એઓ જ્ઞાતિએ મોઢ વણિક અને હળવદ (ધ્રાંગધ્રા રાજ્ય)ના વતની છે. ઇ. સ. ૧૮૮૭ માં એમનો જન્મ હળવદમાં થયો હતો. એમના પિતાનું નામ પોપટલાલ નથુભાઈ અને માતાનું નામ શિવકુંવર કુંવરજી છે. લગભગ ૨૨ વર્ષની ઉમ્મરે એમનું લગ્ન શ્રીમતી ગોદાવરીબ્હેન સાથે વઢવાણમાં થયું હતું.

હળવદમાં સાત ધોરણ પૂરાં થયાં પછી તેઓએ મુંબાઈમાં ફોર્ટ પ્રોપ્રાયિટરી હાઈસ્કુલમાં અભ્યાસ કર્યો હતો અને ત્યાં દરેક વાર્ષિક પરીક્ષામાં પહેલો નંબર તેઓ રાખતા. સન ૧૯૦૫માં મેટ્રીક્યુલેશનની પરીક્ષા પાસ કરી તે વખતે તેમને વિજ્ઞાન માટે એમની સ્કુલનું ઇનામ મળ્યું હતું.

તે પછી વિક્ટોરિયા જ્યુબીલી ટેકનિકલ ઇન્સ્ટીટ્યુટમાં દાખલ થયલા અને ત્યાંની L. T. M.ની ડીગ્રી મેળવેલી. અહિંની કારકિર્દી પણ ઇંગ્રેજી શાળા જેવી યશસ્વી નિવડી હતી. દરેક પરીક્ષામાં સ્કોલરશીપ અને ઇનામ મેળવતાં; એટલું જ નહિ, પણ તેઓ ત્યાંની ફેલોશિપમાંથી છૂટા થયા ત્યારે વિદ્યાર્થીઓએ એમને એક માનપત્ર આપી, એમની લાયકીની કદર કરી હતી.

વિક્ટોરિયા ટેકનિકલ ઇન્સ્ટીટ્યુટમાંથી ફારેગ થયા પછી તેઓ વડોદરા કલાભવનમાં જોડાયલા અને અત્યારે તેઓ વડોદરા રાજ્યના વેપાર ઉદ્યોગ ખાતામાં વિવિંગ આસિસ્ટન્ટ તરીકે કામ કરે છે.

મીલ લાઈનમાં કામ કરનારાઓમાંથી એવા થોડા પુરુષો મળી આવશે કે જેમને સાહિત્ય માટે અત્યંત પ્રેમ હોવા છતાં, સાહિત્યલેખનમાં કંઈ ફાળો આપતા હશે.

પણ એમના સંબંધમાં કંઇક જૂદું જ જોવામાં આવે છે. એમની કલમમાંથી હરહમેશ કંઈને કંઇ લેખ વા વાર્તા ઝરતી રહે છે અને તેના કારણે એમના સાહિત્યનાં પુસ્તકોની સંખ્યા પણ મોટી થઇ છે.

ન્હાનપણથી એ સાહિત્યસંસ્કારનો પાસ એમને એમના પિતા પાસેથી લાગેલો; અને એમના સ્વર્ગસ્થ બંધુ હેમચંદ, જેઓ સાહિત્યના ભારે શોખીન હતા તેમણે, એમને એ દિશા પ્રતિ વાળેલા. ઇતિહાસ અને પ્રાચીન સાહિત્ય એ એમના પ્રિય વિષયો છે. એમનું ધાર્મિકગ્રંથોનું વાચન વિશેષ, અને સાહિત્યકારોમાં કલાપી અને ગોવર્ધનરામે અસર કરેલી; અને બીજાઓની પેઠે ગાંધીજીમાંથી તેઓ પણ મુક્ત રહી શકયા નથી.

સન ૧૯૦૮ મા 'સાંજ વર્તમાન'મા ન્હાના લેખો, વાર્તા લખવાનું આરંભેલુ. તે પછી "ગુજરાતી"ના દિવાળીના અંકોમા એમની ઐતિહાસિક વાર્તાઓ પ્રકટ થવા માંડી અને અત્યારે તેઓ ગુજરાતી સાહિત્યમા ઐતિહાસિક વાર્તાના સુનદા લેખક તરીકે સારી રીતે જાણીતા છે.

આ વિષયની સાથે પોતાના ધંધાના અંગના પુસ્તકો પણ તેમણે રચ્યા છે. જેમકે હાથવણાટ ભા. ૧ અને ૨; અને રાજ્ય માટે 'પાટણના પટોળા', 'વડોદરા રાજ્યની કારીગીરી', 'સુધરેલી ઢબની સાળ', 'હાથવણાટના કારખાના', 'કળાકૌશલ્ય' વગેરે વિષયો પર પત્રિકાઓ લખી આપી હતી.

એમની પ્રવૃત્તિ એટલેથી અટકતી નથી. સિનેમા માટે અત્યંત શોખ છે; એટલે સુધી કે તે માટે એક બે ફિલ્મ પણ સિનેમા કુંપનીઓને એમણે લખી આપી છે.

આ પ્રમાણે જૂદી દિશામા-ધંધામા પડયા છતાં, તેઓ સાહિત્યસેવા સતત્ અને સારા પ્રમાણમા કરતા રહ્યા છે, એ ખુશી થવા જેવું છે અને અન્યને તેમાથી જરૂર પ્રેરણા-પ્રોત્સાહન મળે.

એમના પુસ્તકોની સંકલના, રચના, મુદ્રણકામ, કાગળ, ચિત્રો વગેરે સુંદર હોય છે; અને તે સાથે તેની કિંમત પણ મધ્યમસરની હોય છે, તેથી તેનો ઉપાડ પણ મોટો હોય છે.

## એમની કૃતિઓ :

| | | |
|---|---|---|
| ૧. હાથવણાટ | પ્રથમ ખંડ | સન ૧૯૨૨ |
| ૨. ,, | દ્વિતીય ખંડ | ,, ૧૯૨૩ |
| ૩. વીરની વાતો | પુ ૧ (ત્રણ આવૃત્તિ) | ,, ૧૯૨૫ |
| ૪. ,, ,, | પુ. ૨ (બે આવૃત્તિ) | ,, ૧૯૨૬ |
| ૫. ,, ,, | પુ ૩ (,, ,, ) | ,, ૧૯૨૮ |
| ૬. અજામિલ અથવા ગરીબનું નસીબ ગરીબ | ભા. ૨ જો. | ,, ,, |
| ૭. પ્રેમ પ્રભાવ | | ,, ૧૯૩૦ |
| ૮. વીરાંગનાની વાતો | | ,, ૧૯૩૧ |
| ૯. વીર વનરાજ (બાળ વીરકથા) | | ,, ,, |

## ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ

એઓ જ્ઞાતિએ ખરેડી સમવાયના ઔદિચ્ય બ્રાહ્મણ-સામવેદ, ત્રણ પ્રવર, કૌથમી શાખાના; મૂળ વતની જુના સાવર, પ્રગણે કુંડલા, સંસ્થાન ભાવનગર; પણ અત્યારે કિશોરસિંહજી તાલુકા સ્કુલ-રાજકોટમાં-ના હેડ-માસ્તરના પદે છે. એમનો જન્મ તા. ૨૨ મી મે, સન ૧૮૮૮-સંવત્ ૧૯૪૪ના વૈશાખ સુદ ૧૨-ને સોમવારે કુંડલા પ્રગણાના સેંજળ ગામે થયો હતો.

એમના પિતાનું નામ ગૌરીશંકર સુંદરજી વ્યાસ અને માતાનું નામ જયકુંવર હીરજી છે. એમનું પ્રથમ લગ્ન ૨૧મા વર્ષે વડોદરા રાજ્યના અમરેલી પ્રાંતના વાંકીઆ ગામે થયું હતું અને બીજું લગ્ન ૩૨મા વર્ષે; એમના પત્નીનું નામ સૌ. શાન્તાબ્હેન નરભેરામ છે.

પ્રાથમિક કેળવણી ઘણીખરી જુના સાવરમાં લીધેલી. પણ માસ્તરના મારકણા સ્વભાવથી અકળાઇ કંટાળીને તેઓએ સાતમું ધોરણ, વતન છોડી, મોસાળ પીઠવડીમાં પૂરૂં કર્યું હતું.

એઓ સોળ વર્ષની ઉમરે પહોંચ્યા ત્યારે એમના પિતાનું અવસાન થયું; અને કુટુંબનો ભાર એમના પર આવી પડ્યો. એમના પિતા વૈદ્ય હતા પરંતુ એ ધંધાના જોઇતા સંસ્કાર પોતાપર પડેલા નહિ, એટલે તેના પ્રતિ રુચિ છતાં કેળવણી ખાતાને પસંદ કર્યું. ૧૯૦૬થી લગભગ ૪ વર્ષ સુધી ગ્રામ્યશાળામાં કામ કર્યું હતું. એ અરસામાં સાહિત્ય વાચન-લેખનની પ્રવૃત્તિ જારી રાખેલી; પછીથી સને ૧૯૧૬મા વડોદરાની ટ્રેનિંગ કૉલેજમાં જોડાઇ, અભ્યાસમા સફળતા મેળવી; અને ઉંચા પ્રકારના માનચાંદની સાથે ઉપરીથી પ્રીતિ સંપાદન કરી હતી. એ વખતે 'નર્મદા પ્રવાસ' વિષે નિબંધ લખવા બદલ ઇનામ પણ મેળવેલું. તે પછી કેટલાક પ્રતિકૂળ સંજોગમા મૂકાતાં, તેમને અમદાવાદમાં આવી વસવું પડ્યું; અને તેમને રુચે એવું કાર્ય નવજીવન કાર્યાલયમાં મળી આવ્યું. ત્યાં ચાલુ પ્રવૃત્તિ સાથે ૭-૮ વર્ષ પહેલાં શરૂ કરેલું બાલગીતો લખવાનું ફરી એમણે આરંભ્યું અને તેમનો 'રતનઆં'નો ગરબો પ્રથમ નવજીવનમાં પ્રકટ થતાં, જનતાનું તે પ્રતિ ધ્યાન ખેંચાયું. તે પછી એમનાં "નવાં બાલગીતો" બહાર પડ્યાં. તેની વર્ણનશૈલી ચિત્તાકર્ષક, ચિત્રાત્મક અને રમ્ય હોવાની

સાથે તેના શબ્દોની પસંદગી અને વપરાશ એટલા સરલ અને સચોટ હતા કે તે કાવ્યો લોકપ્રિય થતા વિલંબ થયો નહિ, અને એટલે દરજ્જે તેનાં વખાણ થયા કે તે લેખકને નોબલ પ્રાઇઝ જેવું એકાદ ઇનામ તે કૃતિઓ માટે અપાવું જોઇએ એવી ભલામણ થઈ હતી. (જુઓ, "સાહિત્ય".)

કવિતા માટે એમને નૈસર્ગિક પ્રીતિ છે અને સૃષ્ટિદર્શનમાથી તેમને ખૂબ પ્રેરણા મળી આવે છે. સ્વામિનારાયણ સંપ્રદાયના સંત-કવિઓની અસર એમના જીવન પર પ્હોળી થઈ છે. એમના કાવ્યોમા શબ્દની સરળતા, સ્વાભાવિકતા અને પદલાલિત્ય ઝળકી રહે છે, તે કેટલેક અંશે એ સાધુ-કવિઓના કાવ્યોની અસરનું પરિણામ છે.

એમણે 'સદ્ગુરૂ ચરિત્ર' નામનો સ્વામિનારાયણ સપ્રદાયના સાધુઓ વિષે વિસ્તૃત માહિતી આપતો એક ભક્તિપોષક ગ્રંથ રચ્યો છે, તે પણ ઉપરોક્ત કથનનું સમર્થન કરશે. શ્રીયુત મશરૂવાળાના સહજાનંદ સ્વામીના ચરિત્રગ્રંથ સાથે પ્રસ્તુત ગ્રંથને સ્થાન આપી શકાય, એટલુ તે ઉચ્ચ કોટિનું અને સત્કારયુક્ત હોવાની સાથે હૃદયદ્રાવક છે.

હમણા જે પદ પર પોતે છે, ત્યા જે કાઇ સમય મળે છે, તે તેઓ વાચન, તત્ત્વચિન્તન અને કવિતા રચવામા ગાળે છે.

## એમની કૃતિઓ

| | |
|---|---|
| ૧. નવાં ગીતો (બાલોપયોગી) | સન ૧૯૨૪ |
| ૨. સદ્ગુરૂ ચરિત | ,, ,, |
| ૩. નવા ગીતો ભા ૨ જો | ,, ૧૯૨૫ |
| ૪. શાળોપયોગી નવા બાલગીતો (ભા. ૧-૨નો સંગ્રહ-વધારા સહિત) | ,, ૧૯૨૬ |
| ૫. બે દેશગીતો (સૌરાષ્ટ્ર : ભારતી) | ,, ૧૯૨૮ |

## દત્તાત્રેય બાલકૃષ્ણ (કાકા સાહેબ) કાલેલકર

એઓ જ્ઞાતે ગૌડ સારસ્વત બ્રાહ્મણ છે. મૂળ વતની બેલગામમાં આવેલા શહાપુર ગામના અને છેલ્લાં ચૌદ વર્ષ (૧૯૧૭) થી સત્યાગ્રહ આશ્રમમાં મહાત્માજી સાથે આવી વસેલા. એમનો જન્મ ઈ. સ. ૧૮૮૬; સં. ૧૯૪૨ના કાર્તિક વદ ૧૦ ના રોજ સતારામાં થયો હતો. એમના પિતાનું પૂરૂં નામ બાલકૃષ્ણ જીવાજી કાલેલકર અને માતુશ્રીનું નામ અ. સૌ. કે. રાધાબાઈ (ગોદાવરીબાઈ ભિસે) છે. એમનું લગ્ન સન ૧૯૦૨-માં (સં. ૧૯૫૮ના જેઠ માસમાં) શહાપુરમાં જ અ. સૌ. કે. લક્ષ્મીબાઈ-તે સુંદરાબાઇ વામનરાવ શિરોડકર-સાથે થયું હતું.

એમણે પ્રાથમિક તેમજ માધ્યમિક કેળવણી જૂદે જૂદે લગભગ દશ બાર સ્થળે લીધી હતી અને કૉલેજનો અભ્યાસ પૂના અને મુંબાઈમાં કર્યો હતો. કૉલેજમાં એમને સ્કોલરશીપો મળતી. એમણે ફિલસુફી અને ન્યાય ઐચ્છિક વિષય તરીકે પસંદ કરી બીજા વર્ગમાં બી. એ.ની પરીક્ષા સન ૧૯૦૭ માં ફરગ્યુસન કૉલેજમાંથી પાસ કરી હતી. તે પછી ફર્સ્ટ એલ એલ. બી. પસાર કરેલી અને બીજી એલ એલ. બી. માટે વાંચેલું પણ ખરૂં; પણ તેમાં બેસી શકેલા નહિ.

એમના પ્રિય વિષયો ઉપનિષદ્ અને જ્યોતિષ છે. એમના જીવનને, સ્વામી વિવેકાનંદ, ટાગોર અને ગાંધીજીનાં લખાણો અને જીવનથી, નવીન બળ મળ્યું છે. વળી સ્વ. રાનડે, શ્રીયુત અરવિંદ ઘોષ, કુમારસ્વામી અને સિસ્ટર નિવેદિતા, એઓની અસર પણ એમના પર થોડી થઈ નથી.

એ સર્વ મહાન પુરુષો અર્વાચીન હિંદના પ્રતિભાશાળી વિધાયકો છે અને એમની પાસેથી જે પોતાને પ્રાપ્ત થયું, તેને જીવનમાં ઉતારવા અને તે પ્રમાણે આચરવા અને જનતાને તેનો ઉપદેશ કરવા એમણે વ્રત લીધેલું હોય એમ એમનું તે પછીનું જીવન કહે છે.

દેશની ગરીબ સ્થિતિથી તેમનું દિલ બહુ દાઝતું-દ્રવતું; રાષ્ટ્રભાવના મહારાષ્ટ્રમાં તિલક વગેરેના પ્રચારકાર્યથી જ્વલંત હતી, તેની અસર એમના પર પણ થઈ હતી અને વિવેકાનંદ વગેરેનાં લખાણો વાંચતાં, એ લાગણી બહુ તીવ્ર અને આવેશવાળી બની હતી. તે કારણે તેઓ બહુ ફરેલા; તે દરમ્યાન તેમણે ઋષિકુળ, હરદ્વાર, સિંધ, શાંતિનિકેતન અને બંગાળા બ્રહ્મચર્યાશ્રમમાં કામ કરેલું. અનેક જાણીતા પુરુષોનો સમાગમ શોધેલો; પણ એમના અંતરની તરસ તો મહાત્માજીએ જ છીપી; અને ત્યારથી તેઓ એમના અનન્ય ભક્ત, નિજ જન થઇને રહેલા છે.

ગુજરાત વિદ્યાપીઠને પોષવામાં અને ગુજરાતી દ્વારા જનતામાં મહાત્માજીના ઉપદેશનો પ્રચાર કરવામાં એમની કલમે જે કિમતી ફાળો આપ્યો છે તેમજ સ્વતંત્ર, નૈસર્ગિક વિચાર અને ભાષાશૈલીવાળું ગદ્ય નવું અને જોમવાળું ઉભું કર્યું છે તે મનરંજક અને અસરકારક નિવડી, વાચકને તેના પ્રવાહમાં ખેંચે છે અને એની તેના પર પ્રબળ–જબરજસ્ત અસર થાય છે.

નવજીવન અને નવજીવન પ્રકાશન મંદિર સાથેનો એમનો સંબંધ નિકટ અને જાણીતો છે અને તે દ્વારા આપેલો ફાળો સંગીન અને કિમતી જણાશે.

એમની તે સફળતાની કુંચી એમના ચારિત્ર્યમાથી મળી આવશે. તે જેટલું શુદ્ધ, પવિત્ર છે અને જેટલું સિદ્ધાત માટે ટેકીલુ તેટલું તે પ્રમાણે વર્ત્તન કરવા આગ્રહી છે. તેનું એક ઉજ્જવળ ઉદાહરણ એમના સાંસારિક જીવનમાથી મળી આવે છે. સત્યાગ્રહની લડતના સિદ્ધાંતના આચરણ અંગે એમને એમના પત્ની અને પુત્ર સાથે તીવ્ર વિરોધ થયો; એટલે સુધી કે સિદ્ધાંતના નેક ટેક ખાતર માતા પુત્ર અને પતિ એક બીજાથી છૂટા પડયા. એક આર્ય અબળાને અને પતિને એમ જૂદાં પડતાં કેટલું દુઃખ થયું હશે તેની કલ્પના કરવી બસ થશે. છતાં એમનામાં કેવું ઉંચું હીર પ્રકાશતું હતું તેની પરીક્ષા, પુત્ર મહાત્માજી સાથે દાંડી કુચમાં બધું તજી દઇને ગયો ત્યારે થઇ હતી; અને એમના પત્નીનો અંત સમયનો પતિ સાથેનો છેલ્લો ભેટો જેમ કરૂણ તેમ એક આર્ય અબળાને ગૌરવ આપી, તેમના માટે આપણને માન ઉપજાવે અને પ્રોત્સાહક અને પ્રેરક થાય એવો હતો.

ગુજરાતીને નિજ ભાષા માની એ મહારાષ્ટ્ર બંધુએ જે અપૂર્વ સેવા આપણા સાહિત્યની કરી રહ્યા છે, તે કદિ વિસરી શકાશે નહિ.

### એમની કૃતિઓઃ

| | |
|---|---|
| ૧ રામતીર્થ (મરાઠી) | સન ૧૯૦૮ |
| ૨ સ્વદેશી ધર્મ | ,, ૧૯૨૦ |
| ૩ હિમાલયનો પ્રવાસ | ,, ૧૯૨૩ |
| ૪ પૂર્વ રંગ | ,, ,, |
| ૫ કાલેલકરના લેખો ભાગ ૧ | ,, ૧૯૨૪ |
| ૬ ,, ,, ભાગ ૨ | ,, ૧૯૨૫ |
| ૭ ઓતરાતી દિવાલો | ,, ,, |

## સૌ. દીપકબા દેસાઇ

એઓ જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ; પેટલાદના વતની અને સુપ્રસિદ્ધ દિ. બ. મણિભાઇ જશભાઇના પુત્રી થાય છે. એમનો જન્મ પેટલાદમાં સંવત્ ૧૯૩૭ ના શ્રાવણ વદ ૭ ના રોજ થયો હતો.

પોતે પ્રાથમિક કેળવણી પૂરી લીધા પછી વડોદરા કેમ્પની ઈંગ્રેજી નિશાળમાં તેમ મુંબાઈમાં એલેકઝાન્ડ્રા ગર્લ્સ સ્કુલમાં ઇંગ્રેજીનું શિક્ષણ ત્રણ ધોરણ સુધીનું લીધું હતું; અને સં. ૧૯૪૯ માં શ્રીયુત હિંમતભાઇ પ્રભુલાલ દેસાઈ વકીલ સાથે લગ્ન થયા પછી પણ એ અભ્યાસ ખાનગી રીતે વધારતા રહ્યા છે. એક વિદુષી બાઈ તરીકે હિન્દુ સ્ત્રીઓના વારસાઇ હક્ક સંબંધી શ્રીમંત મહારાજા સર શયાજીરાવની સરકારે ખાસ કમિટી નીમી હતી, તેમાં તેમને એક સભ્ય તરીકે નિમ્યા હતા. સંગીતનો અભ્યાસ સારો કરેલો છે; અને તે શિક્ષણ એમણે મશહુર સંગીતાચાર્ય મૌલાબક્ષ પાસેથી લીધેલું. વળી ખાસ નવાઈ પામવા જેવું એ છે કે પોતાને કવિતા રચવાનો શોખ થવાથી ગુજરાતી પિંગળનો અભ્યાસ એમણે જાણીતા સાક્ષર છોટાલાલ નરભેરામ ભટ્ટ પાસેથી કર્યો હતો.

એ જ પ્રમાણે ભરતગુંથણમાં પ્રવીણતા મેળવેલી અને સન ૧૯૨૩ ના ઇન્ડિયન ઇન્ડસ્ટ્રીયલ એક્ઝીબીશનમાં ક્રોશીઆના નમુના માટે સુવર્ણચંદ્રક એમને અપાયો હતો.

સ્ત્રીઓની પ્રગતિ અર્થે થતી પ્રવૃત્તિઓમાં તેઓ ઉત્સાહપૂર્વક રસ લે છે; અને શ્રી ચીમનાબાઈ સ્ત્રી સમાજના તેઓ અગ્રગણ્ય સભાસદ છે. એટલા પરથી એમની બુદ્ધિશક્તિ, જ્ઞાન અને સમાજમાં જે ઉંચું સ્થાન એમણે પ્રાપ્ત કરેલું છે, તેનો કંઇક ખ્યાલ આવશે; પણ એ બધાયમાં એક કવિયત્રી તરીકે તેઓ જાણીતા છે. માસિકોમાં એમના કાવ્યો અવારનવાર પ્રકટ થતાં રહે છે; અને તેનો બીજો સંગ્રહ 'ખંડ કાવ્યો'—એ નામથી શ્રીયુત મંજુલાલના પ્રવેશક સહિત છપાયો છે. વળી મરાઠી વગેરે પરથી 'સંજીવની' નામનું નાટક પણ ગુજરાતીમાં ઉતારેલું છે. આમ એમની પ્રવૃત્તિ કોઇને કોઈ રીતે લોકોપકારક ચાલુ રહે છે.

### એમની કૃતિઓ:

| | |
|---|---|
| ૧ સ્તવન મંજરી | સન ૧૯૨૩ |
| ૨ ખંડ કાવ્યો | " ૧૯૨૬ |
| ૩ સંજીવની+ | " ૧૯૨૯ |
| ૪ રાસ બત્રીશી× | |

+મરાઠી નાટક 'વિદ્યા હરણ' વગેરે પરથી—નવાં ગાયનોની ઉમેરણી સાથે. ×અપ્રસિદ્ધ

## ધીરજલાલ અમૃતલાલ ભટ્ટ

એઓ જ્ઞાતે પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ છે. વતની ધંધુકા તાલુકે, રોજકા ગામના; પિતાનું નામ અમૃતલાલ વિઠ્ઠલજી ભટ્ટ અને માતાનું નામ જુડીબા છે. એમનો જન્મ રોજકામા તા. ૧૪ મી ઑગષ્ટ ૧૮૮૯ ના રોજ થયો હતો. એમનું લગ્ન સને ૧૯૦૩ મા ધનાળા ગામે થયું હતું. એમના પત્નીનું નામ આનંદબાઇ છે.

એઓએ અમદાવાદ મેલ ટ્રેનિંગ કૉલેજની થર્ડ યરની પરીક્ષા પાસ કરેલી છે. તે પહેલા કાશી, વડનાલ, ભરૂચ મુબાઈ વગેરે સ્થાનોમા રહીને સંસ્કૃતનો અભ્યાસ ખાસ વધારેલો હતો. અત્યારે તેઓ દક્ષિણ દરકોઈના વાચ ગામની શાળાના હેડમાસ્તર છે. એમના અભ્યાસનો પ્રિય વિષય વેદાંત, ઉપનિષદ્ છે; અને સ્વ. ગોવર્ધનરામભાઈ, સ્વ. કમળાશંકરભાઈ અને સ્વ. રણજીતરામે એમના જીવન પર ખૂબ અસર કરેલી તેઓ કહે છે.

પોતે મળી શકે એટલું સંસ્કૃત અને ગુજરાતી સાહિત્યનું ઉંચું જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી, હિંદી મરાઠી અને બંગાળીનો સતત્ અભ્યાસ કરીને તે ખૂબ વધાર્યું છે; એટલું જ નહિ પણ એક શિક્ષક તરીકેનું કર્તવ્ય અદા કરવા સાથે જનતાને વાચનદ્વારા જ્ઞાન આપવાનું કાર્ય સામયિક માસિકોમાં લેખો લખીને તથા પુસ્તકો લખીને ચાલુ રાખ્યું છે, તે એમની નીચેની કૃતિઓ પરથી જણાશે.

: એમની કૃતિઓ :

| | |
|---|---|
| ૧. રાજપૂતોનો રણયજ્ઞ | સન ૧૯૧૮ |
| ૨. પેશાવરની પદ્મિની | ,, ૧૯૨૦ |
| ૩. આદર્શ ચરિત્રાવળી | ,, ,, |
| ૪. ચમગાની આત્મકથાઓ | ,, ૧૯૨૧ |
| ૫. આનંદ લહરી | ,, ,, |
| ૬. ધીરજનાં કાવ્યો | ,, ૧૯૨૩ |
| ૭. વનિતાની વાતો | ,, ૧૯૨૪ |
| ૮. કલંદરની કટાર, ભા ૪ થો | ,, ,, |
| ૯. લાલચીન | ,, ૧૯૨૫ |
| ૧૦. બાળ કવિતાઓ (બાલોપયોગી) | ,, ૧૯૧૬ |
| ૧૧. ગુરૂ ભક્તિ ( ,, ) | ,, ૧૯૨૨ |

## નરહરિ દ્વારકાદાસ પરીખ

એઓ જ્ઞાતિએ ખડાયતા વાણિયા અને ખેડા જીલ્લામાં આવેલા, કપડવણજ તાલુકા તાબે, કઠલાલના વતની છે. જન્મ અમદાવાદમાં તા. ૭ મી ઑક્ટોબર ૧૮૯૧ ના રોજ થયો હતો. એમના પિતાનું નામ દ્વારકાંદાસ મોતીલાલ પરીખ, જે સ્વર્ગસ્થ કેશવલાલ મોતીલાલ પરીખ, અને હાલમાં ઈંગ્લાંડમાં વસતા મી૦ જે. એમ. પરીખના ભાઈ થાય. એમનું કુટુંબ જીલ્લામાં તેમ જ્ઞાતિમાં એક સુશિક્ષિત કુટુંબ તરીકે જાણીતું છે. સ્વર્ગસ્થ કેશવલાલભાઈએ અમદાવાદમાં એક વકીલ તરીકે સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી. અમદાવાદ મ્યુનિસિપાલેટીમાં તેઓ લાંબી મુદત સુધી સભ્ય હતા; એટલું જ નહિ પણ નાગરિક જીવનમાં આગળ પડતો ભાગ લેતા તેમ એક સુધારક તરીકે જાણીતા હતા. લેખક તરીકે પણ નામના મેળવેલી. એ સંસ્કાર સ્વર્ગસ્થ દ્વારકાંદાસ પર પડેલા અને તેમણે 'બાલબંધુ' એ નામનું એક ન્હાનું પુસ્તક, જ્યારે બાલસાહિત્ય જેવું કાંઇ નહોતું ત્યારે પ્રથમ લખ્યું હતું. કુટુંબના એ બધા સુસંસ્કારો, લેખન વાચન, સમાજસેવા, સુધારો વગેરે ભાઇ નરહરિમાં વારસામાં ઉતરી આવેલા જણાશે.

એમના માતુશ્રીનું નામ કૃષ્ણાબ્હેન છે. ભાઇ નરહરિનું લગ્ન સન ૧૯૦૭ માં અમદાવાદમાં સૌ. મણિગવરી સાથે થયું હતું.

એમણે પ્રાથમિક તેમ કૉલેજશિક્ષણ અમદાવાદમાં મેળવ્યું હતું. કૉલેજના ચાર વર્ષ દરમિયાન તેમને લાગટ જ્ઞાતિસ્કોલરશીપ મળી હતી. સન ૧૯૦૬ માં મેટ્રીક થયલા સન ૧૯૧૧ માં બી. એ. ની પરીક્ષા ઇતિહાસ ઐચ્છિક વિષય સાથે પાસ કરેલી; અને સન ૧૯૧૩ માં એલ એલ. બી. થયા હતા.

એમના પ્રિય વિષયો ગુજરાતી સાહિત્ય, ઇતિહાસ અને સંપત્તિશાસ્ત્ર છે; સાહિત્ય પ્રત્યે અનુરાગ ધરાવતા હોવા છતાં સાહિત્ય તેમની મુખ્ય પ્રવૃત્તિ નથી.

મહાત્મા ગાંધીજી અમદાવાદમાં સ્થાયી આવી વસ્યા તે અરસામાં તેમના નિકટ સંસર્ગમાં આવતાં, તેઓ સન ૧૯૧૭ માં સત્યાગ્રહ આશ્રમની રાષ્ટ્રીય શાળામાં જોડાયા હતા.

તે પૂર્વે થોડાક વખત તેમના પરમ મિત્ર મહાદેવભાઈ સાથે વકીલાત કરવા માંડેલી અને શરૂઆતમાં કામ થોડું અને સમય બહોળો, તે

નકામો જવા ન દેતા, એઓ બંનેએ સાથે મળી કવિવર ટાગોરનાં "ચિત્રાંગદા" નાટકનો અનુવાદ ગુજરાતીમા કરેલો, જેની એક ઉત્તમ કૃતિ તરીકે ચોતરફથી પ્રશંસા થઇ હતી અને તે પછી 'વિદાય અભિશાપ' નાટકનો અનુવાદ "બુદ્ધિપ્રકાશ" મા આપેલો. એ બન્ને નાટકો એકઠાં પુસ્તકરૂપે છપાયેલા છે. ત્યારબાદ મહાત્માજી સાથે રાષ્ટ્રીય ચળવળમા પડતા, તેમની લેખનપ્રવૃત્તિ પ્રચારકાર્યમા વિશેષ રોકાયલી રહે છે; જો કે વિદ્યાપીઠના અંગના સાહિત્યપ્રકાશનોમા એમની પ્રેરણા, દિશાસૂચન અને સક્રિય સહાયતા દષ્ટિગોચર થાય છે

ગુજરાતી ભાષામા ચાલતી જોડણીની અરાજકતા દૂર કરવાના હેતુથી વિદ્યાપીઠ તરફથી એક જોડણીકોશ તૈયાર કરવાનું કામ તેમને સને ૧૯૨૭ મા સોંપવામા આવ્યું હતું, અને તે કામની ઠીક ઠીક શરૂઆત તેમણે કરી દીધી હતી, પણ થોડાજ મહિનામા ગુજરાત ઉપર રેલની મહાન આફત આવી પડી અને કોશનું કામ અધુરું મૂકી તેમને સંકટનિવારણના કામમાં પડવું પડયું. એટલે એ કામ બીજા ભાઇઓ પાસે કરાવી વિદ્યાપીઠે જોડણીકોશ બહાર પાડયો છે. પહેલી આવૃત્તિમા કેવળ જોડણીશુદ્ધ શબ્દોનો સંગ્રહ જ હતો પરંતુ બીજી આવૃત્તિ અર્થ સાથે બહાર પડી છે. આ કોશ માટે જોડણીના નિયમો નક્કી કરવામા તેમણે સારો ફાળો આપ્યો હતો.

સને ૧૯૨૫-૨૬ માં બારડોલી તાલુકાની જમીન મહેસૂલમાં વધારો કરવાનું સરકાર તરફથી સૂચવવામાં આવ્યું હતું અને આ વધારો અન્યાયી છે એ દર્શાવનારા લેખો તેમણે નવજીવનમાં લખ્યા હતા અને તે 'બારડોલીના ખેડૂતો' એ નામના ચોપાનિયારૂપે પ્રગટ થયા છે. એ લેખોને આધાર ગણીને સને ૧૯૨૮ ની બારડોલીની સત્યાગ્રહની લડત ઉપાડવામા આવી હતી. લડતનું સમાધાન થયા પછી સરકાર તરફથી જે કમિટી નીમવામા આવી તે કમિટી સમક્ષ બારડોલીનો કેસ તેમણે તથા ભાઇ મહાદેવ દેસાઇએ સંપૂર્ણ રીતે પુરવાર કરી આપ્યો હતો; અને કમિટીએ પોતાના રીપોર્ટમા બન્નેના કામની મુક્તકંઠે પ્રશંસા કરી છે.

પૂર્ણ સ્વરાજની છેલ્લી લડતમાં તેમનો ફાળો ગાંધીજીના નૈષ્ઠિક સૈનિકને શોભે એવો હતો. હમણાં જેલમાથી છૂટી આવ્યા પછી તેઓ વિદ્યાપીઠમાં જ કામ કરે છે.

## એમની કૃતિઓ:

| | |
|---|---|
| ૧ ચિત્રાંગદા (શ્રી. મહાદેવભાઈ દેસાઇ સાથે) | સન ૧૯૧૬ |
| ૨ નામદાર ગોખલેનાં વ્યાખ્યાનો | „ ૧૯૧૮ |
| ૩ વિદાય અભિશાપ (શ્રી. મહાદેવભાઈ દેસાઈ સાથે) | „ ૧૯૨૦ |
| ૪ પ્રાચીન સાહિત્ય ( „ „ ) | „ ૧૯૨૨ |
| ૫ પૂર્વ રંગ* (કાકા સાહેબ કાલેલકર સાથે) | „ ૧૯૨૩ |
| ૬ આટલું તો જાણજો ભા. ૧ | „ „ |
| ૭ „ „ „ ભા. ૨ | „ „ |
| ૮ જાતે મજુરી કરનારાઓને | „ ૧૯૨૪ |
| ૯ ત્યારે કરીશું શું? | સને ૧૯૨૫–૨૬ |
| ૧૦ બારડોલીના ખેડૂતો | „ ૧૯૨૬–૨૭ |



* સ્વતંત્ર કૃતિઓ છે; બાકીના અનુવાદિત ગ્રંથો છે. ૧,૨,૪ શ્રી. રવીન્દ્રનાથ ઠાકુરના બંગાળી નાટકનો અનુવાદ. ૩ ઇંગ્રેજીમાંથી અનુવાદ. ૮ ટૉલ્સ્ટૉયના 'To the Working People' નો અનુવાદ. ૯ ટૉલ્સ્ટૉયના 'What shall we do then' નું ભાષાંતર.

## નટવરલાલ ઇચ્છારામ દેસાઇ, બી. એ

એઓ જાતે દશા શ્રીમાળી-સુરતી તવખદા-વણિક-વૈષ્ણવ-કંઠીબંધા અને વતની સુરતના છે. જન્મ સન ૧૮૮૬મા સુરતમા થયો હતો. જાણીતા "ગુજરાતી" અઠવાડિક પત્રના સ્થાપક સ્વ ઇચ્છારામના એ ત્રીજા પુત્ર થાય. પિતાના નિકટ સમાગમમા રહેવાથી તેમ તેમની પાસેથી તાલીમ લઈને જે ગુણોશક્તિ સ્વર્ગસ્થે કેળવી હતી તેના સંસ્કારબીજ એમનામા ઉતરી તે દિન પ્રતિદિન વિકાસ પામી ખીલતા જાય છે. એમના માતુશ્રીનું નામ ગં. સ્વ. દિવાળીબ્હેન છે એમનું લગ્ન સન ૧૯૧૧મા સૌ મંજુલાગૌરી સાથે થયુ હતું, અને તેઓ શાણા અને સુશિક્ષિત છે, એવી પ્રતીતિ એમણે એમના પતિ નટવરલાલને પિતૃઋણ અદા કરવા સુરતમા ઇચ્છારામની જયંતિ નિમિત્ત વ્યાખ્યાતા તરીકે નિમંત્રણ સ્વીકારવા સલાહ આપી હતી, તે પરથી થાય છે. તેમણે થોડાક યુગધર્મ ગીતો રચેલા છે. મ. ગાંધીજીની સત્યાગ્રહની ચળવળમા ઇ. સ ૧૯૩૦મા તેમણે સારો ભાગ લીધો હતો. એમણે અભ્યાસ ગં. સ. નાનીબ્હેન ગજ્જરના હાથ નીચે સુરત વનિતા વિશ્રામમા સૌથી પહેલો કરેલો છે.

એમણે બધુ શિક્ષણ મુબાઈમા લીધુ હતું. માધ્યમિક શિક્ષણ સેંટ ઝેવિયર હાઈસ્કુલમા અને કૉલેજ અભ્યાસ પણ એ જ મિશનરી સંસ્થામા કર્યો હતો. પણ ત્યા સંસ્કૃતના શિક્ષણ માટે જોગવાઈ ન હોવાથી તેમને ફ્રેન્ચ અન્ય ભાષા તરીકે લેવી પડી હતી; તેમ છતા પોતાને સંસ્કૃત માટે પ્રેમ, તેથી તેનો અભ્યાસ થોડોઘણો ઘેર અને વે. શા. સં. નરહરિ શાસ્ત્રીની ભગવદગીતા પાઠશાળામા કરેલો છે. તેઓ સન ૧૯૦૯મા બી. એ. થયા હતા અને તે પછી પિતાની સાથે પત્રકારના ધધામા જોડાયા. હમણા તેઓ "ગુજરાતી" પત્રના તંત્રી સ્થાને છે; બલ્કે આખું તંત્ર તેમના બીજા બે ભાઇઓની સાથે મળીને એમના હસ્તક છે, એમ કહેવુ તે વાસ્તવિક છે.

એમના પ્રિય વિષય સાહિત્ય અને વેદાંત છે. તેઓ પ્રાચીન સાહિત્યના સારા સશોધક અને અભ્યાસી છે. એમના જીવનપર એમના પિતાની પ્રતિભાની પ્રબળ છાપ પડેલી છે; તેમજ તેઓ માને છે કે ભાગવતે પણ એમના જીવનમા ઉંડું પરિવર્તન કરેલું છે. ગીતા, એ એમના નિત્ય પાઠનું પુસ્તક છે.

એક પત્રકારનું જીવન એટલે સતત્ પ્રવૃત્તિમય જીવન, જેમા દીર્ઘ

અભ્યાસ કે મનન માટે થોડો અવકાશ હોય. પણ ઘડિયાળની પેઠે નિત્ય નિયમિત રીતે કાર્યવ્યવસ્થા ગોઠવ્યાથી તેઓ સાહિત્ય સંશોધન અને પ્રકાશન કાર્ય થોડુ થોડું કરવાને શક્તિમાન થયલા છે; અને ખુશી થવા જેવું એ છે કે તેમનું એ કાર્યઃ એમનો "આવરણ ભંગ" નામક નિબંધ અથવા એમના પિતા ઇચ્છારામ વિષે આપેલું વ્યાખ્યાન અગર તો "ત્રિકમદાસનાં કાવ્ય અને ચરિત્ર"નું સંપાદનકાર્ય, એ બધું વિદ્વાનોની પસંદગી અને પ્રશંસા પામ્યું છે.

પિતાના મૃત્યુ પછી મિલ્કતની ભાગીદારીમાં એમને પુસ્તકો મળેલાં. પણ પત્ર માટે સ્વાભાવિક પ્રેમ તેથી ગુજરાતી 'કેસરી'નું કામ તેમણે ઉપાડી લીધેલું; પરંતુ તેમાં આર્થિકખોટ જતાં તે પડતું મૂકેલું. સુભાગ્યે "ગુજરાતી"નું એડિટીંગ પુનઃ એમને પ્રાપ્ત થયું છે; અને સૌ કોઇ "ગુજરાતી"ના શુભેચ્છકો ઇચ્છશે કે ફરી તે પોતાનું અસલ સ્થાન પ્રજાજીવનમાં વધારે અસરકારક રીતે પ્રાપ્ત કરે.

## મહાત્માશ્રી શ્રીમન્ નથુરામશર્મા આચાર્યજી

જ્ઞાતિઃ—ઔદીચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ, સિદ્ધપુર સમવાય. મૂળ વતન તથા જન્મસ્થળઃ-મોજીદડ, સંસ્થાન લીંબડી. જન્મ દિવસઃ-સંવત્ ૧૯૧૪ ના આશ્વિન સુદ ૪ રવિવાર. પિતાશ્રીનું નામઃ-રાવળ પીતાંબરજી જીવરામ માતુશ્રીનું નામઃ-નંદુબા. આશ્રમઃ-બ્રહ્મચર્યાશ્રમ. વર્તમાન મુખ્ય નિવાસ-સ્થાનઃ-આનંદાશ્રમ, બીલખા-કાઠિયાવાડ.

એઓશ્રી ગુજરાતી ૭ ધોરણોનો અભ્યાસ પૂરો કરી રાજકોટ ટ્રેનિંગ કૉલેજમાં બે વર્ષ રહેલા, અને પ્રમાણપત્ર મેળવ્યા બાદ સાતેક વર્ષ કાઠિયાવાડનાં ગામો અડવાણા, લીંબુડા અને જાફરાબાદમાં શિક્ષક તરીકે જીવન ગાળેલું. તે પછી માંગરોળ-દિવાન ઑફીસમાં આશરે બે વર્ષ રહેલા, અને ત્યાંથી ભાવનગર તાબે વરલના દરબાર શ્રીમાન્ હરિસિંહજી પાસે તેમના કારભારી તરીકે આશરે સાતેક માસ રહેલા. પણ એ બધો વખત અંતરમાં રહેલી ગુપ્ત શક્તિઓ એઓશ્રીને આધ્યાત્મિક માર્ગે ખેંચી રહી હતી. એકાદ એવી કોઈ પ્રેરણાથી યુવાવસ્થામાં પોતાનાં લગ્નનો પ્રસંગ ચૂકાવી તેઓશ્રી થોડો સમય યાત્રાર્થે ચાલ્યા ગયા હતા, અને આજીવન તેઓશ્રી નૈષ્ઠિક બ્રહ્મચારી રહ્યા છે; એ જેમ વિરલ તેમ કોઇ પણ અદના વ્યક્તિને ભૂષણરૂપ છે; તો પછી આવા મહાસમર્થ આચાર્ય માટે કહેવાનું જ શું હોય ?

ન્હાનપણમાંથી તેઓશ્રીને કુદરતનું અવલોકન કરવાનું તેમ એકાંત સેવવાનું બહુ પ્રિય હતું. એઓશ્રીનું હૃદય એટલુંબધું કોમળ અને સમભાવી હતું. કે બાલ્યાવસ્થામાં પણ દુકાળની વાતો વા દુઃખની વાતો સાંભળીને તે દ્રવી પડતું, અને આંખમાંથી અશ્રુ વહેતાં. વળી આંતર વિચારોને પ્રકટ કરવાને સ્ફુરણો થતાં, જેને વશ થઈને "વ્યભિ-ચાર નિષેધક" નામક એક લેખ ગુજરાતી શાળામાં ચાલતા અભ્યાસવેળા પ્રથમ લખ્યો હતો.

તેઓશ્રીએ શિક્ષકની નોકરી સ્વીકાર્યા પછી અનેક પ્રતિકૂળતાઓની વચ્ચે અધ્યાત્મવિદ્યાના-ખાસકરીને યોગ ને વેદાંતના-અભ્યાસ સાથે ખાનગી અભ્યાસવડે પોતાના સંસ્કૃત ભાષાના જ્ઞાનમાં અસાધારણ વૃદ્ધિ કરવા ઉપરાંત હિંદી, બંગાળી ને મરાઠી ભાષાનું જ્ઞાન પણ મેળવ્યું છે. ભારતવર્ષના અનેક સંસ્કૃત ધર્મગ્રંથોના અભ્યાસ ઉપરાંત બહોળા વાચ-

નવડે વિશ્વના ભિન્ન ભિન્ન ધર્મોનું અને અનેક વ્યાવહારિક ઉપયોગી વિષયોનું વિસ્તૃત સામાન્ય જ્ઞાન તેઓશ્રીએ પ્રાપ્ત કર્યું છે. સ્વાભાવિક બુદ્ધિબળ, ઉંચી સ્મરણશક્તિ, સ્વાશ્રય, નિયમિતતા ને ઉદ્યોગી સ્વભાવ એ ગુણો તેઓશ્રીના જ્ઞાનમાં વૃદ્ધિ થવામાં બહુ ઉપયોગી થયા છે.

"સ્વાભાવિક ધર્મ," "મનુષ્યમિત્ર," "પરમપદબોધિની" ને "યોગકૌસ્તુભ" એ ચાર પુસ્તકો તેઓશ્રીએ નોકરીના કાળમાં લખ્યાં હતાં, તેમજ જિજ્ઞાસુઓને સનાતનધર્મનો ઉપદેશ કરવાનું પણ તે સમયે શનૈઃ શનૈઃ ચાલુ કર્યું હતું. સં. ૧૯૪૪ માં નોકરી છોડયા પછી ધર્મોપદેશનું કાર્યક્રમાત્ વૃદ્ધિ પામતું ગયું છે. ધર્મપ્રચારાર્થે સ્થાપેલા તેઓશ્રીના પાંચ આનંદાશ્રમો કાઠિયાવાડમાં છે. સિવાય કરાંચીમાં પણ તેઓશ્રીના શિષ્યવર્ગે સ્થાપેલી "શ્રી આનંદાશ્રમ" ને "શ્રી નાથમંદિર" એવી બે સંસ્થાઓ ચાલે છે.

તેઓશ્રીએ ધર્મગ્રંથોનું શ્રવણ કરાવીને, જાહેર વ્યાખ્યાનો આપીને અને સમયાનુકૂળ સત્સંગલાભ આપીને જિજ્ઞાસુઓને સ્વધર્મપરાયણ કર્યાં છે એટલુંજ નહિ, પણ સાથે સાથે તેઓશ્રીની લેખિની સતત ચાલુ રહી છે; અને જે વિશાળ જ્ઞાનવારસો તેઓશ્રીએ પ્રજાને આપ્યો છે તેનું મૂલ્ય થાય એમ નથી.

તેનું માપ કાઢવાને આપણે કેવી કેવી સ્થિતિમાંથી થયા છીએ, અને પાશ્ચાત્ય કેળવણીએ આપણા જીવન પર કેવી અને કેટકેટલી અસર કરી છે તે લક્ષમાં લઈશું તો સામાન્ય જનતાની ધર્મપિપાસા સંતોષવાને જે જૂદી જૂદી મહાન્ વ્યક્તિઓએ ગુજરાતી પ્રજાને એક વા અન્ય રીતે ધર્મમાર્ગે પ્રેરી છે તેમાં શ્રીમન્ નથુરામશર્મા અગ્રસ્થાન લે છે, અને એમનું શિષ્યમંડળ ગુજરાતમાં એક છેડેથી બીજા છેડા સુધી તથા સિંધમાં કરાંચીપર્યંત મોટી સંખ્યામાં મળી આવે છે.

આપણી પ્રાચીન સંસ્કૃતિ અને સંસ્કારને એકલાં જીવંત રાખવામાં જ નહિ; પણ પારસમણિની પેઠે અન્યને એનો સ્પર્શ કરાવી તેમનાં જીવન ધાર્મિક, સંસ્કારી અને ઉન્નત કરવામાં પોતાને પ્રાપ્ત થયેલી શક્તિઓનો-બુદ્ધિ અને જ્ઞાનનો-ઉપયોગ કર્યો છે, તે એઓશ્રીને એક આચાર્ય તરીકે અને પૂજ્ય માનનું સ્થાન અપાવવાને પૂરતું છે. અને તેઓશ્રીનું પવિત્ર નામ ગુજરાતી જનતામાં સદા ભાવપૂર્વક યાદ રહેશે.

એઓશ્રીની સાહિત્યસેવા ધર્મજ્ઞાનપ્રચારાર્થે કેટલી બહોળી અને મોટી છે તેનો કંઇક ખ્યાલ નીચેની એમના ગ્રંથોની યાદી પરથી આવશે.

### એમની કૃતિઓ :

| અનુક્રમાંક | પુસ્તકનું નામ | પ્રથમાવૃત્તિનો સંવત્ | કેટલી આવૃત્તિ થઈ ? |
|---|---|---|---|
| ૧ | સ્વાભાવિક ધર્મ | ૧૯૩૫ | ત્રણ |
| ૨ | શ્રીમનુષ્યમિત્ર | ૧૯૪૧ | ,, |
| ૩ | શ્રી પરમપદબોધિની | ૧૯૪૩ | ચાર |
| ૪ | શ્રીયોગકૌસ્તુભ | ૧૯૪૫ | ,, |
| ૫ | શ્રીદ્વિજકલ્પલતિકા પ્રભૃત્તિ (પાછળથી સાતમી આવૃત્તિથી), યજુર્વેદીય સંધ્યાદિ નિત્યકર્મ | ૧૯૪૬ | અડતાળીશ |
| ૬ | ઋગ્વેદની વેદોક્ત ત્રિકાળી સંધ્યા | ૧૯૪૭ | એક |
| ૭ | યજુર્વેદની વેદોક્ત ,, ,, | ,, | ,, |
| ૮ | સામવેદની વેદોક્ત ,, ,, | ,, | ,, |
| ૯ | અથર્વવેદની વેદોક્ત ,, ,, | ,, | ,, |
| ૧૦ | શ્રીયોગપ્રભાકર | ,, | ત્રણ |
| ૧૧ | શ્રીપાતંજલ યોગદર્શન, રહસ્યદીપિકા ટીકા સહિત | ,, | ચાર |
| ૧૨ | શ્રીયજુર્વેદીય આહ્નિક પ્રકાશ | ,, | સોળ |
| ૧૩ | લઘુસંધ્યા | ,, | ઓગણચાળીશ |
| ૧૪ | શ્રીઉપદેશ ગ્રંથાવલિ અંક ૧ થી ૭૮ (સંવત્ ૧૯૪૮ થી સં. ૧૯૮૭) | ૧૯૪૮ | અડયોતેર |
| ૧૫ | શ્રીસાંખ્યદર્શન રહસ્ય દીપિકા સહિત | ૧૯૪૯ | એક |
| ૧૬ | શ્રીઋગ્વેદીય આહ્નિકપ્રકાશ | ,, | ૭ |
| ૧૭ | શ્રીસામવેદીય આહ્નિકપ્રકાશ | ,, | સાત |
| ૧૮ | ઋગ્વેદીય સંધ્યાદિ નિત્યકર્મ | ,, | નવ |
| ૧૯ | શ્રીસામવેદીય સંધ્યાદિ ,, | ,, | ,, |
| ૨૦ | શ્રી અથર્વવેદીય ,, ,, | ,, | ચાર |

| | | | |
|---|---|---|---|
| ૨૧ | શ્રીઅથર્વવેદીય આહ્નિક પ્રકાશ | ૧૯૫૦ | બે |
| ૨૨ | શ્રીમદ્ ભગવદ્ગીતા રહસ્ય દીપકિા –ટીકા સહિત– | ,, | પાંચ |
| ૨૩ | મંગલાચરણ | ૧૯૫૨ | બાર |
| ૨૪ | લઘુવૈશ્વ દેવ | ,, | અગિયાર |
| ૨૫ | શ્રીનાથસ્વરોદય | ૧૯૫૩ | ત્રણ |
| ૨૬ | આશૌચ વિવેક | ,, | પાંચ |
| ૨૭ | મુમુક્ષુએ પોતાને પૂછવાના સોળ પ્રશ્નો | ,, | એક |
| ૨૮ | શ્રીપ્રણવપદ | ૧૯૫૪ | ચાર |
| ૨૯ | શ્રીવેદાંતદર્શન તાત્પર્ય દીપિકા ટીકા સહિત | ૧૯૫૫ | એક |
| ૩૦ | શ્રી ઉપદેશ ગ્રંથાવલિ અંક ૧ થી ૧૦ (એકકું પુસ્તક) | ,, | બે |
| ૩૧ | ટુંકી સંધ્યા (ચારે વેદની) | ૧૯૫૬ | એક |
| ૩૨ | સંધ્યાવંદન, શિવપૂજા ઔ પંચમહા યજ્ઞ (હિંદી) | ,, | ,, |
| ૩૩ | સૂર્યોપાસન, શિવપૂજન ઔ વૈશ્વ દેવ (હિંદી) | ,, | ,, |
| ૩૪ | સ્ત્રીઓંકે લિયે સૂર્યોપાસન ઔ શિવપૂજન (હિંદી) | ,, | ,, |
| ૩૫ | શ્રીપ્રણવ વિસ્તાર પદ | ૧૯૫૮ | બે |
| ૩૬ | શ્રી ઉપનિષદો (૧૨+૧૦૬) તાત્પર્ય દીપિકા ટીકા સહિત | ૧૯૫૯ | ત્રણ |
| ૩૭ | શ્રીસુબોધ કલ્પલતા | ,, | બે |
| ૩૮ | શ્રીસદુપદેશ દિવાકર-પ્રથમ કિરણ | ૧૯૬૦ | ,, |
| ૩૯ | શ્રીમદ્ ભગવદ્ગીતા સરલ ટીકા સહિત | ,, | ,, |
| ૪૦ | ઉલટી વાણીનું સ્પષ્ટીકરણ | ,, | ત્રણ |
| ૪૧ | શ્રીઉપદેશગ્રંથાવલિ અંક ૧૧ થી ૨૫ (એકકું પુસ્તક) | ,, | એક |

| | | | |
|---|---|---|---|
| ૪૨ | શ્રીપ્રશ્નોત્તરરૂપે વિવિધ ઉપદેશ | ૧૯૬૧ | ત્રણ |
| ૪૩ | ચારસ્તોત્ર | ૧૯૬૨ | એક |
| ૪૪ | તમાકુસ્તોત્ર | ૧૯૬૨ | ,, |
| ૪૫ | અરીણસ્તોત્ર તથા વિજયાસ્તોત્ર | ૧૯૬૩ | ,, |
| ૪૬ | મદિરાસ્તોત્ર તથા કામસ્તવ | ,, | ,, |
| ૪૭ | શ્રીસદુપદેશ દિવાકર-દ્વિતીય કિરણ | ૧૯૬૪ | બે |
| ૪૮ | મુમુક્ષુપ્રતિ શ્રી અંતર્યામીના આદેશો દિવ્ય પ્રભા ટીકા સહિત | ૧૯૬૪ | બે |
| ૪૯ | ક્રોધસ્તવ તથા લોભ સ્તવ | ,, | એક |
| ૫૦ | મોહસ્તવ તથા મદસ્તવ | ,, | ,, |
| ૫૧ | શ્રીસદુપદેશમાલા | ૧૯૬૫ | ,, |
| ૫૨ | ગુરુગીતાસાર | ,, | બે |
| ૫૩ | શ્રીસંધ્યાનો વેદાતાનુસાર વિચાર | ,, | ,, |
| ૫૪ | મત્સરસ્તવ તથા દંભસ્તવ | ,, | એક |
| ૫૫ | ભયસ્તવ તથા ચિંતાસ્તવ | ,, | ,, |
| ૫૬ | શ્રીઉપદેશ ગ્રંથાવલિ અંક ૨૬ થી ૩૫ (એકકું પુસ્તક) | ૧૯૬૬ | ,, |
| ૫૭ | શ્રીનાયકાવ્ય પ્રથમ ભાગ | ,, | ,, |
| ૫૮ | આલસ્યસ્તવ તથા પ્રમાદસ્તવ | ,, | ,, |
| ૫૯ | અવિદ્યા સ્તવરાજ | ,, | ,, |
| ૬૦ | સ્વભાવ સ્તવરાજ | ૧૯૬૭ | ,, |
| ૬૧ | ગપાષ્ટક તથા સત્યાષ્ટક | ,, | ,, |
| ૬૨ | ચારે વેદના શાંતિપાઠ અર્થસહિત | ,, | ,, |
| ૬૩ | અનન્ય ભક્તિ અને અનન્ય ભક્તનાં લક્ષણો | ૧૯૬૮ | ,, |
| ૬૪ | ભગવાન્ રામચંદ્ર ને ભક્તિનિષ્ઠ શબરીનો સંવાદ | ,, | ,, |
| ૬૫ | શ્રીવૈરાગ્યોપદેશ | ,, | ,, |
| ૬૬ | ભક્તિપોષક સંવાદો | ,, | ,, |
| ૬૭ | સદુપદેશ દિવાકર-તૃતીય કિરણ | ૧૯૬૯ | ,, |
| ૬૮ | શ્રીરાસ પંચાધ્યાયી જ્ઞાનપક્ષની | | |

| | | | |
|---|---|---|---|
| | તથા ભક્તિ પક્ષની શ્રી રહસ્યાર્થ પ્રકાશિકા ટીકા સહિત | ,, | ,, |
| ૬૯ | શ્રીમદ્ ભગવદ્ગીતાદિ પાંચ રત્નો તાત્પર્ય બોધિની ટીકા સહિત | ,, | બે |
| ૭૦ | શ્રી પત્રકલ્પમંજરી | ૧૯૭૦ | એક |
| ૭૧ | દુરાચાર ગિરિવજ્ર | ૧૯૭૧ | બે |
| ૭૨ | શ્રીવિનોદમાલા | ,, | એક |
| ૭૩ | સુવિચાર ચંદ્રિકા | ,, | બે |
| ૭૪ | શ્રી મહામંત્ર માલિકા | ,, | એક |
| ૭૫ | શ્રીશંકરાચાર્યનાં અષ્ટાદશ રત્નો ભાવાર્થ દીપિકા ટીકા સહિત | ,, | બે |
| ૭૬ | શ્રીસનાતનધર્મનું નિરૂપણ | ,, | ત્રણ |
| ૭૭ | ભારત વ. ઔદીચ્ય બ્રહ્મસમાજમાં પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ (ભાવનગર) | ,, | એક |
| ૭૮ | શ્રી રુદ્રસૂક્ત, પુરુષસૂક્ત તથા ઈશાવાસ્યાદિ તાત્પર્યબોધિની ટીકા સહિત | ૧૯૭૨ | બે |
| ૭૯ | શ્રીસાંખ્ય પ્રવચન સાખ્યતાત્પર્ય બોધિની ટીકા સહિત | ,, | એક |
| ૮૦ | શ્રીસૂક્ત વ્યાવહારિક તથા પારમાર્થિક પક્ષની ટીકા સહિત | ,, | બે |
| ૮૧ | ભક્તિસુધા | ,, | એક |
| ૮૨ | વૈરાગ્યસુધાકર | ૧૯૭૪ | એક |
| ૮૩ | ભારત વ. ઔદીચ્ય બ્રહ્મસમાજમા પ્રમુખસ્થાને આપેલું ભાષણ (કરાંચી) | ,, | બે |

| | | | |
|---|---|---|---|
| ૮૪ | શ્રીસદુપદેશ દિવાકર-ચતુર્થ કિરણ | ૧૯૭૮ | એક |
| ૮૫ | શ્રી ઉપદેશ ગ્રંથાવલિ અંક ૩૬ થી ૫૮ (એકઠું પુસ્તક) | ૧૯૮૦ | ,, |
| ૮૬ | શ્રીવેદાંતના મૂલતત્ત્વો | ૧૯૮૧ | ,, |
| ૮૭ | શ્રીનાથકાવ્ય-દ્વિતીય ભાગ | ,, | ,, |
| ૮૮ | શ્રીમહિમ્નસ્તોત્ર તથા જયશંકર સ્તોત્રાદિ સ્તોત્રો સટીક | ,, | ત્રણ |
| ૮૯ | શ્રીપરમસુખી થવાના ઉપાય | ૧૯૮૪ | એક |
| ૯૦ | શ્રીવિવેક ભાસ્કર-પ્રથમ રશ્મિ | ૧૯૮૫ | ,, |
| ૯૧ | શ્રીબ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાં વીશ સાધનો | ૧૯૮૫ | એક |
| ૯૨ | શ્રીવર્ણ વિચાર | ,, | ,, |
| ૯૩ | પ્રાવેશિક દીક્ષા | ,, | ,, |
| ૯૪ | શ્રીમદ્ ભગવદ્ગીતાના મુખ્યોપદેશ સંબંધી વિચાર | ૧૯૮૬ | ,, |
| ૯૫ | શ્રીવેદાંતનાં મૂલતત્ત્વો તથા શ્રેયોભાવના | ,, | ,, |
| ૯૬ | પ્રભુભક્ત થવા ઇચ્છનારે ત્યજવા યોગ્ય દોષો | ,, | ,, |
| ૯૭ | મંત્રપુષ્પાંજલિ સટીક | ,, | ,, |
| ૯૮ | શ્રીપંચદશી (શ્રીવિદ્યારણ્ય સ્વામિકૃત ભાવાર્થ દીપિકા ટીકા સહિત | ,, | ,, |
| ૯૯ | શ્રીમદુપદેશ દિવાકર, પંચમ કિરણ | ૧૯૮૭ | ,, |
| ૧૦૦ | શ્રીવિવેક ભાસ્કર, દ્વિતીય રશ્મિ | ,, | ,, |
| ૧૦૧ | શ્રીમદ્ ભગવદ્ગીતા, અન્વયાર્થ દીપિકા ટીકા સહિત | ,, | ,, |

## નાગરદાસ ઇશ્વરભાઇ પટેલ

એઓ જાતે લેઉઆ પાટીદાર છે. મૂળ વતની બામણગામે, તાલુકે આદરણના; અને એમનો જન્મ તા. ૧૬–૧૨–૧૮૯૮ના રોજ ભીઆગામ પાસે કંડારીમાં–મોસાળમાં થયો હતો. એમના પિતાનું નામ ઇશ્વરભાઇ પ્રભુદાસ પટેલ અને માતાનું નામ અંબાબ્હેન ગુલાબભાઈ છે. એમનું લગ્ન સન ૧૯૧૯માં ડીકરીઆ ગામે (તા. પાદરા) સૌ. સુમતિ સાથે થયું હતું. એ બ્હેને શાળાનું ઝાઝું શિક્ષણ લીધેલું નથી પરંતુ ખાનગી અભ્યાસ ખૂબ વધારેલો છે; એટલુંજ નહિ પણ પોતાના પતિની સાથે, બાળકો માટે વાર્તાઓ લખી, સારી કીર્તિ સંપાદન કરેલી છે.

જે ગુજરાતી યુગલો ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરવાને પ્રયાસ કર્યે જાય છે, તેમાં આ બંનેનો સમાવેશ થવો જોઇએ; જો કે તેઓ બંને એમની કૃતિઓ સંયુક્ત નામથી પ્રસિદ્ધ કરે છે.

એમના લખાણ પરથી કહી શકાય કે બાલસાહિત્ય પ્રતિ એમને ખાસ શોખ છે અને 'બાલજીવન'ના વ્યવસ્થાપક તરીકે એમણે ઠીક કામ કરેલું છે.

પ્રાથમિક શિક્ષણ એમણે બામણગામમાં ૭ ધોરણ સુધી લીધેલું; પછી ઈંગ્રેજી ત્રણ ધોરણ નારમાં અને વડોદરા સયાજી હાઈસ્કુલમાં દાખલ થયલા; ત્યાં છઠ્ઠું ધોરણ પૂરૂં ન થાય એવામાં કૌટુંબિક મુશ્કેલી ઉભી થતાં, અભ્યાસ છોડી દેવો પડ્યો હતો.

હમણાં તો તેઓ મુંબાઇમાં મેસર્સ માળજી રણછોડદાસની કુંપનીની ઓફીસમાં છે, અને મલાડમાં રહે છે.

કાવ્યાલંકાર પ્રતિ તેમને વિશેષ રુચિ છે તેમ ડિટેક્ટીવ વાર્તાઓમાં પણ અતિશય રસ પડે છે. તેમનો માનીતો લેખક સર આર્થર કૉનન ડૉઈલ છે.

'ચાંદની' વાર્તા માસિકના તેઓ તંત્રી હતા.

જો કે રીતસર અભ્યાસ કરવાની તક જતી કરવી પડેલી તોપણ ખાનગી રીતે તેમણે અભ્યાસ ખૂબ વધારેલો છે, એમ એમનાં પુસ્તકો કહી આપે છે; અને એમનું ઉદાહરણ અન્યને એ રીતે પ્રોત્સાહક થશે.

## એમની કૃતિઓ:

| | | |
|---|---|---|
| ૧. શિશુ સદ્બોધ | સન | ૧૯૧૩ |
| ૨. દેશ કીર્તન | „ | ૧૯૨૨ |
| ૩. નવ વલ્લરી | „ | ૧૯૨૩ |
| ૪. સફેદ ઠગ× | „ | ૧૯૨૪ |
| * ૫. અમારી વાર્તાઓ ( બે આવૃત્તિ) | „ | ૧૯૨૫ |
| * ૬. અમારી બીજી વાર્તાઓ ( „ „ ) | „ | ૧૯૨૬ |
| ૭. શશિકલા અને ચૌર પંચાશિકા× | „ | „ |
| * ૮. અમારી ત્રીજી વાર્તાઓ | „ | ૧૯૨૭ |
| ૯. અજીત ( બે આવૃત્તિ ) | „ | ૧૯૨૮ |
| ૧૦. જયન્તના અદ્ભૂત પરાક્રમો× | „ | ૧૯૨૯ |
| ૧૧. જયન્તના જબ્બર સાહસો× | „ | ૧૯૩૦ |
| ૧૨. કાળને કિનારે× | „ | „ |
| ૧૩. પ્રાણશંકર પંડિતજીના પરાક્રમો | „ | „ |
| *૧૪. પરીઓનો પ્રદેશ | „ | „ |
| *૧૫. બાલવિનોદ | „ | „ |
| ૧૬. વ્યોમ વિહાર | „ | „ |
| ૧૭. બામણગામના પાટીદારોની વંશાવલી | „ | „ |
| ૧૮. રતનીઓ | „ | „ |
| ૧૯. જયન્તની સાહસ કથાઓ | „ | ૧૯૩૧ |

---

* નં. ૫, ૬, ૮, ૧૪ અને ૧૫ ના સહલેખક સૌ. સુમતિબ્હેન છે.
× અનુવાદ છે; જ્યારે બાકીની સ્વતંત્ર કૃતિઓ છે.

## પોપટલાલ પુંજાભાઇ શાહ

એઓ જ્ઞાતે વીશા શ્રીમાળી વણિક; વતની વાંકાનેરના અને અત્યારે એ જ સ્થળે એક શિક્ષકનું જીવન ગાળી રહ્યા છે. એમનો જન્મ વાંકાનેરમાં સં. ૧૯૪૪ માં થયો હતો. એમના પિતાનું નામ પુંજાભાઈ દેવજી શાહ; અને માતાનું નામ કસળીબાઈ ભગવાનજી. એમનું લગ્ન સં. ૧૯૭૬ માં વાંકાનેરમાં સૌ. જીવતીબાઇ સૌભાગ્યચંદ સાથે થયું હતું.

પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ એમણે વાંકાનેરમાં લીધેલું અને કૉલેજના અભ્યાસ માટે તેઓ ભાવનગર સામળદાસ કૉલેજમાં દાખલ થયેલા. સન ૧૯૧૭માં બી. એ.ની પદવી ઈતિહાસ અને અર્થશાસ્ત્રના અચ્છિક વિષય સાથે લીધી હતી. શાળા અને કૉલેજમાં તેમનો સારો અભ્યાસ હોઈ, વાંકાનેર રાજ્ય તેમજ જ્ઞાતિ તરફથી સ્કોલરશીપો મળી હતી.

એમના પ્રિય વિષયો સાહિત્ય અને ઇતિહાસ છે. આજસુધીમાં તેમણે પાંચ સાત પુસ્તકો લખી છપાવ્યાં છે, તે પરથી એમની શક્તિનું અને જ્ઞાનનું માપ કાઢી શકાશે.

### એમની કૃતિઓઃ

| | |
|---|---|
| ૧. રાસ બત્રીસી | સન ૧૯૨૨ |
| ૨. તજાએલ તિલકા* | ,, ૧૯૨૪ |
| ૩. હિન્દનો ઈતિહાસ | ,, ૧૯૨૫-૨૬ |
| ૪. ભગવાન્ જડેશ્વર | ,, ૧૯૨૯ |
| ૫. જૈન સંવાદો | ,, ,, |
| ૬. સંવાદિકા | ,, ૧૯૩૦ |

* ગોલ્ડસ્મિથના "The Deserted Village" નામક કાવ્યનું અનુકરણ છે.

## બચુભાઇ પોપટભાઇ રાવત

એઓ જાતે રજપુત; મૂળ વતની અમદાવાદના પણ કેટલીક પેઢીથી નોકરીના કારણે વસવાટ અને ઉછેર ગોંડલમાં. એમના પિતાનું નામ પોપટભાઈ જીવાભાઈ રાવત છે. માતાનું નામ શ્રી સુરજબાઈ હતું. એમનું લગ્ન સં. ૧૯૬૫ ના વૈશાખ સુદ ૩ ના રોજ અમદાવાદમાં શ્રી સાકરબાઇ સાથે થયું હતું.

એમણે પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ ગોંડલમાં મેળવેલું અને મૅટ્રિક્યુલેશનની પરીક્ષા સન ૧૯૧૪ માં સંગ્રામજી હાઇસ્કુલમાંથી પસાર કરી હતી.

એમના પ્રિય વિષયો મુદ્રણકલા અને પત્રકારિત્વ છે, જેની ખીલવણી અર્થે તેઓ સતત પ્રયત્ન કરતા રહે છે; અને તે પાછળ પોતાની બધી શક્તિ ખર્ચે છે.

તેઓ હમણાં 'કુમાર' ના સહતંત્રી તરીકે-વસ્તુતઃ કુમાર કાર્યાલયના મુખ્ય સંચાલક તરીકે કામ કરે છે.

પ્રસ્તુત કાર્યાલયને સ્થપાએ ઝાઝો સમય થયો નથી પણ એ સાત વર્ષની ટુંક મુદ્દતમાં ગુજરાતના મુદ્રણ અને ચિત્રકળામાં એ સંસ્થાએ અનોખી છાપ પાડી છે; અને અન્ય પ્રેસ-છાપખાનાઓ તેની નકલ કરે છે, એ જ તેના કાર્યની સફળતા છે. એ સફળતા મેળવવાનો યશ શ્રીયુત બચુભાઈ ઘટે છે.

તેઓ પ્રકૃતિએ શાન્ત છે અને પડખે રહી કામ કરવાનો સ્વભાવ હોવાથી, એમના વર્તુલ બહાર એમના કાર્ય વા શક્તિ વિષે બીજાઓને ઝાઝો ખ્યાલ નહિ હોય; પણ જેઓ એમના પરિચયમાં આવેલા છે અને એમને કાર્ય કરતા જોયેલા છે, તેઓ જરૂર કહેશે કે નવગુજરાતનું એઓ એક છૂપું પણ અમૂલ્ય રત્ન છે. 'કુમાર' માસિકની જે પ્રતિષ્ઠા જામી છે અને એકલા યુવકવર્ગમાંજ નહિ; પરંતુ ઈંગ્રેજી-My Magazine-માય મેગેઝીનની પેઠે તે બધાંને એકસરખું રસદાયક અને જ્ઞાનદાયક નિવડ્યું છે; તે માટે શ્રીયુત રાવળની સાથે એમનો હિસ્સો ન્હાનોસુનો નથી.

પોતે ઉંચી કેળવણી લઇ શક્યા નથી; પણ ખાનગી અભ્યાસ અને ચાલુ વાચનથી તેઓ એક ગ્રેજ્યુએટને ભુષણરૂપ થઈ પડે એવું સામાન્ય

વિષયોપર તેમ આધુનિક જીવનમાં પ્રવર્તતા બળો વિષે જ્ઞાન ધરાવે છે.

સાદું છતાં, સંસ્કારી જીવન અને સતત ઉદ્યમમાં–પછી તે વાચન કે પ્રેસકામ–પ્રવૃત્ત રહેવું, એ એમના જીવનનો મુદ્રાલેખ છે.

તેઓ જણાવે છે કે બેન્જામિન ફ્રેંકલિનના જીવનમાંથી એમના જીવન ઘડતરમાં એમને બહુ પ્રેરણા અને બળ મળેલાં. એમનું "જ્ઞાનાંજલિ" નામનું હસ્તલિખિત પુસ્તક જોઇને, એ ધાટીએ એક વાર્ષિક કાઢવાની અમને સ્ફુરણા થયેલી; અને ચાલુ 'ગ્રંથ અને ગ્રંથકાર' પુસ્તકમાં એ અસરની છાયા દેખાશે.

એમના લેખો છૂટાછવાયા માસિકોમા આવે છે; અને હમણાં જ 'વિશાલ ભારત' માટે લખી મોકલેલો (જુઓ વિશાલ ભારત, જાન્યુઆરી ૧૯૩૧– કલા અંક) "ગુજરાતમાં કલાસંસ્કારનું નવવિધાન" નામનો લેખ, એમની રસવૃત્તિ અને વિવેચક શક્તિનો અચ્છો પરિચય કરાવશે.

---

## બાપાલાલ ગરબડદાસ શાહ

એઓ જ્ઞાતિએ દશા ખડાયતા વણિક છે. મૂળ વતની તેઓ પંચમહાલ જીલ્લામાં આવેલા કાલોલ તાબે સણસોલી ગામના; પણ કેટલાક વર્ષોથી તેઓ હાંસોટમાં ધંધાર્થે વસે છે. એમના પિતાનું નામ ગરબડદાસ વલ્લભદાસ શાહ અને માતાનું નામ ઇચ્છાગૌરી છે. તેમનું લગ્ન સોળ સત્તર વર્ષની ઉમરે જડાવગૌરી સાથે સાવલી (વડોદરા) ગામે થયું હતું. એમણે ઈંગ્રેજી અભ્યાસ ઇન્ટર આર્ટ્સ સુધી કર્યો છે; મેટ્રીકની પરીક્ષા આસરે સન ૧૯૧૫ માં વડોદરા હાઈસ્કુલમાંથી પસાર કરી હતી અને કૉલેજશિક્ષણ પણ વડોદરા કૉલેજમાં જ લીધું હતું. તે વખતે કૉલેજના પ્રિન્સિપાલ પ્રો. મસાની હતા અને તેમના સહાધ્યાયીઓઓમાં દિનકર-રૃ. પંડ્યા B. S. (Calf)-( ડેર્ઈરી એક્ષપર્ટ, સત્યાગ્રહાશ્રમ ), રમણલાલ શાહ-તંત્રી, 'બાલજીવન', ડૉ. વેણીલાલ મોદી (વડોદરા), મી. વણિકર (ભીલ સેવા મંડળ), દ્વારકાંનાથ હરકારે ( સત્યાગ્રહાશ્રમ ), વગેરે જાણીતા નામો આપી શકાય.

ઉપરની હકીકત પરથી સામાન્ય રીતે એવું અનુમાન દોરી શકાય કે તેઓ એકાદ વેપાર ઉદ્યોગમાં કે કોઇ સરકારી નોકરીમાં જોડાયલા હશે; પણ તાજુબીભરી બીના એ છે કે તેઓ વૈદકનો ધંધો કરે છે અને એક નિપુણ અને પ્રસિદ્ધ વૈદ્ય તરીકે સારી નામના પ્રાપ્ત કરેલી છે. આયુર્વેદનો અભ્યાસ કરી વૈદ્ય થયેલાઓમાં બહુ ઓછા વૈશ્ય ગૃહસ્થ મળી આવશે.

આયુર્વેદ અને વનસ્પતિશાસ્ત્ર એ એમના પ્રિય વિષયો છે અને એ વિષયો પર એમણે જે લેખો અને પુસ્તકો લખેલાં છે, તે પરથી જોઈ શકાય છે કે એઓ એમાં બહુ ઉંડા ઉતરેલા છે; એટલું જ નહિ પણ તેમાં તેઓ નિષ્ણાત છે.

નવા યુગના એક ઉત્તમ પ્રકારના સેવાભાવી સમાજસેવક અને આદર્શ અભ્યાસી તરીકે એમની પિછાન કરાવવામાં આવે તો એમાં અચંબો પામવા જેવું કાંઈ નથી, એમ એમના સંબંધમાં આવનાર કોઇ પણ વિના-સંકોચે કહી શકશે.

સન ૧૯૨૫ માં "આયુર્વેદ વિજ્ઞાન" માં સુરતમાં મળેલા વૈદ્ય સંમેલનનું જે રીતે એમણે દિગ્દર્શન કર્યું હતું, ત્યારથી અમે જોઈ શકયા

હતા કે એઓ જેમ સ્પષ્ટ વક્તા તેમ સિદ્ધાંતવાદી, ઉચ્ચ અભિલાષી તેમ સાચાબોલા સ્વભાવના છે. સ્વર્ગસ્થ જયકૃષ્ણ ઇંદ્રજી વિષે માહિતી આપતા એમના લેખો પરથી જોઈ શકાશે કે તેમના પ્રત્યે અત્યંત ગુરુભાવ અને પ્રેમ હોવાની સાથે પોતે વનસ્પતિશાસ્ત્રના વિષયમાં કેવા સાચા જાણકાર છે; અને તેની પ્રતીતિ એમના "નિઘંટુ આદર્શ" એ નામના પુસ્તકથી થશે, જે ગુજરાતી સાહિત્યમાં એક અપૂર્વ પ્રસિદ્ધિ છે એમ વિનાસંકોચે સ્વીકારવું જોઈએ.

વળી વૈદકના ધંધામા પણ એમનો આશય, ધન ઉપાર્જન કરવા કરતાં વૈદકજ્ઞાનનો બહોળો પ્રચાર કરવા તરફ વિશેષ છે; અને એ દૃષ્ટિથી પ્રેરાઇને ભરૂચના સાપ્તાહિક પત્ર "વિકાસ" માં શરૂ કરેલી એમની "ઘર-ગથ્થુ વૈદક" એ નામક લેખમાળા તેના વાચકે સહર્ષ વધાવી લીધી હતી.

ચાલુ વર્ષમાં એમના તરફથી 'અભિનવ કામશાસ્ત્ર' અને 'વૈદકીય કામદાશાસ્ત્ર'એ નામનાં બે પુસ્તકો પ્રસિદ્ધ થયા છે, એ બંને નવા વિષયોને છેડે છે; એટલું જ નહિ પણ જે વિષયોને હાથ ધર્યાં છે તેમાં ઉંડા ઉતરીને તેને યોગ્ય અને પુરતો ન્યાય આપ્યો છે અને તે વાંચતા લેખક માટે સહજ રીતે ધન્યવાદના ઉદ્ગાર નિકળી પડે.

ખોરાકના જેવા મહત્વના વિષય પ્રતિ જે બેદરકારી સમાજમાં પ્રવર્તે છે, તેનું યથાર્થ જ્ઞાન આપવા તેઓ એક નવું પુસ્તક તૈયાર કરી રહ્યા છે; અને તે એમનાં બીજાં પુસ્તકોની પેઠે જરૂર આવકારપાત્ર નિવડશે.

ઉપર જણાવ્યું તેમ સેવાવૃત્તિ એ એમનું જીવનસૂત્ર છે અને એ જાતની લાગણીથી તેઓ ગામડાઓમા ફરી જનતાની અનેક રીતે સેવા કરી રહ્યા હતા, તેમાં ચાલુ અહિંસક યુદ્ધમાં ભાગ લેવા જતાં, તેમને પણ કારાવાસ સેવવો પડયો હતો.

એમના ગ્રન્થોઃ

| | |
|---|---|
| ૧ કૌમાર ભૃત્ય | સન્ ૧૯૨૫ |
| ૨ નિઘંટુ આદર્શ–પૂર્વાર્ધ | ,, ૧૯૨૭ |
| ૩ ,, ,, –ઉત્તરાર્ધ– | ,, ૧૯૨૮ |
| ૪ અભિનવ કામશાસ્ત્ર | ,, ૧૯૩૦ |
| ૫ વૈદ્યકીય કામદાશાસ્ત્ર | ,, |
| ૬ વૃહત્રયીની વનસ્પતિઓ | ,, |

## પંડિત બેચરદાસ જીવરાજ દોશી

એઓ જ્ઞાતિએ વીસા શ્રીમાળી વણિક (જૈન), મૂળ વળા-વલ્લભીપુરના વતની; અને જન્મ પણ તે જ સ્થળે સં. ૧૯૪૬ માં થયો હતો. એમના પિતાનું નામ *જીવરાજ લાધા દોશી*, જેઓ એમને ઘણી નાની ઉમરના મૂકી ગુજરી ગયલા; અને માતાનું નામ બાઈ ઓતમ પીતાંબર દોશી છે. એમના પિતાના મૃત્યુ પછી સઘળો ઘરનો બોજો જ્યારે એમની માતાના શિરે આવી પડ્યો ત્યારે તે આડોશીપાડોશીના કામકાજથી નિર્વાહ ચલાવતા. બીજાં કામકાજો ઉપરાંત દાણામાં નાખવાની રાખ પણ તેમણે ચાળેલી. એમનું લગ્ન સં. ૧૯૭૫ માં અમરેલીમાં શ્રી. અજવાળી ઝવેરચંદ દોશી સાથે થયું હતું.

ગુજરાતી ૭ ધોરણોનો અભ્યાસ કરી તેઓ કાશીની જૈન પાઠશાળામાં દાખલ થયા હતા અને ત્યાં નાનપણથી ભણવા તરફ લક્ષ્ય વધારે એટલે ત્યાં ન્યાય, વ્યાકરણ, સાહિત્યાદિનો અભ્યાસ કર્યો એટલું જ નહિ પણ કલકત્તાની સંસ્કૃત કોલેજની જૈન ન્યાય અને વ્યાકરણની પરીક્ષામાં ઉત્તીર્ણ થઈ, ન્યાયતીર્થ અને વ્યાકરણ તીર્થની ઉપાધિઓ પ્રાપ્ત કરી હતી. તે પછી કોલંબોના વિદ્યોદય પરિવેણમાં જોડાઈ, સુમંગલ સ્થવિરની દેખરેખ નીચે પાલી ભાષાનું અધ્યયન કર્યું હતું; અને તેમાં એમની હોંશિયારી અને નિપુણતાથી પ્રસન્ન થઈ કોલંબોના ગવર્નરના હસ્તે, તેમને પારિતોષિક સ્થવિર જ્ઞાનેશ્વરના પ્રમાણપત્રસહ અપાયું હતું. અંગ્રેજીનું થોડું જ્ઞાન ઘરમાંજ મેળવ્યું છે.

ગુજરાતી વિદ્વાનોમાં પ્રાકૃત, પાલી, અપભ્રંશનો અભ્યાસ કરનારાઓની સંખ્યા નહિ જેવી મળી આવશે; અને જેઓ છે તેમાં પંડિતજીને માનભર્યું સ્થાન છે. વળી ગુજરાત વિદ્યાપીઠે એમને પ્રાકૃત અને અપભ્રંશના અધ્યાપક તરીકે રોકયા છે, એ એમના માટે ઓછું માનાસ્પદ નથી. ઐતિહાસિક દૃષ્ટિએ સંશોધન અને સંપાદન કાર્ય કરવા તરફ તેમને ખાસ રુચિ છે.

વળી તેઓ એકલું અધ્યયન કરીને સંતોષ લેતા નથી; પણ તેનો લાભ ઈતર જનોને આપવા સંસ્કૃત, પ્રાકૃત ગ્રંથોના અનુવાદ કરતા રહે છે, એ સ્તુત્ય છે.

એમના ગ્રંથો :

| | |
|---|---|
| ૧ પ્રાકૃત માર્ગોપદેશિકા | સં. ૧૯૬૭ |
| ૨ ભગવતી સૂત્ર | સં. ૧૯૭૪-૧૯૭૯ |
| ૩ જૈન સાહિત્યમાં વિકાર થવાથી થયલી હાનિ | સં. ૧૯૭૭ |
| ૪ જૈન દર્શન | સં. ૧૯૭૮ |
| ૫ પ્રાકૃત વ્યાકરણ | ,, ૧૯૮૧ |
| ૬ સન્મતિ તર્કનું સંપાદન ભાગ ૬ મા | ,, ૧૯૮૦-૧૯૮૭ |

૭ ગિરનાર ચૈત્ય પરિપાટી અને અપભ્રંશનું વ્યાકરણ

૮ પ્રાકૃતપાઠાવલી (મુદ્રિત છે પણ પ્રકટ થવાને વાર છે)

## ભરતરામ ભાનુસુખરામ મહેતા

એઓ જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ બ્રાહ્મણ; સુરતના વતની અને જન્મ સુરતમા સન ૧૮૯૪ ના જુલાઈ માસની ૧૬ મી તારીખના રોજ થયો હતો. એમના પિતાનું નામ ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા અને માતાનું નામ સૌ. સગુણાગૌરી; બંને સુશિક્ષિત અને સંસ્કારી છે, જેની અસર અને છાયા પુત્ર પર પડેલી દષ્ટિગોચર થાય છે.

એમનું લગ્ન સન ૧૯૧૯મા સુરત ગામે થયું હતું; એમની પત્નીનું નામ સૌ. રમણીબહેન છે.

પ્રાથમિક અને માધ્યમિક અભ્યાસ એમણે રાજકોટમાં તાલુકા શાળામાં, સૌરાષ્ટ્ર હાઈસ્કુલમાં તથા ઑલ્ફ્રેડ હાઈસ્કુલમાં કર્યો હતો. સન ૧૯૧૧ માં મેટ્રીકયુલેશનની પરીક્ષા રાજકોટની ઑલ્ફ્રેડ હાઈસ્કુલમાંથી પસાર કરી અને પછી વડોદરા કૉલેજમાં જોડાયા. તેમણે ઇંટર આર્ટ્સ સુધી અભ્યાસ કરેલો છે. કેટલીક અનિવાર્ય મુશ્કેલીના કારણે તેઓ આગળ અભ્યાસ જારી રાખી શકયા નથી; પણ અદ્યાપિ એક વિદ્યાર્થીનું–અભ્યાસીનું જીવન ગાળે છે, એમ કહેવું અતિશયોક્તિભર્યું નથી, અને તેના પુરાવામાં એમણે લખેલાં સંખ્યાબંધ પુસ્તકોનાં નામ રજુ કરી શકાય.

એમની આવડત અને બુદ્ધિના સમર્થનમાં બીજું એક ઉદાહરણ આપી શકાય કે વડોદરા રાજ્ય ઑફીસર્સ ટ્રેનિંગ કલાસ પોષ્ટ ગ્રેજ્યુએટ કોર્સમાં તેઓ પ્રથમ નંબરે પાસ થયા હતા. એઓએ ઘણો સમય વડોદરામાં ભાષાંતર ખાતામાં કામ કર્યું હતું અને અત્યારે તેઓ આતરસુંબા મિશ્ર શાળામાં હેડમાસ્તર છે.

એઓ વડોદરા રાજ્યની નોકરીમાં દાખલ થયા તે અગાઉ કેટલોક વખત અમદાવાદમાં આવી વસ્યા હતા અને જાણીતા સમાજસેવક ભાઈશ્રી ઈન્દુલાલ યાજ્ઞિક પાસેથી સાર્વજનિક કામકાજ કરવામાં કેટલીક તાલીમ મેળવી હતી.

એમના પ્રિય વિષયો પુરાતત્ત્વ વિદ્યા અને ભાષાશાસ્ત્ર છે; સાહિત્ય પ્રતિ એમને નૈસર્ગિક શોખ છે. એમના પિતાએ 'ચંદ્ર પ્રકાશ' નામનું માસિક કાઢ્યું ત્યારથી તેમાં તેઓ મદદ આપતા; અને તે પછી તેઓ અવારનવાર રીતસર પુસ્તકલેખનના કામ સાથે માસિકોમાં ભાષાશાસ્ત્ર, પુરાતત્ત્વ, જોડણી, પ્રાચીન કાવ્યો અને કવિઓ વિષે લેખો લખતા રહ્યા

છે અને તે સૌમાં કાંઈને કાંઈ નવીન જાણવા વિચારવા જેવું હોય છે. એમની બુદ્ધિશક્તિથી તેમ સૌજન્યયુક્ત વર્તનથી સૌનો ચાહ સંપાદન કરી સાહિત્ય પ્રવૃત્તિમાં એઓ મોખરે દેખાતા હોય છે. વડોદરા સાહિત્ય સભાના તંત્રી તરીકે અને સાહિત્ય પરિષદ મંડળના એક મંત્રી તરીકે એમનું કાર્ય અને સેવા પ્રશંસનીય છે, એમ કહેવું જોઈએ.

એમના ગ્રંથો :

| | | |
|---|---|---|
| ૧. માબાપને બે બોલ (મરાઠી ઉપરથી) | સન | ૧૯૧૭ |
| ૨. વીર પુરુષો ( C. Kingsley ઉપરથી ) | ,, | ૧૯૧૮ |
| ૩. બાલોદ્યાન પદ્ધતિનું ગૃહશિક્ષણ ( પીપલ્સ સીરીઝમાંથી ) | ,, | ,, |
| ૪. રણજીતસિંહ | ,, | ૧૯૨૦ |
| ૫. શ્રી હર્ષ | ,, | ૧૯૨૧ |
| ૬. સમુદ્ર ગુપ્ત. | ,, | ,, |
| ૭. સંસ્કૃતિ અને પ્રગતિ ( Crozier ઉપરથી ) | ,, | ,, |
| ૮. વડોદરાનું અર્થશાસ્ત્ર (Pawar ઉપરથી ) | ,, | ,, |
| ૯. તુકારામ | ,, | ૧૯૨૨ |
| ૧૦. વડોદરા રાજ્યની ભૂગોળ ( રા. બ. શ્રી. દવે સાથે ) | ,, | ૧૯૨૩ |
| ૧૧. રોમનો ઈતિહાસ (મેકમિલન હીસ્ટરી પ્રાઈમર્સ ઉપરથી) | ,, | ,, |
| ૧૨. પ્રાચીન હિંદમાંની કેળવણી (મુઝુમદાર ઉપરથી) | ,, | ,, |
| ૧૩. ધરતીર શિવાજી | ,, | ૧૯૨૪ |
| ૧૪. અર્થશાસ્ત્રની ઓળખાણ | ,, | ,, |
| ૧૫. ભાલણકૃત કુંવરાખ્યાન અને નાકરકૃત મોરધ્વજાખ્યાન (રા. ભાનુસુખરામ નિ. મહેતા સાથે ) | ,, | ,, |
| ૧૬. The Modern Gujarati-English Dictionary (રા. ભાનુસુખરામ નિ. મહેતા સાથે ) | ,, | ૧૯૨૫ |
| ૧૭. મેગલકૃત મુરાખ્યાન અને નાસિકેતાખ્યાન | ,, | ,, |
| ૧૮. અશોકના શિલાલેખો | ,, | ૧૯૨૬ |
| ૧૯. અશોકચરિત (ભાંડારકર ઉપરથી) | ,, | ૧૯૨૭ |
| ૨૦. મરાઠી રિયાસત-મધ્ય વિભાગ.ભા. ૧ (સરદેસાઈ ઉપરથી ) | ,, | ૧૯૨૮ |
| ૨૧. હિન્દના ઈતિહાસની વાતો (આયંગર ઉપરથી) | ,, | ,, |

## ભાઇચંદ પૂજાદાસ શાહ

એઓ જ્ઞાતિએ દશા દીશાવાળ વણિક છે એમનો જન્મ તા. ૨૫ મી સપ્ટેમ્બર ૧૮૭૬–સં. ૧૯૩૨ના આસો સુદી ૮ ને સોમવાર–ના રોજ એમના વતન સાદરામાં થયો હતો. એમના પિતાનું નામ પૂજાદાસ ઝવેરદાસ અને માતુશ્રીનું નામ જમનાબાઇ છે. એમનું લગ્ન સં. ૧૯૪૪ના વૈશાખ સુદી ૧૧ના રોજ સાદરામા રા. હેમચંદ હરિભાઇની પુત્રી શ્રીમતી સુરજબાઈ સાથે થયું હતું.

એમણે પ્રાથમિક કેળવણી સાત ધોરણ સુધી સાદરામા લીધી હતી. બેએક ધોરણ ઇંગ્રેજીના ત્યાં શિખેલા; એવામાં શરીર બગડતાં આગળ અભ્યાસ કરવાનું મૂકી દઈ સાદરાની શાળામાં આસિસ્ટંટ શિક્ષક તરીકે રૂ.૧થી–રૂ.૪ જેટલા જુજ પગારથી જોડાયલા, અત્યારે તેઓ ડભોડા તાલુકા સ્કૂલના હેડમાસ્તર છે; અને એ ધંધામાં સારી નામના અને પ્રતિષ્ઠા મેળવનાર મહેતાજીઓમાં એમની ગણના થાય છે.

એઓ માત્ર વિદ્યાર્થીઓને શિખવી બેસી રહ્યા નથી; પરંતુ તેમને અભ્યાસમાં મદદગાર થઇ પડે એવું વાચનસાહિત્ય ઉભું કરવાને સતત પ્રયત્ન કરતા રહ્યા છે, એ એમના ગ્રંથોની યાદી જોવાથી જણાશે; અને એ પ્રવૃત્તિના કારણે તેઓ સાહિત્યપ્રવાહ સાથે નિકટ સંબંધ જાળવી રહ્યા છે અને તેમાંથી યથાશક્તિ જે કાંઈ પ્રાપ્ત થયું તેનો લાભ તેઓ પોતાના શિષ્યોને હમેશ આપતા રહ્યા છે.

એક બાહોશ સાહિત્યપ્રેમી શિક્ષક અને લેખક તરીકે તેમનું નામ સદા યાદ રહેશે.

: : એમની કૃતિઓ : :

| | |
|---|---|
| ૧. મહીકાંઠા એજન્સિની સરળ ભૂગોળ | સન ૧૯૧૪ |
| ૨. મહીકાંઠા એજન્સિની સામાન્ય ભૂગોળ (૭ આવૃત્તિ) | " " |
| ૩. ઇડર સંસ્થાનની સામાન્ય ભૂગોળ (ચાર આવૃત્તિ) | " " |
| ૪. ભૂગોળની મુખ્ય સંજ્ઞાઓ (બે આવૃત્તિ) | " " |
| ૫. બાળગીત સંગ્રહ (ત્રણ આવૃત્તિ) | " . ૧૯૧૫ |
| ૬. પાલણપુર એજન્સિની સામાન્ય ભૂગોળ | " ૧૯૧૮ |

૭. પાલણપુર સંસ્થાનની સામાન્ય ભૂગોળ (ત્રણ આવૃત્તિ) " ૧૯ "
૮. રાધનપુર સંસ્થાનની સામાન્ય ભૂગોળ " "
૯. બાળ આંકપોથી " ૧૯૧૯
૧૦. ભૂગોળનો પદ્યપાઠ " ૧૯૨૧
૧૧. ઇતિહાસનો પદ્યપાઠ " "
૧૨. સંવાદ સંગ્રહ ભા. ૧ લો. " "
૧૩. સંવાદ સંગ્રહ ભા. ૨ જો " ૧૯૨૨
૧૪. સંવાદ માળા-મણકો ૧લો " "
૧૫. બાળગીત સંગ્રહ ભા. ૨જો " ૧૯૨૪
૧૬. સરળ દેશી હિસાબ ભા. ૧લો. " "
૧૭. ગુજરાતના ઇતિહાસની સચિત્ર સહેલી વાર્તાઓ (ત્રણ આવૃત્તિ) "
૧૮. સંવાદ સંગ્રહ ભા-૩જો " ૧૯૨૮
૧૯. સંવાદમાળા-મણકો ૨જો. " "

## ભાઇશંકર કુબેરજી શુકલ

એઓ ન્યાતિએ ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણ છે. મૂળ વતની મોરબીના અને ત્યા જ તેમનો જન્મ તા. ૧૮ મી જાન્યુઆરી ૧૮૭૯ મા થયો હતો. એમના પિતાનું નામ કુબેરજી નાનાભાઈ, જેઓ કર્મકાંડમા બહુ નિપૂણ લેખાતા; ભાગવતના ખાસ અભ્યાસી અને રાજદરબારમાં શુકલ તરીકે એમનું સન્માન થતું હતું. એમના માતુશ્રીનું નામ રામબાઈ, જે સ્વભાવે બહુ સુશિલ અને મમતાળુ હતા.

પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ એમણે મોરબીમા જ લીધું હતું. હાઈસ્કુલમાં એમના શિક્ષક (પાછળથી પ્રોફેસર) કાશીરામ સેવકરામ દવે હતા, જેમની એમના પર ઉંડી છાપ પડી હતી. તેમના ભાઈ શુકલ પુરશોત્તમ કુબેરજી શાસ્ત્રી છે અને સંસ્કૃતમા શિઘ્ર કાવ્ય કરે છે.

એમનું પ્રથમ લગ્ન સન ૧૮૯૨ માં મોરબીમાં દયાકુંવરબ્હેન સાથે થયું હતું અને તે ગુજરી જવાથી તેમનું બીજું લગ્ન માણેકબાઈ સાથે થયું છે.

પોતે રેલ્વેની નોકરીમાં છે તેમ છતાં સાહિત્ય સાથે નિકટ સંબંધ રાખેલો છે; અને પિતા પાસેથી જે ઉન્નત સંસ્કારો વારસામાં મળેલા તેને રફતે રફતે વિકસાવી ખીલવ્યા છે, જેનો પરિચય આપણને એમનાં કાવ્ય પુસ્તકોમાં થાય છે. વળી પાંચમી અને સાતમી સાહિત્ય પરિષદોમાં દુઃશાસન રૂધિર પાન ઉપર વિવેચન અને શિઘ્ર કવિ શંકરલાલ મહેશ્વરના સંસ્મરણો એ નામથી નિબંધો લખી મોકલ્યા હતા.

દોડધામનું અને વ્યવસાયી જીવન હોવા છતા, તેમાથી સમય કાઢી આ રીતે સાહિત્યના ઉન્નત સંસ્કારોને પોષવા અને વિકસાવવાનો પ્રયત્ન તેઓ સેવી રહ્યા છે, તે ખરેખર પ્રશસ્ય છે; અને અન્યને એમાંથી પ્રેરણા મળી રહે, એવી એમની પ્રવૃત્તિ છે.

### એમના ગ્રન્થો

| | |
|---|---|
| હૃદય રંગ–પ્રથમ કિરણુ | ઈ. સ. ૧૯૦૪ |
| „ દ્વિતીય કિરણુ | „ ૧૯૦૭ |
| „ તૃતીય કિરણુ | „ ૧૯૧૦ |
| રસ મંજરી | „ ૧૯૨૦ |
| કાવ્ય વિલાસ | „ ૧૯૨૧ |

## મનહરરામ હરિહરરામ મહેતા

એઓ સુરતના વતની અને જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ છે. એમનો જન્મ ભાદ્રપદ સુદ ૧૨ સં. ૧૯૩૩ માં સુરત મુકામે થયો હતો. એમના પિતાનું નામ હરિહરરામ નરહરરામ મહેતા અને માતાનું નામ સુરજગવરી, જે વકીલ રતનરામ રાજારામના પુત્રી થાય.

એમણે પ્રાથમિક શિક્ષણ ધ્રાંગધ્રામાં અને માધ્યમિક રાજકોટ અને સુરતમાં લીધું હતું. સં. ૧૯૪૯–સન ૧૮૯૩ માં તેઓ મેટ્રીક્યુલેશનમાં પાસ થયલા અને સં. ૧૯૫૫-સન ૧૮૯૯ માં જયપુર મહારાજા કૉલેજમાંથી બી. એ. ની ડીગ્રી મેળવી હતી. તે પરીક્ષામાં તેમને નોર્થબ્રુક ચંદ્રક પણ ઇનામમાં મળ્યો હતો.

એમનાં પ્રિય વિષયો કવિતા અને તત્ત્વજ્ઞાન છે.

પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદ સુરતમાં ભરાયલી તેમાં મંત્રી તરીકે એમણે સુંદર કાર્ય કરી બતાવ્યું હતું અને મુંબાઈમાં સાહિત્ય પરિષદમંડળ સ્થપાયું ત્યારથી તેઓ કાર્યકર્તા મંત્રી તરીકે કામ કરે છે. સાહિત્ય સંસદની પ્રવૃત્તિના સૂત્રધાર પણ એઓ છે. વળી સાન્તાક્રુઝ સાહિત્ય સમાજના તેઓ પ્રમુખ છે.

સં. ૧૯૬૭ માં 'શિવાજી ને અફઝલખાનનું દ્વંદ્વ યુદ્ધ' એ નામક પવાડો લખ્યો હતો. એમનું બાલકાંડ એક સારૂં પુસ્તક છે. મુંબાઇમાં કવિ પરિષદ એમના પ્રયાસથી મળી હતી. કવિતામાં 'રામ છંદ' નામનો વીર રસને ઝીલે એવો એક નવો છંદ ઉમેરીને એમણે એક પ્રકારની વિશિષ્ટતા–નામના પ્રાપ્ત કરી છે.

### એમના ગ્રંથો.

| | |
|---|---|
| ૧ વાલ્મીકિ રામાયણ–બાલકાંડ (અનુવાદ) | સં. ૧૯૭૨ |
| ૨ પરશુરામ વિજય (નાટક) | સં. ૧૯૭૯ |

## મહાદેવ હરિભાઇ દેસાઇ

એઓ જાતના અનાવિલ બ્રાહ્મણ; મૂળ વતની દિહણ–તાલુકા ઓલ-પાડ, જીલ્લે સુરત અને જન્મ તા. ૧ લી જાન્યુઆરી ૧૮૯૨ ના રોજ ઓલપાડ પાસે આવેલા સરસ ગામે થયો હતો. એમના પિતાશ્રીનું નામ હરિભાઇ સુરભાઈ દેસાઈ, જેઓ મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ ફોર વિમેનમાં કેટલોક સમય હેડમાસ્તરના પદે રહ્યા હતા અને માતુશ્રીનું નામ જમનાબ્હેન. એમનું લગ્ન સન ૧૯૦૫ માં જલાલપુર પાસે કાલીઆવાડી ગામમાં સૌ. દુર્ગાબ્હેન–સ્વ. ખંડુભાઈ માસ્તરના પુત્રી–સાથે થયું હતું.

પ્રાથમિક કેળવણી જૂદે જૂદે ગામે; માધ્યમિક સુરત હાઇસ્કુલમાં અને ઉંચી એલ્ફીન્સ્ટન કૉલેજમાં મેળવી હતી. હાઇસ્કુલના બધા વર્ગોમાં અને કૉલેજના ત્રણ વર્ષોમાં એમને સ્કોલરશીપ ચાલુ મળતી રહી હતી. સન માં મેટ્રીક પાસ થયા હતા અને સન માં બી. એ. ની પરીક્ષા ઐચ્છિક વિષય લઇને પાસ કરી હતી. સન · માં તેઓ એલ એલ. બી. થયલા; અને સન માં અમદાવાદમાં વકીલાત શરૂ કરેલી પણ તે ધંધામાં નહિ ગોઠતાં, તેઓ પ્રથમ કો–ઓપરેટીવ સહ-કારી ખાતામાં જોડાયલા. તે નોકરી દરમિયાન એમની રસિક વૃત્તિ સાહિત્ય પ્રતિ ખેંચાયલી રહેતી, એમ અંકલેશ્વર પાસેના ધડખોલમાંના અરજુન ભક્ત પાસેથી સંગ્રહેલ "અરજુન વાણી" પરથી જોઈ શકાય છે; અને તે પૂર્વે ભાઈશ્રી નરહરિ દ્વારકાદાસ પરીખ સાથે કવિવર ટાગોરની એક ઉમદા કૃતિ 'ચિત્રાંગદા' નાટકનું ભાષાંતર છપાવ્યું હતું. અનુવાદ ગ્રંથોમાં, જેમકે છગનલાલ પંડ્યાની કાદંબરી, દી. બા. ધ્રુવનું ગીત ગોવિંદ, મણિલાલ નભુભાઈનું ઉત્તરરામ ચરિત્ર, તેની હરોળમાં સદરહુ નાટક મૂકી શકાય. બંગાળી ભાષાનું એમનું જ્ઞાન જેમ ઝીણું તેમ ગુજરાતી ભાષાપરનો કાબુ એવો સારો છે કે મૂળ લેખકની ખૂબી–રસમાં ક્ષતિ ન આવતાં, તે એક સુંદર, સ્વતંત્ર કૃતિની પેઠે ખીલી ઉઠે છે.

એ તો ઘણાના અનુભવમાં હશે કે સંસ્કૃત અથવા પ્રાંતિય ભાષાઓ, મરાઠી, બંગાળી કે હિંદી પરથી ગુજરાતીમાં અનુવાદ કરવો એ જેટલું સરલ કાર્ય છે, તેટલું કઠિન કાર્ય ઈંગ્રેજી ગ્રંથનો ગુજરાતીમાં તરજુમો કરવો તે છે; તેમાંય મૂળ શબ્દનું અર્થ–ગાંભીર્ય સાચવવાની સાથે, તેના ભાવની છાયા અને ભેદ દર્શાવવા–ઉતારવામાં થોડાકજ લેખકોને ફતેહ મળે છે.

પરંતુ શ્રીયુત મહાદેવભાઇ એ કળામા સિદ્ધહસ્ત છે. એ કળા એમને વરેલી છે, એમ કહેવું તે સહરાગતભર્યું નથી. સ્વ. મોર્લીનું 'Compromise' એ અંગ્રેજી સાહિત્યમા ઉત્તમ પુસ્તક ગણાય છે; તેને બરોબર સમજવું, એ વાચક માટે કપરી કસોટી છે; ઘણાએ તેને શરૂ કરી પડતું મૂકયુ હશે; તો પછી એનો સફળ અનુવાદ કરનાર માટે આપણે કયા શબ્દોમા પ્રશંસા કરીશુ ? તે સંબંધમા એક દાખલો નોધીશું. એક કૉલેજવિદ્યાર્થી—પારસી—ને પરીક્ષા માટે સદરહુ પુસ્તક વાચવાનું હતું. મૂળ પુસ્તક સમજવામાં મુસ્કેલી નડતા, એમણે અનુવાદ તરફ નજર દોડાવી અને શ્રીયુત મહાદેવભાઇનું "સત્યાગ્રહની મર્યાદા" એ પુસ્તક મેળવ્યું પછી એક દિવસે ભેરા થતા, તેમણે કહ્યુ હતું કે સદરહુ અનુવાદ મને મળ્યો ન હોત તો મૂળને હું સમજી શકત કે કેમ, એ કહી શકતો નથી. એવો ઉંચો અભિપ્રાય એમના બીજા અનુવાદો—શરદ બાબુના વાર્તાગ્રંથો—માટે 'પ્રસ્થાન'ના તંત્રી શ્રીયુત રામનારાયણ પાઠકે ઉચ્ચારેલો છે; અને એમના લેખો-ગ્રંથો માટે આવાં પ્રમાણપત્રોની શી જરૂર છે ? એમની કલમમાથી જાણે કે રસ નિતરે છે; એમની ભાષામા માધુર્ય ભરેલુ છે; શબ્દપસંદગીમા અને અર્થવહનમા, લેખનું પ્રમાણ જાળવવામા તેમ વાચકનું માનસ પારખવામા, શબ્દોદ્વારા કલાયુકત ચિત્રો દોરવામા એમની બુદ્ધિ કમાલ કરે છે. એમની લેખિની ધારી અસર ઉપજાવી શકે છે; એટલું જ નહિ પણ તે મુગ્ધ કરે છે, એમ "નવજીવન" મા આવતા એમના લેખો વાચનાર કોઈ પણ નિઃસંકોચ કહેશે.

તે ઉપરાત એમની ફતેહનું બીજું કારણ એ છે કે, તે લખાણ જીવનને સ્પર્શતું ચેતનવંતુ હોય છે, જેની ચાવી એમના જીવનસિદ્ધાતોમાથી; એમના ચારિત્રમાથી મળી આવશે.

મહાત્માજીના એક અનન્ય શિષ્ય હોવાનું એમને માન છે, અને એમના માટે મહાત્માજીનો પ્રેમ પણ અગાધ છે વળી, દેશ માટે એમણે પોતાનું સર્વસ્વ અર્પ્યું છે. આવો વિરલ સેવાભાવ અને ત્યાગવૃત્તિ ગમે તે સ્થાને અને સમયે માનવૃત્તિજ ઉપજાવે અને આપણું મસ્તક સહજ એમની સમક્ષ નમી પડે છે.

## એમની કૃતિઓ.

१ ચિત્રાંગદ (શ્રી નરહરિ પરીખ સાથે) સન १૯१४ અને १૯२०
२ વિદાય અભિશાપ ( „ „) „ „
३ પ્રાચીન સાહિત્ય ( „ ,) „ १૯२०
४ અર્જુવાણી (સંગ્રહકર્તા મ દેસાઇ) „ १૯२३
५ ગોખલેના વ્યાખ્યાનો ભા १ „ १૯१६
६ એક ધર્મ યુદ્ધ „ १૯१७
७ સત્યાગ્રહની મર્યાદા „ १૯२४
८ વિરાજ વહુ „ १૯२३
૯ ત્રણ વાર્તાઓ „ १૯२३
१० ગાંધીજીની આત્મકથાનો ઇંગ્રેજી અનુવાદ–The Story of My Experiments with Truth. „१૯२५
११ With Gandhiji in Indian Villages „ „
१२ With Gandhiji in Ceylon १૯२७
१३ The Story of Bardoli १૯२૯
१४ બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ १૯२૯
१५ વીર વલ્લભભાઈ „

---

ન १,२ ३,–ટાગોરનાં ગ્રંથોનાં અનુવાદ, ન ५ લૉર્ડ મોર્લીના "On Compromise" નું ભાષાંતર, ન. ६,७–શરત્‌બાબુની વાર્તાઓનો અનુવાદ

## મહાશંકર ઇંદ્રજી દવે

એઓ જ્ઞાતે શ્રીમાળી બ્રાહ્મણ છે; મૂળ વતની રાજકોટના અને હમણાં અમદાવાદમાં શિક્ષક તરીકે કામ કરે છે. એમનો જન્મ તા. ૫મી એપ્રિલ ૧૮૯૫ (સંવત્ ૧૯૫૧ના ચૈત્ર સુદ ૧૦)ના રોજ રાજકોટમાં થયો હતો. એમના પિતાનું નામ ઇંદ્રજી સુંદરજી દવે અને માતાનું નામ લાડુ-બાઇ છે. લગ્ન સં. ૧૯૬૧માં ધ્રાંગધ્રા ગામે બાઇ રળિયાત સાથે થયું હતું. રાજકોટની સેંટર મેલ ટ્રેનિંગ કૉલેજમાં એમણે શિક્ષણ લીધેલું; અને ઉંચા પ્રકારના ચારિત્ર, અભ્યાસ તેમ ભાષાજ્ઞાન માટે–ભાષા, શિક્ષણ અને સદ્વર્તન માટે–ત્રણ જુદા જુદા ચાંદ મળેલા.

ગુજરાતી વાચન માટેનો શોખ તેર વર્ષની ઉમરથી શરૂ થયલો; અને ટ્રેનિંગ કૉલેજમાંથી છૂટા થયા બાદ બંગાળી, હિંદી વગેરે ભાષાઓનો અભ્યાસ કરી પોતાના જ્ઞાનમા ઘણો વધારો કર્યો છે. પોતે જ્ઞાન મેળવી બેસી રહ્યા નથી; પણ બંગાળી, હિંદીમાં જે સરસ પુસ્તકો માલુમ પડ્યાં, તેનો ગુજરાતી અનુવાદ કરી છપાવ્યાં છે અને તે સઘળાં પુસ્તકો સુંદર અને ઉંચી કોટિના જણાયાં છે. એક સ્કોલર તરીકે જે ઉત્તમ છાપ, પોતાના વર્ગમાં પાડી શકેલા તે ગુજરાતી વાચકવર્ગના વિશાળ ક્ષેત્રમાં એમની કૃતિઓથી પાડવા એઓ શક્તિમાન થયા છે; એ તેમની નીચેની કૃતિઓ કહી આપશે. એમનો પ્રિય વિષય સાહિત્ય અને ઇતિહાસ છે.

### એમની કૃતિઓ.

| | |
|---|---|
| ૧ સિરાજુદ્દૌલા | સન ૧૯૨૨ |
| ૨ વજીરનંદિની ગુલબેગમ | „ ૧૯૨૩ |
| ૩ મીરકાસીમ | „ „ |
| ૪ અઢારસે સત્તાવનના બળવાનો ઇતિહાસ ભા. ૧; ભા. ૨. | „૧૯૨૩–૨૪ |
| ૫ રમાસુંદરી | „ ૧૯૨૪ |
| ૬ યત્ન રહસ્ય | „ ૧૯૨૩ |
| ૭ નારાયણી | „ ૧૯૨૪ |
| ૮ સૌંદર્યતત્ત્વ | „ ૧૯૨૬ |
| ૯ બંગાળી સાહિત્યનો ઇતિહાસ | „ ૧૯૨૮ |
| ૧૦ ગૃહલક્ષ્મી | „ ૧૯૨૯ |
| ૧૧ રાજમાર્ગ | „ „ |
| ૧૨ આત્માનાં આંસુ | „ ૧૯૩૦ |
| ૧૩ શિયાળ અને સસલું (બાલોપયોગી) | „ ૧૯૨૭ |
| ૧૪ રૂપકથા ભા. ૧; ભા. ૨ ( „ ) | ૧૯૨૯–૩૦. |

## મગનલાલ શંકરભાઇ પટેલ

એઓ જાતે કડવા પાટીદાર, મૂળ પાટણના વતની અને જન્મ કાઠિયાવાડમાં માંગરોળ બંદરમાં સં. ૧૯૩૫માં થયો હતો. એમના પિતાનું નામ શંકરભાઈ દેવચંદભાઈ પટેલ અને માતાનું નામ ગોમતીબાઈ છે. એમનું લગ્ન સં. ૧૯૪૬માં પાટણમાં કાશીબાઈ સાથે થયું હતું.

એઓ પ્રાથમિક અભ્યાસ માંગરોળમાં પૂરો કરી, રાજકોટ હંટર મેલ ટ્રેનિંગ કૉલેજમાં જોડાયલા; અને સન ૧૮૯૪માં બીજા વર્ષમાં પાસ થતાં, અમદાવાદ વધુ અભ્યાસ કરવા જવાની તક સાંપડેલી; પરંતુ નાદુરસ્ત તબિયતના કારણે એ લાભ જતો કરી, તેઓ માંગરોળ સ્ટેટમાં ભુથળ ગામમાં શિક્ષક તરીકે નિમાયલા. ત્યાં દશ વર્ષ સંતોષકારક કામ કર્યા પછી હજુર ઑફીસમાં ગયેલા; અને ત્યાંથી વળા સ્ટેટે ભાયાત એસ્ટેટના કારભારી તરીકે તેમને પસંદ કરેલા. અહિં તેમણે 'કડવા હિતેચ્છુ' નામનું માસિક પ્રથમ કાઢવા માંડેલું. લેખન વાચનનો શોખ મૂળથી, તેને ઉપરનું કાર્ય ઉપાડી લેવાથી નવું જોર મળેલું; ત્યારથી એમના તરફથી સોળેક પુસ્તકો પ્રકટ થયલાં છે, જેમાં 'સાદી શિખામણ'ના આઠ ભાગો બોધક હોઇ લોકપ્રિય નિવડયાં છે.

એઓ ઉદ્ધવ સંપ્રદાયના અનુયાયી છે; અને નીતિ અને ભક્તિના અંશો એમના લખાણમાં મુખ્યત્વે નજરે પડે છે તે એ અસરનું પરિણામ છે.

સ્વભાવે તેઓ શાન્ત તથા મિલનસાર અને સેવાભાવવાળા છે. જેમની સાથે એમને કામ કરવાનો પ્રસંગ પડેલો છે, તે સૌ તરફથી ઉત્તમ પ્રશંસાપત્ર મેળવેલા છે; એટલે એમના ગ્રંથોની પેઠે એમના જીવન સાફલ્યની કુંચી, ધાર્મિક મનોવૃત્તિ, સદાચાર, કર્ત્તવ્યનિષ્ઠા અને સતત્ ઉદ્યોગ છે.

એક ટ્રેનિંગ કૉલેજના બીજા વર્ષમાં પાસ થયલો સ્કોલર કેટલી ઉંચી પાયરીએ પહોંચી શકે અને લોકોપયોગી સેવા કરી શકે, એનું સરસ દૃષ્ટાંત એમનું જીવન પૂરૂં પાડે છે.

### :: એમની કૃતિઓ ::

| | |
|---|---|
| ૧. કપોળાવતી | સન ૧૮૯૩ |
| ૨. સુખી સદન | „ ૧૮૯૫ |
| ૩. એકાદશીનો મહિમા | „ ૧૮૯૬ |

| | | |
|---|---|---|
| ૪. શિખામણની વાત | ” | ” |
| ૫. બોધ વચન | ” | ” |
| ૬. જ્ઞાન દીપક | ” | ૧૯૦૫ |
| ૭. માનસિંહ અભયસિંહ | ” | ૧૯૦૬ |
| ૮. સાદી શિખામણ પુ. ૧ | ” | ૧૯૨૭ |
| ૯. ” પુ. ૨ | ” | ૧૯૨૮ |
| ૧૦. ” પુ. ૩ | ” | ” |
| ૧૧. ” પુ. ૪ | ” | ” |
| ૧૨. ” પુ. ૫ | ” | ૧૯૨૯ |
| ૧૩. ” પુ. ૬ | ” | ” |
| ૧૪. ” પુ ૭ | ” | ૧૯૩૦ |
| ૧૫. ” પુ. ૮ | ” | ” |

## મનમોહનભાઇ પુરૂષોત્તમભાઇ ગાંધી

(એમ. એ; એફ. આર. ઇ. એસ; એફ એસ. એસ )

એઓ જ્ઞાતિએ વીસા શ્રીમાળી વૈસ્ય–જૈનધર્મી–મૂળ વતની લીંમડીના-હાલ વ્યવસાયાર્થે કલકત્તામા વસે છે એમના પિતાનુ નામ પુરૂષોત્તમભાઈ કહાનજી ગાધી અને માતાનું નામ ઉજમબાઈ નાનજી શેઠ છે શ્રીયુત પુરૂષોત્તમભાઇનું નામ ગઈ સદીના સાહિત્યલેખકોમા સારૂ જાણીતુ હતું. તેમના કેટલાક પુસ્તકો જેવા કે રમુજમાળા, કંજુસના કર્મની કહાણી, બાળકની માવજત અને કેળવણી અત્યારે પણ વાચવાયોગ્ય જણાશે શ્રીમનસુખરામ શર્માના એક અનુયાયી તરીકે એમના ગ્રથોના પ્રકાશનમા તેઓ મદદ કરતા હતા આમ એમના પર સંસ્કારિતા સાહિત્ય અને ધર્મના ઉચ્ચ સસ્કાર પડેલા, તે એમના પુત્રોમા ઉતરી આવ્યા છે, એ આનંદ પામવા જેવુ છે. એમના મોટાભાઈ શ્રીયુત નાગરદાસ પુરૂષોત્તમ ગાધીએ પણ ઉંચી કેળવણી અને સંસ્કાર મેળવ્યા છે તેઓએ વિલાયત જઇ ખનીજશાસ્ત્ર અને ધાતુશોધનની ઉંચી ડીગ્રી મેળવી છે અને ૧૨ વર્ષમા બનારસ હિન્દુ યુનિવર્સિટીમા એ વિષયના પ્રોફેસર છે.

એમનો જન્મ તા. ૫ મી નવેમ્બર ૧૯૦૧ ના રોજ જુનાગઢમા થયો હતો, અને પ્રાથમિક શિક્ષણ એમણે તે જ સ્થળે મેળવ્યું હતું. માધ્યમિક કેળવણી જુનાગઢ લીંમડી અને મુંબાઈમા લીધેલી સન ૧૯૧૯મા મેટ્રીક થયલા. ઉંચી કેળવણી બહુધા જુનાગઢની બહાઉદ્દીન કૉલેજમા લીધેલી. ત્યા સન ૧૯૨૧ મા ઇન્ટરની પરીક્ષામા સ્કોલરશીપ પણ મળેલી. પાછળથી ગુજરાત કૉલેજમા જોડાયલા અને ત્યાથી સન ૧૯૨૩ મા બી એ ની પરીક્ષા ઇતિહાસ અને અર્થશાસ્ત્ર એ ઐચ્છિક વિષયો લઇને પાસ કરી હતી. એમનો એ અભ્યાસ અહિંથી અટક્યો નહિ પણ તે વધારીને સન ૧૯૨૫ મા તેઓએ બનારસ હિન્દુ યુનિવર્સિટીમાથી એમ. એ. ની પરીક્ષા પહેલે નંબરે પસાર કરી હતી આ પ્રમાણે એક વિદ્યાર્થી તરીકેની એમની કારકિર્દી ઉજ્જવળ અને યશસ્વી નિવડી છે.

સન ૧૯૨૬ મા એમનું લગ્ન વઢવાણ શહેરમા સૌ રંભાગૌરી સુખલાલ શાહ સાથે થયેલું છે.

અભ્યાસ સાથે તેઓ સાહિત્યમા પણ રસ લેતા હતા; અને તેના પરિણામે સર મનુભાઈ મહેતા ઈનામીની હરિફાઈમા ઉતરી હિન્દના કરવું

આધુનિક અર્થશાસ્ત્ર એ વિષય પરના નિબંધ માટે વડોદરા સાહિત્યસભાનું પ્રાઇઝ મેળવ્યું હતું. એ જ રીતે મુંબાઈ યુનિવર્સિટી તરફથી મંગાવાતાં નિબંધો માટે હરિફાઇમાં ઉતરી સન ૧૯૨૫ માં એશબર્નર પ્રાઇઝ 'હિન્દમાં કાપડના ઉદ્યોગનો ઇતિહાસ' એ વિષય પર અંગ્રેજી ભાષામાં નિબંધ લખીને પ્રાપ્ત કર્યું હતું. તે નિબંધને યોગ્ય સુધારાવધારા કરીને ગયે વર્ષે પુસ્તકરૂપે પ્રકટ કર્યું છે. હિન્દી અર્થશાસ્ત્ર અને ઉદ્યોગ વિષે એમના પ્રકીર્ણ લેખો જુદા જુદા માસિકો અને વર્ત્તમાનપત્રોમા અવારનવાર આવતા રહે છે; અને તે ધ્યાનપૂર્વક વંચાય છે.

પણ એ બધામાં હાલમાં સૌનું ધ્યાન આકર્ષાય એવું પુસ્તક-એમણે ગયે વર્ષ પ્રસિદ્ધ કરેલો મીઠા પરનો પ્રબંધ monograph છે, જેનો ગુજરાતીમાં 'સબરસ' એ નામથી અનુવાદ થઇ ચૂકેલો છે.

એમના પ્રિય વિષયો અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર અને ઇતિહાસ છે. એમના જીવનપર મહાત્માજીના ઉપદેશની પ્રબળ અસર થયલી છે, એમ તેઓ જણાવે છે.

હાલમાં તેઓ કલકત્તામાં ઇન્ડિયન ચેમ્બર ઑફ્ કોમર્સના સેક્રેટરી છે; જેવું સ્થાન મુંબાઇમાં ઇન્ડિયન મર્ચંટ ચેમ્બરમાં ભાઇ જયસુખલાલ ભોગવે છે, તેવું ઉંચું સ્થાન તેમણે કલકત્તામાં પ્રાપ્ત કરેલું છે.

ઇન્ડિયન ચેમ્બર ઑફ્ કોમર્સના મંત્રી હોવા ઉપરાંત તેઓ ૧૯૨૯-૧૯૩૦ માં ફેડરેશન ઑફ્ ઇન્ડિયન ચેમ્બરના સેક્રેટરી હતા; અને ઇન્ટરનેશનલ ચેમ્બર ઑફ્ કોમર્સની હિન્દી શાખા હિન્દુસ્તાનમાં ૧૯૨૯ માં સ્થપાઈ ત્યારથી ૧૯૨૯-૩૧ સુધી તેઓ તેના પહેલા માનદ સેક્રેટરી હતા. એક બાહોશ ગુજરાતી તરીકે તેમણે જે કીર્તિ ત્યાં સંપાદન કરી છે, તે માટે ખરે, ગુજરાત મગરૂરી લઇ શકે.

એઓ હમણાંજ "પરદેશી કાપડની હરિફાઇ કેમ કરવી" એ વિષય ઉપર એક *ઈંગ્રેજી ગ્રન્થ બહાર પાડયો છે, તેમાં આચાર્ય પી. સી. રૅાયની* પ્રસ્તાવના છે અને તે પુસ્તક મૂળ લખાયેલું ત્યારે મહાત્માજી જેલમાં જોઈ ગયા છે. તે પુસ્તકનો અનુવાદ તૈયાર થઈ રહ્યો છે અને તે મહાત્માજીની પ્રસ્તાવના સાથે ગુજરાતી, હિન્દી, તેમજ બંગાળીમાં થોડા વખતમાં બહાર પડશે.

આંતર રાષ્ટ્રીય મજુર પરિષદ જે ૧૯૩૧ ના મે મહિનામાં જીનીવા ખાતે ભરાવાની છે તેમાં મિલમાલિકોના પ્રતિનિધિના સલાહકાર તરીકે તેમનું

નામ સૂચવાયું છે, તે પરથી તેમના કાર્યનું મહત્વ અને મૂલ્ય સમજાશે. ૧૯૩૦ માં કલકત્તામાં સ્થપાયેલ સ્વદેશી પ્રચાર સમિતિના મંત્રી તરીકે પણ તેમની નિમણુંક થયેલ છે.

### એમણે પ્રકાશન કરેલા ગ્રંથો.

| | |
|---|---|
| ૧ હિન્દના કરનું આધુનિક અર્થશાસ્ત્ર | સન ૧૯૨૫ |
| 2 Why 1s. 6d. Ratio is Ruinous to India | સન ૧૯૨૬ |
| 3 Common Salt | „ ૧૯૩૦ |
| 4 Indian Cotton Textile Industry–95 Past, Present and Future | „ „ |
| 5 How to compete with foreign cloth | „ ૧૯૩૧ |

## મણિલાલ ઇચ્છારામ દેસાઇ, બી. એ.,

એઓ ન્યાતિએ શ્રી દશા શ્રીમાળી વણિક; મૂળ દિલ્હી તરફના અને જન્મ સુરતમાં તા. ૨૬ મી જુન ૧૮૮૦ જેઠ વદી ચોથના રોજ થયો હતો. જાણીતા "ગુજરાતી" સાપ્તાહિકના આદ્ય સ્થાપક, તંત્રી અને માલિક સ્વર્ગસ્થ ઇચ્છારામ સૂર્યરામ દેસાઈના એઓ દ્વિતીય પુત્ર થાય. એમના માતુશ્રીનું નામ દિવાળીબ્હેન છે. એમનું પ્રથમ લગ્ન સન ૧૮૯૫માં હાંસોટમાં રા. બાલુભાઇના પુત્રી મણિબ્હેન સાથે, અને બીજું સન ૧૯૦૫ માં વલસાડમાં એક્ઝીક્યુટીવ એન્જીનિયર-છેવટે ઉત્તર વિભાગના સુપરિન્ટેન્ડીંગ એન્જીનીયર રા. ચુનીલાલ હાસોટીના પુત્રી ચન્દ્રલક્ષ્મી સાથે થયું હતું. એમણે પ્રાથમિક શિક્ષણ સુરતમાં અને માધ્યમિક તેમજ ઉચું મુંબાઈમાં લીધેલું. પ્લેગ દરમ્યાન અભ્યાસ છોડી દીધા પછી તેઓ સન ૧૮૯૮ માં મેટ્રીક્યુલેશનમાં પાસ થઇ, એલ્ફીન્સ્ટન કૉલેજમાં જોડાયલા, જ્યાંથી સન ૧૯૦૪ માં બી. એ. ની પદવી ઇતિહાસ અને અર્થશાસ્ત્રના ઐચ્છિક વિષયો લઈને મેળવી હતી. એલ એલ. બી. થવાને પ્રયત્ન કરેલો પણ તે નિષ્ફળ ગયલો. એમ. એ. માટે પણ વાંચવા માંડેલું; પણ સંજોગવશાત્ તે અભ્યાસ અધુરો મૂકી, પિતાની સાથે સન ૧૯૦૭ થી "ગુજરાતી" ના તંત્રી સ્ટૉફમાં જોડાયલા. સન ૧૯૧૨ માં એમના પિતા ઇચ્છારામનું મૃત્યુ થતાં તેઓ તંત્રી પદે આવ્યા; અને ૧૯૨૯ ની આખર સુધી અનેક મુસ્કેલીઓ વહોરીને તેને ટકાવી રાખ્યું, પણ આખરે જ્યારે નાણાં સ્થિતિને પહોંચી વળાયું નહિ ત્યારે તેને લિક્વિડેશનમાં મોકલવું પડયું. છતા એ નિરાશામય છાયામાં આશાનું એક ઉજ્જવળ કિરણ એ જણાશે કે ફરી પાછું એ પત્ર એ જ કુટુંબમાં, એમના નાના ભાઇઓ પાસે ગયું છે.

પત્રકારિત્વના સંસ્કાર એમને એમના પિતા પાસેથી વારસામાં ઉતરેલા અને તેમના સમાગમમાં અને એ જ ધંધામાં પડવાથી તે ખૂબ વિકસેલા અને ખીલેલા. પત્રકારિત્વના ધંધા વિષેનું એમનું જ્ઞાન, જેમ ઝીણું તેમ ઉડું છે અને એની દરેક શાખામાં પોતાને જાત અનુભવ છે, એવી પ્રતીતિ બીજી પત્રકાર પરિષદ વખતે પ્રમુખસ્થાનેથી આપેલું એમનું વ્યાખ્યાન વાંચતાં જરૂર થશે.

ખાસ કરીને, ગુજરાતી છાપખાનાંઓને બીબાંની-શિરકાક્ષરની જે અડચણો પડે છે,-તે દૂર કરવાને એમણે ટાઈપ ફાઉન્ડરી પણ સ્થાપેલી અને બોમ્બે લેટર ફાઉન્ડરીનું મોલ્ડ-ફોન્ટ ઘાટીલું અને સુંદર તેમ

ટકાઉ અને મજબુત છે, એ તે શિરકાક્ષરો વાપરનાર સૌ કોઇ સ્વીકારશે.

સ્વ. પ્રોફેસર ત્રિ. ક. ગજ્જરની પાસેથી ટાઈપની ધાતુમા ત્રાંબાનું મિશ્રણ કેમ કરવુ તે શીખીને તે પ્રમાણે ટાઇપ બનાવવાનુ એમના પિતાની ગુજરાતી ટાઇપ ફાઉંડર્રમા ચાલુ કરેલુ. વળી અમેરિકન પોઇન્ટ પદ્ધતિપર ટાઇપ ઢળવાનું એ ફાઉંડરીમા ચાલુ કરાવનાર પણ એઓ જ છે.

એઓ પત્રકારના ધંધામા જ મસ્ત રહેતા અને તે ધંધાને કેમ ખીલવવો અને વધારવો, એનુંજ હમેશ ચિંતન કરતા. "ગુજરાતી" પત્ર પોતાના હસ્તક ભાગમા આવ્યા પછી તેનું કાર્યક્ષેત્ર અને લાગવગ વધારવાને તેમને તીવ્ર ઉત્કંઠા હતી; તે ખાતર ભારે સાહસ ખેડેલુ પણ નસીબે તેમા તેમને યારી ન આપી તેથી આખું કાર્યાલય અસ્તવ્યસ્ત થઇ ગયું, એ ગુજરાતી પત્રકારિત્વના ધંધામા એક શોચનીય બનાવ છે.

ચાલુ ધંધામા પ્રવૃત્ત રહેવા છતા, તેમણે વખત મેળવીને કેટલાંક ગ્રંથોના અનુવાદ મુખ્યત્વે સંસ્કૃતમાથી કર્યા છે; અને તેમાં એમની સંસ્કારી કલમ નજરે પડે છે.

### એમના ગ્રંથો.

૧ કન્ફ્યુસ્યસની શિખામણ
૨ સુમ્મન મીમાસા
૩ ગીતા–મૂળ ભાષાંતર
૪ વિષ્ણુ સહસ્રનામ
૫ ગજેન્દ્ર મોક્ષ
૬ અનુગીતા
૭ મનુસ્મૃતિ
૮ ભર્તૃહરિ શતક નીતિ અને વૈરાગ્ય
૯ મહાભારત–૩જો ભાગ–૨૨૪મા અધ્યાયથી અંત સુધી.
૧૦ વૈષ્ણવ પર્વ (મહાભારત–કુમ્ભાકોનમની આવૃત્તિ)
૧૧ હરિવંશ (રા. અંબાલાલ જાની સાથે)
૧૨ અરેબિયન નાઇટ્સ (નવી આવૃત્તિ)
૧૩ વૈરાગ્ય શતકપટ (ગુજરાતીમાં ટીકા)
૧૪ કામસૂત્ર× (અપ્રકટ)
૧૫ કામન્દક નીતિસાર (શાસ્ત્રી પ્રાણજીવન સાથે)

૧૯૩૦ના માર્ચથી 'વીસમી સદી'ના તંત્રી તરીકે કાર્ય શરૂ કરેલુ છે અને તેનો ફેલાવો ૮૬૦૦ નકલ સુધી પહોંચ્યો છે.

× અપ્રકટ.

## મણિલાલ જગજીવનભાઇ દ્વિવેદી

એઓ જ્ઞાતિએ ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણ છે. મૂળ વતની વડોદરા રાજ્યના દહેગામ પાસે આવેલા નાંદોલ ગામના; અને જન્મ પણ તે જ સ્થળે તા. ૧૮ મી માર્ચ ૧૮૮૭ (સં. ૧૯૪૩ના ચૈત્ર સુદ બીજ)ના રોજ થયો હતો. એમના પિતાનું નામ શ્રી૦ જગજીવનભાઈ બટુકરામ દ્વિવેદી અને માતાનું નામ કાશીબ્હેન ત્રિભુવન ત્રિવેદી છે. એમણે પહેલા ૭ ધોરણ ગુજરાતીનો અભ્યાસ નાંદોલમાં અને ઈંગ્રેજી પાંચ ધોરણ સુધીનો અભ્યાસ પાટણમાં કર્યો હતો. એમનું પહેલેથી જ અક્ષરજ્ઞાન કરતાં અનુભવનું જ્ઞાન સાંસ્કારિક ભાવના સાથે મેળવવા પ્રતિ વધુ લક્ષ રહ્યું છે.

એમણે સન ૧૯૨૫માં વડોદરામાં ચંદનબ્હેન સાથે પુનર્લગ્ન કર્યું હતું. સૌ. ચંદનબ્હેન મૂળ ઉદિચ્ય ટોળકીઆ બ્રાહ્મણ; અને જન્મ તા. ૨૯ મી જુલાઈ ૧૮૯૮ના રોજ વડોદરામાં થયો હતો. એમણે પણ ગુજરાતી ૭ ધોરણ સુધીનો અભ્યાસ કર્યો છે અને એમના પતિ સાથે મુસાફરી કરેલી તેનું એક વૃત્તાંત 'બલુચિસ્તાન પર્યટન' એ નામથી સન ૧૯૨૯માં છપાવ્યું છે. વળી તેઓ મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજના ત્રીજા વર્ષમાં પાસ થયલા છે અને હમણાં પોતાના પતિ સાથે કાંતવાનું કાર્ય કરે છે.

ઘણાં ગુજરાતીઓએ લાંબી લાંબી મુસાફરીઓ કરી હશે; પણ એ પ્રવાસનું વૃત્તાંત લખનારા થોડાક જ મળી આવશે. તેમાંય જેમણે એ પ્રવાસનોંધ લખી હશે તેમાં જેમનું વૃત્તાંત વાચવાને ગમે અને ગમ્મત સાથે જ્ઞાન આપે એવા એથી પણ થોડા મળશે. એ થોડામા થીયુત મણિલાલે જે પ્રવાસગ્રંથો લખ્યાં છે તે ગણાવી શકાય અને વિનાસંકોચે એમ કહેવું જોઇએ કે એ પ્રકારનું પ્રવાસસાહિત્ય આપણે ત્યાં નથી; અને તે નવું ઉભું કરવા માટે એમને ખરે યશ ઘટે છે.

### એમની કૃતિઓ:

| | |
|---|---|
| ૧ પૂર્વ આફ્રિકાનો પ્રવાસ | સન ૧૯૨૩ |
| ૨ મ્હારૂં કાશ્મીર પ્રયાણ | „ ૧૯૨૪ |
| ૩. નેપાળ અને આસામ ભ્રમણ „ | „ ૧૯૨૯ |
| ૪. હિંદ પર્યટન | „ ૧૯૩૦ |

માંથી સમય ફાજલ પાડી સંસ્કૃત, સાહિત્ય, ઇતિહાસ, પુરાતત્ત્વ વગેરે વિષયોનું નિયમિત રીતે અધ્યયન કરીને તેમાં પારંગત થયા છે; એટલુંજ નહિ પણ તે વિષયોની માહિતી અપ-ટુ-ડેટ હોય છે, તે એમનો નાગરોત્પત્તિ નિબંધ વાચનાર જોઈ શકશે. એમના એ અભ્યાસનો લાભ એમણે સમાજને જૂદા જૂદા માસિકોમાં તેમજ સાહિત્ય પરિષદોમાં સ્વતંત્ર નિબંધો રજુ કરીને આપ્યો છે; અને તેની સંખ્યા નોંધીએ તો ઓછામાં ઓછા આ પુસ્તકનાં બે પાનાં લે.

નોકરી દરમિયાન તેઓ જેમ અભ્યાસને વિસર્યા નથી તેમ સ્વજ્ઞાતિના ઉત્કર્ષાર્થે 'નાગર ત્રિમાસિક' દશ વર્ષ સુધી એડિટ કરી, તે દ્વારા સુંદર સેવા બજાવી છે, અને તેમાં આવતાં ઐતિહાસિક અને સાહિત્ય વિષયક લેખોના કારણે તે માત્ર કોમી જનોને ઉપયોગી થઈ ન રહેતાં, પ્રાચીન સાહિત્ય અને ઇતિહાસના અભ્યાસીઓને પણ તેમાંથી કેટલુંક નવલ અને વિશેષ જાણવા જેવું સાધન થઈ પડ્યું હતું. તે આવું સારૂં ઉપયોગી અને કિંમતી બનાવવાનો યશ એમને ઘટે છે.

આ તો પોતાની અને પોતાની જ્ઞાતિની સેવાની વાત થઈ; પણ એમની દૃષ્ટિ તેથી સંકુચિત થઇ ન હતી. ચાલુ નોકરી અંગેના વ્યવસાયના કારણે તેઓ જાહેર પ્રવૃત્તિમાં ઝાઝો ભાગ લઈ ન શકે, એ દેખીતું છે. પણ તેમાંથી ફારગ થયા પછી એઓ ભાવનગરની જૂદી જૂદી કેળવણીની અને સમાજસેવાની પ્રવૃત્તિમાં એક વા બીજી રીતે નિકટ જોડાયલા માલુમ પડે છે. ભાવનગરની સાહિત્ય પ્રવૃત્તિના પ્રાણ કહો કે ઉત્પાદક કહો તે એઓ જ છે. સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ ભાવનગરમાં ભરાઇ અને તે યશસ્વી નિવડી, તેનો કોઈ એક વ્યક્તિને યશ આપી શકાય તો તે માન શ્રી. માનશંકરભાઇને ઘટે છે.

જ્ઞાતિ, કેળવણી, સમાજ તેમ ધર્મ પ્રતિ એમને પુષ્કળ અનુરાગ છે. અત્યારે એમનું શરીર શિથિલ થઇ ગયું છે; આંખે ઝાંખપ આવી છે; તેમ છતાં વેદ અને ગીતાનું અધ્યયન-દરરોજ કર્યે જાય છે; અને અને વેદમાંથી મળી આવતી ઐતિહાસિક હકીકત સંગ્રહી, તે પરથી તેઓ એકાદ નિબંધ લખવાને ઉત્કંઠા રાખે છે.

એમનું સમગ્ર જીવન અવલોકતાં, ખેદ માત્ર એટલો થાય છે કે આપણા દેશમાંથી આવી કર્ત્તવ્યનિષ્ઠ, ભાવનાશાળી, ધર્મપરાયણ અને સેવાભાવી વ્યક્તિઓ દિન પ્રતિદિન ઓછી થતી જાય છે.

## માનશંકર પીતાંબરદાસ મહેતા

એઓ જ્ઞાતિએ વડનગરા નાગર છે. વતની ભાવનગરના અને જન્મ કુંડલા–તાબે ભાવનગર–સં. ૧૯૧૯ના ચૈત્ર સુદ ૨, વાર શનિ ( તા. ૨૧ મી માર્ચ ૧૮૬૩ )ના રોજ થયો હતો. પિતાનું પૂરૂં નામ પીતાંબરદાસ બાપુભાઈ મહેતા છે; અને માતાનું નામ ઉમેદકુંવર તે સ્વ. ઓઝા જયશંકર રાઘવજીના પુત્રી થાય.

એમનું લગ્ન ઇ. સ. ૧૮૭૨મા ભાવનગરમા સ્વ. વિજયશંકર નાનાભાઇની પુત્રી ઇચ્છાલક્ષ્મી સાથે થયું હતું.

પ્રાથમિક તેમ ઉંચી કેળવણી બધી ભાવનગરમાં લીધેલી. સન ૧૮૮૪ મા મેટ્રિક થયલા. હાઈસ્કુલના અભ્યાસ દરમિયાન વારંવાર સારા અભ્યાસ માટે ઈનામો મળેલા. વળી પ્રિવિયસના વર્ગમાં કવિ કાલિદાસ વિષેના સંસ્કૃત નિબંધ માટે ગૌરીશંકર પ્રાઇઝ અને મેટ્રિકમા ઉંચે નંબરે પાસ થવાથી જુવાનસિંહજી સ્કોલરશીપ આખું વર્ષ મળ્યાં હતાં. પણ તે વખતે તેઓ પ્રિવિયસમા ફતેહમંદ થયા નહિ અને પછી કૌટુંબિક કારણે કૉલેજનો અભ્યાસ પડતો મૂકવો પડયો હતો.

સન ૧૮૮૬થી ભાવનગર રાજ્યની વસુલાત ખાતાની નોકરીમાં જોડાયા; અને તેમાં જાત હુંશિયારી, કાર્યદક્ષતા અને બાહોશી વડે છેક વહિવટદાર સુધીની ઉંચી પાયરીએ પહોચેલા. સન ૧૯૧૮થી તેઓ પેન્શન પર છે અને નિવૃત્તિકાળ અભ્યાસ, ધર્મચિંતન અને સમાજસેવામાં વ્યતીત કરે છે.

એક વસુલાતી અધિકારી ધારે તો કેટલુંબધું અને કેટલું સંગીન કાર્ય કરી શકે તેનું સરસ દૃષ્ટાંત એમની કારકિર્દી પૂરૂં પાડે છે. એક થાણદાર કે એક વહિવટદારનું જીવન કેવું વ્યવસાયી, ખામતાભર્યું અને શ્રમજનક હોય છે તેનો ખરો ખ્યાલ તેના અનુભવીઓને આવી શકશે.

સાંસારિક ઉપાધિના સબબે તેઓ આગળ કૉલેજશિક્ષણ લઇ શકયા નહિ. પણ એમના લેખો વાંચનાર અને એમના સંસર્ગમાં આવનાર કોઇ પણ કહી શકશે કે એક ગ્રેજ્યુએટને પણ હંફાવે એવું એમનું વિશાળ વાચન છે અને પ્રાચીન ઈતિહાસ, સંસ્કૃતિ અને સાહિત્ય વિષે એમનું જ્ઞાન અને માહિતી કોઇ પણ વિદ્વાન વ્યક્તિને જેબ આપે એવું ઉંચા પ્રકારનું અને માર્મિક છે. તેમાં સંતોષ પામવા જેવું એ છે કે પોતે જે જ્ઞાનસંપત્તિ વ્યવસ્થિત શિક્ષણદ્વારા મેળવી ન શકયા તે ચાલુ વ્યવસાય-

માંથી સમય ફાજલ પાડી સંસ્કૃત, સાહિત્ય, ઇતિહાસ, પુરાતત્ત્વ વગેરે વિષયોનું નિયમિત રીતે અધ્યયન કરીને તેમાં પારંગત થયા છે; એટલુંજ નહિ પણ તે વિષયોની માહિતી અપ-ટુ-ડેટ હોય છે, તે એમનો નાગરોત્પત્તિ નિબંધ વાચનાર જોઈ શકશે. એમના એ અભ્યાસનો લાભ એમણે સમાજને જુદા જુદા માસિકોમાં તેમજ સાહિત્ય પરિષદોમાં સ્વતંત્ર નિબંધો રજુ કરીને આપ્યો છે; અને તેની સંખ્યા નોંધીએ તો ઓછામાં ઓછા આ પુસ્તકનાં બે પાનાં લે.

નોકરી દરમિયાન તેઓ જેમ અભ્યાસને વિસર્યા નથી તેમ સ્વજ્ઞાતિના ઉત્કર્ષાર્થે 'નાગર ત્રિમાસિક' દશ વર્ષ સુધી એડિટ કરી, તે દ્વારા સુંદર સેવા બજાવી છે, અને તેમાં આવતાં ઐતિહાસિક અને સાહિત્ય વિષયક લેખોના કારણે તે માત્ર કોઈ જનોને ઉપયોગી થઈ ન રહેતાં, પ્રાચીન સાહિત્ય અને ઇતિહાસના અભ્યાસીઓને પણ તેમાંથી કેટલુંક નવલ અને વિશેષ જાણવા જેવું સાધન થઈ પડ્યું હતું. તે આવું સારૂં ઉપયોગી અને કિંમતી બનાવવાનો યશ એમને ઘટે છે.

આ તો પોતાની અને પોતાની જ્ઞાતિની સેવાની વાત થઇ; પણ એમની દૃષ્ટિ તેથી સંકુચિત થઇ ન હતી. ચાલુ નોકરી અંગેના વ્યવસાયના કારણે તેઓ જાહેર પ્રવૃત્તિમાં ઝાઝો ભાગ લઈ ન શકે, એ દેખીતું છે. પણ તેમાંથી ફારગ થયા પછી એઓ ભાવનગરની જૂદી જૂદી કેળવણીની અને સમાજસેવાની પ્રવૃત્તિમાં એક વા બીજી રીતે નિકટ જોડાયલા માલુમ પડે છે. ભાવનગરની સાહિત્ય પ્રવૃત્તિના પ્રાણ કહો કે ઉત્પાદક કહો તે એઓ જ છે. સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ ભાવનગરમાં ભરાઇ અને તે યશસ્વી નિવડી, તેનો કોઈ એક વ્યક્તિને યશ આપી શકાય તો તે માન શ્રી. માનશંકરભાઇને ઘટે છે.

જ્ઞાતિ, કેળવણી, સમાજ તેમ ધર્મ પ્રતિ એમને પુષ્કળ અનુરાગ છે. અત્યારે એમનું શરીર શિથિલ થઇ ગયું છે; આંખે ઝાંખપ આવી છે; તેમ છતાં વેદ અને ગીતાનું અધ્યયન-દરરોજ કર્યે જાય છે; અને અને વેદમાંથી મળી આવતી ઐતિહાસિક હકીકત સંગ્રહી, તે પરથી તેઓ એકાદ નિબંધ લખવાને ઉત્કંઠા રાખે છે.

એમનું સમગ્ર જીવન અવલોકતાં, ખેદ માત્ર એટલો થાય છે કે આપણા દેશમાંથી આવી કર્તવ્યનિષ્ઠ, ભાવનાશાળી, ધર્મપરાયણ અને સેવાભાવી વ્યક્તિઓ દિન પ્રતિદિન ઓછી થતી જાય છે.

## એમની કૃતિઓ :

| | |
|---|---|
| ૧ નીતિવિચાર | સન ૧૮૭૯–૮૦ |
| ૨ સત્ય | „ „ „ |
| ૩ જનસ્વભાવ | „ „ „ |
| ૪ પગ્દસ્યવિવેક અથવા વાક્યસુધા (અનુવાદ) | „ ૧૮૯૦ |
| ૫ વેદાન્તસાર (અનુવાદ) | „ ૧૮૯૦–૯૧ |
| ૬ ઉપનિષત્પ્રકાશિત મરણોત્તર સ્થિતિ | „ ૧૯૦૬–૦૭ |
| ૭ ઔર્ધ્વદૈહિક પ્રયોગ | „ ૧૯૦૮ |
| ૮ નાગરી લિપિ અને નાગરો (અનુવાદ) | „ ૧૯૧૨–૧૩ |
| ૯ વિવાહ સંસ્કાર | „ ૧૯૧૭–૧૮ |
| ૧૦ વૈદિક કાલનું ભારતીય યુદ્ધ અથવા વાશરાદી વિગ્રહ | „ ૧૯૨૦ |
| ૧૧ નાગરોત્પત્તિ | „ ૧૯૨૩ |
| ૧૨ આહ્નિક મીમાંસા | „ ૧૯૨૭–૨૮ |
| ૧૩ મેવાડના ગુહિલો | „ ૧૯૨૮ |
| ૧૪ સહુનવર નામનો સર્જન જુનો મંત્ર | છપાય છે. |
| ૧૫ રાજા છબીલા રાયબહાદુર અથવા નાગરવીરસમક | છપાય છે. |



## મોહનદાસ કરમચંદ ગાંધી—મહાત્મા

કાઠિયાવાડમાં દેશી રાજ્યોમાં નાગરોની પેઠે વૈશ્યોએ પણ દિવાનગીરી-મુત્સદ્દીપણું-સરસ રીતે કરેલું છે, તેમાં કબા ગાંધીનું નામ વિશેષ ધ્યાન ખેંચે છે. આઠ પેઢીથી એમના વડિલો પોરબંદરનો કારભાર કરતા હતા; અને તેમાં રાજહિતની સાથે સાથે પ્રજાહિત પણ પૂરેપૂરૂં સાચવેલું. એક પ્રસંગે સહજ કારણસર રાજાના કાર્યથી અસંતુષ્ટ થતાં, તેઓ રાજકોટ જઈ રહેલા અને ત્યાં દિવાનપદે નિમાયલા. પછીથી વાંકાનેર ગયેલા. આમ ત્રણ રાજ્યો, પોરબંદર, રાજકોટ અને વાંકાનેર સાથે એમનો સંબંધ બંધાયલો; અને એક નિસ્પૃહી, કર્ત્તવ્યનિષ્ઠ અને ખરાબોલા દિવાન તરીકે એમણે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરેલી. ખરાબોલા એટલે સુધી કે રાજાઓને પણ તેમના દોષ બતાવવામાં પાછા પડતા નહિ. સ્વમાન માટે પણ એવા જ આગ્રહી હતા. એક પ્રસંગે પોલીટીકલ એજંટે એમને નિમંત્રી વખતસર મળેલા નહિ, તેથી તેઓ મળ્યા વિના પાછા ગયલા; અને પરિણામે એજંટને માફી માગવી પડેલી. આવા સ્વાભિમાની અને કાબેલ મુત્સદ્દીના એક વંશજ મહાત્મા મોહનદાસ ગાંધી, જેમનામાં પેઢીધર ઉતરી આવતા રાજકારણસંસ્કાર પૂરા ફૂલી ફાલ્યા છે, જેમની રાજકીય હિલચાલે સમસ્ત દેશમાં પરિવર્તન કર્યું છે; જેમના વિચારોએ ચાલુ સંસ્કૃતિને જૂદો જ ઝોક આપ્યો છે; જેમના અહિંસાના સિદ્ધાંતે જગતને નવીન દર્શન કરાવ્યું છે; જેમનું નામ રાજા હરિશ્ચંદ્રની પેઠે એક સત્યવાદી તરીકે પંકાયું છે અને જગતવંદ્ય મહાત્મા તરીકે જેમની ગણના થયલી છે, દેશભરમાં નાના મોટા, ગરીબ તવંગર, આબાલવૃદ્ધ, સૌને જેમનું નામ જીહ્વાગ્રે છે, એમની વિભૂતિ અને અનેક દેશીય પ્રવૃત્તિઓનો પરિચય કરાવવો એ દુષ્કર કાર્ય છે; અહિં એમના સાહિત્ય કાર્ય પુરતો ઉલ્લેખ કરવાનો હેતુ છે.

એમનો જન્મ સન ૧૮૬૯ ના ઑકટોબર મહિનામાં બીજી તારીખે, હિન્દુ તિથિ ભાદરવા વદ બારશે, જે રેંટીઆ બારસથી જાણીતી છે, તે દિવસે પોરબંદરમાં થયો હતો.

રણછોડલાલ છોટાલાલે ગુજરાતમાં પ્રથમ સુતરની મીલ ઉભી કરેલી તેથી તે રણછોડભાઈ રેંટીઆવાળાના નામે ઓળખાતા હતા; પણ ગરીબોની અમોઘ શક્તિ–જીવન ધન–રેંટીઓ દેશમાંથી લગભગ અદ્રશ્ય થઇ ગયેલો તે ફરી દાખલ કરી, ઘેર ઘેર ચાલતો કરાવવાનો અને તે દ્વારા દેશનું

આર્થિક બળ વધારવાનો ભગીરથ પ્રયત્ન સફળતાપૂર્વક પાર પાડવાનો યશ મહાત્માજીને ઘટે છે; રેંટીઓ એમના નામ સાથે સદા સંકળાયલો રહેશે.

એમના પિતા કરમચંદ કબા ગાંધીનો કંઈક પરિચય શરૂઆતમાં કરાવ્યો છે. એમના માતુશ્રીનું નામ પુતળીબાઇ હતું. એમને વિલાયત મોકલી આપતી વખતે તેમણે મદ્ય માસ અને સ્ત્રીથી અલગ રહેવાની પ્રતિજ્ઞા એમની પાસે લેવડાવી હતી, એટલા પરથી એક માતાના વાત્સલ્ય-ભર્યા ભાવની સાથે એમના જીવનની પવિત્રતા વિષેના વિચારો સ્પષ્ટ થશે.

એમનું લગ્ન બારમે વર્ષે પોરબંદરમા સૌ. કસ્તુરબા સાથે થયું હતું; અને એમણે પતિને પડખે રહીને અપૂર્વ સ્વાર્થત્યાગની સાથે, રાજકીય લડતોમા, અનેક કષ્ટો સહન કરીને, તેમ જેલ વેઠીને, જે શૌર્ય દાખવ્યું છે, તે અનુપમ છે અને એક વીરાંગના તરીકે તેઓ આર્ય સ્ત્રીનામને ઉજ્જવળ અને ગૌરવાંકિત કરે છે.

આરંભમા કહ્યું તેમ તેઓ વૈશ્ય મોઢ જ્ઞાતિના છે અને એમનું કુટુબ વૈષ્ણવ ધર્મ પાળે છે.

ઘણું ખરૂં શિક્ષણ એમણે રાજકોટમા લીધેલું. સન ૧૮૮૭ મા મેટ્રીકમા પાસ થઇને તેઓ સામળદાસ કૉલેજમા દાખલ થયેલા. પરંતુ બૅરિસ્ટર થવાની ઇચ્છા થતા કુટુંબની સંમતિ લઈ તેઓ સન ૧૮૮૮ મા ઈંગ્લાડ ગયા હતા.

વિદ્યાર્થી અવસ્થા દરમિયાન એમનું જીવન કેવા વિષમ સંજોગમાથી પસાર થયું હતું; ઇગ્લાડના વસવાટ દરમિયાન એઓ રહેણીકરણીમા કેના અખતરા કરી રહ્યા હતા; દેશમા પાછા ફર્યા પછી, વકીલાતમા એમને કેવી મુઝવણ નડી હતી, આફ્રિકા શા કારણે ગયા અને ત્યા કેવી પરિસ્થિતિમા સ્થાયી રોકાઇ ગયા, એ બધો વૃત્તાંત બોધક અને મનનીય છે. વાચકને એમની "આત્મકથા"માથી તે વાચી લેવા અમે વિનંતિ કરીશુ.

તેમની સાહિત્યપ્રવૃત્તિ દક્ષિણ આફ્રિકામાથી શરૂ થઇ. દક્ષિણ આફ્રિકામા વસતા હિંદીઓનો લોકમત કેળવવા 'ઇન્ડિયન ઓપિનિયન' નામનું સાપ્તાહિક તેમણે કાઢયું હતું. આ સાપ્તાહિક દ્વારા રાજદ્વારી વિષયોની ચર્ચા કરવા ઉપરાત પરદેશમા વસતા અને મોટે ભાગે બહુ ઓછું ભણેલા એવા આપણા દેશીઓમા દેશપ્રેમ જાગ્રત કરી સંસ્કારિતા ખીલવવાનો પણ તેમણે સરસ પ્રયત્ન કરેલો છે. 'ઇન્ડિયન ઓપિનિયન' ની

ભાષા બહુ સાદી અને સાક્ષરી દૃષ્ટિએ કાંઈક અશુદ્ધ પણ ગણાય. એક-વાર 'ઇન્ડિયન ઓપિનિયન'ની ભાષા વિષે તેઓએ કહેલું કે મારે તો એ છાપું અભણ ગણાય એવા મેમણોને વંચાવવું હતું એટલે હું એમને મારી નજર સામે રાખીને લખતો. આમ છતાં 'ઇન્ડિયન ઓપિનિયન' માં વિષય તથા વિચારની ગંભીરતા, સત્યદર્શન માટેનો પ્રયત્ન તથા સાદી, સચોટ અને સોંસરી ભાષા જે ગાંધીજીના લખાણનાં ખાસ લક્ષણો છે તે તો તરી જ આવે છે.

આપણા સાહિત્યમાં અમર સ્થાન પામવાને લાયક એવાં એમનાં કેટલાંક પુસ્તકો–હિંદ સ્વરાજ, જેલના અનુભવો (દ. આફ્રિકામાંના), નીતિ-ધર્મ, સર્વોદય વગેરે–'ઇન્ડિયન ઓપિનિયન'માં જ પ્રથમ પ્રગટ થયેલાં. દક્ષિણ આફ્રિકામાં વસતી હિંદી કોમનું સંગઠન કરવાના ઉદ્દેશથી એ પત્ર તેઓ કાઢતા પણ તેમાં ચર્ચાતા વિષયો કેટલા વિવિધ અને સર્વદેશી હતા તે એ પત્રની ફાઈલો જોતાં તરતજ જણાય છે. જે વિરલ લાભ એમના 'નવજીવન' દ્વારા ગુજરાતી પ્રજાને મળી રહ્યો છે તેનાં બીજ આમ દક્ષિણ આફ્રિકામાં નંખાયેલાં.

તેઓ કહે છે કે મારા જીવન ઉપર ટૉલ્સ્ટૉય, રસ્કિન અને શ્રીમદ્ રાજચંદ્રની ઊંડી અસર થયલી છે. રસ્કિને અને ટૉલ્સ્ટૉયે જે સિદ્ધાન્તો લેખો દ્વારા પ્રતિપાદન કર્યા તે એમણે અમલમાં મૂકયા છે, અને તેનું મૂલ્ય પ્રત્યક્ષ સિદ્ધ કરી બતાવ્યું છે. સત્યાગ્રહની કલ્પના શોધી કાઢયાનું માન કેટલાક ટૉલ્સ્ટૉયને આપે છે, પણ હિંદુસ્તાનમાં એ સિદ્ધાન્ત નવો નથી. આજની સુધરેલી દુનિયા આગળ એ સિદ્ધાન્તનો પરચો બતાવી, એ કેવી અમોઘ અને અજેય શક્તિ છે તથા એ કેટલું વ્યવહારુ શસ્ત્ર છે એનો પાઠ ગાંધીજીએ જગતને આપ્યો છે. નાતાલમાં ટૉલ્સ્ટૉય ફાર્મ તથા પાછળથી ફિનિક્સ સંસ્થા સ્થાપીને સમાનતા અને બંધુત્વની ભાવના-વાળા શ્રમજીવી જીવનની કલ્પના તેમણે વ્યવહારમાં ઉતારી હતી. અહીંના સત્યાગ્રહઆશ્રમમાં એ જ ભાવના દૃષ્ટિગોચર થાય છે.

હિંદમાં આવ્યા પછીની એમની પ્રવૃત્તિ ભારતવર્ષની જ નહિ પણ જગતની જનતા આગળ પ્રત્યક્ષ છે. પરંતુ રાજકીય તેમજ બીજી અનેક પ્રવૃત્તિઓના બોજા નીચે લદાયેલા હોવા છતાં તેમણે આપણી માતૃભાષાની જે અસાધારણ સેવા કરી છે અને ગુજરાતી ભાષાને જે ઉન્નત સ્થાન અપાવ્યું છે તે અપ્રતિમ છે. સાહિત્યની ખાતર સાહિત્યની પ્રવૃત્તિમાં

તેઓ કદી પડયા નથી, ગુજરાતી ભાષા પ્રત્યેના પ્રેમમાં અને ભાષાનો વિકાસ સાધવાના પ્રયત્નમાં કોઇ પણ સાક્ષર કરતાં તેઓ ઊતરે નહિ. 'ઇન્ડિયન ઓપિનિયન' વિષે બોલતાં તેમની શૈલીનાં લક્ષણો વિષે સૂચન કરી ગયા છીએ. એ લક્ષણો ત્યાં બીજરૂપે હતાં તે હિંદમાં ફાલ્યાં છે. સ્વ. નવલરામે જેને એકાગ્ર અને સંક્ષિપ્ત શૈલી કહી એ શૈલીનો એમનાં લખાણ અદ્‌ભુત નમૂનો છે. એ શૈલીની સાથે વિચારની અને ભાષાની પ્રૌઢતા તથા હૃદયના ઊંડાણમાંથી નીકળતા સૂર ભળે છે અને જે રણકાર નીકળે છે તે જાતા શબ્દમા મનુષ્યહૃદયને હલમલાવી નાખી વેગવાન કાયમાં ખેંચવાની કેટલી શક્તિ રહેલી છે તેનો આપણને સાક્ષાત્કાર થાય છે. 'શું શા પૈસા ચાર' ગણાતી ગુજરાતી ભાષાને આજે હિંદુસ્તાનની બધી ભાષાઓમાં તેમણે ગૌરવભર્યું એવું વિશિષ્ટ સ્થાન અપાવ્યું છે.

અંગ્રેજી ભણતર આપણા દેશમાં દાખલ થયું ત્યાર પછી આપણા ભણેલા લોકોમાં અંગ્રેજી ભાષાનો એટલો મોહ પેસી ગયો હતો કે અંગ્રેજી ભાષાની એ ગુલામીનાં દુ:ખ આખી પ્રજાને સોસવા પડતાં હતાં. તેમાંથી દેશી ભાષાઓને તથા લોકોને મુક્ત કરાવનાર વ્યક્તિ એ જ છે. પંદર વર્ષ પહેલાંના પણ બહુ કાર્યોથી ખીચોખીચ ભરાયેલા આ કાળમાં જૂના સમયના બે પ્રસંગો નોંધીશું.

સને ૧૯૧૬ માં શ્રીમતી સરોજિની નાયડુ એમને મળવા અમદાવાદ આવ્યાં હતાં, તે પ્રસંગનો લાભ લઇ શ્રી. સરોજિની દેવીનું જાહેર વ્યાખ્યાન ગોઠવવામાં આવ્યું. તેમના અંગ્રેજી ભાષણ ઉપર તો આપણા અંગ્રેજી ભણેલાઓ મુગ્ધ એટલે અમદાવાદના અંગ્રેજી ભણેલાઓ માટે એ મોટો ઉત્સવનો પ્રસંગ હતો. પણ ગાંધીજી ક્યાં એ ઉત્સવ ભોગવવા દે એમ હતા? લોકોની નારાજી વહોરી તેમણે સરોજિની દેવી પાસે હિંદુસ્તાનીમાં જ ભાષણ કરાવ્યું. કદાચ હિંદુસ્તાનીમાં બોલવાનો તેમનો આ પહેલો જ પ્રસંગ હશે. ત્યાર પછી શહેરનાં સ્થાનિક પત્રોમાં ખૂબ ચર્ચા થઈ. પણ અંગ્રેજી ભાષાની ગુલામી ઉપર તો હથોડો પડયો જ.

સને ૧૯૧૭ માં ભરૂચમાં બીજી ગુજરાતી કેળવણી પરિષદ મળી હતી. સૌ કોઇએ આશા રાખેલી કે શિરસ્તા મુજબ કામકાજ અંગ્રેજીમાં થશે. ગાંધીજી પ્રમુખ હતા. તેમણે વ્યાખ્યાન ગુજરાતીમાં લખી મોકલ્યું. પરિષદો અને સંમેલનોમાં દેશી ભાષામાં કામકાજ કરવાની પ્રથાનાં પગરણ ત્યારથી મંડાયાં. આજે તો મહાસભામાં પણ બધું કામકાજ હિંદુસ્તાનીમાં ચાલતું થઇ ગયું છે.

'નવજીવન' દ્વારા છેલ્લાં દસ વરસથી તેઓ ગુજરાતી સાહિત્યનો ધોધ વહેવરાવી રહ્યા છે. તેમની લેખિની અનેક ક્ષેત્રોમાં ઘૂમી રહી છે, અને તેમણે દાખલ કરેલી વિચારસરણી તથા શૈલીની અસર જેના ઉપર ન પડી હોય એવા આધુનિક ગુજરાતી લેખક થોડા જ મળી આવશે. તેથી જ બીજી પ્રવૃત્તિઓની માફક સાહિત્યમાં પણ અત્યારે ગાંધીયુગ પ્રવર્તે છે એમ કહેવાય છે તે યથાર્થ છે.

એમનું લખાણ પાંડિત્યભર્યું નથી; પણ તે જીવનમાંથી ઉદ્દભવેલું છે. તેની પાછળ જાગૃત અનુભવ અને ઊંડું ચિંતન રહેલાં છે. તેઓ હમેશાં સત્યનું દર્શન કરવા તથા કરાવવા જ લખે છે તેથી જે વિષય ઉપર તેઓ લખે છે તેને તેઓ સજીવતા અર્પે છે. સાહિત્ય એ જીવનથી કોઇ નિરાળી વસ્તુ નથી પણ સમગ્ર જીવનનો નિષ્કર્ષ છે એ તેમણે પોતાના લેખો દ્વારા આપણને શીખવ્યું છે અને તે જ સાહિત્યક્ષેત્રમાં તેમની અમૂલ્ય પ્રસાદી છે.

## : : એમની કૃતિઓ : :

| કૃતિ | |
|---|---|
| ૧. સર્વોદય | આ ચાર પુસ્તકો દક્ષિણ આફ્રિકામાં પ્રથમ પ્રગટ થયેલાં |
| ૨. હિન્દ સ્વરાજ્ય | |
| ૩. જેલના અનુભવો (દક્ષિણ આફ્રિકાના) | |
| ૪. નીતિ ધર્મ | |
| ૫. આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન | ૧૯૧૬ |
| ૬. નવજીવન શરૂ થયું તે તારીખ | ૧૯૧૯ની ૭મી સપ્ટેંબર |
| ૭. નવજીવન-પુસ્તકરૂપે અગિયાર ભાગમાં | ૧૯૨૩ |
| ૮. દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ ભા. ૧ | ૧૯૨૪ |
| ૯. દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ ભા. ૨ | ૧૯૨૬ |
| ૧૦. જેલના અનુભવો (હિન્દુસ્તાનમાં) | ૧૯૨૫ |
| ૧૧. આત્મકથા ભા. ૧ | ૧૯૨૮ |
| ૧૨. ,, ભા. ૨ | ૧૯૨૯ |
| ૧૩. નીતિનાશને માર્ગે | ૧૯૨૮ |

## મોતીલાલ રવિશંકર ઘોડા, બી. એ. એલ એલ. બી.

એઓ જ્ઞાતે વડનગરા નાગર ગૃહસ્થ; મૂળ વતની જુનાગઢના પરંતુ હાલમા નિવાસસ્થાન નડિયાદ છે. એમનો જન્મ સં. ૧૯૩૧ના આશ્વિન વદી ૧૧ ને બુધવારના રોજ જુનાગઢમા થયો હતો. એમના પિતાશ્રીનું નામ રવિશંકર મયાશંકર ઘોડા અને માતુશ્રીનું નામ કેસર (ઉર્ફે ઝમખ) તે સ્વ. રામજી સુંદરજી જોપીપુરાના પુત્રી થાય.

એમનુ પ્રથમ લગ્ન સ્વ. વેણીશંકર ભવાનીશંકર ઢેબટની કનિષ્ઠ પુત્રી સવિતાલક્ષ્મી વેરે સં ૧૯૪૯ના મહા વદી ૮ના રોજ જુનાગઢમા થયુ હતું; અને બીજીવારનું લગ્ન સ્વ જાદવરાય ભવાનીદાસ વૈષ્ણવની જ્યેષ્ઠ પુત્રી હીરાલક્ષ્મી વેરે મ. ૧૯૫૭ના ફાગણ વદી ૬ના રોજ વતનમા થયુ હતુ, એમનું અવસાન તા ૨–૮–૧૯૨૨ના રોજ થયું હતું.

પ્રાથમિક તેમ માધ્યમિક અભ્યાસ જુનાગઢમા કર્યો હતો. તે પછીની કેળવણી મુબાઇમા વિલ્સન કૉલેજમા લીધી હતી. સન. ૧૮૯૬મા તેઓ ઇતિહાસ અને લૉનો ઐચ્છિક વિષય લઇને બી. એ. (સેકન્ડ કલાસ) થયા હતા; અને સન ૧૮૯૮મા એલ એલ. બી. થયલા.

શરૂઆતમા જુનાગઢ રાજ્યમા હજુર અદાલત નોટરી ( notary ) નિમાયલા. તે પછી જૂનાગઢ તાબે ભેંસાણ તથા વેરાવળના ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટ તથા ફ. ક. સબજજનો હોદ્દો ભોગવેલો; પણ અમાત્યમંડળ બદલાઇ જતા, તેઓ વકીલાતાર્થે અમદાવાદ આવેલા.

સન ૧૯૦૫થી તેઓ વકીલાત કરે છે; ૧૯૨૫ સુધી અમદાવાદમા અને તે પછી ખેડા જીલ્લો જૂદો પડતા અને તેમની પ્રેકટીસ પ્રાધાન્યતઃ ખેડા જીલ્લાની હોવાથી નડિયાદમા રહે છે.

વકીલવર્ગમા આપણા પ્રાચીન ધર્મગ્રંથોનો અભ્યાસ, અધ્યયન અને લેખનકાર્ય કરતા જૂજ ગૃહસ્થો મળી આવશે અને એવા જુજમાં એમનો સમાવેશ થાય છે.

એમના વંશમા શ્રીનાથ ભવાન (ઉર્ફે અનુભવાનંદ સ્વામી) નામના એક પ્રસિદ્ધ ભક્ત–કવિ આશરે ૨૦૦) વર્ષ ઉપર થઈ ગયા છે, જેમનો સટીક ગીતાનો (શ્રીધરી ગીતા, સુબોધિની ટીકા સમેતનો) અનુવાદ ગત વર્ષથી 'સાહિત્ય'મા છપાય છે; આ ઉપરાત 'શ્રી બ્રહ્મગીતા' (સ્કંદ પુરાણાન્ત ર્ગત)નો ૭૦૦ કડી આશરેનો ગદ્યાત્મક ગ્રંથ તથા 'શ્રી અંબામાનો ગરબો' વિગેરે પણ તેમનો રચેલો છે.

નીચે એમના ગ્રંથોની યાદી આપી છે, તે પરથી 'જણાશે' કે ધર્મ વિષયમાં તેમને કેટલોબધો રસ છે.

સન ૧૯૨૧ની સાલમાં મે માસના અરસામાં એમને જામનગર નિવાસી વે. સં. સદ્ગુરૂ શ્રી. કૃષ્ણલાલજી ભગવાનજીનો સમાગમ થયો હતો; તે પાછી એમનો ધર્મગ્રંથો અને વેદાન્તનો અભ્યાસ દિન પ્રતિદિન વૃદ્ધિગત થતો રહ્યો છે; અને બીજી વારના પત્નીનું મૃત્યુ થતાં તેઓ બધો ફુરસદનો સમય ધર્મવાચન અને લેખનમાં વ્યતીત કરે છે.

એમના કુટુંબનું વૃત્તાંત 'ગાયત્રી વાર્તિક' પુસ્તક ચાલુ વર્ષમાં એમણે પ્રસિદ્ધ કર્યું છે, તેમાં આપેલું છે તેમ એમના પૂર્વજ 'શ્રીનાથ ભવાન'નો વૃત્તાંત સન ૧૯૩૦ના 'બુદ્ધિપ્રકાશ'માં છપાયો હતો.

:: એમની કૃતિઓ ::

૧–૩ શ્રી. શંકરાનંદી ભગવદ્‌ગીતા ભા. ૧, ૨, ૩. — સન ૧૯૨૯
(અન્વયાર્થ તથા ટીકા સમેત ગૂજરાતી અનુવાદ) — (શ્રી સયાજી સાહિત્ય માળામાં)

૪ શ્રી ભક્તિ રસાયન — ,, ૧૯૨૯
(ભાગ ૧, ગૂજરાતી અનુવાદ)

૫–૬ ઋગ્વેદ સંહિતા પ્રથમ અષ્ટક ભાગ ૧–૨ — ,, ૧૯૩૧
(ઋચા, પદપાઠ તથા શ્રી સાધનાચાર્ય ભાષ્યાનુસાર–ગૂજરાતી અનુવાદ) — (શ્રી સયાજી સાહિત્ય માળામાં)

૭ શ્રીમચ્છંકરાચાર્ય પ્રણીતા 'શ્રી ઉપદેશસહસ્રી'નો ગુજરાતી અનુવાદ 'શ્રીરામતીર્થ'ની ટીકાસમેત (ગદ્યાત્મક ભાગ) — ,, ૧૯૩૧

આ ઉપરાંત 'શ્રી ઈશોપનિષદ્, શુકલયજુર્વેદસંહિતા, આદિના અનુવાદ તેમણે કરેલા છે.

## યશવંત સવાઇલાલ પંડયા

એઓ જ્ઞાતિએ પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ; અને ભાવનગરના વતની છે એમના પિતાનું નામ રા. સા. સવાઇલાલ ગિરધરલાલ પંડયા, જેઓ અમદાવાદમા આસિ. ઇજનેરના હોદ્દા પર છે; અને માતાનું નામ સૌ. નર્મદાબ્હેન, જેઓ સ્વર્ગસ્થ છે. એમનો જન્મ સન ૧૯૦૬મા પચ્છેગામ (કાઠિયાવાડ)મા થયો હતો; અને લગ્ન ભાવનગરમા સન ૧૯૨૩મા સૌ. હંસા સાથે થયુ હતું.

એઓ અત્યારે કૉલેજમા અભ્યાસ કરે છે. વિદ્યાર્થી અવસ્થામા એમણે લખેલા લેખો–નાટકો વગેરેએ ગુજરાતી વાચકવર્ગનું સારૂ લક્ષ ખેંચ્યું છે. એઓ પ્રણાલિકાભંગના પૂજક છે, એમ એમની છેલ્લી કૃતિ 'મદન મંદિર' કહી આપશે.

નવા આગળ આવતા લેખોમા શ્રીયુત યશવંત પંડયાએ નવીન વિચારશ્રેણી અને સ્વતંત્ર કૃતિઓથી સારી નામના મેળવી છે.

### : એમની કૃતિઓ :

| | | |
|---|---|---|
| ૧ | પડદા પાછળ | સન ૧૯૨૭ |
| ૨ | ત્રિવેણી | ,, ૧૯૨૯ |
| ૩ | મદન મંદિર | ,, ૧૯૩૦ |



## રમણલાલ નાનાલાલ શાહ

એઓ જ્ઞાતે વીશા લાડ વાણિયા અને વડોદરાના વતની છે. એમનો જન્મ એ જ સ્થળે સન ૧૮૯૮માં થયો હતો. એમના પિતાનું નામ નાનાલાલ હરિલાલ અને માતાનું નામ મહાકોરબા છે. એમનું લગ્ન સન ૧૯૧૮માં વડોદરામાં સૌ. કંચનગવરી સાથે થયું હતું.

પ્રાથમિક અને માધ્યમિક કેળવણી એમણે વડોદરામાં લીધી હતી. સન ૧૯૧૭:માં મેટ્રીક થયલા. તે પછી છાપખાનામાં જોડાયલા. તે પછી વડોદરા રાજ્યની સરકારી નોકરીમાં જોડાઈ થોડા વખત માટે 'ખેતી અને સહકાર્ય' નામના સરકારી ત્રિમાસિકના તંત્રી તરીકે કામ કર્યું હતું. ત્યાંથી રાજીનામું આપી છૂટા થઈ વડોદરાની શ્રી સયાજી હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે જોડાયા, ત્યાંથી ૧ વર્ષ બાદ છૂટા થઇ મુંબાઈમાં જાણીતા લક્ષ્મી આર્ટ પ્રેસમાં આસિસ્ટન્ટ મેનેજર તરીકે ૭ વર્ષ કામ કર્યું. ત્યાંથી વડોદરા પાછા ફર્યા. હમણાં તેઓ શ્રી સયાજી વિજય પ્રેસમાં મેનેજર છે; અને તે કામ સાથે "બાલજીવન" નામનું બાલકો માટેનું એક માસિક એડિટ કરે છે. ગુજરાતીમાં જે ગણ્યાંગાંઠ્યાં બાલમાસિકો નિકળે છે, તેમાં 'બાલજીવન' તેમાંના વિષયોની વિધવિધતા, સુંદર ચિત્રો અને વિષયોની ગોઠવણી અને સારા છાપકામથી બાળકોને આકર્ષી, તેમનું મન રંજન કરે છે. વળી છેલ્લાં ૧૧ વર્ષથી એકલે હાથે તેઓ તે નભાવી રહ્યા છે, એ આપણી પરિસ્થિતિ વિચારતાં, સંપાદક માટે ઓછું માનાસ્પદ નથી. એ કાર્યમાં એમણે My Magazine-માય મેગેઝીન-ના તંત્રી મી. આર્થર મીને પોતાના આદર્શ સ્થાને રાખ્યા છે; અને એ ઉંચા ધોરણે કામ કરનાર વ્યક્તિ તેના કાર્યમાં ફતેહમંદ થાય જ.

:: એમની કૃતિઓ ::

| | | |
|---|---|---|
| ૧ | ગુલરૂ જરીના | સન ૧૯૧૭ |
| ૨ | અરૂણા—વારાંગના કે વીરાંગના ? | ,, ૧૯૧૮ |
| ૩ | પ્રેમની ખુમારી ભાગ ૧ | ,, ૧૯૨૦ |
| ૪ | ,, ,, ભાગ ૨ | ,, ૧૯૨૨ |
| ૫ | સફેદ ઠગ ખંડ ૧ | ,, ૧૯૨૫ |
| | બાલોપયોગી. | |
| ૬ | આનંદધારા ભાગ ૧ | ,, ૧૯૨૬ |
| ૭ | ,, ભાગ ૨ | ,, ૧૯૨૭ |

| | | | |
|---|---|---|---|
| ૮ | ,, ભાગ ૩ | ,, | ૧૯૨૮ |
| ૯ | ,, ભાગ ૪ | ,, | ૧૯૨૯ |
| ૧૦ | સરોવરની સુંદરી | ,, | ૧૯૨૮ |
| ૧૧ | આનંદકુંજ ભાગ ૧ | ,, | ૧૯૨૯ |
| ૧૨ | ફુલમાળા ભાગ ૧ | ,, | ૧૯૨૮ |
| ૧૩ | ,, ભાગ ૨ | ,, | ૧૯૨૯ |
| ૧૪ | સારી સારી વાતો | ,, | ૧૯૨૯ |
| ૧૫ | બિલોરી પહાડ | ,, | ૧૯૩૦ |
| ૧૬ | પા-પા પગલી | ,, | ૧૯૩૦ |
| ૧૭ | દેશ દેશની વીરકથાઓ | ,, | ૧૯૩૧ |
| ૧૮ | હંસ રાણી | ,, | ૧૯૨૮ |
| ૧૯ | બાલ હાસ્ય | ,, | ૧૯૨૯ |
| ૨૦ | દેશ દેશની દંતકથાઓ | ,, | ,, |
| ૨૧ | પ્રધાનપુત્રીના પરાક્રમો | ,, | ,, |
| ૨૨ | મીની માશી | ,, | ,, |
| ૨૩ | વાર્તા ગાડી | ,, | ૧૯૩૦ |
| ૨૪ | સાચો સિપાઇ | ,, | ,, |
| ૨૫ | અરબસ્તાની આનંદરજની ભાગ ૧ | ,, | ,, |
| ૨૬ | જગતના જવામર્દો | ,, | ,, |
| ૨૭ | બાળકોની રંગભૂમિ | ,, | ,, |

**રમણીકલાલ જયચંદભાઇ દલાલ**, બી. એ. એલએલ. બી.,

શ્રી. રમણીકલાલ દલાલ દશા ખડાયતા વણિક કોમના શ્રી એકવીસ ગામના એકડાના છે. તેમનું વતન ખડાલઃ મહીકાંઠા એજન્સીનું દેશી રાજ્ય છે. તેમનો જન્મ તેમના મોસાળ કાકખડમાં તા. ૧૪મી ઑક્ટોબર ૧૯૦૧ ને સંવત્ ૧૯૫૭ના આસો સુદ બીજને દિવસે રહવારે થયો હતો. એમના પિતાજી સ્વર્ગસ્થ જયચંદભાઈ કુબેરદાસ દલાલ બી. એ., કેળવણી ખાતામાં સુરત, ભરૂચ તથા અમદાવાદ નોકરી કરી, પ્રથમ નડિયાદ હાઈસ્કુલના ને પછી અત્રેની રણછોડલાલ છોટાલાલ હાઈસ્કુલના હેડમાસ્તરની પદ્વી ભોગવી ઇસ્વી સન ૧૯૨૪ માં રીટાયર થયા હતા. શ્રી. રમણીકલાલે રચેલી "પુષ્પાંજલિ"માં એમનું સંપુર્ણ જીવનચરિત્ર પ્રગટ કરેલું છે તે આત્મકથા નવા ઉછરતા યુવકોને અચૂક માર્ગદર્શક ને પ્રેરણાત્મક થશે શ્રી. રમણીકલાલની માતાનું નામ મહાલક્ષ્મીબ્હેન. એ તો પુત્રને આઠ વર્ષના મૂકીને જ અવસાન પામ્યાં હતાં. એટલે પુત્રના ઉછેર ને કેળવણીનો ભાર પિતાને શિર આવી પડયો હતો. શ્રી. રમણીકલાલનું લગ્ન સન ૧૯૨૦ના એપ્રિલની ૨૭ મી તારીખે કપડવંજના શ્રી. નાનચંદ પ્રભુદાસ શાહની પુત્રી મણિબ્હેન સાથે થયું હતું.

શ્રી. રમણીકલાલે પોતાનું બધું જ પ્રાથમિક તેમજ માધ્યમિક શિક્ષણ નડિયાદમાં જ તેમના પિતાજીની દેખરેખ નીચે નડિયાદ ગવર્નમેન્ટ હૉસ્ટેલમાં રહી લીધેલું. ઇસ્વી સન ૧૯૨૩ ની સાલમાં અત્રેની ગુજરાત કૉલેજમાંથી 'ઇતિહાસ ને અર્થશાસ્ત્ર' ઐચ્છિક વિષય તરીકે લઇ ઑનર્સ સાથે બી. એ. થયા હતા. એમનો અભ્યાસ મૂળથી સારો હોઈ દરેક વર્ષે ઇનામ કે સ્કૉલરશીપ મેળવેલાં.

સ્વ. જયચંદભાઇ અત્રેની પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજમાં વાઇસ પ્રિન્સિપાલ હતા ત્યારે તેમણે કેટલાંક પાઠ્ય પુસ્તકો લખવાનું કાર્ય કરેલું તેમજ શાળાપત્ર પણ ચલાવેલું. તદુપરાંત બુક-કમિટીના અંગે ચાલુ સાહિત્યપ્રવૃત્તિના નિકટ સંસર્ગમાં રહેતા તેમ જ રિટાયર થયા બાદ સ્વ. લલ્લુભાઇ ગોવર્ધનદાસનું જીવનચરિત્ર છપાવેલું. પિતાના એ સાહિત્યસંસ્કાર પુત્રમાં સારી રીતે ખીલી દીપી ઉઠયા છે. એમની હયાતિમાં શ્રી. રમણિકલાલે કવિતાઓ લખવાનું ને સંસ્કૃત ને અંગ્રેજીમાંથી અનુવાદો કરવાનું કાર્ય શરૂ કરેલું.

શ્રી. રમણીકલાલ હજી જીવનની શરૂઆત કરે છે, ધંધો પણ પુરો આરંભ્યો નથી, એ પરિસ્થિતિમાં એમણે એક સંસ્કૃત પરથી અનુવાદિત નાટક, એક અંગ્રેજી વાર્તાઓનો અનુવાદ ને એક સ્વતંત્ર બાલકો માટેની ન્હાનકડી ગ્રન્થિકા એમ ત્રણ પુસ્તકો, તૈયાર કર્યા છે. તે ઉપરાંત એમની કવિતાઓ ને વાર્તાઓ એક યા બીજા માસિકમાં અવારનવાર આવ્યાં જ કરે છે, એ સર્વથી ગુજરાતી વાચકવર્ગમાં એમનું નામ પરિચિત થઈ પડ્યું છે; એમની કૃતિઓ રસપૂર્વક અવલોકાય છે, એ ઓછું સંતોષ પામવા જેવું નથી.

એમની કૃતિઓઃ

| | |
|---|---|
| ૧. નાગાનન્દ | સં. ૧૯૮૩ |
| ૨. ગુલછડી | ,, ૧૯૮૪ |
| ૩. પુષ્પાંજલિ | ,, ૧૯૮૫ |

## રમણિકરાય અમૃતલાલ મહેતા

એઓ જ્ઞાતે સાઠોદરા નાગર બ્રાહ્મણ ગૃહસ્થ છે. મૂળ વતની અમદાવાદના; અને જન્મ પણ તા. ૫ મી જુન ૧૮૮૧ (સં. ૧૯૩૭ના જેઠ સુદ ૧૪) ના રોજ તે સ્થળે થયો હતો. એમના પિતાનું નામ અમૃતલાલ પ્રાણલાલ મહેતા અને માતાનું નામ ગોદાવરીબ્હેન છે. એમનું લગ્ન તા. ૩ જી મે ૧૮૯૮ (સં. ૧૯૫૪ના વૈશાખ સુદ ૧૨) ના રોજ અમદાવાદમાં સૌ. તારાગૌરી સાથે થયું હતું.

એમણે પ્રાથમિક કેળવણી તેમ ઘણુંખરૂં માધ્યમિક શિક્ષણ અમદાવાદમાં જ લીધેલું. પછી મુંબાઈ ગયલા અને ત્યાંથી ન્યુ હાઈસ્કુલમાંથી સન        માં મેટ્રીકની પરીક્ષા પસાર કરી, વિલ્સન કૉલેજમાં દાખલ થયલા; પણ પાછળથી કૌટુંબિક અગવડના સબબે આગળ ભણવાનું બની શકેલું નહિ. છતાં ખાનગી રીતે ઘર આગળ ખૂબ અભ્યાસ વધારેલો. ફ્રેન્ચનું પણ સારૂં જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. તે ઉપરાંત ઉર્દુ, બંગાળી, હિંદી વગેરેનો સારો પરિચય ધરાવે છે. જેમને આપણે પત્રકારિત્વના ધંધામાં રમતા રામ–free lance કહીએ, એ જાતનું જીવન એમણે અત્યારસુધી વ્યતીત કરેલું છે. કોઇ વાર કોઇ માસિક જોડે નિકટ સંબંધ ધરાવતા હોય તો બીજી વખતે કંપનીમાં જોડાઇ તેના માટે ખેલ તૈયાર કરતા હોય. તેમને નાટકવિવેચક કહો, કળાવિવેચક કહો, પત્રકાર કહો કે લેખક કહો. સંક્ષેપમાં, ધંધાના ઘણાખરા ક્ષેત્રોમાં ફરી વળી એમણે અનેક પ્રકારના અનુભવ અને જ્ઞાન પ્રાપ્ત કરેલાં છે; અને તેની કથની જરૂર રસિક નિવડે.

ઇ. સ. ૧૯૧૪–૧૯૧૯ સુધી "હિંદુસ્તાન" દૈનિક તેમજ અઠવાડિકના મુખ્ય તંત્રી હતા.

ઘણાં સમય સુધી તેઓ "ગુજરાતી" પત્રની ઑફીસમાં મેનેજરના સ્થાને હતા અને તે દરમિયાન તેમ સ્વતંત્ર રીતે, અનુવાદ કે મૌલિક ગ્રંથો એમના તરફથી વખતોવખત મળતા રહેલા છે, તે સઘળાં વાચકવર્ગમાં પ્રિય થયલાં છે.

વિદ્યાર્થી અવસ્થામાંથી જ વાચનનો ખૂબ શોખ અને તેમાંય તે રશિયન અને ફ્રેન્ચ નવલકથાકારો વધુ વાંચતા. એઓ લખે છે કે જર્મન પ્રો. અર્નેસ્ટ હેકલ અને-રશિયન લેખક તર્જેનીફની એમના જીવનપર પ્રબળ અસર થઈ છે.

એમના પ્રિય વિષયો લલિતકળા અને કાવ્ય છે. તેઓ અત્યારે ઇમ્પિરિયલ ફિલ્મ કુંપનીમાં પબ્લીસીટી મેનેજર છે.

સ્થાયી નહિ પણ વારંવાર ફરતું–બદલાતું જીવન ગાળવા છતાં, એમનો સાહિત્યવાચન કે લેખન પ્રતિનો પ્રેમ અદ્યાપિ એકસરખો સતેજ રહ્યો છે; અને તેના પરિણામે તેમની કલમમાંથી અવારનવાર કંઈ ને કંઈ સ્કેચ, વિવેચન કે વાર્તા ઝરતાં રહે છે.

## એમની કૃતિઓ:

| | |
|---|---|
| ૧. નવો જમાનો—અમૃત કે જહર | સન ૧૯૦૭ |
| ૨. સમ્રાટ જ્યોર્જ | ,, ૧૯૧૨ |
| ૩. દિનાર્બસ | ,, ૧૯૧૩ |
| ૪. ધર્માચાર્યનો વિખવાદ.* | ,, ૧૯૧૪ |
| ૫. ભૂજબળથી ભાગ્ય પરીક્ષા* | ,, ૧૯૧૫ |
| ૬. ભદ્રપુરની ભદ્રશ્યામા | ,, ૧૯૧૬ |
| ૭. રૌનક મહેલની રાજખટ* | ,, ૧૯૧૯ |
| ૮. ભાગીરથીની ભ્રૂહ્ય | ,, ૧૯૨૫ |
| ૯. દશ લાખનો દલ્લો | ,, ૧૯૨૬ |
| ૧૦. આજકાલ્યનાં નાટકો* | ,, ૧૯૩૦ |

* સ્વતંત્ર; ઇતર ભાષાંતર કે રૂપાન્તર ગ્રંથો છે.

## રવિશંકર મહાશંકર રાવળ

એઓ જ્ઞાતિએ ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણ છે. એમનું વતન ભાવનગર અને જન્મ પણ ત્યાં જ તા. ૧લી ઑગષ્ટ ૧૮૯૨ ના રોજ થયો હતો. પિતાનું નામ મહાશંકર છગનલાલ રાવળ, જેમને સાચી કામગીરી બદલ સરકાર તરફથી રાવ સાહેબનો ઇલ્કાબ મળ્યો હતો; અને માતાનું નામ શ્રી. ઉજમબાઇ છે.

એમનું લગ્ન સન ૧૯૦૯ માં સૌ. રમાબ્હેન સાથે થયું હતું.

એઓએ લગભગ બધું પ્રાથમિક તેમજ માધ્યમિક શિક્ષણ ભાવનગરમાં લીધું હતું. સન ૧૯૧૦ માં મેટ્રિક પાસ થયલા; તે પછી મુંબાઇની આર્ટ સોસાઇટીમાં ચિત્રકળાનો અભ્યાસ કરવા દાખલ થયલા. ત્યાં પાંચ વર્ષના અભ્યાસના અંતે તેઓ એ સંસ્થાનો ગુણાતિશયતાનો મેયો મૅડલ તેમ બીજે વર્ષે મુંબાઇની આર્ટ સોસાઇટીનો સર્વશ્રેષ્ઠ ચિત્ર માટે સુવર્ણચંદ્રક મેળવવાને ભાગ્યશાળી થયા હતા. આ પ્રમાણે એ સંસ્થાનો સુવર્ણચંદ્રક મેળવનાર ગુજરાતીઓમાં એઓ પહેલા જ હતા.

આપણા પ્રાંતમાં ચિત્રકળા અને સ્થાપત્ય પ્રતિ અભિરુચિ નહિ જેવી છે. છેલ્લા એક દાયકાથી તેમાં ફેરફાર થતો નજરે પડે છે, તે દેશમાં પ્રવર્તી રહેલા નવીન વાતાવરણનું તેમ કેટલીક સમર્થ વ્યક્તિઓ, જેવી કે હેવેલ, રવિન્દ્રનાથ ટાગોર, કુમારસ્વામિ, ગંગુલી વગેરેના પ્રયાસનું શુભ પરિણામ છે. એ વાતાવરણને પોષવામાં તેમ ખીલવવામાં ગુજરાતમાં કોઇ એક વ્યક્તિનો નિર્દેશ કરવામાં આવે તો તેમાં શ્રીયુત રાવળનું નામ મોખરે આવે છે.

અભ્યાસમાંથી છૂટા થયા પછી એમણે ઇચ્છયું હોત તો ચિત્રકળાના ધંધામાં તેઓ સારી રીતે પૈસા પ્રાપ્ત કરી શક્યા હોત. પણ તેમની અંતિમ ભાવના દેશમાં કળાનું વાતાવરણ ઉભું કરવાની અને તેનો પ્રચાર કરવાની હતી. વળી અત્યારે આપણે અહિં કળાના વિષયમાં જે કાંઈ પ્રગતિ નજરે પડે છે અને તે માટે મમત્વ ધરાવા લાગ્યું છે, તેનો યશ "કુમાર કાર્યાલય"ને આપવો ઘટે છે.

ગુજરાતમાં જે થોડી ઘણી જાણીતી વ્યક્તિઓ-સંસ્થારૂપ નિવડી છે; તેમાં ઉપર નિર્દેશ કરેલ કુમાર કાર્યાલય,-વસ્તુતઃ ભાઇ રવિશંકર-નું સ્થાન છે. તે સંસ્થા માત્ર કળાના વિકાસ વા ઉત્તેજન પુરતું કાર્ય કરતી નથી;

પણ તેનો હેતુ ગુજરાતી સંસ્કૃતિને ઉજ્જ્વળ અને દીપ્તિમાન કરવાનો છે અને તેની તમામ પ્રવૃત્તિ એ દૃષ્ટિબિન્દુપર અવલંબી રહે છે.

મુંબાઈમાં પોતાની લાઇનની શરૂઆત કરતા તેઓ સ્વ. હાજીમહમદ અલારખીઆના સંસર્ગમાં આવ્યા હતા અને તેમના અજબ પ્રોત્સાહન અને ઉત્તેજનથી તેમને એમના કાર્યમાં ઘણી સરળતા તેમ અનુકૂળતા મળ્યાં હતાં. સ્વર્ગસ્થ પ્રત્યેનો સ્નેહ અને આભારનું ઋણ એમણે હાજી મહમદ સ્મારક ગ્રંથ સંપાદન કરી અદા કર્યું હતું. ગુજરાત સાહિત્યમાં એ જાતની તે પ્રથમ જ કૃતિ હતી.

નવગુજરાતને ઉંચે લઈ જવા અને તેનું જીવન સંસ્કારી, સમૃદ્ધ, ભાવનામય તેમ ગ્નાનવાળું કરવા તેઓ મોટા મનોરથો સેવે છે; અને તેમાં તેઓ કેટલે દરજ્જે ફતેહમંદ થયા છે, તેની કસોટી-નિર્ણય વાચક "કુમારની" ફાઇલ તપાસી કરી શકશે.

એટલે કે શ્રીયુત રવિશંકર ફક્ત એક ચિત્રકાર કે કળાકાર નથી રહ્યા; પણ એમણે એમનું જીવન ગુજરાતી સંસ્કારિતાને તેજસ્વી કરવામાં અને તેની અસ્મિતાને પોષવામાં અર્પ્યું છે. વળી આનંદ પામવા જેવું એ છે કે એમના કાર્યની કદર રણજીતરામ સ્મારક સમિતિએ સન ૧૯૩૦ નો રણજીતરામ સુવર્ણચંદ્રક એમને આપીને કરી છે.

## એમની કૃતિઃ

સોળ સુંદર ચિત્રો — સન ૧૯૨૫

## મુનિશ્રી રત્નચંદ્ર સ્વામી

એઓશ્રી સ્થાનકવાસી શ્વેતાંબર જૈન ફીરકાના સાધુ છે. એમનો જન્મ સં. ૧૯૩૭માં કચ્છમાં આવેલા ભોરારા ગામમાં થયો હતો.

તેઓએ ભોરારાની શાળામાં ૭ ધોરણનો અભ્યાસ કર્યો હતો; અને દીક્ષા લીધા પછી તો સંસ્કૃત અને પ્રાકૃતનું જ્ઞાન સારૂં વધાર્યું છે, એટલુંજ નહિ પણ વ્યાકરણ, કાવ્ય અને ન્યાય જેવા કઠિન વિષયોમાં બહુ ઉંડા ઉતર્યા છે.

એમનો પ્રિય વિષય તત્ત્વજ્ઞાન છે.

તેઓશ્રી એક સારા શતાવધાની છે. આવા સાધુઓ ઉપદેશ કરી જનતાનો ઉત્કર્ષ સાધતા હોય છે; તેમ લેખો દ્વારા એ સેવા એઓ વિશિષ્ટ રીતે બજાવે, એ ઓછું ગૌરવભર્યું નથી. વળી ખુશી થવા જેવું એ છે કે એમણે અભ્યાસીઓની સુગમતાર્થે જૈનાગમ શબ્દસંગ્રહ બે ભાગમાં છપાવ્યો છે.

જૈન તત્ત્વજ્ઞાન માટે અર્ધમાગધી ભાષાના ઉંડા અભ્યાસીઓ માટે તેમણે અર્ધમાગધી કોષ પાંચ ભાષામાં અને ૪ ભાગમાં બનાવ્યો છે, જેનો ચોથો ભાગ છપાય છે.

:: એમની કૃતિઓ ::

| | | |
|---|---|---|
| ૧ | શ્રી અજરામર સ્તોત્ર અને જીવનચરિત્ર | સં. ૧૯૬૯ |
| ૨. | કર્ત્તવ્ય કૌમુદી ભા. ૧ | ,, ૧૯૭૦ |
| ૩. | ભાવના શતક | ,, ૧૯૭૨ |
| ૪. | રત્નગદ્ય માલિકા | ,, ૧૯૭૩ |
| ૫. | અર્ધમાગધી કોષ ભા. ૧ (પાંચ ભાષામાં) | ,, ૧૯૭૯ |
| ૬. | પ્રસ્તાર રત્નાવલિ | ,, ૧૯૮૧ |
| ૭. | કર્ત્તવ્ય કૌમુદી ભાગ ૨ | ,, ,, |
| ૮. | જૈન સિદ્ધાંત કૌમુદી | ,, ૧૯૮૨ |
| ૯. | જૈનાગમ શબ્દસંગ્રહ ભા. ૧ | ,, ૧૯૮૩ |
| ૧૦. | ,, ,, ,, ૨ | ,, ,, |
| ૧૧. | અર્ધમાગધી શબ્દ રૂપાવલિ | ,, ૧૯૮૪ |
| ૧૨. | અર્ધમાગધી ધાતુ રૂપાવલિ | ,, ,, |
| ૧૩. | અર્ધમાગધી કોષ ભાગ ૨જો | ,, ૧૯૮૫ |
| ૧૪. | ,, ,, ,, ૩ જો | ,, ૧૯૮૬ |

## રત્નમણિરાવ ભીમરાવ જોટ, બી. એ.

એઓ જ્ઞાતે સાઠોદરા નાગર; મૂળ વતની અમદાવાદના પણ જન્મ એમના મોસાળ સ્વ. મોતીલાલભાઈને ત્યા તા. ૧૯ મી ઑક્ટોબર ૧૮૯૫ (સં. ૧૯૫૨ ના કાર્તિક સુદ ૧) ના રોજ ભૂજ (કચ્છ) મા થયો હતો. એમના પિતાનું નામ ભીમરાવ માધવલાલ છે; અને માતાનું નામ સૌ. શાન્તાગૌરી મોતીલાલ, જેઓ બહુ સંસ્કારી, ધાર્મિક વૃત્તિવાળા અને સુશિક્ષિત સ્ત્રી છે. મોસાળના સંસ્કાર રત્નમણિરાવમા પૂરા ઉતર્યા છે.

એમનું લગ્ન સન ૧૯૧૦ મા થયુ હતું અને એમના પત્નીનું નામ સૌ. પુષ્પાવતી છે.

પ્રાથમિક અને માધ્યમિક તેમ કોલેજીએટ શિક્ષણ અમદાવાદમા લીધેલું સન ૧૯૧૪મા મેટ્રીક થયલા અને સન ૧૯૧૯મા બી એ. ની પરીક્ષા સંસ્કૃત સાહિત્ય અને ઈંગ્રેજીનો ઑનર્સ કોર્સ લઈને પાસ કરી હતી.

અત્યારે પોતે વેપારી લાઈનમા કાપડ સુતરના ધંધામા પડેલા છે; અને ધંધાને અંગે મદ્રાસ તથા કલકત્તે ફરતું તેમનું રહેવું થાય છે. તેમ છતા કૉલેજમાથી પ્રાચીન ઇતિહાસ અને સંસ્કૃત સાહિત્ય માટે જે પ્રીતિ થયલી, તે સતત્ અભ્યાસ અને સંશોધન વડે, શોખના વિષય તરીકે કેળવીને તેમણે સારી રીતે ખીલવી છે.

સુરબ્બીઓ તરફથી એમના અભ્યાસને ઉત્તેજન મળતા, તેઓ 'શાહે આલમ,' 'ગુજરાતનું વહાણવટ઼ું,' 'શાહીબાગ' વગેરે ન્હાના નિબંધો લખવાને પ્રથમ પ્રેરાયા હતા અને તેમા સારી કીર્તિ મળતા, 'ગુજરાતનું પાટનગર–અમદાવાદ'–નું પુસ્તક રચવાનું કાર્ય હાથ ધર્યું, જેમા એમની ખ્યાતિ ખૂબ વધી છે અને ગુજરાત સાહિત્ય સભાએ તેના પ્રકાશનનું કાર્ય, રજત મહોત્સવ નિમિત્ત સ્વીકાર્યું, એ જેમ સભાને તેમ લેખક ઉભયને માનાસ્પદ છે.

ગુજરાતી ઇતિહાસ અને સંસ્કૃતિના આપણે અહિં જે ગણ્યાગાઠ્યા અભ્યાસીઓ છે, તેમા એમણે પોતાની શક્તિ, બુદ્ધિ અને જ્ઞાનથી ઉંચું સ્થાન પ્રાપ્ત કર્યું છે; અને આપણને એમના પાટનગરના પુસ્તકની પેઠે ગુજરાતના ઇતિહાસનું બીજું એક પ્રમાણભૂત પુસ્તક મળશે, એવી આશા રાખવી અસ્થાને નહિ થઇ પડે.

**: : એમની કૃતિઓ : .**

| | |
|---|---|
| ૧. શાહ આલમ | સન ૧૯૨૭ |
| ૨. શાહીબાગ | ,, ,, |
| ૩. ગુજરાતનું વહાણવટું | ,, ,, |
| ૪. ગુજરાતનું પાટનગર અમદાવાદ | ,, ૧૯૨૯ |
| ૫. અમદાવાદનું સ્થાપત્ય | ,, ,, |

## રેવાશંકર ઓઘડભાઈ સોમપુરા

એઓ સોમપુરા બ્રાહ્મણ જ્ઞાતિના છે. એ જ્ઞાતિ શિલ્પકાર તરીકે ગુજરાતમાં જાણીતી છે. એમના પિતાનું નામ ઓઘડભાઈ ભવાનભાઈ મીસ્ત્રી અને માતાનું નામ શિવકુંવરબ્હેન છે. એઓ પાલીતાણાના વતની છે અને જન્મ પણ ત્યાં જ સન ૧૮૯૫ માં તા. ૨૬ મી નવેમ્બરે થયો હતો. પ્રાથમિક અને માધ્યમિક કેળવણી ઘણી ખરી જન્મસ્થાન પાલીતાણામાં જ લીધેલી. છઠ્ઠા અને સાતમા ઉંગ્રેજી ધોરણનો અભ્યાસ ભાવનગરમાં કરેલો. સન ૧૯૧૨ માં મેટ્રીક્યુલેશનની પરીક્ષા પાસ કરી સામળદાસ કૉલેજમાં દાખલ થયલા. બી. એ; ની પરીક્ષા જુનાગઢ બહાઉદ્દીન કૉલેજમાંથી સન ૧૯૧૮ માં વિજ્ઞાન લઇને પાસ કરેલી. એ વિષયનો રસ એમને પ્રો. ધ્રુવેએ તથા ડૉ. કુંવરજી ગો. નાયકે લગાડેલો અને તેમની પાસેથી પ્રેરણા પામીને તેઓ ગુજરાતીમાં વિજ્ઞાનનું સાહિત્ય ઉભું કરવા સ્તુત્ય શ્રમ સેવી રહ્યા છે.

એમનું લગ્ન સન ૧૯૦૭ માં પાલીતાણામાં થયું હતું; અને તેમના પત્નીનું નામ ચંચળબ્હેન છે.

૧૯૨૫-૨૮ સુધી તેઓ લુણાવાડા હાઈસ્કુલના હેડમાસ્તર તરીકે રેવાકાંઠા એજન્સીની નોકરીમા હતા. હાલમાં તેઓ ભાવનગર રાજ્યના કેળવણી ખાતામા વિજ્ઞાનશિક્ષક છે; અને બોટાદ હાઈસ્કુલમા હેડમાસ્તર છે. વિજ્ઞાન એમનો પ્રિય વિષય છે અને તે વિષય પર "કુમાર" માસિકમાં અવારનવાર લેખો લખતા રહે છે. એમણે " વિજ્ઞાન વિકાસ " નામનું એક પુસ્તક લખી હમણા પ્રસિદ્ધ કર્યું છે, જે વિજ્ઞાનરસિકોને વાચવા જેવું છે. તે પુસ્તક એ વિષયમાં તેઓ કેટલોબધો રસ લે છે, તેમ તેનું નિરુપણ કરવાની કળા–આવડત કેવી હસ્તગત કરી છે, તેનો અચ્છો ખ્યાલ આપે છે.

સન ૧૯૧૯ માં એડિસનનું જીવનવૃત્તાંત એમણે પ્રથમ લખેલું અને પ્રો. ગજ્જરનું જીવનચરિત્ર તાજું જ ( માગશર સં. ૧૯૮૭ ) "કુમાર"ના અંકમાં આવ્યું છે; એ સઘળા લેખો મનનીય જણાશે.

## એમના ગ્રન્થો.

| | |
|---|---|
| ૧ એડિસનનું જીવનવૃત્તાંત | સન ૧૯૧૯ |
| ૨ રસાયણ અને ભૌતિકશાસ્ત્ર | ,, ૧૯૨૪ |
| ૩ આરોગ્યના પ્રદેશ | ,, ૧૯૩૦ |
| ૪ વિજ્ઞાનનો વિકાસ | ,, ,, |
| ૫ ભારતના મહાન વૈજ્ઞાનિકો | ,, ,, |

---

(૧) 'Life and Inventions of Edison' નામના મૂળ બે ગ્રંથ તથા Boy's Life of Fdison પરથી (૨) પાઠયપુસ્તક-મુંબાઇ યુનિવર્સિટીના અભ્યાસક્રમ મુજબ (૩) 'Lands of Health and Lands of Wealth' પરથી (૪) 'History of Science' ના મૂળ પાંચ ગ્રંથ પરથી. (૫) 'Indian Scientists' અને પ્રાચીન ગ્રંથો પરથી.

## શ્રીમતી લક્ષ્મીબ્હેન ગોકળદાસ ડોસાણી

એ બ્હેન લોહાણા જ્ઞાતિના છે. એમના પિતાનું નામ ગોકળદાસ અને માતાનું નામ હરકુંવરબાઇ છે. એઓ મૂળ વનની પોરબંદરના છે; અને એમનો જન્મ એ જ શહેરમાં સં. ૧૯૫૪માં થયો હતો. ખુશી થવા જેવું છે કે એઓ હજુ અવિવાહિત જીવન ગાળે છે. હિંદુસંસારમાં આવા દાખલા જુજ મળી આવશે.

એઓએ ગુજરાતી અભ્યાસ પૂરો કરી, ઇંગ્રેજી છ ધોરણ સુધીનો અભ્યાસ કરેલો છે અને એ લાભ એમણે અમદાવાદમા વનિતા વિશ્રામમાં મેળવેલો. અત્યારે તેઓ "સમાજ જીવન"ના તંત્રી તરીકે એક પત્રકારનું જીવન વ્યતીત કરી રહ્યા છે. સામાજિક પ્રશ્નો એ એમનો પ્રિય વિષય છે; અને સ્ત્રીજીવન વિષે આવતું એમનું લખાણ સ્પષ્ટ અને સ્વાભાવિક હોવાની સાથે તીવ્ર દર્દ અને દિલસોજીવાળું હોય છે, જેની સોસરી અસર થાય છે, એમ "સમાજ જીવન" માસિક વાંચનાર કોઇપણ કહી શકશે.

એમની બુદ્ધિશક્તિ માટે એટલું જ અહિં નોધવું બસ થશે કે જૂદી જૂદી ઇનામી હરિફાઇઓમાં અને પરીક્ષાઓમાં તેઓએ હમેશ ઉપલે નંબરે આવીને સારી રકમનાં ઇનામો મેળવ્યાં છે.

એમનું જીવન મહાત્માજીના ઉપદેશથી પલટાઈ ગયું છે અને ચાલુ સત્યાગ્રહની લડાઇમાં તેઓ જોડાઇ તેમાં સારી રીતે પોતાનો ફાળો આપી રહ્યા છે. એક સામાજિક માસિક સ્ત્રીસંસારની ચર્ચા વિશેષે કરતું અને તે પાછળ કોઇ બ્હેને પોતાનું સમગ્ર જીવન અર્પ્યું હોય તો તેમાં એમનું નામ પ્રથમ આપણી આંખ સમક્ષ તરી આવશે.

### એમના ગ્રંથોઃ

| | |
|---|---|
| ૧ લોહાણા રત્નમાળા | સં. ૧૯૮૦ |
| ૨ મહિલાઓની મહાકથાઓ | સં. ૧૯૮૧ |

## સૌ૦ લીલાવતી મુનશી

એઓ મૂળ અમદાવાદના વતની અને સુપ્રસિદ્ધ સ્વ. શેઠ વીરચંદ દીપચંદના દોહિત્રી થાય. એમનો જન્મ સન ૧૮૯૯-સંવત્ ૧૯૫૫ના વૈશાખ સુદ ૧૩ ના રોજ અમદાવાદમાં થયો હતો. એમના પિતાનું નામ કેશવલાલ અને માતાનું નામ મોતીબાઇ છે. ગુજરાતી ચાર ધોરણનો અભ્યાસ શાળામાં કર્યો હતો; અંગ્રેજી અને સંસ્કૃત અભ્યાસ ઘર આગળ કર્યો હતો અને સીનીયર કેમ્બ્રીજને માટે તૈયારી કરી હતી પણ પરીક્ષા આપી શકાઇ નહોતી. તે પછી લગ્ન સન ૧૯૧૩ માં થયા હતા. ન્હાનપણથી લેખન વાચનના સંસ્કાર પડેલા અને એક સંસ્કારી સમૃદ્ધ કુટુંબમાં ઉછ- રેલા; એટલે ઘણોખરો સમય વાચન અને અભ્યાસમાં વ્યતીત થતો. એ રીતે ગુજરાતી ઇંગ્રેજી સાહિત્ય પુષ્કળ વાંચી કાઢેલું. આવા સુશિક્ષિત અને સંસ્કારી વિદુષી જીવનવિકાસ માટે તલસે; સ્ત્રીસ્વાતંત્ર્ય માટે ઝઝુમે અને સ્ત્રીના સમાન હક્ક અને સન્માન માટે બંડ ઉઠાવે, એ સ્વાભાવિક છે. હિન્દુસમાજમાં સામાન્ય રીતે બને છે તેમ શેઠ લાલભાઇ ત્રીકમલાલના પત્ની મૃત્યુ પામતાં, તેમની સાથે એમનું લગ્ન, બંનેની વચ્ચે એકલી ઉમરનું જ નહિ પણ સંસ્કારનો મોટો અંતરાય છતાં, ગોઠવી દેવાયું હતું. એમને ત્યાં વૈભવ અને સાહિબીનો તોટો નહોતો; પણ જીવનની ભૂખ -સંપત્તિ અને સમૃદ્ધિથી ભાંગતી નથી. વાચન, લેખન અને પ્રવાસ-હિંદના જૂદા જૂદા સ્થળે ફરી-દ્વારા કંઇક જીવનવિકાસ સાધવાને તેમ મન સંતોષ- વાને વલખાં મારેલાં; પણ કવિવર શેલી, ક્રિટ્સના ગ્રંથોનાં વાચનથી પોષણ પામેલા આત્માને એથી તૃપ્તિ ન જ વળે; પણ એક પ્રકારની મનોવ્યથા અને અસંતોષ રહ્યા જ કરે. તેથી શ્રીયુત મુનશી સાથેનું એમનું પુનર્લગ્ન અમે આવકારદાયક લેખીએ છીએ; એકલી એમની દૃષ્ટિએ જ નહિ પણ ઉભ- યના હિતની દૃષ્ટિએ. આવો સુયોગ થયાથી, સાહિત્ય અને સમાજને જે નવીન બળ અને જુસ્સો મળ્યો છે, તેની તુલના કરવાનો સમય હજુ દૂર છે; પણ એમના સાહિત્યગ્રંથોથી તેમ ચાલુ રાષ્ટ્રીય લડતમાં એ જોડાએ- લુગલે, જે અસાધારણ શરાતન દાખવ્યું છે અને તે પાછળ પોતાનું સર્વસ્વ હોમ્યું છે, તે તો હમેશ માનની લાગણીથી જોવાશે. એમને મન તો લાંબા સમયથી જે ભાવનાના આદર્શો તેઓ રચી રહ્યા હતા તે સિદ્ધ કરવાનો

એ અવસર હતો, પણ તેની અસર જનતાપર બહુ ઊંડી થઇ હતી અને શ્રીમતી લીલાબ્હેને જે વીરતા બતાવી છે, તેની એકલા મુંબાઇ નગરે નહિ પરંતુ સમગ્ર દેશે મુક્તકંઠે પ્રશંસા કરેલી છે.

ભાવના અને વિચારને આચારમાં મુકવાને તેઓ સતત પ્રયત્ન કરતા રહ્યા છે; અને તે જ જીવન ભાગ્યશાળી કે જેમ વિચારે તેમ વર્તે.

:: એમની કૃતિઓ ::

૧. રેખાચિત્રો અને બીજા લેખો — સન ૧૯૨૫
૨. કુમાર દેવી. — „ ૧૯૨૯

## વલ્લભજી ભાણજી મહેતા

એઓ જ્ઞાતે મોઢ વણિક અને મોરબીના વતની છે. એમના પિતાનું નામ ભાણજી દયાળજી મહેતા અને માતાનું નામ ધોળીબાઈ વાલજી છે. એમનો જન્મ સં. ૧૯૪૨મા મોરબીમા થયેલો; અને લગ્ન સં. ૧૯૬૦ મા ૧૮ મે વર્ષે સૌ. વિજયાલક્ષ્મી સાથે થયું હતું.

એમણે પ્રાથમિક શિક્ષણ પાંચ ચોપડીઓનું લઇ, ઇંગ્રેજીનો માત્ર ૭ ધોરણ સુધી અભ્યાસ કરેલો છે; અને તે શિક્ષણ એમણે મોરબીમાં લીધુ હતું.

એમના જીવન પર શિઘ્ર કવિ શંકરલાલે, જેઓ મોરબીના હતા તેમણે અસર કરી હતી. તેમજ મહાકવિશ્રી ન્હાનાલાલની મનોહર મુગ્ધ અગેય શૈલીની અસર પણ થઈ છે. તત્વજ્ઞાન એમનો પ્રિય વિષય છે. એમની રચેલી કવિતાનું પ્રથમ પુસ્તક વલ્લભ કાવ્ય સન ૧૯૦૬ માં છપાયું હતું; તે પછી એ પ્રવૃત્તિ જારી રહી છે અને તે અનેકરંગી અને સમયાનુકૂળ જણાશે.

### :: એમની કૃતિઓ ::

| | |
|---|---|
| ૧. વલ્લભ કાવ્ય (બે આવૃત્તિ) | સન ૧૯૦૬ |
| ૨. હિન્દુ સંસારચિત્ર (પાચ આવૃતિ) | ,, ૧૯૦૮ |
| ૩. હૃદય બંસી | ,, ૧૯૧૪ |
| ૪. દંપતી વિદ્યાવિનોદ | ,, ૧૯૧૮ |
| ૫. સ્ત્રીબોધિની (બે આવૃત્તિ) | ,, ૧૯૧૬ |
| ૬. વસંત વિલાસિની | ,, ૧૯૨૧ |
| ૭. ભારત કીર્તન | ,, ૧૯૨૩ |
| ૮. ભગવદ્ગીતા ભાષાન્તર (સમશ્લોકી) | ,, ૧૯૨૭ |
| ૯. અંતરના અમી | ,, ૧૯૨૮ |
| ૧૦. વાદળી | ,, ,, |
| ૧૧. વિજ્ઞુતી વાટે | ,, ૧૯૨૯ |
| ૧૨. ભાવનાના ભરત | ,, ૧૯૩૦ |
| ૧૩. કુંજવેણુ | ,, ,, |

## વિદ્યાશંકર કરૂણાશંકર આચાર્ય

એઓ જ્ઞાતિએ ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણ અને પાટણના વતની છે. જન્મ શંખારીમાં (તા. પાટણ) સં. ૧૯૧૪ના ભાદરવા વદ ૬-કપીલ છઠ્ઠ—ના રોજ થયો હતો. એમના પિતાનું નામ કરૂણાશંકર જયશંકર અને માતાનું નામ માણેકબા હતું. એમની માતા ન્હાનપણમાં જ ગુજરી ગયલા. એમનું લગ્ન પંદરમા વર્ષે સુરતમા ચીમનગૌરી ઉર્ફે મહાલક્ષ્મીબાઇ સાથે થયું હતું. સાત ચોપડીઓ સુધીનો અભ્યાસ પૂરો કર્યાં પછી એમણે થોડું ઇગ્રેજીનું જ્ઞાન મેળવ્યું હતું; અને વડોદરા રાજ્યની વકીલાતની પરીક્ષા પાસ કરી હતી.

પાટણમાં તેઓ એક અગ્રેસર કાર્યકર્તા તરીકે પ્રસિદ્ધ છે; અને શહેરના વિકાસમાં એમનો ફાળો થોડો નથી. વળી વડોદરા ધારાસભામાં તેઓ લોકનિયુક્ત સભ્ય તરીકે ૭ વર્ષ સુધી બે વખત ચુંટાયા હતા; અને પાટણમાં સુધરાઇ ખાતાના પ્રમુખનો હોદ્દો તેમ પ્રાંત પંચાયતના ઉપાધ્યક્ષનો હોદ્દો એમણે ભોગવ્યો છે.

શહેરની સેવાઓની સાથે તેઓ જ્ઞાતિસેવા પણ વિસર્યાં નથી અને જ્ઞાતિબંધુઓએ તેની કદર કરી ભારત વર્ષ ઔદિચ્ય બ્રહ્મ સમાજના પ્રમુખ તરીકે દ્વારકા માટે ચુંટયા હતા અને તે હજુ પણ કાયમ છે; હાલમા તેઓ કડી પ્રાંત પુસ્તકાલય પરિષદના પ્રમુખ ચુંટાયા છે.

તેઓ એક સુધારક છે અને તેમના વખતમા પરદેશગમનનો સવાલ પક્ષપાતની નજરે જોવાતો તોપણ તેમણે પોતાના પુત્રને વિલાયત મોકલેલો, જે અત્યારે પેરિસમાં ઝવેરીનો ધંધો કરે છે.

તેઓ સનાતની છે. શ્રી શંકરાચાર્ય મહારાજે તેમને ધર્મકાર્યધુરંધરની પદવી બક્ષી છે.

વર્તમાનપત્રમાં લખવાનો શોખ વિશેષ; અને એમણે બે નવલકથાનાં પુસ્તકો આજથી ઘણાં વર્ષો પૂર્વે લખ્યાં હતાં.

### એમના ગ્રન્થો :

| | |
|---|---|
| ૧. પરગજુ પારસીઓ | સન ૧૮૯૮ |
| ૨. નેકલેશની નવલકથા | " ૧૮૯૯ |

## વિઠ્ઠલરાય ગોવર્ધનપ્રસાદ વ્યાસ

એઓ ન્યાતે ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણ અને મૂળવતની મહેમદાવાદના છે. જન્મ પંચમહાલ જીલ્લામાં ગોધરા ગામે સં. ૧૯૧૯ના કાર્તિક સુદ બીજના દિવસે થયો હતો એમના પિતાનું નામ ગોવર્ધનપ્રસાદ પરસોતમરાય અને માતાનું નામ ગંગાબા હતું. એઓ બંને પુરા ચુસ્ત વૈષ્ણવ હતા; અને પુત્રને ન્હાનો મૂકીને પરલોક પામ્યા હતા એટલે તેના પાલન–ઉછેરનો ભાર એમના બે મ્હોટા ભાઇઓપર આવી પડ્યો હતો. એમનું લગ્ન સન ૧૮૭૮મા ધંધુકા તાલુકાના પોલારપુર ગામે શીહાણીના પુષ્પાદરા આચારજ રેવાશંકર માધવજીની દિકરી મણિગૌરી સાથે થયું હતું.

પ્રાથમિક કેળવણી એમણે પંચમહાલ-ગોધરામાં લીધી હતી. ઈંગ્રેજી ત્રણ ધોરણનો અભ્યાસ પણ ત્યાંની મિડલ સ્કુલમાં કરેલો. પછી પંચમહાલ લોકલ ફંડની માસિક રૂ. ૭ની સ્કોલરશીપ મેળવી તેઓ અમદાવાદ હાઇસ્કુલમાં જોડાયલા. અહિંથી તેઓ સન ૧૮૮૩માં મેટ્રીકની પરીક્ષામાં પાસ થયા હતા. તે વખતે અમદાવાદ સેન્ટર ખાતે સ્વર્ગસ્થ સર રમણભાઈ પરીક્ષામાં પ્રથમ નંબરે અને એઓ બીજા નંબરે આવ્યા હતા.

વિદ્યાર્થી અવસ્થામાંથી તેઓ સાહિત્યવિષયક અને સંસ્કારપોષક પ્રવૃત્તિમાં પડેલા. સ્વ. અનંતપ્રસાદ ત્રીકમલાલ વૈષ્ણવની આગેવાની નીચે પટણી નાગરો તરફથી બાલજ્ઞાનવર્ધક નામની સંસ્થા ચાલતી તેમાં તેઓ આગળપડતો ભાગ લેતા એટલું જ નહિ પણ પાછળથી સભા તરફથી બાલજ્ઞાનવર્ધક નામનું એક ચોપાનિયું કાઢવામાં આવેલું તેમાં લખવા માંડેલું. તે પછી 'બુદ્ધિપ્રકાશ', 'વિજ્ઞાનવિલાસ' વગેરે માસિકોમાં તેઓ લેખો મોકલી આપતા હતા. "મૂલતવી રાખવાનાં માઠાં ફળ" એ નામનું પુસ્તક કટકે કટકે "બુદ્ધિપ્રકાશ"માં પ્રથમ છપાયું હતું અને "લંગડો જરવાસ"ની શરૂઆત "વિજ્ઞાનવિલાસ'માં થયલી. તે પછી એમણે "માબાપ તેવાં છોકરાં" એ નામનું એક ન્હાનું પુસ્તક પ્રકટ કરેલું અને ગુ. વ. સોસાઈટીને 'યુવાનોને બોધવચન' એ નામનું પુસ્તક લખી આપેલું.

એમનું પ્રસિદ્ધ અને સંગીન કાર્ય તો એમણે યોજેલી ઇંગ્રેજી ગુજરાતી ડિક્ષનેરી છે, જેની ત્રણ જાતની જુદી જુદી એડીશનોની અનેક આવૃત્તિઓ થઇ ગઈ છે અને લગભગ ઘણે સ્થળે તે વપરાય છે. એ પુસ્તક

એમણે રા. રા. શંકરભાઇ ગલાભાઇ પટેલને સાથે રાખી તૈયાર કરેલું. તે વખતે માત્ર સ્વ. દી. બા. અંબાલાલની ડિક્ષનેરી હતી; પણ તે છેક સન ૧૮૭૫ માં રચાઇ હતી. આ પરથી તેનું મૂલ્ય સમજાશે.

અત્યારે તેઓ મીલ સ્ટોર્સનો ધંધો કરે છે પણ તે પહેલાં ધોળાસરના કારભારી અને માણસાના ન્યાયાધિશ તરીકે ફતેહમંદ રીતે વહિવટ કરેલા.

એમના જીવનમાં શ્રીમન્નૃસિંહાચાર્યે પરિવર્તન કર્યું હતું. એમના જમાનામા જડવાદનું જોર દિન પ્રતિદિન વધતું જતું હતું; અને જુના આચારવિચાર વિરૂદ્ધ બંડ થતું. તે અરસામાં ધાર્મિક વિચારના પોષણ ઉત્તેજનાર્થે આર્યસમાજ, થિઓસોફી, શ્રી શ્રેયઃસાધક અધિકારીવર્ગ વગેરે સંસ્થા–સંપ્રદાયદ્વારા ઘણું સરસ કાર્ય થતું અને ચાલુ પ્રવાહનો અવરોધ કરવા પ્રયત્ન થતા. શ્રીમન્નૃસિંહાચાર્યના સમાગમથી ત્રણ વર્ષ સુધી એમનો ઉપદેશ ગ્રહણ કર્યો. તે પછી તેમની પાસેથી દીક્ષા લીધી હતી. તેમના જીવનમાં આ એક મહત્વનો પ્રસંગ હતો. ધાર્મિક ગ્રંથોનું વાચન એ એમનો પ્રિય વિષય છે અને થોડા સમયથી બીજી પ્રવૃત્તિ ઓછી કરી નાખી ઇશ્વિર ભજન અને ચિંતનમાં તેઓ વધુ સમય ગાળે છે.

### એમના ગ્રંથો

| | |
|---|---|
| ૧. મૂલત્વી રાખવાનાં માઠાં ફળ | સન ૧૮૮૫ |
| ૨. માબાપ તેવાં છોકરાં | ,, ૧૮૮૭ |
| ૩. ધી સ્ટાન્ડર્ડ ઇંગ્લીશ ગુજરાતી ડિક્ષનેરી | ,, ૧૮૯૪ |
| ૪. ધી સ્ટુડન્ટસ સ્ટાન્ડર્ડ ઇંગ્લીશ ગુજરાતી ડિક્ષનેરી | ,, ૧૮૯૬ |
| ૫ લંગડો જરવાસ | |
| ૬. યુવાનોને બોધવચન+ | ,, ૧૮૯૭ |
| ૭. ધી કોન્ડેન્સ્ડ ઇંગ્લીશ ગુજરાતી ડિક્ષનેરી | ,, ૧૯૧૧ |
| ૮. ધી પોકેટ ઇંગ્લીશ ગુજરાતી ડિક્ષનેરી | |



+ 'Advice to Youngmen' નું ભાષાંતર.

## ડૉ. શંકરલાલ મગનલાલ કવિ

એઓ જ્ઞાતિએ ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણ; અને નાંદોલ, તાલુકે દહેગામના વતની છે. એમના પિતાનું નામ મગનલાલ કરૂણાશંકર વ્યાસ અને માતાનું નામ ઉમિયાબાઇ છે. એમનો જન્મ આજોલમાં તા. ૧૪ મી ફેબ્રુઆરી ૧૮૯૬ ના રોજ થયો હતો અને લગ્ન તા. ૨૦ મી ડિસેમ્બર ૧૯૨૨માં એક દક્ષિણી દેશસ્થ બ્રાહ્મણ સુમતિબાઈ આત્રેયી નામના બાઈ સાથે થયું હતું. વસ્તુત; તે બાલવિધવા સાથેનું પુનર્લગ્ન હતું; અને તે એમની સુધારા માટેની ધગશ તેમ સાહસિક પ્રકૃતિનો પરિચય કરાવે છે. પ્લેગ, ઇન્ફલ્યુએંઝા અને રેલ સંકટના વખતે પીડિતોની એમણે સુંદર સેવા બજાવી હતી.

પોતે સિનિયર ટ્રેન્ડ ટિચર છે; પણ ઘણું ફરેલા છે. મીરઠની ધી પ્રિન્સ હોમ્યોપેથિક કૉલેજમાંથી ઉત્તીર્ણ થઈ એમ. ડી. બી. ની ડીગ્રી અને એક મેડલ પણ મેળવ્યો હતો. તે સિવાય વ્યાખ્યાતા, સમાજસેવક અને હિન્દીના ખાસ અભ્યાસી તરીકે એમ બીજા પણ મેડલો મેળવેલા છે.

અત્યારે તેઓ ધી ઇન્ડિયન સ્કુલ-જીંજા (યુગાન્ડા)માં શિક્ષક છે. ચરિત્રગ્રંથો અને વૈદક એમના પ્રિય વિષયો છે. તેઓ સમાજસુધારા માટે તીવ્ર લાગણી ધરાવે છે; સારા વકતા છે અને બંગાળી, હિંન્દી, પંજાબી, સિન્ધી, મરાઠી વગેરે ભાષાઓ સારી રીતે જાણે છે.

### એમના ગ્રંથો.

| | |
|---|---|
| ૧. ઝેર ઉતારવાના તાત્કાલિક ઉપાયો | સન ૧૯૧૧ |
| ૨. કાવ્ય ચંદ્રોદય | ,, ૧૯૧૩ |
| ૩. દિવ્ય કિશોરી | ,, ૧૯૧૪ |
| ૪. સદ્દગુણમાળા | ,, ,, |
| ૫. ગુરૂકીર્તન | ,, ૧૯૧૭ |
| ૬. ગુજરાતી-હિન્દી ટીચર | ,, ૧૯૨૨ |
| ૭. સુમતિની વાતો | ( અપ્રકટ ) |

## સૌ. સરોજિની મહેતા, એમ. એ.

એઓ વડનગરા નાગર ગૃહસ્થ જ્ઞાતિના છે. એમનો જન્મ તા. ૧૨મી નવેમ્બર ૧૮૯૮ના રોજ અમદાવાદમાં થયો હતો. એમના માતપિતા પિતા સર રમણભાઈ અને લેડી વિદ્યાગવરી છે. ઉભયના નામો ગુજરાતી જનતાને લાંબા સમયથી એમના ઉચ્ચ, સંસ્કારી, આદર્શમય ગૃહજીવનની સાથે શહેરસેવા, સમાજસેવા તેમજ સાહિત્યના કાર્યોથી અને અગ્રેસર સુધારક તરીકે સારા જાણીતા છે. એ ઉભયના સર્વ ગુણો–એમની સંસ્કારિતા, રસિકતા અને વિદ્વત્તા–નો વારસો સૌ. સરોજિનીબ્હેનને પૂરેપૂરો મળેલો માલુમ પડે છે.

મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ ફોર વિમેનમાં ઈંગ્રેજીનો અભ્યાસ કરતા હતા ત્યાં એમને લાગલાગટ ચાર વર્ષ સુધી સર નવરોજજી વકીલ સ્કોલરશીપ મળી હતી. સન ૧૯૧૭મા ઇન્ટરની પરીક્ષા પાસ કરી ત્યારે ગંગાબાઇ ભટ્ટ સ્કોલરશીપ મળેલી; અને બી. એ. ની પરીક્ષા સન ૧૯૧૯મા સંસ્કૃત ઑનર્સ સાથે સેકન્ડ કલાસમાં પાસ કરેલી. વળી છેલ્લા સન ૧૯૨૦મા એમ. એ. થયા. તેમા ઉંચે નંબરે આવવાથી યુનિવર્સિટી તરફથી સોકારીબાઈ માનકર સ્કોલરશીપ મેળવવાનું માન મળ્યું હતું. સમાજશાસ્ત્ર–sociology એમનો પ્રિય વિષય છે; અને એલ. ટી. હોબ-હાઉસ, બર્નાર્ડ શૉ વગેરે લેખકોની એમના જીવન પર અસર થયલી છે. ઈ. સ. ૧૯૨૩–૨૪માં એમણે પોતાના પતિ સાથે યુરોપનો પ્રવાસ કર્યો હતો; અને લંડન સ્કુલ ઑફ ઈકોનોમિકસમાં બે વર્ષ સુધી જોડાઈ સમાજ-શાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો.

એમનું લગ્ન સન ૧૯૧૯માં ડૉ. નાનક બટુકરામ મહેતા સાથે થયું છે.

એમણે ગુજરાતની લગ્નવ્યવસ્થા અને કુટુંબજીવન વિષે પ્રબંધ રજુ કરીને મુંબાઈ યુનિવર્સિટીની એમ. એ.ની ડીગ્રી–બીજા વર્ગમાં–મેળવી છે, તે એમની વિદ્વત્તાની શાખ પૂરશે.

સ્ત્રીસ્વાતંત્ર્ય અને સ્ત્રીજીવનના વિકાસ અને અભ્યુદય માટે તેઓ તીવ્ર લાગણી ધરાવે છે, એટલું કહેવું તેમના માટે બસ નથી. જેમને Militant aggressive suffregette–કહીએ, એવી પ્રકૃતિનાં તેઓ છે. જ્યાં સ્ત્રી હક્કનો, સ્ત્રીના સન્માનનો, સ્ત્રીસ્વાતંત્ર્યનો કે સ્ત્રીસમાનતાનો પ્રશ્ન આવે ત્યાં તેની અડગ અને હિંમતપૂર્વક હિમાયત કરતાં તેઓ જણાશે; તેના

કંઈક ખ્યાલ આવવા માટે વાચકને સોસાઈટી તરફથી પ્રસિદ્ધ થયલું "સ્ત્રી સ્વાતંત્ર્યવાદ" નામનું પુસ્તક પ્રો. વાડીઆના–Ethics of Feminism પરથી એમણે લખી આપ્યું છે તે વાંચી જવા વિનંતિ કરીશું.

તે પુસ્તકની એમની શૈલી પરથી વાચક જોઇ શકશે કે ભાષા પર તેઓ કેવો કાબુ ધરાવે છે; અને તેમનું લખાણ કેવું સરલ, રમતું, સ્વાભાવિક અને સચોટ હોય છે. સાન્ટાક્રુઝ (મુંબાઈ)ના તેમના ચાર વર્ષના વસવાટ દરમિયાન તેમણે 'સાન્ટાક્રુઝ સ્ત્રીસમાજ' નામની સંસ્થા મંત્રીપદે રહી ચલાવી હતી. આ સંસ્થા બધી જુની પ્રણાલિકાઓને તોડવાના ખાસ હેતુથી સ્થાપવામા આવી હતી અને ઘણા વિરોધો અને અપવાદો સહન કરી સરોજિનીબ્હેને તેની કાર્યવાહી ચલાવી હતી.

આવાં તેજસ્વી બુદ્દિશાળી, સંસ્કારી અને વિદ્વાન બ્હેનની શક્તિ અને જ્ઞાનનો લાભ, એકલી બ્હેનોને જ નહિ પણ સમાજને વધુ પ્રમાણમાં મળતો રહે, એમ કોણ નહિ ઇચ્છે ? વળી તેઓ એક સારા અને અસરકારક વકતા પણ છે.

પણ દૂર પ્રાંતમાં તેઓ વસતા હોવાથી એ લાભ દુર્લભ થઈ પડયો છે; અને તે અડચણને લઈને 'મહિલામિત્ર'નું સંપાદન કાર્ય, સૌ. સૌદામિનીબ્હેન સાથે તેમણે સ્વીકારેલું છે, તેમાં અંતરાય પડે છે.

:: એમની કૃતિ ::

| | | |
|---|---|---|
| ૧ | સ્ત્રી સ્વાતંત્ર્યવાદ | સન ૧૯૨૭. |

## મૌલાના પીર સૈયદ મોટામીયાં

ગુજરાતમાં ઈસ્લામીઓનું આગમન થયા બાદ જે ઓલીઆઓ આવી અત્રે વસેલા અને ખ્યાતિ પામેલા તેમાં ચિસ્તીઓનું નામ મશહુર છે; અને એમની માંગરોળની ગાદીએ હમણાં મૌલાના પીર સૈયદ મોટામીયાં બિરાજે છે. એઓ સૈયદ કુટુંબનાં–સુન્ની પંથના છે. એમના પિતાશ્રીનું નામ પીર સૈયદ કાયમુદ્દીનમીયાં સાહેબ અને માતુશ્રીનું નામ બડી બીબી સાહેબા છે. એમનો જન્મ સન ૧૮૮૨માં કડીમાં થયો હતો; અને લગ્ન સન ૧૮૯૯માં કડી કસ્બામાં થયું હતું.

એઓએ બી. એ. સુધીનો અભ્યાસ કર્યો છે અને ઉર્દુ, અરબ્બી, ફારસીના ઊંડા અભ્યાસી હોવાની સાથે ગુજરાતી અને હિંદીના પણ સારા ગ્નાતા છે.

ગુજરાતમાં માંગરોળની ગાદી એમના ધર્મકાર્યથી પ્રસિદ્ધ છે; અને એમના અનુયાયી પણ બે લાખ જેટલી મોટી સંખ્યામા છે.

હિંદુ મુસલીમનું ઐક્ય સાધવાના એમના પ્રયત્નો પ્રશંસનીય છે; પણ વધારે આનંદજનક અને મગરૂરી લેવા જેવું એ છે કે પોતે મૌને "ઘેર ઘેર ગાય" રાખી ગૌરક્ષા માટે ભારપૂર્વક આગ્રહ કરે છે.

વળી તેઓ પોતાના મુરીદોને ઉપદેશ આપીને સંતોષ માનતા નથી પરંતુ તેના વધુ પ્રચારાર્થે ઇસ્લામ મઝહબની વાતો ગુજરાતીમાં ઉતારી તે પુસ્તકરૂપે પ્રકટ કરતા રહે છે. તેમાંય એઓએ લખેલું હઝરત મહમદ પેગમ્બર સાહેબનું જીવનચરિત્ર એક કિમતી પુસ્તક છે; અને અન્ય ધર્મીઓને એમાંથી ઘણુ જાણવા શિખવાનું મળી આવશે.

:: એમની કૃતિઓ ::

| | |
|---|---|
| ૧ રસૂલે અરબી (પેગંબર સાહેબનું જીવનચરિત્ર) | સન ૧૯૧૦ |
| ૨ ઈસ્લામી નીતિશાસ્ત્ર | ,, ૧૯૧૨ |
| ૩ જાગો ને જુઓ | ,, ૧૯૧૭ |
| ૪ શું ઈસ્લામ રાક્ષસી ધર્મ છે ? | ,, ૧૯૨૫ |
| ૫ રમઝાન શરીફનું ઉમદા ધોરણ | ,, ૧૯૨૬ |
| ૬ ગરીબો અને માલદારોને સુલેહનો પયગામ | ,, ,, |
| ૭ ખ્વાજા ગરીબ નવાઝ | ,, ૧૯૨૭ |
| ૮ Tragedy of Mohrum (ઈંગ્રેજી) | ,, ૧૯૧૫ |

## પીરઝાદા સૈયદ સદરૂદ્દીન દરગાહવાલા

એઓ જાતના મુસલમાન–સૈયદ કુટુંબના–અને નવસારીના વતની છે. જન્મ પણ એ જ ગામમા સન ૧૮૯૧ ના મે ની ૨૯ મી તારીખે થયો હતો. એમના પિતાશ્રીનું નામ સૈયદ હાશમ શાહ અને માતાનું નામ ફાતિમા બેગમ છે. એમના લગ્ન ૧૨-૧૩ વર્ષની ઉમ્મરે સુરતમા વઝીર બેગમ નામે એક સુશિક્ષિત બાઇ સાથે થયલા. એઓને પાચ પુત્રો અને ચાર પુત્રીઓ મળી કુલ નવ સંતાનો થએલા તે પૈકી ચાર પુત્રો અને ત્રણ પુત્રીઓ હાલ હયાત છે. એઓના વડિલ પુત્ર સૈયદઅલી સગીરે દિલ્લી એ. એન્ડ યુ. તીબ્બી કૉલેજમા યુનાની વૈદનો ઉચ્ચ અભ્યાસ કરેલો હોઈ હાલ નવસારીમા હકીમ તરીકે ધંધો કરે છે.

એઓ ઉર્દુ, ફારસી, અરબી, ગુજરાતી વગેરે ભાષાઓનુ સારૂં જ્ઞાન ધરાવે છે. એમનો જીવનવ્યવસાય જાતિબંધુઓને ઉપદેશ કરવાનો–ધર્મ ગુરુનો–છે. એ કાર્ય સાથે તેઓ શહેરના કામકાજમાં પણ અત્યંત રસ લે છે. નવસારી મ્યુનિસિપાલેટીના દશ વર્ષ સુધી તેઓ સભ્ય હતા અને પ્રમુખ પણ ચુંટાએલા અને ત્યા સુંદર કાર્ય કર્યા બદલ એમને કોમ તરફથી માનપત્ર અપાયું હતું. આ પ્રકારની ચાલુ પ્રવૃત્તિ સાથે લેખન-કાર્ય પણ કરવાનું તેઓ ચૂકતા નથી.

વેદાંત અને ઇસ્લામી ધર્મસાહિત્ય એ એમનો પ્રિય વિષય છે. અનેક ઇસ્લામી સંસ્થાઓ સાથે પ્રમુખ વા મંત્રી તરીકે સંબંધ ધરાવે છે.

### : : એમની કૃતિઓ : :

| | |
|---|---|
| ૧. મોહોર્રમ અથવા કરબલાનાં ધર્માર્થ પ્રાણત્યાગીઓ | સન ૧૯૧૨ |
| ૨. તવારીખે પીર | ,, ૧૯૧૪ |
| ૩. હમારા નબીનું પવિત્ર જીવન | ,, ૧૯૧૫ |
| ૪. હઝરતઅલી (અ. સ.) ના બોધવચનો | ,, ૧૯૨૫ |

આ સિવાય અઠવાડિકો અને માસિકોમા લખેલું ઘણુ મળી આવે છે.

## હિંમતલાલ ચુનીલાલ શાહ

એઓ જ્ઞાતિએ વીસા ખડાયતા વાણિયા; અને ઉમરેઠ પાસે ઓડના વતની છે. એમનો જન્મ તેમને મોસાળ સારસામાં સં. ૧૯૬૨ ના પોષ વદી ૧૨ ના દિવસે થયો હતો. એમના પિતાનું નામ ચુનીલાલ તુલસીદાસ અને માતાનું નામ પરસનબ્હેન છે. એમનું લગ્ન ભાદરવા ગામે સૌ. મણિબ્હેન સાથે ૧૫ વર્ષની ઉમરે સં. ૧૯૭૭ માં થયું હતું.

એમણે ગુજરાત વિદ્યાપીઠના અધ્યાપન મંદિરનું બીજું વર્ષ પસાર કરેલું છે; અને ઈંગ્રેજીનો અભ્યાસ ત્રણ ધોરણ સુધીનો છે.

હમણાં તેઓ ભાદરવામાં એક વેપારી તરીકે જીવન વ્યતીત કરે છે. તે જીવન સામાન્ય રીતે વ્યવસાયી તેમ તદ્દન વ્યવહાર હોય છે અને ગામડામાં સાહિત્યસંસ્કારને ઉત્તેજે એવું વાતાવરણ પણ ઓછું મળી આવે તેમ છતાં એમની પ્રવૃત્તિ બતાવી આપે છે કે વ્યવહારમાં પડયાછતાં તેઓ સાહિત્ય–સરસ્વતી દેવી–ની ઉપાસના કરી રહ્યા છે, એ ખુશી થવા જેવું છે.

'કેમ કથાઓ,' એ નામનું એમનું પુસ્તક પ્રથમ બહાર પડેલું ત્યારે તેમાંની વસ્તુની નવીનતા અને વિષયખીલવણીની એક નવીન પ્રથાથી સૌનું એ પ્રતિ ખાસ ધ્યાન ખેંચાયલું. તેનું નામ બરોબર પર્યંત થયલું નહિ; પણ ચાલુ બાલસાહિત્યમાં તે એક અપૂર્વ ઉમેરો હતો એમ જણાવતાં સંતોષ થાય છે.

એમનાં બે નવલકથાનાં પુસ્તકો–'ડોલતું નાવ' જે 'નૂતન ગુજરાત' ની ભેટ તરીકે અપાયું હતું; અને હમણાં બહાર પડેલું 'બકુલા ભાભી'–જે 'સ્ત્રીબોધ' માસિકના ગ્રાહકોને બક્ષિસ અપાયું છે, તે વાર્તાસાહિત્ય-રસિકોને આકર્ષે એવાં છે.

એ નવલકથાઓની ભાષાની ભભક એવી છે કે કથાથી નહીં તો તેથી પણ પ્રેરાઈ વાંચક આગળને આગળ વધ્યે જાય છે. ગુજરાતી નવલકથાસાહિત્યમાં એવી ભાષાસમૃદ્ધિ બહુ ઓછી દેખાય છે.

અમે ઇચ્છીએ છીએ કે 'કેમ કથાઓ' લખીને જે સરલ છાપ પાડી છે, તે એઓ એ લાઈનને વધુ ખીલવીને આપણા બાલસાહિત્યને વિશેષ સમૃદ્ધ કરે.

**: : એમના ગ્રંથો : :**

| | |
|---|---|
| ૧. કેમ કથાઓ (બાલોપયોગી) | સં. ૧૯૮૪ |
| ૨. ડોલતું નાવ | સં. ૧૯૮૫ |
| ૩. બકુલાભાભી | ,, ૧૯૮૭ |

## હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ

એઓ જ્ઞાતે દશા લાડ વણિક; અને અસલ વતની હાંસોટના પણ ત્યા એમનું એકલુ એક જ ઘર હોવાથી, બધો જ્ઞાતિવ્યવહાર અંકલેશ્વર, ઓલપાડ તેમ સુરત સાથે હતો, અને છેલ્લા પચીસ વર્ષથી એમનું આખુંય કુટુંબ સુરત જઈ રહ્યુ છે એમનો જન્મ સં ૧૯૩૮ ના ચૈત્ર સુદ દશમે સુરતમા–મોસાળમા સ્વ દામોદરદાસ ભગવાનદાસ કિનારીવાળાને ત્યા થયો હતો, અને તેમને પુત્ર ન હોવાથી ન્હાનપણમા એમને ત્યાજ ઉછરેલા અને પછી એમની મિલ્કતના વારસ થયા હતા. એમના પિતાનુ નામ ત્રિભુવનદાસ રણછોડદાસ પારેખ, જેઓ દિવાની ખાતામા ક્લાર્ક હતા અને માતાનું નામ રૂક્ષ્મિણી હતું. એમનું લગ્ન સન ૧૮૯૬ મા ઓલપાડમા સૌ. જડાવબ્હેન સાથે થયું હતું.

પ્રાથમિક શિક્ષણ એમના પિતાની સાથે રહેવાનું થતા, ઉમરેઠમા થોડોક સમય લીધેલુ; અમદાવાદમા એમના પિતાનું કાયમ રહેવાનું થતા તેઓ અમદાવાદ આવી, સરકારી હાઈસ્કુલમા દાખલ થયલા. સન ૧૯૦૦ મા મેટ્રીકની પરીક્ષા પાસ કરી; અને ગુજરાત કૉલેજમા જોડાયલા. પણ ગણિતમા નબળા હોવાથી પ્રિવિયસમા ત્રણ વર્ષ નિષ્ફળ થયલા અને તેના પરિણામે ટુક મુદત માટે નાગપુરમા ખેતીવાડી ખાતામા સરકારી નોકરી લીધેલી. તેઓએ સન ૧૯૦૮ મા બી. એ, ની પરીક્ષા 'ઇતિહાસ' ઐચ્છિક વિષય લઇને બીજા વર્ગમા પાસ કરેલી; અને કૉલેજમા દક્ષિણા ફેલો નિમાયલા. એમની સાથે બીજા ફેલોઝ સ્વ. ચીમનલાલ ડાહ્યાભાઈ દલાલ અને શ્રીયુત ગણેશ વાસુદેવ માવલંકર હતા.

સન ૧૯૦૭ મા એમને સર ગ્રાન્ટ ડી જેકબ પ્રાઇઝ મુબાઈ યુનિવર્સિટી તરફથી "ઇંગ્રેજી કેળવણીની હિંદમા ઇતિહાસ અને વિવેચનની પદ્ધતિપર થયલી અસરો" એ વિષય પર લખવા માટે મળ્યું હતું; તેમ સન ૧૯૧૦ મા 'પશ્ચિમ હિન્દના ક્ષત્રપોનો દક્ષિણના સાતવાહનો સાથે સંબંધ' એ ઐતિહાસિક નિબંધ લખવા માટે પંડિત ભગવાનલાલ ઇંદ્રજી પ્રાઇઝ મળ્યું હતુ.

ફેલોશિપ દરમિયાન એમણે એમ. એ., માટે વાચેલુ અને 'ગુજરાતી' નો વિષય લીધેલો, બી એ., સુધી એમની બીજી ભાષા 'ફારસી' હતી અને ગુજરાતીનો અભ્યાસ પ્રાથમિક નિશાળમા કરેલો તેજ. તેમ જુના ઇંગ્રેજી

અને ગુજરાતીમા પાસ માર્કસ મળેલા, પણ ટોટલમા છ માર્કસ ખુટયા હતા. તે પછી સેકન્ડરી ટિચર્સ કૉલેજ–મુમાઈ–મા દાખલ થયલા; પણ એવામા ગુ. વ. સોસાઈટીમા આસિ. સેક્રેટરી નિમાના, તેમણે સરકારી નોકરીમાથી રાજીનામુ આપેલુ અને હાલ એ જગો પર ચાલુ છે

ઇતિહાસ, સાહિત્ય, અર્થશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાન એ એમના પ્રિય વિષયો છે; તેમા ઇતિહાસ માટે એમને વધુ પક્ષપાત અને પ્રેમ છે.

લગભગ દશ વર્ષ સુધી તેઓ ગુજરાત સાહિત્ય સભાના મંત્રી રહ્યા હતા; અને તે દરમિયાન કેટલીક નવીન પ્રવૃત્તિઓ આદરેલી' જેમકે-ઐતિહાસિક વ્યાખ્યાનમાળાની યોજના; (૨) ગુ. વ. સોસાઈટીને હીરક મહોત્સવ પ્રસંગે અપાયલુ માનપત્ર; (૩) સાહિત્યકળાનુ પ્રદર્શન, (૪) વાર્ષિક સમાલોચના, (૫) સાહિત્ય પરીક્ષા, તેમ સન ૧૯૨૦ મા એક મત્રી તરીકે છઠ્ઠી સાહિત્ય પરિષદને ફતેહમદ પાર ઉતારવામા હિસ્સો આપેલો. ત્યારથી સાહિત્ય પરિષદ મડળના તેઓ એક મંત્રી તરીકે ચાલુ છે અને તે મંડળ સ્થાપવામા એમણે મુખ્ય ભાગ લીધેલો.

અમદાવાદમા ગુજરાત પત્રકાર મંડળ કાઢવામા તેમ ગુજરાત પત્રકાર પરિષદોની બે બેઠકો ભરવામા એમણે આગેવાની લીધેલી; અને 'વસન્ત રજત મહોત્સવ સ્મારક ગ્રંથ'ની યોજના એમની સૂચનાથી ઉપાડી લેવામા આવી હતી.

બીજી અનેક સાર્વજનિક પ્રવૃત્તિઓ સાથે તેઓ જોડાયલા છે.

એમનું વાચન બહોળું અને સર્વદેશી છે; પણ લેખનકાર્ય માટે અણગમો છે "બુદ્ધિપ્રકાશ" મા ગ્રંથાવલોકન અને પ્રકીર્ણ નિબંધો લખવા ઉપરાન કોઈ સ્વતંત્ર પુસ્તક હજુ સુધી એમણે લખ્યુ નથી, પણ એમના છપાયલા લેખોની સંખ્યા મોટી છે, અને તેના બે વૉલ્યુમ થવા જાય. કેટલાક ગ્રંથો એમણે એડિટ કર્યા છે, તેની યાદી નીચે પ્રમાણે છે

## એમના સંપાદિત ગ્રંથો

| | | |
|---|---|---|
| ૧ | કાવ્યગુચ્છ (પ્રીપ્રાયમરી હાઈસ્કુલ માટે) | સન ૧૯૧૮ |
| ૨ | પ્રભુભક્તિના કાવ્યો | સં ૧૯૭૫ |
| ૩ | નરસિંહ મહેતાનું આખ્યાન | સન ૧૯૨૩ |
| ૪ | વસન્ત રજત મહોત્સવ સ્મારક ગ્રંથ | „ ૧૯૨૭ |

| | | | |
|---|---|---|---|
| ૫ | ક્રમિક પાઠ્યપુસ્તક ૪ થું. (સાહિત્ય પરિષદ મંડળ માટે) | સન | ૧૯૨૮ |
| ૬ | દલપતરામ હસ્તલિખિત પુસ્તકસંગ્રહની સૂચિ | ,, | ૧૯૩૦ |
| ૭ | ગ્રંથ અને ગ્રંથકાર પુ. ૧ | ,, | ,, |
| ૮ | ,, પુ. ૨ | ,, | ૧૯૩૧ |
| ૯ | છઠ્ઠી સાહિત્ય પરિષદનો રીપોર્ટ | ,, | ૧૯૨૩ |
| ૧૦ | પહેલી પત્રકાર પરિષદનો રીપોર્ટ | ,, | ૧૯૨૫ |
| ૧૧ | બીજી ,, ,, ,, | ,, | ૧૯૨૯ |

## સૌ. હંસા મહેતા

ગુજરાતી જનતાને 'કરણઘેલા'ના કર્તા નંદશંકરનું નામ સુપરિચિત છે; અને એથી વિશેષ કીર્તિ અને પ્રસિદ્ધિ એમના પુત્ર સર મનુભાઈ નંદશંકર મહેતાએ વડોદરા રાજ્યના દિવાન તરીકે પ્રાપ્ત કરેલી છે. એ મહાન પુરુષની બીજી પુત્રી તે સૌ. હંસાબ્હેન. એમની માતાનું નામ શ્રી. હર્ષદાકુમારી છે; અને એમનો જન્મ સુરતમાં તા. ૩ જી જુલાઈ ૧૮૯૭ના રોજ થયો હતો.

પ્રાથમિક, માધ્યમિક અને કૉલેજ શિક્ષણ બધું એમણે વડોદરામાંજ લીધું હતું. શાળાના અભ્યાસમાં વખતોવખત ઇનામો મેળવ્યાં હતાં; એટલુંજ નહિ પણ સન ૧૯૧૩ માં મેટ્રીકની પરીક્ષા પસાર કરી ત્યારે તેમને યુનિવર્સિટીનું ચૅટફીલ્ડ પ્રાઈઝ તથા નારાયણ પરમાનંદ પ્રાઈઝ મળ્યાં હતાં. એ જ પ્રમાણે કૉલેજના અભ્યાસ દરમિયાન ચારે વર્ષ સ્કૉલરશીપો અને ઇન્ટરમીડીએટની પરીક્ષા પસાર કરતા, ગંગાભાઈ ભટ્ટ સ્કૉલરશીપ યુનિવર્સિટી તરફથી તેમને મળી હતી. તેઓ સન ૧૯૧૮ માં તત્ત્વજ્ઞાનમાં ઑનર્સ સાથે બી. એ., થયલા.

આમ તેમની એક વિદ્યાર્થીની તરીકેની કારકિર્દી ઉજ્જવળ અને યશસ્વી નિવડી હતી. તે પછી વધુ તાલીમ મેળવવા તેઓ યુરોપ, જાપાનાદિ પ્રદેશોની મુસાફરીએ નિકળ્યા હતા. લંડનમાં તેમણે પત્રકારિત્વનું અને સમાજશાસ્ત્રનું શિક્ષણ મેળવ્યું હતું. જાપાનમાર્ગે અહિં પાછા ફરતાં તેમણે જબરજસ્ત ધરતીકંપ અનુભવેલો; અને પ્રભુ કૃપાથી બચી ગયલા.

એમની સાહસિક વૃત્તિ અને નિડરતા જેમ પ્રવાસમાં નજરે પડતા તેમ તે વૃત્તિ તેમણે જીવનમાં પણ કેળવી છે અને તેથી રૂઢિ–પ્રણાલિકાનું ઉચ્છેદન કરી તેમણે વર્ણાન્તર લગ્ન ડૉ. જીવરાજ મહેતા સાથે તા. ૩ જી જાન્યુઆરી ૧૯૨૪ ના રોજ વડોદરામાં કર્યું હતું. તે માટે ખરે તેમને ધન્યવાદ ઘટે છે.

મુંબાઈનું જીવન એટલુંબધુ વ્યવસાયી હોય છે કે તેમાંથી સાહિત્ય-વાચન અને લેખન માટે મુશ્કેલીએ સમય મળે; તેમ છતાં બાલકો માટેની કુદરતી લાગણીથી પ્રેરાઈને જે વાર્તાસાહિત્ય તેમણે આપ્યું છે તે

ખચિત પ્રશસ્ય છે; અને 'બાલજીવન' માસિકના ચાલુ વાચકો એમની વાર્તાની આતુરતાથી રાહ જોતા રહે છે, એ એમની કલમની સફળતાનું તેમ એમના લેખોની લોકપ્રિયતાનું અચૂક નિશાન છે. વળી વાનરસેના પરિષદના પ્રમુખ તરીકેની તેમની ચૂંટણી, તેના સાક્ષીરૂપ કહી શકાય.

એમનાં "ત્રણ નાટકો" પણ એટલાંજ આકર્ષક નિવડયાં હતાં; અને પ્રિન્સિપાલ ધ્રુવ જેવા સમર્થ વિવેચકે તે કૃતિની મુક્ત કંઠે પ્રશંસા કરી હતી, એ એમના માટે ઓછું માનાસ્પદ નથી.

પરંતુ ચાલુ અહિંસાત્મક યુદ્ધમાં જોડાઇ મુંબાઈની સંગ્રામ સમિતિના સરમુખત્યાર તરીકે જે કિમતી સેવા તેમણે રાતદિવસ અવિશ્રાન્ત પરિશ્રમ લઇને દેશની બજાવી હતી તે જોઈ સૌ આશ્ચર્યચકિત બન્યા હતા; અને ગુજરાતનું જ નહિ પણ સમસ્ત સ્ત્રીજાતિનું નામ ઉજ્જવળ અને ગૌરવભર્યું-ઉચું રાખવામાં એમણે આપેલો હિસ્સો કદિ વિસરાશે નહિ.

:: એમની કૃતિઓ ::

| | |
|---|---|
| ૧ બાલ વાર્તાવલિ ભાગ ૧ લો | સન ૧૯૨૬ |
| ૨ ત્રણ નાટકો | " " |
| ૩ બાવલાના પરાક્રમો* | " ૧૯૨૯ |
| ૪ બાલવાર્તાવલિ ભાગ ૨જો | " " |



* ઇટાલિયન વાર્તા "Adeventures of Pinnochio" પરથી.

## સૈયદ ઇમામુદ્દીન દરગાહવાલા

એઓ જાનના મુસલમાન-સૈયદ વંશના છે. એમના પિતા સૈયદ સદરૂદીન નવસારીમાં એક આગેવાન નાગરિક છે અને સાહિત્ય પ્રતિ પણ અભિરુચિ ધરાવે છે. ધર્મગુરુ એટલે એ કાર્ય પ્રતિ વિશેષ લક્ષ રહે છે. એ સંસ્કાર એમના પુત્રમાં પણ આવેલા છે. એમનો જન્મ તા. ૧લી જુલાઇ ૧૯૧૧ના રોજ નવસારીમાં થયો હતો અને લગ્ન અમદાવાદમાં સન ૧૯૨૯ માં સરદાર બેગમ સાથે થયું હતું. એમની માતાનું નામ વઝીર બેગમ છે.

નબળી તબિયતના સબબે તેઓ બહુ અભ્યાસ કરી શકયા નથી; પણ ઘર આગળ વાચન ચાલુ રાખી સારો અભ્યાસ કરેલો છે. એઓએ ગુજરાતી સાહિત્યની સામાન્ય પરીક્ષા પાસ કરેલી છે; અને માસિકોમાં અવારનવાર લખતા રહે છે.

એઓ જણાવે છે કે નેપોલિયન બોનાપાર્ટનું ચરિત્ર એમને બહુ પ્રિય છે અને મહાત્માજીના ઉપદેશે તો એમના જીવન પર ખૂબ અસર કરેલી છે. તે પછીથી તેઓ સાદું જીવન ગાળે છે.

એઓ "ઝહીર"ની સંજ્ઞાથી લેખો લખે છે. એમને શિક્કાઓ અને સ્ટેમ્પ્સ ભેગા કરવાનો તથા ફોટોગ્રાફીનો શોખ છે તેમ પ્રજાસેવા કરવાની અભિલાષા ધરાવે છે અને નવસારી સુધરાઈમાં પ્રજા તરફથી ચુંટાઇ સેવા-કાર્ય કરે છે; પરમાત્મા તે બર આણે.



## કાલિદાસ ભગવાનદાસ કવિ

એઓ જાતના ભાટિયા-જેસલમીરી ભટ્ટી; મૂળ વતની પાટણના અને જન્મ પણ ત્યા સં. ૧૯૫૬ના ચૈત્ર માસમા શુકલ પક્ષમાં થયો હતો.

એમના પિતાનું નામ ભગવાનદાસ પાનાચંદ અને માતાનું નામ દિવાળીબ્હેન નાનચંદ છે. એમનું લગ્ન પાટણમા સં ૧૯૭૪ માં સૌ. ચંચળબા સાથે થયુ હતું.

એમણે માત્ર પ્રાથમિક કેળવણી લીધી છે અને હાલમા દક્ષિણમા ટ્રીચીનોપલીમા ઝવેરી ગુણવંતલાલ વિદ્યાશંકરની પેઢીમા નોકર છે.

એમને કાવ્ય પ્રતિ કુદરતી શોખ છે. મહાત્માજી ત્રિકમદાસજીનો સત્સંગ થતા, અધ્યાત્મિક વિષય પ્રતિ એમનું મન ચોટી, ભજન, પદ વગેરે તેમણે લખ્યા છે; અને તે સંગ્રહ 'ભજનામૃત પુ.૧ લું' એ નામથી પ્રકટ કર્યો છે

### એમની કૃતિઓ :

| | |
|---|---|
| ૧. ભજનામૃત પુ. ૧ લું | ર. ૧૯૮૩ |
| ૨. મારા શુભ વિચારો | ર. ૧૯૮૭ |



## ગં. સ્વ. કાશીબ્હેન બેચરદાસ જડિયા

તેઓ જ્ઞાતિએ સોની છે; અને જન્મ સં. ૧૯૩૭માં પાટણમાં થયો હતો. તેમના પિતાનું નામ બેચરદાસ છે. લગ્ન અગિયાર વર્ષની ઉમરે પાટણમાં જ વિઠ્ઠલદાસ બેચરદાસ સાથે થયેલું.

પતિના અવસાન પછી તેઓ પોતાનું જીવન પ્રભુભક્તિમાં વ્યતીત કરે છે. એમના જીવનપર મહાત્માશ્રી ત્રિકમલાલની ખૂબ અસર થઈ છે; અને એમની પાસેથી તેઓ સાદા કીર્ત્તનો રચવાનું શિખેલા.

તેમને એક આદર્શ ધાર્મિક જીવન ગુજારતાં જોઇ, આપણને સ્વાભાવિક રીતે માનની લાગણી પેદા થાય છે. લગભગ રૂ. ૭૪૦૦ ની કિમતનું એક બીડ ગામ જમણપુ (તા. હારિજ) પાસે બોડા ઢોરમાં તેમણે આપેલું છે; તેમ તેમનું એક ઘર હિંગળાચાચર પાસેના રાધાકૃષ્ણ મંદિરને અર્પણ કરેલું છે. તે ઘરની ભાડા વગેરેની વાર્ષિક આવક રૂ. ૧૦૦ ની આવે છે, જે ઠાકોરજીની પૂજાસામગ્રીમાં વપરાય છે.

તેમના ભજનોનું પુસ્તક "હૃદય કલ્લોલ" એ નામથી છપાયું છે.

એમની કૃતિ ::

| | |
|---|---|
| ૧ હૃદય કલ્લોલ | સં. ૧૯૮૩ |



## જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી ("સાગર")

એઓ જ્ઞાતિએ ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણ અને **સરખેજ**ના વતની છે. એમનો જન્મ જંબુસરમા તા. ૭ મી ફેબ્રુઆરી, ૧૮૮૩ના રોજ દર ચૌદ વર્ષે આવતા શ્રી **મહોદય પર્વ**ને દિવસે થયો હતો. એમના પિતાનું નામ સ્વ. **માસ્તર** દામોદરદાસ રણછોડભાઈ ત્રવાડી અને માતાનું નામ ગં. સ્વ. રૂક્ષ્મણીબા છે. એમનું લગ્ન સન ૧૮૯૫ મા બારેજડી સ્ટેશન પાસે ગામડી ગામે સૌ. ભાગીરથી સાથે થયુ હતુ. તેમના પિતા માતા બન્ને કેળવણી ખાતામા હેડમાસ્તર અને હેડ મિસ્ટ્રેસ હતા.

પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ સાત ધોરણોનુ એમણે લીધેલું છે અને અત્યારે તેઓ પ્રભુના નામનું ભજનકીર્ત્તન કરવામા **વાનપ્રસ્થને** અનુરૂપ એકાન્તિક જીવન ગાળે છે.

કેટલોક વખત તેઓ ગુ. વ. સોસાઈટીની ઓફીસમાં ગુજરાતી કોષના કામમાં રહ્યા હતા, તે અરસામાં તેમણે **કલાપી** વિષે કેટલાક મનનીય લેખો લખ્યા હતા. તેમણે 'જ્ઞાન સુધા'નું સંપાદનકાર્ય કર્યું હતું. લગભગ બે વર્ષ સુધી તેમણે **"મોઢ બ્રાહ્મણ"** નામના માસિક પત્રનું તંત્ર ચલાવ્યું હતું. એમના પ્રિય કવિઓ **કલાપી** અને વેદાંતી **અખાજી** છે. એઓ એક સારા કવિ અને તત્ત્વચિંતક છે. એમની કવિતાનું એક પુસ્તક **"થાકેલું હૃદય"** એ શિર્ષક હેઠળ "ખંડ કાવ્ય"ના રૂપમાં પ્રસિદ્ધ થયેલું છે. **સૂફીવાદ**ની એમના કાવ્યોમાં ચોખ્ખી ઝાખી થાય છે, જે આધુનિક કવિઓમાં બહુ ઓછી જોવામાં આવે છે; અને તેમાં **"દીવાને સાગર"** અદ્વિતીય જણાશે. ગૃહસ્થી જીવન ગાળતા હતા, ત્યારે એમણે **"ગુજરાતી ગઝલિસ્તાન"** નામથી એક ગુજરાતી **ગઝલોનો** સંગ્રહ કર્યો હતો, જે બહુ લોકપ્રિય નિવડયો હતો. એ ગ્રન્થના વિસ્તીર્ણ ઉપોદ્ઘાતે ગુજરાતના વિદ્વાનોનું પણ સારૂં ધ્યાન ખેંચ્યું હતુ.

છેલ્લાં પંદર વર્ષથી તેઓ **વડોદરા** રાજ્યમા **પાદરા** તાલુકામાં **ચિત્રાલ**માં આશ્રમ બાંધીને વાનપ્રસ્થનું એકાન્તિક જીવન ગાળે છે; અને એમની આસપાસ એક મોટું અનુયાયી મંડળ ઉભું થયું છે. પ્રસંગોપાત તેઓ જે ઉપદેશ કરે છે, તે લેખો ન્હાની પુસ્તિકારૂપે છૂટક પ્રકટ થયેલા છે; જેમકે, **(૧) ગીતાનું હૃદય; (૨) ગીતાની વિચારણા; (૩) ૐ પ્રભુજીના કક્કા; (૪) મુમુક્ષુ વિચારણા; (૫) સંતોની વાતો** વગેરે અને તે એમના ઉપદેશની ગંભીરતા અને ગહનતાનો કંઇક ખ્યાલ આપશે.

હમણાં તેઓ એમના પ્રિય કવિ કલાપીનાં કાવ્યોનું નવું સંસ્કરણ, અસલ સાધનો પરથી ટીકા અને વિસ્તૃત ઉપોદ્‌ઘાતસહ કરી રહ્યા છે અને તે બહાર પડેથી, કલાપી વિષે તે એક અપૂર્વ અને પ્રમાણભૂત ગ્રંથ થશે; તેમ અખાનો અપ્રસિદ્ધ કાવ્ય સંગ્રહ તેમણે એકત્ર કરેલો છે, તે પણ નજદિકમાં બહાર પડે, એવો સંભવ છે. "સંતોની વાણી" નામના ગ્રન્થમાં "**અખાજીની પ્રણાલિકા**" વિષે તેમણે ઉપોદ્‌ઘાતરૂપ સાઠેક પૃષ્ટનો એક ઉપયોગી લેખ લખ્યો છે.

એક સહૃદયી કવિ અને તત્ત્વચિંતક તરીકે એમની કૃતિઓ વિચારણીય જણાશે.

**એમની કૃતિઓ:**

| | | |
|---|---|---|
| ૧ થાકેલું હૃદય | પ્રથમાવૃત્તિ | સન ૧૯૦૯ |
| ૨ કલાપી અને ત્હેની કવિતા | | „ ૧૯૦૯ |
| ૩ ગુજરાતી ગઝલિસ્તાન | | „ ૧૯૧૩ |
| ૪ ગુજરાતી સાહિત્યમાં ગઝલનું સ્થાન | | „ „ |
| ૫ દીવાને સાગર | | „ ૧૯૧૬ |
| ૬ મજનું જોગી અને ફિરસ્તો | | „ „ |
| ૭ સ્વીડન બોર્ગનું ધર્મશિક્ષણ | | „ „ |
| ૮ મુમુક્ષુ વિચારણા | પ્રથમાવૃત્તિ | „ ૧૯૧૭ |
| ૯ પ્રાર્થના પોથી | | „ ૧૯૨૫ |
| ૧૦ સંતોની વાતો | | „ ૧૯૨૬ |
| ૧૧ સનાતન વિચારણા | | „ „ |
| ૧૨ મહાત્મા વિવેકાનંદનું હૃદયબળ | | „ ૧૯૨૭ |
| ૧૩ મહાત્મા એમર્સનનું પરમાત્મ તત્ત્વ | | „ „ |
| ૧૪ ધર્મ વિચારણા | | „ „ |
| ૧૫ ૐપ્રભુના કક્કા | | „ „ |
| ૧૬ Eternal Reflection | | „ „ |
| ૧૭ ગીતાનું હૃદય | | „ ૧૯૨૮ |
| ૧૮ ગીતાની વિચારણા | | „ „ |
| ૧૯ સ્ત્રીપુરુષ વિચારણા | | „ ૧૯૨૯ |
| ૨૦ દીવાને સાગર-દફતર બીજું | | છપાય છે. |

## જયકૃષ્ણ નાગરદાસ વર્મા

એઓ ગ્નાતે લોહાણા છે; ભરૂચના વતની અને જન્મ પણ એ જ સ્થળે તા. ૨૬ મી મે ૧૮૯૪ ના રોજ થયો હતો. એમના પિતાનું નામ નાગરદાસ ઇશ્વરદાસ વર્મા અને માતાનું નામ નંદકુંવરબા છે. એમનું પ્રથમ લગ્ન સન ૧૯૧૪ માં જુનાગઢમાં સ્વ. જ્વાલક્ષ્મી સાથે થયું હતું અને બીજી વારનું લગ્ન સન ૧૯૨૪ મા સુરતમાં સૌ. કુંજલીલા સાથે થયું હતું.

પ્રાથમિક અભ્યાસ ૭ ધોરણ સુધી ભરૂચમાં કરેલો; તે પછી વડોદરા હાઈસ્કુલમાથી મેટ્રીક થયલા અને સન ૧૯૧૬ મા બી. એ., અને સન ૧૯૧૯ મા એલએલ. બી. ની પરીક્ષા પાસ કરેલી. ત્યાર બાદ વધુ અભ્યાસાર્થે ઇગ્લાંડ ગયલા, જ્યા બૅરિસ્ટર થવાની સાથે લંડન યુનીવરસીટીની એમ. એસ. સી., ઈન ઇકોનોમીકસની ડીગ્રી મેળવી હતી. હાલ તેઓ મુંબાઈ હાઈ કોર્ટ મા પ્રેક્ટિશ કરે છે.

સન ૧૯૨૧ માં તેમનો પ્રથમ ગ્રન્થ "હિન્દી રાષ્ટ્રીય કોન્ગ્રેસનો ઇતિહાસ"–મીસીસ બિસાન્ટકૃત How India wrought for Freedomના આધારે લખાયલો બહાર પડયો હતો. તે પછી સન ૧૯૨૨ મા તેમણે "મહાત્મા ગાંધીજીનું જીવન"નું પુસ્તક તેમ સન ૧૯૨૩ માં "હિન્દી રાષ્ટ્રીય કોન્ગ્રેસનો ઇતિહાસ–ભા. ૨ જો" પ્રકટ કર્યાં હતા. સન ૧૯૨૫મા એમની વાર્તાનો સંગ્રહ–"વર્માની વિવિધ વાર્તાઓ"–એ નામથી પ્રસિદ્ધ થયો હતો. સન ૧૯૩૧ માં એમની વાર્તાઓનો બીજો સંગ્રહ "લક્ષ્મીની સાડી" નામે પ્રકટ થયો હતો.

સન ૧૯૨૩ થી 'ગુણસુંદરી' નામના સ્ત્રીમાસિકનું કાર્ય એમણે ઉપાડી લીધું છે અને જેને આપણે "નવીન સ્ત્રી" કહીએ, તેનું સુંદર પ્રતિબિંબ પાડતું તેમ તેને પ્રબોધતું એ માસિક સ્ત્રીસમાજમાં પ્રિય થઈ પડયુ છે, એમ તેનો દિન પ્રતિદિન વધતો જતો પ્રચાર બતાવી આપે છે. તે પાછળ એઓ જે શક્તિનો અને ધનનો વ્યય કરે છે, તે બદલ ખરે, એમને અભિનંદન ઘટે છે.

### એમની કૃતિઓ:

| | |
|---|---|
| ૧ હિન્દી રાષ્ટ્રીય કોન્ગ્રેસનો ઇતિહાસ ભા. ૧* | સન ૧૯૨૧ |
| ૨ મહાત્મા ગાંધીજીનું જીવન | ,, ૧૯૨૨ |
| ૩ હિન્દી રાષ્ટ્રીય કૉન્ગ્રેસનો ઈતિહાસ ભા. ૨ | ,, ૧૯૨૩ |
| ૪ વર્માની વિવિધ વાર્તાઓ | ,, ૧૯૨૫ |
| ૫ લક્ષ્મીની સાડી અને બીજી વાર્તાઓ | ,, ૧૯૩૧ |

*મિસિસ બેસાન્ટકૃત "How India wrought for Freedom"નો અનુવાદ.

## મહાત્મા ત્રિકમલાલજી મહારાજ

એઓ જ્ઞાતે પાટણના ઝારોળા બ્રાહ્મણ છે; અને એમનો જન્મ સં. ૧૯૦૯ના શ્રાવણ સુદ સાતમને દિવસે પાટણમાં થયો હતો. તેમના પિતાનું નામ નારણજી અને માતાનું નામ સાકુબાઈ છે. તેમની પત્નીનું નામ ગોનંદકુંવર, જેઓ ગુજરી ગયેલા છે

સામાન્ય ગુજરાતી ભાષાનો તેમનો અભ્યાસ છે; અને તે ઉપરાંત બ્રહ્મસમાજયુક્ત શ્રૌત સ્માર્ત અને નિત્યકર્માદિનું જ્ઞાન છે.

ચુંવાલીસ વર્ષે તેઓ સંસારનો ત્યાગ કરી ગીરી ગુફામાં જઈ રહેલા; અને ત્યા યોગસિદ્ધિ કરેલી. પાટણના બાબુ હરિલાલના સહવાસથી એક અવધૂત યોગીના પ્રતાપે કેટલીક યોગક્રિયા જાણેલી. ત્યારબાદ કાશીના બ્રહ્માનંદજી મહાત્મા પાસેથી તે દિશામાં વધુ જ્ઞાન મેળવેલું.

એમનો અભ્યાસનો પ્રિય વિષય તત્ત્વજ્ઞાન છે; અને તે કારણને લઈને એઓ તત્ત્વજ્ઞાનને લગતાં પદો રચી યોગમાર્ગે જનાર મુમુક્ષુઓને તેનો લાભ આપી રહ્યા છે. દર ગુરુ પૂર્ણિમાએ મોટો ઉત્સવ થાય છે તે વખતે કેટલાએ ભાવિકજનો ત્યાં આવી એમના ભજનકીર્તન સાંભળવાનો લ્હાવો લે છે.

### એમના ગ્રંથો:

| | |
|---|---|
| ૧ ત્રિકમ તત્ત્વ, ભા. ૧ | સં. |
| ૨ „ ભા. ૨ | સં. ૧૯૮૨ |
| ૩ આત્મજ્ઞાન વિષે મુમુક્ષુજનોને સમજણ | સં. ૧૯૮૬ |

## રાવસાહેબ મગનલાલ દલપતરામ ખખ્ખર, જે. પી.

એઓ ન્યાતે બ્રહ્મક્ષત્રિય; મૂળ વતની પુના પાસે જુન્નરના પણ પાછળથી પોર્ટુગીઝ તાબે દમણના અને હાલ લાંબા સમયથી તેમનો વસવાટ મુબાઇમા છે. એમનો જન્મ તા. ૧૧ મી નવેમ્બર ૧૮૭૦ ના રોજ રાજકોટમા થયો હતો, એમના પિતાનું નામ રાવસાહેબ દલપતરામ પ્રાણજીવનભાઈ ખખ્ખર, અને માતાનું નામ દેવકોરબાઈ હતુ, જેઓ ભાવનગરના બ્રહ્મક્ષત્રિય મેઘજી જાદવજીના પુત્રી થાય.

એમના ત્રણ લગ્ન થયા છે. પ્રથમ વારના લગ્ન સન ૧૮૮૭મા મુબાઇના પ્રેસિડેંસી મેજીસ્ટ્રેટ વકીલ શિવશંકર ગોવિન્દરામની પુત્રી સ્વ. મહાલક્ષ્મી વેરે; બીજી વારના સન ૧૯૦૫ મા સ્વ. મણિગૌરી સાથે, અને ત્રીજું લગ્ન તા. ૨૦ મી મે ૧૯૨૦ મા સુરતમા દોલતરામ ઘેલાભાઈ પેટીગરાની પુત્રી સૌ. મહાગૌરી સાથે થયું હતુ. દ્વિતીય લગ્નથી તેમને એક પુત્ર છે, તેનું નામ ડા. હસમુખ M. B. P. I. (Bolt) M. S. D. (NY), F. R. S. A. (Lond) છે. તેમના હમણા જ લગ્ન થયા છે.

એમના કુટુંબના ઈતિહાસ પરથી જણાય છે કે આડત્રીસમી પેઢીએ "ખખ્ખર" નામનો મૂળ પુરુષ ધનાઢ્ય થઈ ગયો, તે પરથી કુળનું નામ ખખ્ખર પડ્યું છે. આશરે બસેં વર્ષ પૂર્વે પુના પાસે જુન્નરમા એ કુટુંબનો વસવાટ હતો તે પછી એ કુટુંબ ફરતું ફરતું કોલ્હાપુર, ગોડબંદર, અને દીવમા આવી વસ્યું; અને છેલ્લે દમણમા ઠામ પડ્યું. અહિંથી તે દલપતરામના સમયમા મુબાઈમાં આવી રહ્યું; અને દમણ સાથે હવે કશો સંબંધ રહ્યો નથી.

રાવસાહેબ દલપતરામે એક શિક્ષક તરીકે ગુજરાત, કાઠિયાવાડ કચ્છમા સારી નામના મેળવી હતી, અને એક લેખક તરીકે પણ તેમનું નામ જાણીતું હતું. એમનું 'અભિજ્ઞાન શાકુંતલ' અદ્યાપિ એક ઉત્તમ પુસ્તક લેખાય છે; તેઓ કચ્છના એન્યુકેશનલ ઈન્સ્પેકટર હતા, અને કચ્છના પ્રાચીન ઈતિહાસ અને ભૂગોળ વિષે એમના લેખો, પુસ્તકો શોધખોળપૂર્ણ, વિસ્તૃત માહિતીવાળા તેમ એન્ટીકવેરીઅનને વિશ્વસનિય જણાયા છે. તેમનું કચ્છની આકર્યોલોજીનું દળદાર અંગ્રેજી પુસ્તક અંગ્રેજ સરકારે સ્વખર્ચે પ્રકટ કર્યું

છે (વધુ માહિતી માટે જુઓ એમનું જીવનચરિત્ર તીર્થયાત્રાના વર્ણન-કર્તા, ગ. સા મગનલાલ દલપતરામ ખખ્ખર, પૃ ૨૬૨)

પિતા પાસેથી પુત્ર મગનલાલ કેળવણીના ઉત્તમ સંસ્કાર પામેલા હાઈસ્કુલમા અભ્યાસ સારો, અને તે બદલ સ્કોલરશીપ પણ મળેલી, અને સન ૧૮૮૮ મા કાઠિયાવાડમાથી પ્રથમ નંબરે મેટ્રીક્યુલેશનની પરીક્ષામા ઉત્તીર્ણ થયા હતા તે પછી કૉલેજનો અભ્યાસ કરેલો, કાયદાની પરીક્ષા પાસ કરેલી, સરકાર તરફથી તે વખતે લેવાતી એકાઉન્ટન્સીની પરીક્ષામા ઉચે નંબરે ઉત્તીર્ણ થયા હતા પણ પિતાની ભયકર માદગી । સબબે અભ્યાસ છોડવો પડેલો

પછીથી કૉટન પ્રેસની નોકરીમા જોડાયલા, સારી આબરૂ મેળવેલી તેમ પૈસેટકે આબાદ થયલા અને બીજી ઘણી કપનીઓના ડિરેક્ટર અને અન્ય મડળોના સભ્ય તેઓ નિમાયલા ભાદરણમા તેમના નામનુ બાલ પુસ્તકાલય છે તેઓ મુબાઈની મ્યુનિસિપાલિટીના કૉરપોરેટર હતા, તથા ઓન પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટ છે.

આરઆગવુ ધધામા અને સાર્વજનિક કાર્યમા રોકાણ હોવા છતા, તેઓ સાહિત્યમા સતત રસ લેતા, અને પ્રસગ મળે કોઈને કોઈ લેખ, વાર્તા કે પુસ્તક લખતા, જે વાચકવર્ગમા હોશથી વચાતા એમની 'પાનદે જેવી' નામની ઐતિહાસિક વાર્તા ચાલુ વર્ષમા 'બુદ્ધિપ્રકાશ' મા છપાઈ હતી, તે પરથી વાચક એમની અન્ય ઐતિહાસિક વાર્તાઓનો ક્યાસ કરશે, અને તે સંખ્યામા થોડી નથી તે આખો સંગ્રહ પુસ્તકરૂપે છપાવવા જેવો છે એમણે હમણા 'કોટડીનો ભાણુ' નામનુ એક પુસ્તક પ્રકટ કર્યુ છે મુબાઈના એક સખી ગૃહસ્થ શેઠ ભાણજી દામજી, જેઓ રકમાથી કેવી રીતે ધનાઢ્ય થયા, તેનું ચરિત્ર લખ્યુ છે, તેમ એમણે 'તીર્થયાત્રા' કરેલી તેનુ વર્ણન પણ માર્ગદર્શક થઈ, રસિક જણાશે 'જગડુચરિત્ર' એ એક પ્રાચીન પુસ્તકનો અનુવાદ છે, અને 'સુદર સોદાગર' નું પુસ્તક પ્રકટ કર્યું છે તે શેઠ સુદરજી શિવજીએ અંગ્રેજ સરકારને ટીપુ સુલતાન સાથેની લડાઈમા મદદ કરેલી તેના બદલામા સરકાર તરફથી મેહમદાવાદ પાસે ઉત્તરસડા ગામ ઈનામમા મળેલુ. કાઠિયાવાડના ઘણા રાજાઓના તેમો ત્યા ઇજારો હતો, અને તેમની ખડણીઓ પણ તેમણેજ મુકરર કરી આપેલી તેઓ જુનાગઢ, પોરબન્દર ઈત્યાદિ સ્ટેટોના દિવાનપદે હતા એ શેઠનું ચરિત્ર પણ

એવું ઐતિહાસિક હોઇ કાઠિઆવાડમાં રેફરન્સ માટે ઘણું ઉપયોગી અને આકર્ષક થઇ પડે છે.

## એમની કૃતિઓ :

| | |
|---|---|
| ૧ જગડુ ચરિત્ર | સન ૧૮૯૬ |
| ૨ સુંદર સોદાગર | „ ૧૯૦૮ |
| ૩ તીર્થયાત્રા વર્ણન | „ ૧૯૨૧ |
| ૪ કોટડીનો ભાણ | „ ૧૯૩૦ |



## માવજી દામજી શાહ

એઓ જાતે વિશા શ્રીમાળી જૈન, શ્વેતામ્બર મૂર્તિપૂજક છે. એમનો જન્મ સં. ૧૯૪૮ના આસો વદ ૧૩ના રોજ ભાવનગરમાં થયો હતો. પિતાનું નામ દામજીભાઈ જુઠાભાઈ શાહ અને માતાનું નામ પૂરીબાઇ હતું. મૂળ વતની શિહોર (ભાવનગર તાબે)ના પણ વસવાટ ઘણાં વર્ષોથી ભાવનગરમાં છે. એમનું લગ્ન સં. ૧૯૭૨માં ભાવનગરમાં સૌ. અમૃતબાઇ સાથે થયું હતું.

પ્રાથમિક અભ્યાસ પૂરો કર્યા પછી એમણે બનારસની શ્રીમદ્ યશોવિજય જૈન સંસ્કૃત પાઠશાળામાં ૬ વર્ષપર્યંત વ્યાકરણ, કાવ્ય, તર્ક અને ન્યાયનો અભ્યાસ કર્યો હતો અને સન ૧૯૧૦ થી મુંબાઇમાં બાબુ પન્નાલાલ હાઈસ્કુલમાં ધાર્મિક વિષયના શિક્ષક તરીકે સરસ કાર્ય કરી રહ્યા છે; અને એ વિષય એમણે કેવો હસ્તગત કર્યો છે તેમ તેમાં કેટલા ઊંડા ઉતરેલા છે, તે એમનાં લખેલાં સંખ્યાબંધ પુસ્તકો પરથી ખ્યાલમાં આવશે. તે સર્વે નીતિપોષક અને ધર્મતત્ત્વને સારી રીતે સમજાવનારાં છે અને તેનું વાચન અને મનન જીવનને જરૂર સાર્થક કરે એ વિષે અમને શંકા નથી. શાળાના કામ સાથે એમનો લેખન વ્યવસાય તો ચાલુ હોય છે; અને વધુમાં કેટલીક કેળવણીવિષયક સંસ્થાઓ સાથે જોડાયલા હોઇ તેના કામકાજમાં રસપૂર્વક ભાગ લે છે.

### એમની કૃતિઓ:

| | | |
|---|---|---|
| ૧ જ્ઞાનપંચમી | | સન ૧૯૨૪ |
| ૨ જૈન કાવ્યપ્રવેશ | | „ ૧૯૨૫ |
| ૩ જીવનચર્યા | | „ „ |
| ૪ કુમારિકાને પત્રો | (બીજી આવૃત્તિ) | „ „ |
| ૫ કુમારિકા ધર્મ | (ત્રીજી „ ) | „ ૧૯૨૮ |
| ૬ લગ્ન રહસ્ય | | „ „ |
| ૭ આર્ય કુમારિકા | | „ ૧૯૨૯ |
| ૮ વર્તમાન સ્ત્રીજીવન | | „ „ |
| ૯ નીતિ પ્રવેશ | (બીજી આવૃત્તિ) | „ „ |
| ૧૦ આર્ય સ્ત્રીઓના ધર્મો | | „ „ |
| ૧૧ ધર્મ પત્ની | (બીજી આવૃત્તિ) | „ „ |
| ૧૨ આદર્શ કુમાર | | „ ૧૯૩૦ |
| ૧૩ નવયુગનો નારીધર્મ | | „ „ |
| ૧૪ વચનામૃતો | (બીજી આવૃત્તિ) | „ „ |
| ૧૫ સિન્દૂર પ્રકાર | (ત્રીજી „ ) | „ ૧૯૩૧ |
| ૧૬ કુમાર ધર્મ | (બીજી „ ) | „ „ |

## મુનિ વિદ્યાવિજય

મુનિશ્રીનું ગૃહસ્થ નામ બેચરદાસ અમથાલાલ શાહ હતુ. તેઓ મૂળથી દશાશ્રીમાળી વૈશ્ય હતા. એમનો જન્મ સંવત્ ૧૯૪૩ મા સાઠંબા (મહિકાંઠા) મા થયો હતો. એમના પિતા વ્યાપારી હતા. એમની માતાનું નામ પરશનબાઈ હતું. માતા-પિતાના ગુજરી ગયા પછી તેઓ દેહગામમા એમના મામાના ઘરમા રહેતા. ત્યા ગુજરાતીનુ પૂરૂ શિક્ષણ લીધુ. આગળ અભ્યાસ કરવા સારૂ તેઓ સંવત્ ૧૯૬૧ મા કાશી ગયા. ત્યાની પ્રસિદ્ધ જૈનાચાર્ય વિજયધર્મસૂરિદ્વારા ચલાવેલી યશોવિજય જૈન પાઠશાલામા તેઓએ સંસ્કૃત, પ્રાકૃત, તથા જૈન સાહિત્યનો અભ્યાસ કર્યો. સન ૧૯૬૩મા તેઓએ શ્રી વિજયધર્મસૂરિ અને તેઓશ્રીના સમુદાય સાથે પગે ચાલતા કલકત્તાની મુસાફરી કરી કલકત્તામા તેઓએ આજ સાલમા બીજા કેટલાક જૈન યુવકો સાથે શ્રી વિજયધર્મસૂરિના ગુરૂત્વ નીચે જૈન સાધુની દીક્ષા લીધી. એમનું નામ વિદ્યાવિજય રાખવામા આવ્યુ. પોતાના ગુરૂ અને તેમના સમુદાય સાથે તેઓ સંવત્ ૧૯૬૪ થી ૬૮ સુધી કાશીમા રહ્યા વક્તા અને લેખક તરીકે સમાજ તથા દેશની સેવા કરતા તેઓ જલદી પ્રસિદ્ધિ પામ્યા. આની સાથે તેઓ કેટલાક માસિક ઇત્યાદિ પત્રના સંપાદક અને સામાજિક સુધારક તરીકે પણ પ્રખ્યાત થયા.

સંવત્ ૧૯૬૮ મા, તેઓ એમના ગુરૂ અને તેઓશ્રીના મુનિમંડળ સાથે મારવાડ, ગુજરાત અને કાઠિયાવાડમા આવેલા તીર્થસ્થાનોની યાત્રા અને દેશાટન કરવા નિકળ્યા. અનેક ગામોમા અને શહેરોમા જાહેર વ્યાખ્યાનો અને સામાજિક તથા ઐતિહાસિક લેખો અને ગ્રંથોદ્વારા તથા શાસ્ત્રીય વાદવિવાદમા બતાવેલ એમના અપૂર્વ તાર્કિક કૌશલ્યદ્વારા એમના નામની ખ્યાતિ દેશમા જાહેર થઇ. લખની, બિયાવાર, શિવગંજ, ઉદયપુર, પાલિતાણા, અમરેલી, જામનગરમા તેઓએ એક એક અને મુંબાઈમા બે ચોમાસા ગુરુદેવની સાથેજ કર્યા.

ત્યારબાદ કાશીની જૈન સંસ્થાના સંચાલન કામ માટે ફરીથી કાશી તરફ રવાના થતા એમના સુપ્રસિદ્ધ ગુરૂ શ્રીવિજયધર્મસૂરિ મહારાજ, અને તેમના મંડળ સાથે તેઓ શિવપુરી (ગવાલીયર) સુધી પહોચ્યા ત્યા સંવત્ ૧૯૭૮ મા રોગના કારણથી એમના ગુરૂનો સ્વર્ગવાસ થયો. વિજયધર્મ-

સૂરિના પટ્ટધર વિદ્દ્વર ઇતિહાસતત્ત્વ મહોદધિ આચાર્યશ્રી વિજયેન્દ્રસૂરિના નેતૃત્વ નીચે શિવપુરીમાં જૈન કોમ તથા ગ્વાલીયર સ્ટેટની ઉદાર મદદથી સ્વર્ગવાસી ગુરૂના સ્મારકરૂપે એક સમાધિ મંદિર સ્થાપિત થયું અને એની છાયામાં પહેલાં મુંબાઇમાં સ્થાપિત કરેલી જૈન સંસ્કૃત પાઠશાળા (શ્રી વીર-તત્ત્વપ્રકાશક મંડળ) લાવવામાં આવી. આ સંસ્થાના સંચાલક તરીકે મુનિ વિદ્યાવિજય કામ કરવા લાગ્યા. સંસ્થાની કીર્તિ ફેલાવા લાગી. જૈનધર્મ અને હિંદુસ્થાનની સભ્યતાના અભ્યાસી વિલાયતના વિદ્વાનો પણ આ સંસ્થામાં રહેલ વિદ્વાન્ ઉદાર મુનિઓદ્વારા આકર્ષિત થવા લાગ્યા. શિવપુરી જૈન શોધખોળના કેન્દ્રસ્થાન તરીકે, આચાર્યશ્રી વિજયેન્દ્રસૂરિ એના મુખ્ય ચલાવનાર તરીકે અને મુનિ વિદ્યાવિજય એના અન્તરાત્મા તરીકે ઓળખાવા લાગ્યા. શિવપુરીની શાંતિમાં રહેતાં, વિદ્યાવિજય ઐતિહાસિક શોધખોળના તથા સામાજિક સુધારાના ક્ષેત્રમાં પહેલાં માફક અત્યારે પણ પોતાની માતૃભૂમિના સાહિત્યની સેવા કરી રહ્યા છે.

ગુજરાતી સાહિત્યની અપેક્ષાએ મુનિ વિદ્યાવિજયનું મહત્ત્વ દ્વિવિધ છે. પહેલાં તો તેઓ વક્તા તરીકે ગુજરાતી ભાષા ઉપર અસાધારણ કાબૂ ધરાવે છે. એમની નિડરતા, વક્તૃત્વકલા, આકર્ષણશક્તિ અને અપૂર્વ ઉત્સાહના પરિણામે અનેક સામાજિક સુધારા અમલમાં આવ્યા છે અને સેંકડો ગુજરાતી યુવકોનો પ્રેમ પોતાની માતૃભાષા અને તેના સાહિત્યની પુરાણી સભ્યતા તરફ જાગૃત કરવામાં આવેલ છે.

આ વક્તૃત્વશક્તિની સાથે મુનિ વિદ્યાવિજય કલમ ઉપર પણ અપૂર્વ કાબૂ રાખે છે. એમનો મુખ્ય ઐતિહાસિક ગ્રંથ, **"સૂરીશ્વર અને સમ્રાટ,"** સમ્રાટ્ અકબર અને જૈનાચાર્ય હીરવિજયસૂરિ વચ્ચેના સંબંધનું વર્ણન આપે છે અને અનેક નવીન ઐતિહાસિક તત્ત્વો બતાવે છે. તે ઐતિહાસિક શોધખોળનો એક આદર્શ નમુનો છે એટલુંજ નહિ, પરંતુ તે એક રસિક નવલકથાના તથા એની સાથે અસરકારક ધર્મોપદેશના એક ઉત્તમ ગ્રંથના ગુણો પણ ધારણ કરે છે. બહુજ જલદી એની બે ગુજરાતી તથા એક હિંદી આવૃત્તિ નિકળી ચૂકી છે. વિદ્વાનો અને સાક્ષરોની પ્રશંસાનું પાત્ર તે બની ગયું છે.

વળી ધર્માભ્યુદય, જૈનશાસન, તથા ધર્મધ્વજ-આ પ્રસિદ્ધ જૈન પત્રોના મુખ્ય લેખક અને ઘણે અંશે તંત્રી તરીકે પણ તેઓએ એમના દેશ અને કોમની અનલ્પ સેવા કરી છે. ઉપરાંત ' જૈન, " " મુંબાઈ સમાચાર, "

"સાંજવર્તમાન," "શારદા", 'વીસમી સદી,' 'અનેકાન્ત,' 'જૈનકો-પ્રકાશ,' 'પ્રભાત' આદિ પત્રોમાં એમના છુટક છુટક ઘણાંએક લેખો પ્રકટ થયાં છે અને થાય છે. ભિન્ન ભિન્ન વિષયસંબંધીના સ્વતંત્ર નિબંધરૂપે પ્રકટ થયેલા એમના લેખો પણ ઘણા છે. તે બધાયમાં સામાજિક વિષયના લેખો ખાસ મહત્ત્વના છે. આ સામાજિક લેખોનો મુખ્ય ઉદ્દેશ **"ધર્મશાસ્ત્રોની પુરાણી સંસ્કૃતિને આધુનિક જમાનાની વિચિત્ર સ્થિતિ તથા જરૂરીઆતો જોઇનેજ ચાલુ રાખવી જોઇએ"** એ જ છે. "**સમયને ઓળખો**" આ એમની નિડર અને પ્રોત્સાહક સંદેશના જોરથી અંધશ્રદ્ધાળુના જૈન સમાજમાં ધ્રુજવા લાગી છે. પુરાણી સભ્યતાની નિષ્પક્ષપાતી નિરીક્ષણ તરફ રૂચિ જાગી ઊઠી છે. આ સામાજિક લેખોનો એક ભાગ "**સમયને ઓળખો**" આ નામથી ફરીથી છપાઈ ગયો છે. જૈન કોમની સ્થિતિની અપેક્ષાથીજ લખેલ હોવા છતાં આ લેખો સમસ્ત હિંદુ કોમને પણ લાગુ પડે તેવા છે.

એમની લેખનશૈલીની અપૂર્વ પ્રોત્સાહક શક્તિ, સ્પષ્ટતા, ચપલતા અને સાદાઇ લક્ષિત સુન્દરતાદ્વારા મુનિ વિદ્યાવિજયના ગ્રંથો અને નિબંધો ગુજરાતી ગદ્યના ચમકતા હીરા કહી શકાય અને શકાશે તેવા છે.

એટલું નહિ પરંતુ ભિન્ન ભિન્ન પત્રમાં છપાયેલ અનેક પ્રાયઃ નૈતિક વિષયની કવિતાઓદ્વારા તેઓએ ગુજરાતી પદ્યસાહિત્યમાં પણ કેટલોક ફાળો આપ્યો છે.

## એમના ગ્રંથોની યાદી:

| | | |
|---|---|---|
| ૧ પર્યુષણા વિચાર | [હિંદી] | સં. ૧૯૬૫ |
| ૨ વિજય ધર્મસૂરિ ચરિત્ર | [ગુજરાતી] | „ ૧૯૬૭ |
| ૩ જૈન શિક્ષા-દિગ્દર્શન (અનુવાદિત) | [ગુજરાતી] | „ ૧૯૬૭ |
| ૪ રાણી સુલસા | [ગુજરાતી] | „ ૧૯૬૮ |
| | [હિંદી] | „ ૧૯૭૦ |
| ૫ વિજય પ્રશસ્તિસાર (ઐતિહાસિક) | [હિંદી] | „ ૧૯૬૯ |
| ૬ શ્રાવકાચાર | [હિંદી] | „ ૧૯૭૦ |
| ૭ પ્રાચીન શ્વેતાંબર અર્વાચીન દિગંબર (ઐતિહાસિક) | [ગુજરાતી] | „ „ |
| ૮ શિક્ષા-શતક [હિંદી કવિતા] | | „ ૧૯૭૨ |

| | | | |
|---|---|---|---|
| ૯ | તેરાપંથી-ગત-સમીક્ષા | [હિંદી] | ,, ૧૯૭૧ |
| ૧૦ | તેરાપંથી-હિત-શિક્ષા | [હિંદી] | ,, ૧૯૭૨ |
| ૧૧ | અહિંસા | [ગુજરાતી] | ,, ૧૯૭૪, ૭૫ |
| ૧૨ | ઐતિહાસિક સજ્ઝાયમાલા (સંપાદિત) | [ગુજરાતી] | ,, ૧૯૭૪ |
| ૧૩ | આદર્શ સાધુ | [હિંદી] | ,, ૧૯૭૪ |
| ૧૪ | સૂરીશ્વર અને સમ્રાટ (ઐતિહાસિક) | [ગુજરાતી] | ,, ૧૯૭૬, ૭૯ |
| | | [હિંદી] | ,, ૧૯૮૦ |
| ૧૫ | ઐતિહાસિક રાસસંગ્રહ ભાગ ૪ (સંપાદિત) | [ગુજરાતી] | ,, ૧૯૭૭ |
| ૧૬ | ગૃહસ્થોં કે ગુણ | [હિંદી] | ,, ૧૯૭૮ |
| ૧૭ | વિજયધર્મસૂરિ અષ્ટ-પ્રકારી પૂજા | [હિંદી પદ્ય] | ,, ૧૯૭૯, ૮૧, ૮૪ |
| ૧૮ | શાહ કે બાદશાહ | [ગુજરાતી નાટિકા] | ,, ૧૯૮૧ |
| ૧૯ | બાલ નાટકો | [ગુજરાતી, હિંદી] | ,, ૧૯૮૨ |
| ૨૦ | સમયને ઓળખો, ભાગ ૧ | [ગુજરાતી] | ,, ૧૯૮૪ |
| | | [હિંદી] | ,, ૧૯૮૬ |
| ૨૧ | નવો પ્રકાશ | [ગુજરાતી] | ,, ૧૯૮૫ |
| ૨૨ | પ્રાચીન લેખસંગ્રહ (સંપાદિત) | [ગુજરાતી] | ,, ૧૯૮૬ |
| ૨૩ | ધર્મપ્રવચન (સંપાદિત) | [ગુજરાતી] | ,, ૧૯૮૬ |
| ૨૪ | વિજય ધર્મસૂરિ કે વચન કુસુમ (સંપાદિત | [હિંદી] | ,, ૧૯૮૭ |

## છગનલાલ ઠાકોરદાસ મોદી

એઓ જ્ઞાતે દશા દિશાવાળ વણિક; મૂળ વતની સુરતના અને જન્મ ભાવનગરમાં તા. ૨૮મી ઑક્ટોબર સન ૧૮૫૭ના રોજ થયો હતો. પિતાનું નામ ઠાકોરદાસ બાલમુકુન્દદાસ મોદી અને માતાનું નામ શિવકોરબ્હેન હતું, જે ભાવનગરના કિશોરદાસ પરભુદાસ મથુરાદાસના પુત્રી થાય. એમનું લગ્ન સન ૧૮૭૩માં સુરતમાં સૌ. પાર્વતીબ્હેન સાથે થયું હતું.

પ્રાથમિક કેળવણી થોડી મુદત સુરતમાં જાણીતી ત્રિપુરાશંકર મણિશંકર દવે મહેતાજીવાળી શાળામાં લીધી હતી. માધ્યમિક શિક્ષણ સુરત હાઇસ્કુલમાં, અને તેમના હેડમાસ્તરોમાં દિ. બ. અંબાલાલ સાકરલાલ, ખા. બા. જમશેદજી દલાલ, મી. દોરાબજી ગીમી વગેરે પ્રસિદ્ધ વ્યક્તિઓ હતી.

કૉલેજ અભ્યાસ મુંબાઇમાં ઍલ્ફીન્સ્ટન કૉલેજમાં કરેલો. સન ૧૮૭૯માં બી. એ. ની ડીગ્રી મેળવેલી. તેમના પ્રોફેસરોમાં ડૉ. ભાંડારકર, ડૉ. પિટરસન, મી. હૅથોર્નથ્વેઇટ અને પ્રિન્સિપાલ વર્ડઝવર્થ વગેરે હતા, જેમનાં નામો અદ્યાપિ એમનો શિષ્યવર્ગ માનપૂર્વક યાદ કરે છે. નોકરી દરમિયાન હિન્દી અને મરાઠીનું સામાન્ય જ્ઞાન સંપાદન કરેલું.

પહેલી એલ એલ. બી. માટે ટર્મ ભરેલી અને પસાર કરેલી; અને સાથે સાથે એક શિક્ષક તરીકે કાર્ય કરેલું. એ અરસામાં વડોદરા હાઇસ્કુલમાં શિક્ષકની જગો ખાલી પડતાં, પ્રો. હૅથોર્નથ્વેઇટની ભલામણપરથી એમની નિમણુંક ત્યાં થઇ હતી. એટલે તા. ૨૩ મી ડિસેંબર સન ૧૮૮૦ થી સન ૧૯૧૫ ની તા. ૩જી જાનેવારીએ તેઓ નિવૃત્ત થયા ત્યાંસુધીનો બધો સમય વડોદરા રાજ્યની નોકરીમાં તેઓ હતા.

વડોદરા હાઇસ્કુલમાં પ્રથમ "ગુજરાતી ટીચર" તરીકે કામ કરેલું, ને પછી ટ્રેનિંગ સ્કુલના હેડમાસ્તર, આસિ. ડિરેક્ટર, એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર-એવા જુદા જુદા હોદ્દાપર નિમાઈ, વડોદરા રાજ્યના વિદ્યાધિકારી પણ થયલા. દરમિયાન સને ૧૮૯૨ માં વડોદરા રાજ્યમાં કેળવણીના સુધારાવધારા માટે ખા. બા. દલાલ સાહેબના પ્રમુખપદવાળું એજ્યુકેશન કમિશન નિમાયલું તેમાં તેના એક સભ્ય તરીકે ઘણી મહેનત લઈ તેમણે ઘણું મહત્વનું કામ કરેલું હતું. એમના સંસર્ગમાં આવનાર શિક્ષકોથી માંડીને છેક ઉપરી અધિકારીઓ અને ખુદ મહારાજા સાહેબે એમના એ કાર્યની પ્રશંસા કરેલી છે, એ એમની કર્ત્તવ્યનિષ્ઠા, કાર્યદક્ષતા અને કાબેલિયતનું ઉંચું પ્રમાણપત્ર છે.

એક શિક્ષક સામાન્ય રીતે સાહિત્યમાં રસ લેતો હોય છે; એટલું જ નહિ પણ કંઇને કંઈ લેખનકાર્ય કરે છે. એમણે પણ એ નોકરીના લાંબા ગાળા દરમિયાન પુષ્કળ લેખનકાર્ય કરેલું છે; અને એમની કેટલીક કૃતિઓ જેમકે, 'ઈરાવતી', 'જીંદગીનો ઉપયોગ', 'નળાખ્યાન-સટીક-' લોકપ્રિય નિવડી બહોળો પ્રચાર પામી છે.

પ્રાચીન કાવ્ય માટે તેઓ અત્યંત શોખ ધરાવે છે; અને બૃહત્‌-કાવ્યદોહનનાં પુસ્તકો સ્વ. ઇચ્છારામ દેસાઇએ ઍડિટ કરેલાં તેમાં એમની મદદ જેવી તેવી નહોતી અને તેની આભારપૂર્વક નોંધ તેમાં લેવાયલી છે.

નિવૃત્ત થયા પછી પણ તેઓ કેળવણીનો પ્રચાર અને પ્રસાર સુરતમાં વધે તેમ કરવા ખંત અને કાળજી રાખતા આવ્યા છે. સને ૧૯૧૬ માં રા. રા. વીરસુખરામ જેવચરામ હોરા સાથે ઘણી મહેનત લઇ નાણાંની મદદ મેળવી તેમણે સુરતમાં શ્રી મહિલા વિદ્યાલય નામની સંસ્થા સ્થાપેલી, અને તે હાલ સારા પાયાપર ચાલુ છે. વળી સાર્વજનિક એજ્યુકેશન સોસાયટી તરફથી આર્ટ્સ કૉલેજ ઉઘાડવામાં ઘણી લાગણી ધરાવી તેને માટે નાણાં મેળવવા ઉત્સાહપૂર્વક ઘણો પ્રયાસ કરેલો, તેમજ તેમની સલાહ અને પ્રેરણાથી તેમના વકીલ ભાઇશ્રી મગનલાલ ઠાકોરદાસ મોદીએ આ કૉલેજમાં બી. એ. ના વર્ગો કાઢવા સારૂ રૂપિયા બે લાખની ઉમદા બક્ષીસ ઉદારતાથી આપેલી છે, તેના ટ્રસ્ટી તરીકે નિમાયલા હોવાથી તેમાં પણ તેઓ ઉલટથી ભાગ લે છે.

વ્યવસાયી છતાં નિયમિત અને નિરોગી, સાદું છતાં સંસ્કારી અને ઉન્નત જીવન એમનું માલુમ પડશે. એમની રહેણીકરણી અને લેખનકાર્ય અનુકરણીય છે, એમ કહેવું પડશે.

### :: એમની કૃતિઓ ::

| નંબર | નામ | સન |
|---|---|---|
| ૧ | ઇરાવતી | ૧૮૮૮ |
| ૨ | નળાખ્યાન-સટીક-કડવાં ૧ થી ૨૫ (રા. દામુભાઇ મહેતા સાથે) | ૧૮૮૯ |
| ૩ | કમાન દડાનો ખેલ (કોકે)× | ,, |

નં. ૧ Akbar-an Eastern Romance ના ઇંગ્રેજી પુસ્તક પરથી.

× મરાઠી પરથી ભાષાંતર.

| | | |
|---|---|---|
| ૪ | જાળ દડાનો ખેલ ( ટેનીસ )× | ,, |
| ૫ | દડી મારની રમત ( ક્રીકેટ )× | ૧૮૯૦ |
| ૬ | ગેડીદડા ( ગૉલ્ફ )× | ,, |
| ૭ | બીઝિક નામની પાનાંની રમત× | ,, |
| ૮ | પુત્રી શિક્ષા | ૧૮૯૦ |
| ૯ | હિતવચનમાળા | ૧૮૯૧ |
| ૧૦ | ઉન્નતિ એટલે શું ? | ૧૮૯૨ |
| ૧૧ | રાજધર્મ | ,, |
| ૧૨ | શિશુ શિક્ષણ | ,, |
| ૧૩ | સ્ત્રી શિક્ષણ | ,, |
| ૧૪ | નીતિ બોધ | ,, |
| ૧૫ | બાલવિવાહ સંબંધી લાભાલાભનો વિચાર | ૧૮૯૩ |
| ૧૬ | વડોદરા દેશી કેળવણીખાતામાં સુધારા વધારાની સૂચના કરવાને નિમાયલી કમિટીના રીપોર્ટ, ભા. ૧, ૨, ૩ | ,, |
| ૧૭-૧૮-૧૯ | પાકશાસ્ત્ર, ભા. ૧, ૨, ૩ | ,, |
| ૨૦ | સચિત્ર દેશી રમતો ( રા. છગનભાઇ ગોકળદાસ પારેખ સાથે ) | ,, |
| ૨૧ | કિલ્લે ડભોઇનાં પુરાતન કામો ( સચિત્ર ) | ૧૮૯૪ |
| ૨૨ | પ્રવાસ | ૧૮૯૫ |
| ૨૩ | જીંદગીનો ઉપયોગ+ | ૧૮૯૯ |
| ૨૪ | જાપાનનું દિગ્દર્શન | ૧૯૦૦ |
| ૨૫ | પાટીદાર જ્ઞાતિના સાંસારિક રીતરિવાજોનું એકીકરણ | ૧૯૧૨ |
| ૨૬ | વાણિયા જ્ઞાતિના સાંસારિક રીતરિવાજોનું એકીકરણ | ૧૯૧૨ |

× મરાઠી પરથી ભાષાન્તર.

+Sir John Lubbock ના ઇંગ્રેજી " Use of Life " નું ભાષાંતર; નં. ૮ હિન્દી પુસ્તક ' पुत्री शिक्षोपकारी ग्रंथ ' પરથી; નં. ૯, ૧૦, ૧૧ મરાઠીના આધારે; નં. ૧૨ ' Paradise of Childhood નું ગુજરાતી પુસ્તક ફરી સુધારીને; નં. ૧૩, ૧૪, ૧૫ મરાઠી પરથી; નં. ૧૭-૧૮-૧૯ 'सूपशास्त्र' નામના મરાઠી ગ્રંથો પરથી ભાષાંતર; નં. ૨૧ Dr. Burgess કૃત ' Antiquities of Dabhoi નું ભાષાન્તર; નં. ૨૨ શ્રીમંત સંપતરાવ ગાયકવાડના મરાઠી વ્યાખ્યાન પરથી; નં. ૨૪ શ્રીમંત સંપતરાવ ગાયકવાડના ઇંગ્રેજી ભાષણ પરથી.

| | | |
|---|---|---|
| ૨૭ | વડોદરા રાજ્યની સાહિત્યસેવા* | „ |
| ૨૮ | સૌંદર્ય અને કેળવણી* | ૧૯૧૪ |
| ૨૯ | જ્ઞાન ગમ્મતના પત્તા | ૧૯૧૫ |
| ૩૦ | સામાન્યજ્ઞાન પ્રશ્નમાળા (૧૦૮ મણકાવાળી) (રા. છુભાઇ ગોકળદાસ પારેખ સાથે) | „ |
| ૩૧ | „ ના ખુલાસા ( „ ) | ૧૯૧૬ |
| ૩૨ | ગુજરાતના ઈતિહાસની વાતો (રા જગજીવન દયાળજી મોદી સાથે | ૧૯૧૯ |
| ૩૩ | „ „ (સંક્ષિપ્ત આવૃત્તિ) | ૧૯૨૧ |
| ૩૪ | હિમજ્વર અથવા ટાઢીઓ તાવ, એના પ્રકાર તથા તેનો અટકાવ | ૧૯૨૨ |
| ૩૫ | બોધક મણકો, ભા ૧ | ૧૯૨૫ |
| ૩૬ | „ ભા ૨ | ૧૯૨૬ |
| ૩૭ | નળાખ્યાન–સટીક–કડવા ૨૬ થી ૫૦ | „ |

---

* સ્વતંત્ર, નં. ૩૪ મરાઠી 'नवयुग' મા પ્રકટ થયેલા રૉ. ફડણીસના લેખ પરથી

## ડૉ. ચાર્લોટેક્રૌઝે, પી એચ. ડી. ઉર્ફે (સુભદ્રાદેવી)

જર્મનવિદુષી બ્હેન સુભદ્રાદેવીના નામથી ભાગ્યેજ કોઇ ગુજરાતી સાક્ષર અજાણ હશે. જર્મનીમા જન્મવા છતા આ વિદુષી બહેને પોતાના દેશમા તથા હિંદુસ્તાનમા રહીને પણ ગુજરાતી ભાષાની જે સેવા કરી છે ને કરી રહ્યા છે, એ જોતા, ગુજરાતી સાક્ષરોના સમૂહમા તેમનું નામ લેવુ તે તેમનો પરિચય આપવો, એ આવશ્યકીયજ નહિ, પરન્તુ ન્યાય પણ ગણાશે

આ બ્હેનનો જન્મ હલ્લે (જર્મની) મા તા ૧૮ મી મે ૧૮૯૫ ના દિવસે થયો હતો તેમના પિતાનું નામ **હર્મન ક્રૌઝે** અને માતાનું નામ **અન્ના ક્રૌઝે** છે આ બ્હેનનુ મૂળ નામ છે **ચાર્લોટ ક્રૌઝે**, પરન્તુ હિંદુસ્તાનમા આવ્યા પછી, અને જૈન ધર્મના નિયમો પ્રમાણે રહેવાનું શરૂ કર્યા પછી તેમનું નામ સુભદ્રાદેવી રાખવામા આવ્યુ છે, અને જે કોઈ ભારતીય તેમને ઓળખે છે તે મોટે ભાગે **સુભદ્રાદેવી**ના નામથી તેમના પિતા જર્મનીમા એક મોટા વ્યાપારી છે. ત્રણ ભાઇઓ પૈકી એક ન્યુયોર્કમા પ્રસિદ્ધ ચિત્રકાર છે, અને બીજા બે વ્યાપારી લાઈનનો અનુભવ લઇ રહ્યા છે.

બ્હેન સુભદ્રાદેવીએ એક ન્હાની સ્કુલમા પ્રાથમિક અભ્યાસ કર્યા પછી **ડેસ્સાઉની ગર્લ્સ હાયસ્કુલમા** મેટ્રીક સન ૧૯૧૪ પાસ કરી. મેટ્રીકમા તેમણે લેટિન, ઈંગ્લીશ, ફ્રેંચ, જર્મન એ ભાષાઓનો અભ્યાસ કરવા સાથે, વ્યાકરણ, ઈતિહાસ, ભૂગોળ, ભૂસ્તરવિદ્યા, ધાતુવિદ્યા, ફિઝીક્સ, વનસ્પતિશાસ્ત્ર, પ્રાણિશાસ્ત્ર, ગણિત અને જ્યોતિષનો અભ્યાસ કર્યો હતો

મેટ્રીક પૂરી કરતાજ મોટી લડાઈ શરૂ થઇ, એમા જોડાઇને પોતાના દેશની સેવા કરવાની આ બ્હેનની ઇચ્છા હતી, પરન્તુ માતાપિતાના આગ્રહથી ન જઇ શક્યા. લડાઈ દરમિયાન બે વર્ષ ઘરમા રહીને માતા પાસેથી રસોઇ, સીવણ, આદિ ગૃહકાર્યો શીખી લીધા.

સન ૧૯૧૬ના એપ્રિલમા તેમણે યુનિવર્સિટીનો અભ્યાસ શરૂ કર્યો, તેમા સાયન્સ, ફિલોસોફી, અને ધર્મોનો તુલનાત્મક અભ્યાસ કર્યો. ધર્મોના તુલનાત્મક અભ્યાસને માટે 'ભાષાશાસ્ત્ર'નો અભ્યાસ આવશ્યક હોય છે, અને તેથી તેમને ગ્રીક અને સંસ્કૃતનો અભ્યાસ કરવો પડયો આ અભ્યાસ તેમણે ટયુબિનગેન, બર્લિન અને લિપ્ઝિગની યુનિવર્સિટીયોમા કર્યો. આ અભ્યાસ કરાવવામા તેમના મુખ્ય ગુરૂઓ પ્રો. ગર્બે (જેઓ

સાંખ્યના પ્રોફેસર હતા), પ્રો. વિન્ડીશ (જેઓ બૌદ્ધ ધર્મના વિદ્વાન્ હતા), પ્રો. શુબ્રિંગ અને પ્રો. હેર્ટલ હતા. સન ૧૯૨૦ના ઑગષ્ટમાં તેમને 'ડાક્ટર' (પી એચ. ડી.)ની પદવી મળી. આ પદવી તેમને ખાસ પુરાણા જર્મનસાહિત્યના વિષય માટે મળી હતી. આ પછી તેમણે સ્પેશીયલ અભ્યાસ ઇન્ડોલૉજીનો કર્યો. તેમાં ખાસકરીને હિંદુસ્તાનની નવી ભાષાઓ, અને તે પછી જૂની ગુજરાતી તથા જૈન ધર્મના અભ્યાસમાં રસ ઉત્પન્ન થયો. પરિણામે જૂન ૧૯૨૩માં લિપ્ઝિગ યુનિવર્સિટીમાં ઇન્ડોલૉજી અને તુલનાત્મક ભાષાશાસ્ત્રમાં યુનિવર્સિટીના ફેલો અને એસિસ્ટંટ પ્રોફેસર નિમાયા. તે વખતે લિપ્ઝિગના જેવી મોટી યુનિવર્સિટીમાં આ જ એક પહેલાં બાનુ હતા કે જેમણે આ માન મેળવ્યું હતું.

એસિસ્ટંટ પ્રોફેસર થયા પછી તેમણે ગુજરાતી ભાષાનું જ્ઞાન વધાર્યું, અને યુનિવર્સિટીમાં નિયમિત લેકચરો આપ્યાં. વળી આ યુનિવર્સિટીના 'ઇન્ડીયન ઇન્સ્ટીટયૂટ'માં કયૂરેટરનું કામ પણ કર્યું.

જર્મનીમાં રહીને તેમણે ગુજરાતી ભાષા સંબંધી જે કામો કર્યાં છે, તેમાં **नासकेतरीकथा** અને **पंचाख्यान**નાં સંપાદનકાર્યો એ મુખ્ય કામો છે. **नासकेतरीकथा** એ, જૂની ગુજરાતી અને જૂની મારવાડીના મિશ્રણવાળી **જૂની રાજસ્થાની ભાષાનો** ગ્રંથ છે, કે જે ભાષા નવી મારવાડી, નવી હિન્દી અને નવી ગુજરાતીની માતા કહી શકાય. આ ગ્રંથની ભાષા સંબંધી તેમણે ઉંડી શોધખોળ કરી નવો પ્રકાશ પાડ્યો છે એવી જ રીતે **पंचाख्यान**, કે જે **पंचतंत्र**નું એક રૂપાન્તર અને શુદ્ધ જૂની ગુજરાતી ભાષાનો ગ્રંથ છે, તેની ભાષા અને તેના મૂળ સંબંધી પણ ઉંડી શોધખોળ કરી છે.

જર્મનીમાં રહીને પણ 'ગુજરાતી ભાષા'ના પૂજારી તરીકે આ બ્હેને જે સેવા કરી છે, એ ખરેખર પ્રશંસનીય અને ન ભૂલાય તેવી છે.

આ પછી સન ૧૯૨૫ના ઑકટોબરમાં તેઓ હિંદુસ્તાનમાં આવ્યા. હિંદુસ્તાનમાં આવવાનો ખાસ ઇરાદો, હિંદુસ્તાનની ભાષાઓ અને જૈનધર્મનો વિશેષ અભ્યાસ કરવાનો હતો. આ અભ્યાસને માટે યુનિવર્સિટીએ તેમને મોકલ્યા હતા. આરંભના ૭ મહિના તેઓ મુંબાઇમાં શ્રીયુત જે. ઈ. સકલાતવાળાને ત્યાં રહ્યા અને અવેસ્તા તથા પહેલવીનો અભ્યાસ કર્યો.

આ અભ્યાસમાં સર જીવણજી જમશેદજી મોદી તથા પ્રસિદ્ધ જર્નાલિસ્ટ જી. કે. નરીમાનની મદદ મુખ્ય હતી.

સન ૧૯૨૬માં ઇતિહાસતત્વ મહોદધિ જૈનાચાર્ય શ્રી વિજયેન્દ્રસૂરિની પ્રેરણાથી તેઓનામાં કે જ્યાં સ્વર્ગસ્થ મહાત્મા વિજયધર્મસૂરિજીના સમાધિ મંદિરની સાથે, શ્રી વીરતત્વ પ્રકાશક મંડળ નામની જૈનોની એક મહાન્ સંસ્થા છે કે જે સંસ્થા પૂર્વ અને પશ્ચિમના વિદ્વાનોનું વિદ્યાવિનિમય સ્થાન છે; અહિં મુનિશ્રી વિદ્યાવિજયજી પાસે તેમણે જૂની ગુજરાતી અને જૈન આગમોનો અભ્યાસ શરૂ કર્યો. પોતાના આ વિષયમાં તેઓ ખૂબ આગળ વધ્યા. અત્યારે તેઓ ગુજરાતી ભાષા ઉપર એટલો બધો કાબૂ ધરાવે છે કે એમના લેખો વાંચનાર તથા એમના ભાષણો સાંભળનાર કોઇપણ ભારતીય આશ્ચર્યચકિત થયા વિના રહેતો નથી.

અત્યારે પણ તેઓ શિવપુરીમાંજ રહે છે; અને શ્રી વીરતત્વ પ્રકાશક મંડળના વિદ્યાર્થીઓને અંગ્રેજી તથા જર્મન ભાષાનો અભ્યાસ કરાવવા સાથે પોતાનો અભ્યાસ આગળ વધારી રહ્યા છે અને જૈનધર્મ સંબંધી પુસ્તકો લખી રહ્યા છે. તેઓએ સન ૧૯૨૬થી જૈનધર્મના નિયમો પાળવા લાગ્યા છે; અને એક શ્રાવિકા જેવું શુદ્ધ જીવન ગાળી રહ્યા છે.

સન ૧૯૨૭માં તેઓએ આચાર્ય શ્રીવિજયેન્દ્રસૂરિ આદિ જૈન મુનિરાજો તથા કેટલાક વિદ્યાર્થીઓની સાથે સાતસો માઇલની મુસાફરી પગે ચાલીને કરી અને મુંબાઈ આવ્યાં. મુંબાઇમાં સર કાવસજી જહાંગીર હૉલ અને બીજા સ્થાનોમાં તેમનાં અનેક ભાષણો ગુજરાતીમાં થયાં હતાં. પછી તેમણે ગુજરાત-કાઠિયાવાડની મુસાફરી કરી હતી. આ મુસાફરીનું વર્ણન તેમણે 'જૈન' પત્રના જ્યુબિલી અંકમાં સચિત્ર પ્રકટ કરાવ્યું છે. ગુજરાતી, હિન્દી અને અંગ્રેજી અનેક પત્રોમાં એમના તે તે ભાષાઓમાં લેખો પ્રકટ થયા છે. યુરોપિયન જીવનમાં ઉછરવા છતાં અને એક ધનાઢ્ય યુરોપિયનની પુત્રી હોવા છતાં, આ બ્હેનનો ભારતીય સંસ્કૃતિ અને ભારતીય રીતરિવાજો ઉપર અગાધ પ્રેમ છે. એટલુંજ નહિ પરન્તુ પોતાનું જીવન ભારતીય જીવન બનાવ્યું છે, આ બહેનના ત્યાગ, વૈરાગ્ય અને જ્ઞાનના કારણે ગ્વાલીયર રાજ્યના મુખ્ય અધિકારીઓ તેમજ બન્ને મહારાણી સાહેબાઓ પણ આ બહેન પ્રત્યે ઉંચો સદ્‌ભાવ ધરાવે છે; અને સદ્દમતપૂર્વક પોતાની પાસે વારંવાર બોલાવે છે.

જર્મનીનાં અનેક પ્રસિદ્ધ પત્રો, જેવાં કે—'જર્નલ ઑફ ધી જર્મન ઓરિયેન્ટલ સોસાઇટી', જર્નલ ઑફ ઇન્ડૉલોજી એન્ડ ઇરાનિસ્ટીક' તથા 'જર્નલ ઑફ ઓરિયન્ટલિસ્ટિક લિટરેચર' વગેરે તેઓ વારંવાર લખે છે. ઉપરાન્ત હિન્દુસ્તાનનાં પણ અનેક પત્રોમાં તેઓ વખતોવખત ગુજરાતી, હિન્દી, અંગ્રેજીમાં લખનાજ રહે છે. હિન્દુસ્તાનનાં જે અનેક પત્રોમાં અત્યારસુધીમા તેમણે લેખો લખ્યા છે, તેમાં મુખ્ય આ છેઃ—

ધર્મધ્વજ, શારદા, જૈન, જયાજી પ્રતાપ, વેંકટેશ્વર સમાચાર, હિંદુ'સ્તાન, જૈન ગેઝટ, કલકત્તા રીવ્યુ, ત્રિવેણી, પ્રભાત અને અનેકાન્ત વગેરે.

આ બ્હેને ઋગ્વેદ અને ઉપનિષદોનો પણ ઊંડો અભ્યાસ કર્યો છે. આવી રીતે ભારતીય ધર્મો, ભારતીય સભ્યતા, અને ભારતીય ભાષાઓના ઊંડા અભ્યાસના કારણે સન ૧૯૨૮ મા થયેલા શ્રી વીરતત્ત્વ પ્રકાશકમંડળના પહેલા પદ પ્રદાન મહોત્સવ (કૉન્વોકેશન)મા આ બ્હેનને **'ભારતીય સાહિત્યવિશારદા'** નું પદ પણ આપવામા આવ્યું છે.

## તેમના ગ્રંથો અને લેખો.

| | | | |
|---|---|---|---|
| ૧ | અઘટ કથા | ઐતિહાસિક શોધખોળ સાથે સંપાદિત અને જર્મનભાષામાં અનુવાદિત | સન ૧૯૨૨ |
| ૨ | અબડ ચરિત્ર | " | ૧૯૨૨ |
| ૩ | પંચાખ્યાન | સમ્પાદિત | ૧૯૨૪ |
| ૪ | નાસકેતરી કથા | " | ૧૯૨૫ |
| ૫ | અર્બુદગમન | ગુજરાતી | ૧૯૨૬ |
| ૬ | જંગલમાં મંગલ | " | ૧૯૨૬ |
| ૭ | હું મારા આશ્રમમાં | " | ૧૯૨૭ |
| ૮ | આધુનિક વિજ્ઞાન અને જૈન ધર્મ | " | " |
| ૯ | જૈન ઉત્સર્પિણી વિશેષતા | હિન્દી | " |
| ૧૦ | મારા ગુરૂઓ | અંગ્રેજી | " |
| ૧૧ | મુંડકોપનિષદ્ અને જૈનધર્મ | ગુજરાતી | " |
| ૧૨ | 'જૈનધર્મ'—એક આલોચના | " | ૧૯૨૮ |
| ૧૩ | ગિરિનાર | " | ૧૯૨૯ |
| ૧૪ | ગુજરાત–કાઠિયાવાડની મારી મુસાફરી | " | " |

| | | | |
|---|---|---|---|
| ૧૫ | ન્યૂ લાઇટ ઓન ધી વૈદિક એન્ડ આવેસ્તિક રિલિજ્યન્સ | અંગ્રેજી | ” |
| ૧૬ | ધિ કલઇડોસ્કોપ ઓફ ઇન્ડીયન વિજડમ | ” | ” |
| ૧૭ | ઍન ઇન્ટરપ્રીટેશન ઑફ જૈન એથિક્સ | ” | ” |
| ૧૮ | ધિ હેરિટેજ ઑફ ધિ લાસ્ટ અર્હન | ” | ૧૯૩૦ |
| ૧૯ | શિવપુરી ઑફ ધિ શાન્તિનિકેતન ઓફ ધિ જૈનઝ | ” | ” |
| ૨૦ | ધિ સોશ્યલ એટમોસ્ફીર ઑફ પ્રેઝન્ટ જૈનીઝમ | અંગ્રેજી, ગુજરાતી હિન્દી | ૧૯૩૦ |
| ૨૧ | ઇન્ડીવિડયુઅલ એન્ડ સોસાઇટી ઇન જૈનીઝમ | અંગ્રેજી | ૧૯૩૧ |
| ૨૨ | હિન્દુસ્તાનની સભ્યતા | જર્મન | ૧૯૩૧ |
| ૨૩ | સેઇંગ્સ ઑફ વિજયધર્મસૂરિ | અંગ્રેજી | ” |



## ચંદુલાલ મણિલાલ દેસાઇ

એઓ જ્ઞાતિએ બ્રહ્મક્ષત્રિય; અને મૂળ વતની ભરૂચના, પણ લાંબા સમયથી અમદાવાદમાં વસે છે. એમના પિતા મણિલાલ ગંગાદાસ દેસાઇ ડૉક્ટર હતા અને સરકારી નોકરીમાં છેક સિવિલ સર્જનના મોટા અને માનવંતા હોદ્દા સુધી પહોંચ્યા હતા. માયાળુ અને મમતાળુ સ્વભાવવડે અને પરોપકાર વૃત્તિથી તેઓ જ્યાં જ્યાં નોકરીના અંગે ગયલા ત્યાં લોકપ્રિય થયલા; અને એ ગુણો એમના સુપુત્ર ચંદુલાલમાં ઉતરેલા એમના સંસર્ગમાં આવનાર કોઈને પણ જણાશે. એમનો જન્મ તા. ૨૬ મી સપ્ટેમ્બર ૧૮૮૨ ના રોજ આણંદમાં થયો હતો. એમનાં માતાનું નામ ધનલક્ષ્મીબ્હેન હતું, જે સ્વર્ગસ્થ લલ્લુભાઈ નંદલાલનાં પુત્રી થાય.

એમનું લગ્ન સન        માં સાકરલાલ ચંદુલાલના પુત્રી સૌ. ચંદ્રમણિ સાથે થયું હતું અને તેમનું સન        માં મૃત્યુ થયા પછી તેઓ વિધુરનું જીવન ગાળે છે.

તેઓએ માધ્યમિક શિક્ષણ અમદાવાદ સરકારી હાઈસ્કુલમાં લીધેલું અને કૉલેજ અભ્યાસ ઈન્ટર સુધી ગુજરાત કૉલેજમાં કરેલો; પણ તબિયત જોઈએ તેવી સારી રહેતી નહોતી અને શરીર એકવડા બાંધાનું એટલે વધુ અભ્યાસ અને હવાફેર અર્થે તેમને સન        માં વિલાયત મોકલવામાં આવ્યા હતા. ત્યાં દંતવિદ્યાનો અભ્યાસ કરી, એમ. ડી. એસ. ની પદવી મેળવી હતી. અહિં પાછા આવ્યા પછી મુંબાઈમા ડેન્ટીસ્ટની રૂમ ખોલી, તેમા સારી નામના મળવા લાગી. એવામાં હોમરૂલની ચળવળ શરૂ થતાં, તેમાં તેઓ ભળ્યા; અને ચાલુ ધંધાને તિલાંજલિ આપી. તે પછી મહાત્માજીના સંબંધમાં આવતાં, તેમના એક ચુસ્ત અનુયાયી તેઓ બની રહ્યા અને અત્યારે તેઓ ભરૂચમાં સેવાશ્રમ સ્થાપી, ઘણું સ્તુત્ય અને ઉપયોગી દેશસેવા કાર્ય કરી રહ્યા છે.

કૉલેજમાં હતા ત્યારથી કવિતા લખવા તરફ પ્રીતિ હતી; અને "વસન્ત વિનોદી"ના તખલ્લુસ નીચે એમણે રચેલાં દેશભક્તિનાં કેટલાંક કાવ્યો સન ૧૯૦૬–૧૯૦૭ માં બહુ લોકપ્રિય નિવડ્યા હતાં.

સમાજસુધારાના પ્રશ્નોમાં તેઓ અંતિમ વિચાર ધરાવતા અને તેનો કંઈક ખ્યાલ એમના બે કાવ્યો 'કુમારિકા' અને 'વિધવા' પરથી આવશે.

એમના કાવ્યોનો એક સંગ્રહ 'ટહુકાર'ના નામથી પ્રકટ થયલો છે; અને એક સારા કવિ તરીકે તેમનું નામ સુપ્રસિદ્ધ છે.

બે વર્ષ પર ભરૂચ જીલ્લામા પ્રચારાર્થે "વિકાસ" નામનું સાપ્તાહિક પત્ર તેમણે કાઢ્યું હતું; પણ છેલ્લી સત્યાગ્રહની લડતમાં તેઓ જેલમાં જતા, અને પ્રેસ-ઓર્ડિનન્સના કારણે તે છાપુ બંધ પડયું હતું. હમણા એક મહિનાથી, તે પાછું સજીવન થયું છે.

દેશસેવાર્થે પોતાનું સર્વસ્વ અર્પનાર અને સતત્ તેમા રચ્યાપચ્યા રહેનાર એક સમાજસેવક તરીકે ગુજરાતમા એમનું નામ નામાંકિત છે અને જનતાનો એમના માટે પ્રેમ પણ અગાધ છે.

:: એમની કૃતિઓ ::

| | |
|---|---|
| ૧. વિધવા | સન ૧૯૦૬ |
| ૨. કુમારિકા | ,, ૧૯૧૯ |
| ૩. ટહુકાર | ,, ,, |

# ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળા.

સન. ૧૯૨૯–૩૦.



વ્યાખ્યાતા,

શ્રીયુત્ નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા, બી. એ. સી. એસ;

ગુજરાતી ભાષા અને સાહિત્ય વિષે શ્રીયુત્ નરસિંહરાવભાઈ જે કાંઈ બોલે લખે તે જાણવા માટે ગુજરાતી વાચકવર્ગ સ્વાભાવિક રીતે ઉત્સુક રહેજ; એટલુંજ નહિ પણ એમનું લખાણુ આદરપાત્ર અને વિચારણીય ગણાય.

પ્રસ્તુત વ્યાખ્યાનો એમણે ગઈ સાલ મુંબાઈ યુનિવર્સિટી તરફથી પહેલ પ્રથમ આપ્યાં હતાં. તે ઈંગ્રેજીમાં લખાયાં હતાં; પણ "વસન્ત કાર્યાલયે" તેનો સાર ગુજરાતીમાં છાપી એક પ્રશસ્ય કાર્ય કર્યું હતું.

પરંતુ તે વાંચ્યા પછી અમને થયા કરતું હતું કે એક પુસ્તિકારૂપે સદરહુ વ્યાખ્યાનો સંકલિત થવાની જરૂર છે, જે સાહિત્યના અભ્યાસીને ઉપયોગાર્થે સવડભર્યું થઇ પડે; તેમ તેનો બહોળો પ્રચાર થવા પામે.

આવી માન્યતાથી અમે વિદ્વાન ભાષણકર્તાને તે વ્યાખ્યાનો "ગ્રંથ અને ગ્રંથકાર" પુ. ૨ માં પુનઃ પ્રકટ કરવા પરવાનગી માંગેલી, જે એમણે ઉદારતાપૂર્વક તુરત આપી હતી; અને "વસન્ત કાર્યાલય"નો તો આપણા પર ઉપકાર છે જ.

સંપાદક.

## " ગૂજરાતી ભાષા અને સાહિત્ય. "*

[ રા. રા. કનૈયાલાલ મુનશીના શુભ પ્રયત્નથી ઠક્કર શ્રી વસનજી માધવજીના દાનમાંથી મુંબઈ યુનિવર્સિટિએ ગૂજરાતી સાહિત્યને લગતી વ્યાખ્યાનમાળા સ્થાપી છે. અને એના પ્રથમ વ્યાખ્યાનકાર તરીકે આ વર્ષે રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆને નીમ્યા હતા. એમણે એ માળાને અંગે અંગ્રેજીમાં પાંચ વ્યાખ્યાન ( તા. ૭-૧-૩૦ થી આરંભી ) આપ્યાં હતાં-જેનો સાર વસન્તના વાચકોને ઉપયોગી થશે એમ ધારી અમે એ વ્યાખ્યાનમાળાને યથોચિત સંક્ષિપ્ત કે વિસ્તૃત રૂપે ગૂજરાતીમાં ઉતારીશું. એ ક્રમશઃ અત્રે પ્રસિદ્ધ થશે, તંત્રી. ]

### ૧ ( ઉપોદ્‌ઘાત )

મેં આ વ્યાખ્યાનમાળા માટે "ગૂજરાતી ભાષા અને સાહિત્ય" એ વિષય પસંદ કર્યો છે. 'સાહિત્ય' સાથે 'ભાષા' જોડવાનાં કારણ સ્પષ્ટ છેઃ વિચાર અને વાણી એક બીજાથી કદી છૂટાં ન પાડી શકાય એવી રીતે ગૂંથાએલાં છે. રઘુવંશના મંગલાચરણમાં કાલિદાસ "**વાગર્થાવિવ સંપૃક્તૌ**" એમ પાર્વતી અને શિવના સંબન્ધનો ઉલ્લેખ કરે છે-એ જ ઝીર્ણ સત્ય, એને મળતા પણ કાંઇક જુદા રૂપમાં, "ભાષા અને સાહિત્ય"ના સંબંધમાં પણ રહેલું છે. વાક્ અને અર્થ જેટલા અવિશ્લેષ્ય સંબન્ધથી નહિ, તથાપિ બહુ જ નિકટ સંબન્ધથી 'ભાષા' અને 'સાહિત્ય' જોડાએલાં છે. એવી ભાષા હોઈ શકે ખરી કે જેમાં સાહિત્ય ન હોયઃ ઉદાહરણ તરીકે,-કચ્છી, કોંકણી,× અને જંગલી જાતિઓની ભાષા જેવી કે ભીલી. એમાં ખરા અર્થમાં સાહિત્ય નથી. દન્તકથાઓ હોય છે જે મુખ પરંપરાથી ઊતર્યા કરે છે, પણ તે 'સાહિત્ય' ન કહેવાય. સાહિત્ય માટે વિશિષ્ટ પ્રકારની સંસ્કૃતિની જરૂર છે.

ભાષા અને સાહિત્યનો ભેદ સ્થિર કરવા માટે, તેમ જ કેવી સ્થિતિમાં ભાષામાંથી સાહિત્ય ઉપજે છે એ નિર્ણીત કરવા માટે, કયાં કયાં તત્ત્વોમાંથી સાહિત્ય બને છે એનો આપણે વિચાર કરીએ. ભાષા વિચાર અને

* ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળા ભાષણ ૧ લું. રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆના અંગ્રેજી ભાષણ ઉપરથી. વસન્ત-ઑફિસ.

× Father Thomas Stephens નું રચેલું 'ખ્રિસ્તી પુરાણ' અપવાદ રૂપ છે, પરંતુ તે જ ઉત્સર્ગ (સામાન્ય નિયમ)ને સિદ્ધ કરે છે.— ન. ભો. દિ.

લાગણી સાથે જોડાએલી છે–જેમ આકૃતિ યા દેહ આત્મા સાથે જોડાએલો છે તેમ આમ કહેવામાં હું પશુ પંખીઓની અવ્યક્ત વાણી છોડી માત્ર મનુષ્યની વ્યક્ત વાણી વિષે જ બોલું છું. પશુ પંખીઓ અમુક અમુક નાદથી એમના ભાવ પ્રકટ કરે છે, પરંતુ મનુષ્યવાણીમાં બુદ્ધિ વડે વસ્તુનું પૃથક્કરણ કરી જે અધ્યવસાય કરેલો હોય છે તે પશુ પંખીના નાદમાં હોતો નથી.

ભાષાની ઉત્પત્તિના ચર્ચાગ્રસ્ત પ્રશ્નમાં જેમકે ભાષા અન્તરના ઊછાળાથી પ્રકટી આવે છે કે કૃત્રિમ સંકેતજન્ય છે–એમા આપણે નહિ ઊતરીએ, કારણકે આપણે તો ભાષામાથી સાહિત્ય કેવી રીતે પ્રકટે છે એ જ વિચાર કરવાનો છે. અને તે માટે, ભાષામાં વિચારના વિકાસ વિષે જ આપણે જોવાનું છે. બાળક બોલવા માંડે છે, ત્યારે તે નામથી શરૂઆત કરે છે: 'ગાય,' 'ઘોડો,' બિલાડી,' 'કૂતરો' આ શબ્દો બાળક વાણીના આરંભકાળમાં જ પકડી લેછે. કારણકે પ્રાણીઓ અને દ્રવ્યો, એમની સાદાઇ સ્થૂળના અને પરિચિતતાના કારણથી, બાળકની બુદ્ધિમાં સહુથી પ્હેલાં ઊતરે છે. તે પછી વિશેષણ અને, ક્રિયાપદ, અને પછી ભાવવાચક અને સંબન્ધવાચક શબ્દો આવે છે. બાળકની બુદ્ધિનો આ વિકાસ એક અત્યન્ત ગૂઢ ક્રિયા છે. એક ત્રણ વર્ષનું બાળક કહે છે કે 'હમારે દૂધ જોઇએ?' એમાં કેટલી વિચારની ગૂંથણી ભરેલી છે એ જોયું? પ્રથમ તો 'જોઇએ' પદમાં જ કેટલો સંકુલ અર્થ સમાએલો છે એ જુવો: 'જોઇયે' એટલે અમુક ન્યૂનતા અને તે ન્યૂનતા પૂરવાની ઇચ્છા: બાળકની બુદ્ધિમાં આ ભાવ કેવી રીતે ઊતરે છે એ મનુષ્યની કલ્પનાની બ્હારની–અદ્ભુત–વસ્તુ છે. તે જ પ્રમાણે બાળકને પૂછીએ કે 'કોણે રોટલી આપી?' તો બાળક ઉત્તર દેછે કે 'મા રોટલી આપી,' અને આગળ જતાં શુદ્ધ બોલતાં શીખે છે–કાંઇક બરાબર અનુકરણ કરીને અને કાંઇક શીખવવાથી–ત્યારે કહે છે કે 'માએ રોટલી આપી.' આ બધામાં પ્રત્યય લગાડવા વગેરેની જે માનસિક ક્રિયા રહેલી છે તે સંક્ષિપ્ત અનુમાનરૂપ હોય બુદ્ધિનો વ્યાપાર છે— એવી જાતની બુદ્ધિનો કે જે મનુષ્યને ઇતર પ્રાણીઓથી જુદો પાડે છે.

ઉપર જણાવેલી બે ભૂમિકાની પાર એક ત્રીજી ભૂમિકા છે: ભાષા પહેલી બે ભૂમિકા સુધી જઇ અટકે છે. ત્રીજી ભૂમિકાથી સાહિત્ય શરૂ થાય છે. એ ભૂમિકા ભાવનાની છે, અને ભાવના સામાજિક, રાજકીય,

અને ધાર્મિક સંસ્કૃતિ માગી લે છે. આ સંસ્કૃતિરૂપી નિયંતપૂર્વવર્તી સ્થિતિ વિના સાહિત્ય શક્ય જ નથી. સાહિત્ય, અવલોકન, રસશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, ઈતિહાસ, કલા–સર્વ સંસ્કૃતિનાં,–બુદ્ધિ, નીતિ અને આત્માની સંસ્કૃતિનાં– બાળકો છે. કારણ કે એ સર્વ પ્રજાના સંસ્કારી જીવનમાંથી ઉદ્‌ભવે છે. આ પ્રમાણે સાહિત્યનું ઉત્પત્તિકારણ લોકના સંસ્કારી જીવનમાંથી ઉદ્‌ભવતી ભાવના હોઈ, પ્રશ્ન ઊઠે છે કે—**ગૂજરાતીમાં સાહિત્ય છે ?** એનો ઉત્તર કે "હા, અને ના; પણ વિશેષતઃ હા." આ વિરોધગર્ભ ઉત્તરનો અર્થ સ્પષ્ટ કરું : કચ્છી, કોંકણી જેવીની સાથે સરખાવતાં સ્પષ્ટ રીતે ગૂજરાતી ભાષામાં એવું સાહિત્ય છે જ કે જે માટે કોઈપણ પ્રજા અભિમાન રાખી શકે; પણ ઈંગ્લિશ, ફ્રેંચ, જર્મન વગેરે સાહિત્યની સાથે મૂકતાં, ગૂજરાતી સાહિત્ય બહુ ગૌણ સ્થાન લે છે. પણ આથી નિરાશ થવાનું કારણ નથી. જે કારણોથી સાહિત્યની વૃદ્ધિ થાય છે, અર્થાત પ્રજાનું જીવન વિકસતું જાય છે, તે કારણો હવે પ્રવર્તી રહ્યાં છે અને એનું ફળ ઉત્પન્ન થયા વગર રહેશે નહિ. અંગ્રેજી સાહિત્યને વર્તમાન સ્થિતિએ પહોચતા સેંકડો વર્ષ લાગ્યાં છે. આપણા ગૂજરાતી ભાઈઓનું સંસારિક જીવન એના સાહિત્યની વૃદ્ધિ માટે આવશ્યક છે, અને એ આપણામાં છે. આપણે ઊંચી ભાવનાઓથી ભરેલી એવી એક પ્રાચીન સંસ્કૃતિના વારસો છીએ–જે ભાવનાઓએ આપણને જગતનાં મહાન સાહિત્યમાં સ્થાન લઈ શકે એવું એક સાહિત્ય–સંસ્કૃત, પ્રાકૃત, પાલી સાહિત્ય–આપ્યું છે. જો આ વારસો આપીને પણ આપણે હજી કાંઈ કરી શક્યા નથી તો દોષ આપણો પોતાનો–આપણે જે એ સાહિત્યની અવગણના કરીએ છીએ તેનો–છે. છેલ્લાં પચીસ વર્ષમાં સંસ્કૃત સાહિત્યનો જે અભ્યાસ શરૂ થયો છે તેથી આપણા ભવિષ્યના ઉચ્ચ સાહિત્યનું બીજ વવાયું છે. અને તેને અંગ્રેજી અને અંગ્રેજી ભાષાન્તરદ્વારા પરિચિત થએલાં અન્ય પાશ્ચાત્ય સાહિત્યો પાણી સીંચે છે. આ ઉપમાને બદલીને એક બીજી ઉપમા લઈએ : પાંચ વર્ષ ઉપર 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા' માં એક લેખકે લખ્યું હતું કે ગૂજરાતી સાહિત્ય હજી એક બાળક છે–જે એના શૈશવકાળમાં એક અંગ્રેજ ધાત્રીના હાથમાં ઊછરી રહ્યું છે–તે ઉપર મેં ટીકા કરી હતી કે વધારે યથાર્થ ઉપમા લઈને બોલીએ તો ખરી વાત એ છે કે "સંસ્કૃત સાહિત્ય, એ ભૂમિ છે, અને અંગ્રેજી સાહિત્ય એ ખાતર છે–જે મળીને આપણું વર્તમાન ગૂજરાતી સાહિત્ય ઉત્પન્ન થયું છે."

અહીં મેં સંસ્કૃત અને અંગ્રેજી બંને સાહિત્યની ઉપયોગિતા ઉપર

ભાર મૂકયો છે. કારણકે, મેં પાંચ વર્ષ ઉપર કહ્યું હતું તે ફરી કહું તો, આ દ્વિવિધ [ **સંસ્કૃત અને અંગ્રેજી** ] **અસરને** લીધે આપણા ગૂજરાતી સાહિત્યમા-ખાસ કરીને સંસ્કાર પામેલા લેખકોને હાથે લખાએલા સાહિત્યમા-એક વિશિષ્ટ પ્રકારની અપૂર્વતા આવેલી છે. આ દ્વિવિધ અસર ધ્યાનમા લેતા જણાશે કે અંગ્રેજી કવિતા અને નવલકથાનું અનુકરણ કરવાનો આરોપ વર્તમાન લેખકો ઉપર મૂકાય છે એ ખોટો છે. આ ટીકાકારો બે અગત્યની વસ્તુ ભૂલી જાય છે, જે ભૂલવાથી એમના મનમા આ ભ્રાન્તિ ઉત્પન્ન થાય છે: એક તો એ કે વર્તમાન ગૂજરાતી સાહિત્યના બંધારણમાં સંસ્કૃતનો મ્હોટો ભાગ છે. આ વસ્તુસ્થિતિને લઇ કેટલાક ટીકાકારો આ સાહિત્ય ઉપર વળી એક આરોપ મૂકે છે કે એની ભાષા આડમ્બરી અને કૃત્રિમ છે. થોડાક અપવાદરૂપ લેખકો માટે આ આરોપ સાચો હશે, પણ ઘણાખરા પ્રતિષ્ઠિત લેખકો માટે એ ખરો નથી. આ ટીકાકારો ભૂલી જાય છે કે ગૂજરાતી એક વિકસતી જતી ભાષા છે, જેની સાથે સાથે લોક સંસ્કૃતિ પણ વિકસતી જાય છે. આ માટે જ્યારે કેટલાક નવા વિચારો અને નવી ભાવનાઓ યોગ્ય શબ્દોમાં પ્રકટ કરવાનો પ્રસંગ આવે છે ત્યારે સંસ્કૃતના શબ્દકોષનો ઉપયોગ કરવાની જરૂર પડે છે. આ કારણથી, યુનિવર્સિટિમાં સંસ્કૃત કાઢી એને ઠેકાણે વિકલ્પે ચાલુ ભાષા-ગૂજરાતી વગેરે-દાખલ કરવાનો જે યત્ન થાય છે એની વિરુદ્ધ મ્હારો મત છે. આ વિષયમાં રા. રા. **મોહનલાલ પાર્વતીશંકર દવેએ વડનગરા નાગર મંડળના ૧૯મા** વાર્ષિક સંમેલન વખતે બહુ ટૂંકા પણ સચોટ વાક્યમાં જે વિચાર દર્શાવ્યો હતો એમાં હું મળું છું. એમને પૂછવામાં આવ્યું કે તમે સંસ્કૃતના પક્ષમાં છો કે ગૂજરાતીના ?-ત્યારે એમણે ઉત્તર દીધો કે " હું ગૂજરાતીના પક્ષનો છું અને તેથી જ સંસ્કૃતના પક્ષનો છું." તાત્પર્ય કે સંસ્કૃતથી જ ગૂજરાતી ભાષાની ઉન્નતિ શક્ય છે.

પરંતુ આ જરા વિષયાન્તર થયું. હવે, જે બીજું તત્ત્વ ટીકાકારો અવગણે છે તે ઉપર આવું. એ ટીકાકારો હાલના ગૂજરાતી સાહિત્યમાં માત્ર અનુકરણ જ જુવે છે. પરંતુ તેઓ એક વસ્તુ ભૂલી જાય છે: અને તે તે સાહિત્યનું "સગપણ" (Kinship). આ સગપણ બે તરેહનું છે. (૧) એક તો માનવ કુટુમ્બની એકતાના કારણથી ઉપજતું સગપણ અને (૨) બીજું સંસ્કૃતિનું સગપણ. માનવબન્ધુતાને લીધે, વિચાર અને વાણીની કેટલીક

દયવીણાઃ " અજ્ઞાત હૃદયલેખ, " પૃ ૨-૩.

અદ્દભુત એકતા, જેનો બાહ્ય સંબન્ધમાં ખુલાસો ન થઈ શકે એવી. ("व्यतिपजति पदार्थान आन्तरः कोऽपि हेतुः એ ન્યાયે; પણ આ આન્તર હેતુ તે માનવ બન્ધુતા એટલું આપણે જાણીએ છીએ એટલા ફેરફાર સાથે —એક ઉદાહરણ આપું.

"नहि संहरते ज्योत्स्नां चन्द्रश्चाण्डालवेश्मनि" આ સાથે સરખાવો પરભાષામાં એજ અર્થના શબ્દોમાં પ્રકટ થતો એ જ ભાવ:

"You silver beams, sleep they less sweetly.
On the cottage-thatch than on the dome of kings ?"

બીજું સગપણ—સંસ્કૃતિનું. પૃથ્વીના જુદા જુદા દેશની પ્રજાઓનાં સાહિત્ય, તેઓની સંસ્કૃતિનો સંસર્ગ થતા, એક બીજા સાથે જોડાય છે અને એક બીજા ઉપર અસર કરે છે. પહેલા અને બીજા સંબન્ધ વચ્ચે ભેદ એટલોજ છે કે પહેલો સંબન્ધ માનવ બન્ધુતાના કારણથી ઉપજેલો હોઈ સ્વાભાવિક યાને નિસર્ગસિદ્ધ છે, અને આ બીજો પ્રજા-પ્રજાની સંસ્કૃતિનો સંબન્ધ થતા ઉત્પન્ન થાય છે, અને તેથી એ નૈમિત્તિક છે. અંગ્રેજી સાહિત્યે ગુજરાતી ઉપર આ બીજી જાતના સંબન્ધના કારણથી ભારે અસર કરી છે. એ અસર બહુ સહેલાઇથી અને અદસ્ય રીતે થઇ છે તેનું એક કારણ એ છે અંગ્રેજ અને ભારતવાસી પ્રજા એકજ આર્યકુળનાં સંતાન છે, અને તેથી એમની સંસ્કૃતિ વચ્ચે પણ એક રીતે જોતાં કૌટુમ્બિક સંબન્ધ છે. સંગીત જેવા વિષયમાં આપણી અને પશ્ચિમની પ્રજા વચ્ચે કેટલી એકતા છે એનું એક ઉદાહરણ જોવું હોય તો ઇટાલિ અને સ્પેઇનનું સંગીત સાંભળો. એ સાંભળતા આપણાં રાગ-રાગણી સાથે એનું સામ્ય પરખાઈ આવશે. રાગના સૂરભેદ વગેરેનું પૃથક્કરણ બે વચ્ચે એકતા ન બતાવી શકાય, તોપણ આખા રાગની આપણા હૃદય ઉપર જે જાતની છાપ પડે છે એ બેનું સામ્ય સ્પષ્ટ રીતે બનાવે છે અને વસ્તુ અમુક રાગનું તેના ઘટક સ્વરોમાં પૃથક્કરણથી રાગલક્ષણ સંધાત નથી, પણ સંયોગીકરણ વડે અમુક ક્રમમાં ગોઠવાયલા સ્વરોના પ્રત્યક્ષીકરણ વડે શ્રોતાના મન ઉપર જે રસિક અસર થાય તે રાગ-એમ લક્ષણ છે.

અંગ્રેજી સાહિત્યની ગૂજરાતી સાહિત્ય ઉપર અસર થઇ છે એ માત્ર કાકતાલીય ન્યાય નથી, એની પાછળ પ્રભુની યોજના છે એમ કહીએ તો ચાલે, બે ભાઇઓ આર્યસંતાનો-દૂર સમયથી છૂટા પડેલા તે પાછા મળ્યા

છે, અને તેઓ પરસ્પર પ્રેમથી ભેટે છે. મ્હેં એક કાવ્યમાં સરિતાનું ગાન અને કાંઠે વાગતા વાદ્યસમૂહનો સ્વર-એક પ્રકૃતિનું અને બીજું મનુજનું સંગીત-એના પરસ્પર મેળની કલ્પના કરી છે, તે યોગ્ય ફેરફાર સાથે પ્રકૃત સ્થળે લાગુ પાડી શકાશે. એ પંક્તિઓનું સ્મરણ આપુંઃ—

" ઉદ્યાનમાં મધુર વાદ્યસમૂહ વાજે
તે શું ભળી સરિતગાન ગભીર ગાજે.
બે ગાન આ-પ્રકૃતિ ને મનુજે રચ્યા જે-
ભેટી અહિં શું સહસા સુખમા મચ્યા એ !
બે ગાનબન્ધુ કુળ એકથી ઉપન્યા ને
છૂટા વિદેશ વશી વેશ વિચિત્ર ધારે;

× × × ×
× × × ×

ને દીર્ઘ દીર્ઘ સમયે ફરી ભેટતામા,
સંબન્ધ પૂર્વ સ્મરી ઓળખી આવી રહામાં
આનન્દપૂર સરી પ્રેમની બાથ ભીડી, "-ઇત્યાદિ.

ઇંગ્લંડ અને હિન્દુસ્થાની સાહિત્યના આ સગપણ વિષે રેવ. જે. ડિસુઝાએ "અભિનવ હિન્દુ ધર્મ ઉપર અંગ્રેજી સાહિત્યની અસર" નામના એક લેખમાં બહુ સારું નિરૂપણ કર્યું છે. એમાંથી એક ઉતારો કરૂંઃ—

અંગ્રેજી સાહિત્ય ઉપર ભારતવાસીનો ઉત્સાહભર્યો પ્રેમ છે. એનું મૂળ શાહું છે-તે એ કે ભારતવાસીને અંગ્રેજના ચારિત્ર માટે ખરી છતાં અજ્ઞાત એવી સહાનુભૂતિ અને સમઝણ છે*

અંગ્રેજ અને હિન્દીજન વચ્ચે હજારો ભેદ હોવા છતાં એમના ચારિત્ર વચ્ચે એક મૌલિક સામ્ય છે. એ પ્રજાનું કલાના વિષયમાં વલણ કવિતા તરફ છે. પ્રાણીઓ ઉપર ગામડાના જીવનનો અને પ્રકૃતિ ઉપરનો પ્રેમ, ઘરની ઝંખના, અને સ્વભાવમાંજ રહેલી એક જાતની શોકરેખા-એની અંગ્રેજી સાહિત્ય ઉપર જે છાપ પડેલી છે તે જ અહીંના સાહિત્ય ઉપર પણ જોવામાં આવે છે. એને એક વિચારની દલીલ કરતાં કાવ્યની એક સુન્દર ઉપમા વધારે અસર કરે છે." આ પૃથક્કરણની દરેક વિગત સાથે

* "The Examiner" Bombay (જુઓ ૧૯૨૯ ની ૧૩ મી સપ્ટેમ્બર્ ઇન્ડિયન સોશ્યલ રિફૉર્મર.)

કદાચ આપણે સહુ ન-મળીએ, તો પણ આટલું તો ખરૂં જ કે હું જેને 'સંસ્કૃતિની સગાઈ' કહું છું એ અંગ્રેજી અને દેશી સાહિત્ય વચ્ચે એમણે બરાબર ઓળખી કાઢી છે.

એક દાખલો આપું. રા. બોટાદકર અંગ્રેજી ભણ્યા નહતા. પણ એમના મિત્રોએ પાલગ્રેવની 'ગોલ્ડન ટ્રેઝરી'માંથી કેટલીક કવિતાઓ એમને ગૂજરાતીમાં સમઝાવી ખાસ કરીને વર્ડ્ઝવર્થની 'The Daffodils', 'The Solitary Reaper', અને The Soldier's Dream ' એનો ભાવ એમના કવિહૃદયમાં એવો ઉતરી ગયો કે એને પરિણામે એમણે એવાજ ભાવથી ભરેલાં છતાં અપૂર્વતાવાળાં ત્રણ કાવ્યો ગૂજરાતીમાં 'આવળનાં ફૂલને,' 'તન્મયતા' અને 'સ્વપ્ન' લખ્યાં. 'આવળનાં ફૂલને'-માં કુસુમમાળાના 'કરેણું'ની છાયા છે એમ કહેવામાં આવે તો એના ઉત્તરમાં એટલું યાદ રાખવાનું છે કે રા. બોટાદકરને The Daffodils' સમઝાવવામાં આવ્યું હતું અને તેથી એની અસર હોવાનો વધારે સંભવ છે. ખરૂં જોતાં 'કરેણું' અને 'આવળનાં ફુલને' બંનેનું મૂળ એ અંગ્રેજી કાવ્યમાં છે. 'આવળના ફૂલને' ની નીચેની પંક્તિયોઃ—

" ત્યાં સુન્દર સમુદાય તમારો ઉર આકર્ષે,<br>
શો વધતો વિસ્તાર હીંચતો અવિરત હર્ષે !<br>
દૂર અતિશય દૂર સુધી પથરાઇ રહેલા "

—માં નીચેની The Daffodils ની પંક્તિયોનું પ્રતિબિમ્બ છે, પણ તે સાથે એમાં અપૂર્વતા પણ છે; સરખાવો—

" They stretched in never-ending line<br>
Along the margin of a bay;<br>
Ten thousand saw I at a glance<br>
*Tossing their heads in sprightly dance.*

તેજ પ્રમાણેઃ—

હીંચો વ્હાલાં બાળ ! અનિલ લહરી ઉપજાવો !<br>
મુજ અંતરને એમ નવલ કૈં નાચ કરાવો !

—માં નીચેની પંક્તિયોની છાપ છેઃ—

And then my heart with pleasure fills<br>
And dances with the Daffodils. "

'આવળના ફુલને' મા 'The Daffodils' ની છાપ લગભગ પૂરેપુરી છે, પરન્તુ 'તન્મયતામા' અપૂર્વતા સ્પષ્ટ દેખાઈ આવે છે અને જો કે 'The Solitary Reaper'ની નીચેની પંક્તિયોઃ—

" I listened motionless and still;
And as I mounted up the hill,
The music in my heart I bore
Long after it was heard no more "

નો—

" થઇ સમાપ્તિ મતિ ગણતી હતી,
પણ શકે ઉર ના દઇ સંમતિ;
હજુ મનોહર ગાન રહ્યુ વહી,
શ્રવણ સ્પષ્ટ રહ્યા હજુ સાભળી, "

—મા પડઘો છે, પણ તે દૂર દૂરનો અને આછો. આપણા આ ગુજરાતી કવિમા જે અનુકરણ છે તે પણ સ્વતન્ત્ર અનુકરણ છે એ બતાવવા હું કેટલીક પંક્તિયો સવિસ્તર ઉતારૂ છુ —

" અનિલને શીખવી ગઇ ગાન એ,
પુનિત પાઠ નિરંતર જો કરે !
વિહગના સ્વરમા સ્વર એ મળ્યો,
તરુ તણા પ્રતિ પત્ર વિશે વસ્યો.
ધરણિ દિન અસ્ત થતા વણું,
વિમળ એ સવળે સ્વર સાભળ્યું;
રજનિ આવતી એ હૃદયે ધરી,
તિમિરમા પણ એ જ રહ્યા તરી.
શશિસુધાસહ એ વરશી રહ્યા;
ઉડુમુખે પણ એ ચમકી રહ્યા,
વદતી એ જ વહી ગઈ શર્વરી,
અજબ આવી ઉષા સ્વર એ ગ્રહી.
નિવસતો જહીં ક્ષેત્ર વિશે ફરી,
મનુજ કોઇ પડે નજરે નહિ;
અચલ એકલ ગાન રમી રહ્યુ,
ગગન ગુંજનને ભજવી રહ્યુ. "

આમાં કલ્પેલી વિગત મૂળ અંગ્રેજી કરતાં કેટલી વધારે છે, અને એનું સૌન્દર્ય કેવું અપૂર્વ છે એ આપ સહજ જોઇ લેશો.

હું આશા રાખું છું કે અંગ્રેજી અને ગૂજરાતી સાહિત્ય વચ્ચે જે સંસ્કૃતિની સગાઇ થઈ છે, અને એને લીધે અર્વાચીન ગૂજરાતીનું જે વિશિષ્ટ સ્વરૂપ ઘડાયું છે એ કેટલું સુન્દર અને અપૂર્વ છે, કેવળ અનુકરણ નથી, એ બતાવવા માટે આટલું બસ થશે.

એ બે સાહિત્યની વચ્ચે સંસ્કૃતિની સગાઇ રહેલી છે એમ મેં કહ્યું તે ઉપરથી એમ સમજવાનું નથી કે ગુણમાં અને વિસ્તારમાં બંને સાહિત્ય સરખાં છે. ઉપર કહ્યું તેમ સાહિત્યની સંસ્કૃતિ જનસમાજમાં 'સામાજિક' ધાર્મિક અને આધ્યાત્મિક જીવન ઉપર આધાર રાખે છે, અને આ આધારભૂત જીવનના સ્વરૂપમાં અંગ્રેજ અને આપણી વચ્ચે ઘણો ભેદ છે. આ કારણથી આપણું સાહિત્ય હજી પ્રમાણમાં સંકુચિત છે, અને વિવિધતા પણ થોડી છે. ગૂજરાતી સાહિત્યની આ ખામી એના એક પરમભક્તે પણ સ્વીકારી છે: દિ. બ. કેશવલાલ હ. ધ્રુવ કહે છેઃ

ગતકાળના સાહિત્યમાં વિવિધતા અને વિશિષ્ટતા નહિં જેવીજ છે. એ વિવિધતા ખીલવવી અને એ વિશિષ્ટતા કેળવવી એ અહિં મળેલા કવિજનોનું ધ્યેય હોવું જોઇયે. હેના આદર્શ પશ્ચિમનું અત્યન્ત વિસ્તીર્ણ સાહિત્ય અને તેવુંજ વિસ્તીર્ણ વિવેચન પુરા પાડે એમ છે. હેમાં જે પ્રેરણાબળ અને કલાવિધાન છે ત્હેનો લાભ લેઇ આપણે આપણું સાહિત્ય બહલાવી શકીશું.'*

આ ખામી હજી પણ આપણા સાહિત્યમાં છે એમ દિવાનબહાદુરનો મત છે, કારણ કે એ પશ્ચિમના વિસ્તીર્ણ સાહિત્યમાંથી પ્રેરણા લેવા આપણા સાહિત્યકારોને ઉદ્બોધે છે. એમ કહેવાય છે કે મનુજસંસ્કૃતિને ઈંગ્લંડનો મ્હોટામાં મ્હોટો ઉપકાર એ એનું સાહિત્ય છે અને એ કહેવું ખરૂં છે.

આમ ગુજરાતી સાહિત્યની ખામી સ્વીકારૂં છું, પણ નૈરાશ્યના ગર્તમાં ગળતો નથી, જે માર્ગે અત્યારે આપણું સાહિત્ય ચાલી રહ્યું છે તે વિચારતાં અને એના ભવિષ્યના વિસ્તાર અને વિકાસ માટે પુષ્કળ આશા પડે છે. તે માટે હવે આપણા પ્રાચીન અને અર્વાચીન ગૂજરાતી સાહિત્યની પરિસ્થિતિનો અને એનું જગતના સાહિત્યમાં સ્થાન, એ વિષે આપણે વિચાર કરવો જોઇએ. એ બીજા ભાષણમાં કરીશું. (વસન્ત—ઑફિસ.)

*૧૯૨૯, નદ્દન પમાએ મળેલા 'કવિસંમેલન'માં પ્રમુખ તરીકે આપેલું ભાષણ.

## ગૂજરાતી સાહિત્ય.

૨.

### ( જગતનાં સાહિત્યમાં એનું સ્થાન. )

મ્હારા ગયા વ્યાખ્યાનને અન્તે મ્હેં કહ્યું હતું તેમ હવે આ વિચાર કરીએ કે **જગતનાં સાહિત્યમાં ગૂજરાતી સાહિત્યનું સ્થાન કયાં છે ?**

જગતનાં સઘળાં સાહિત્યની બલ્કે એમાંનાં મુખ્ય મુખ્યની પણ ચર્ચા ઉપાડવી એ બહુ ભારે પડતી કહેવાય. તેથી આપણે પશ્ચિમના સાહિત્યના પ્રતિનિધિ તરીકે અંગ્રેજીને અને પ્રાચીન પૂર્વના સાહિત્યના પ્રતિનિધિ તરીકે સંસ્કૃતને લઈને વિચાર ચલાવીશું. આ કરવું બીજી રીતે પણ સગવડભર્યું છે; કારણ કે ગયા ભાષણમાં બતાવ્યું તેમ આ બે સાહિત્યે વર્તમાનકાળમાં ગૂજરાતી સાહિત્ય ઉપર પ્રબળ અસર કરી છે. પુનરુક્તિનો દોષ વ્હોરીને પણ હું તમને સ્મરણ આપું છું કે પ્રજાનું સાહિત્ય એ એની સંસ્કૃતિ સાથે બહુ સંબન્ધ ધરાવે છે, સામાજિક, રાજ્યપ્રકરણી અને આધ્યાત્મિક વિષયની સંસ્કૃતિ સાથે: તેથી સામાન્ય રીતે સાહિત્ય એ જીવનનું પ્રતિબિમ્બ ઝીલે છે એમ કહી શકાય. આથી એમ સમઝવું નહિ કે પ્રજાના કવિઓ, નવલકથાકારો, ઉપદેશકો વગેરે પ્રજાના હાથથી હલાવાતાં માત્ર પુતળાં છે, જેઓએ પ્રજાના મુખ માત્ર બનવું જોઈએ, અર્થાત્ એના જ વિચાર, એની જ ભાવના, એના જ અભિલાષ પ્રકટ કરવા જોઇએ, અને જાણે એમને પ્રજાના ધોરણથી ઊંચે જવાનો અધિકાર જ ન હોય. શક્તિ અને કલ્પકતાવાળા એવા પુરુષો ઉત્પન્ન થશે જ કે જે એમના ઉચ્ચ દર્શનથી પ્રજાની બુદ્ધિને દોરશે, એમનાથી દોરાશે નહિ. કોઈ પણ સાહિત્યકાર એના જમાનાથી આગળ હોઈ શકે નહિ એ ભ્રાન્તિ છે. આ સંબન્ધમાં હૅમ્લેટનું અવલોકન કરતાં જર્વાઈનસે કહેલું યાદ કરવા જેવું છે. એ કહે છે:

"In this anticipation there lies on the side of the poet a true greatness; there is no doubt that in this deep sensibility, as well as in the high intelligence with which he invested Hamlet very few of his contemporaries could follow him. The honor of being in advance of the age is in most cases only equivocal.

A man should belong to his age and the work which lies nearest he should advance according to his ability. Anticipating time, moreover, is too often the incapability of idealistic enthusiasts to bear the actual. It is only when a man, such as Shakespeare, entirely and fully belongs first to his age and its cultivation and business in every essential direction, and also by his power of mind anticipates the method of thought and feeling in generations to come, that we can respect this advanced position as the token of a true and great superiority."

(Commentaries on Shakespeare: Hamlet; p. 574).

અર્થાત્—

આમ પોતાના જગત કરતાં આગળ રહેવામાં કવિનો ખરો મહિમા રહેલો છે. આમ ઊંડી લાગણીમા તેમજ ઊંચી બુદ્ધિ હેમ્લેટને અર્પવામાં શેક્સપિયરે જે પગલું ભર્યું છે એમાં એના સમકાલીન જનોમાંથી થોડાક જ એને અનુસરી શક્યા હશે. પોતાના સમયથી આગળ હોવાનું માન બે અર્થનું છે: માણસે પોતાના સમયના હોવું જોઇએ અને પોતાની સમક્ષ જે કાર્ય પડ્યું હોય તે પોતાની શક્તિ પ્રમાણે કરવું જોઈએ. પોતાના સમયની આગળ ધસવું એ ઘણી વાર ભાવનાને આધીન થઇ પડેલા ઉત્સાહી જનોની અશક્તિનું ચિહ્ન હોય છે. શેક્સપિયરની પેઠે જે પ્રથમ પોતાના સમયનો થઈ પોતાના સમયને સારી રીતે ખેડે છે, અને તે સાથે પોતાની બુદ્ધિશક્તિથી ભવિષ્યના જમાનાના વિચાર અને લાગણીને પણ વર્તમાનમાં ખેંચવાની શક્તિ ધરાવે છે—તેવા મનુષ્યનું પોતાના સમયથી આગળ હોવું એ મહત્તાનું લક્ષણ છે એમ સમજી એને માન આપી શકીએ છીએ.

અહીં જર્વાઇનસ બે પક્ષ વચ્ચે સમતા ધારણ કરે છે. તેમાં એક પક્ષ એવો કે સાહિત્યકારે એના સમય સાથે ચાલવું જોઇએ, અને બીજો એવો કે સમયથી આગળ ચાલવામાં જ એની મહત્તા છે. અને આ બીજાની બાબતમાં પણ જર્વાઇનસ માગે છે કે એણે જમાનાની આગળ

જવા છતાં પણ એણે એક પગ વર્તમાનમાં રાખવો જોઇએ, જેમ શેક્સપિયર કરી શકયો હતો.

આ વિચારની સામે, છેક સામે નહિ પણ એને મુકાબલે, કાર્લાઇલ શું કહે છે એ પણ સાંભળીએ. એ કહે છે :—

"I liken common languid times, with their unbelief, distress, perplexity, + + + impotently crumbling down into even worst distress towards ruin: all this I liken to dry dead fuel, waiting for the lightning out of heaven that shall kindle it. The great man with his free force direct out of God's own hand, is the lightning. × × Those are critics of small vision, I think, who cry: see is it not the sticks that made the fire ?"

(Heroes and Hero–Worship: P. 13
The World's Classics Series).

ભાવાર્થ—સામાન્ય અને નબળા સમયો, જેમાં અશ્રદ્ધા, દુઃખ, મૂંઝવણ પ્રવર્તે છે અને જે નિર્બળતાથી વિનાશને વશ થાય છે એને હું સુકા મુવા કાષ્ઠ સાથે સરખાવું છું—જે કાષ્ઠમાં આકાશમાંથી એક વીજળી ઊતરે તો એને સળગાવે, મહાન પુરુષ કે જે પરમાત્માના પોતાના હાથમાંથી નીકળેલી એક સ્વતન્ત્ર શક્તિ છે; એ વીજળી સમાન છે. તેઓ ટૂંકી દૃષ્ટિના છે, જેઓ એમ કહે છે કે જુવો આ કાષ્ઠે જ શું અગ્નિ પેદા નથી કર્યો ?" અહીં કાર્લાઇલ મહાન પુરુષો તે એમના જમાનાનો ફલપાક છે એમ માનનારા ટૂંકી દૃષ્ટિવાળા વિવેચકોનું હિંમતભેર ખંડન કરે છે.

આ બે વિચાર, જર્વાઈનસનો અને કાર્લાઇલનો, પરસ્પર વિરુદ્ધ જ છે એમ નથી. વસ્તુતઃ એ એકબીજાની પૂર્તિ કરે છે. બેશક, કેટલાક એવા છે કે જેઓ અપૂર્વ કલ્પકતાનો દાવો કરે છે, જો કે વસ્તુતઃ એમનામાં સ્વચ્છન્દી આડાઈ વિના બીજું કાંઈ જ હોતું નથી. આવા જનોને માટે જર્વાઈનસ સારી ટીકા કરે છે. જે માણસ એમ ઢોંગ કરે કે મ્હારાથી તો ગાયકગણ સાથે ગવાશે નહિ, હું તો ગરબો ઉપાડીશ અને બીજાએ એ ઝીલવો જ જોઈએ, એ માણસ બેસુરૂં જ ગાતો હશે એમ ખાતરી રાખવી.

આવા માણસો માટે જ્વીંઇનસનું કહેવું સંપૂર્ણ રીતે સત્ય છે. અને કાર્લાઇલ જે ખરા મહાન પુરુષોનો પક્ષ લઇ કહે છે કે એઓ આકાશમાંથી ઊતરતાં તેજ છે અને તેથી તેમને આ ભૂમિની પેદાશ માનવી એ ભ્રાન્તિ છે એ એનું કહેવું પણ એ જાતના મહાન પુરુષો પુરતું સાચું છે. આવા પુરુષો સામાન્ય મનુષ્યોની પંક્તિમાં ભળી જાય અને એમની રીતે નબળે સ્વરે ગાય એ ન બને. નવા સૂર કાઢવા એ એ મહાન પુરુષોનો અધિકાર છે. જેઓ એમનું ગાન ઝીલી શકે તે ઝીલે, ન ઝીલી શકે તે આઘા રહે. આવા મહાન પુરુષો પ્રાકૃત પ્રજાજનના ગુલામ થઇને નજ રહે. અર્થાત એ એમની પરિસ્થતિનાં પાંજરામાં કદી પુરાવાના નહિંજ.

કોઇ પણ પ્રજાના સાહિત્યનો વિચાર કરવામાં આ દૃષ્ટિબિન્દુ ધ્યાનમાં રાખી આપણે જોવાનું એ કે એવા મહાન સાહિત્યકારો એ પ્રજામાં થયા છે કે કેમ?—આ માટે પ્રજાના જીવનનું અવલોકન કરવું જરૂરનું છે. પરંતુ આપણા ગૂજરાતી સાહિત્યને આ કસોટી લાગુ કરતા પહેલાં સાહિત્ય તે પ્રજાની સંસ્કૃતિના ઇતિહાસની પૂર્વાપેક્ષા રાખે છે એ સિદ્ધાન્ત તરફ એકવાર ફરીથી વળિયે; અને એ હેતુથી આપણા પ્રાન્તના ઇતિહાસ ઉપર, આપણા પ્રાચીન તથા અર્વાચીન સાહિત્યના ઉપર એ પ્રકાશ નાંખે છે તે મુખ્યત્વે જોવા માટે, ઝડપથી નજર નાંખી જવાની જરૂર છે; જેથી કરીને પશ્ચિમમાં અંગ્રેજી સાહિત્ય અને આપણા દેશમાં સંસ્કૃત સાહિત્ય વડે પ્રતિબિમ્બિત થનારા દુનિયાના સાહિત્યમાં આપણા સાહિત્યને તુલનાદૃષ્ટિથી ખરૂં સ્થાન આપી સકિયે. પણ આ કરતા પહેલા આપણે પ્રથમ તો મૂળપાયો અર્થાત્ પ્રજાનો ઇતિહાસ તપાસીએ. આપણા લોકના ઇતિહાસનું જીવતું ચિત્ર આપણા મનોનયન આગળ ઊભું કરવા માટે આપણી પાસે પુરતાં સાધનો નથી. આ વિષયમાં આપણે બહુ દરિદ્ર છીએ. ઐતિહાસિક દૃષ્ટિ આપણી પ્રજામાં પ્રાચીન તેમજ અર્વાચીન કાળમાં, નહોતી એમ કહીએ તો ચાલે: અને તેથી છૂટાછવાયાં સાધનો અને સામગ્રીની મદદથી ઇતિહાસ આપણે ઊભો કરવો પડે છે. આ સાધનો અને સામગ્રીમાં બધા જ સરખી કિંમતનાં નથી. ઇગ્લંડના ઇતિહાસ પરત્વે પણ ઇગ્લંડના એક મહાન ઇતિહાસકારે સાધનની ખોટ માટે ખેદ દર્શાવ્યો છે. "ફ્રાન્સના રાજ્યપરિવર્તનનો ઇતિહાસ" લખતાં કાર્લાઇલ કહે છે:

"The oak grows silently, in the forest a thousand years; only in the thousandth year when the woodman arrives; with his axe, is there heard an echoing through the solitudes, and the oak announces itself when with far-sounding crash, it falls. How silent too was the planting of the acorn, scattered from the lap of some wandering wind! Nay, when our oak flowered or put on its leaves (its glad events), what shout of proclamation could there be? Hardly from the most observant a word of recognition. These things *be-fell* not; they were slowly slowly *done*: not in an hour but through the flight of days. What has to be said of it? This hour seemed altogether as the last was, as the next would be."

ભાવાર્થ—એક વૃક્ષ વનમાં નિઃશબ્દ ઊગ્યે જાય છે. હજાર વર્ષ પછી જ્યારે કઠીઆરો એને કુહાડો મારે છે ત્યારે એ નિર્જન વનમાં પ્રથમ શબ્દ ઉદ્ભવે છે, અને દૂર સુધી સંભળાતા અવાજ સાથે એ જ્યારે પડે છે ત્યારે એ પોતાનું અસ્તિત્વ જાહેર કરે છે. એનું બીજ વવાય છે તે પણ કોઇ આગન્તુક પવનની લહેરના ખોળાગાથી આવીને નિઃશબ્દ રીતે વવાય છે, એ વૃક્ષને ફુલ આવ્યાં અને પલ્લવ પાંગર્યા—ત્યારે એનો શો ડંકો વાગ્યો હતો? કશોજ નહિ. એ વસ્તુઓ થઈ નથી, ધીમે ધીમે કરાઇ છેઃ એક ઘડીમાં નહિ, પણ બહુ દિવસે. જેવી એની ગઇ ઘડી હતી અને જેવી ભવિષ્યની ઘડી આવવાની છે તેવી જ વર્તમાન પણ દેખાય છે.

આમાં અર્ધ સત્ય છે, પણ જે છે તેના ઉપર આપણે લક્ષ દેરવવાની જરૂર છે. ઇગ્લંડના ઇતિહાસમાં માત્ર મહાન બનાવ બન્યો એટલીજ નોંધ કરીને ઇતિહાસકારો બેસી રહ્યા નથી, પણ એ વૃક્ષ કેવી રીતે ઉગ્યું એનું વર્ણન પણ તેઓ આપી શકે છે. પણ પ્રજાના જીવનનાં ઊંડાણો સમજવાની કાલાઇલને જરૂર જણાઇ—એ અપેક્ષા પાછળના લેખકોએ ઘણે ભાગે પુરી છે, તો પણ જો ઇગ્લાંડ અને ફ્રાન્સ જેવા દેશ કે જ્યાં ઐતિહાસિક દૃષ્ટિ બહુ ખીલેલી છે ત્યાં પણ જો આ મુશ્કેલી લાગી તો આપણા પ્રાન્ત માટે તો શું જ કહેવું?

આ દૃષ્ટિએ જોતાં રા. ગોવર્ધનરામ ત્રિપાઠીનો "The Classical Poets of Gujarat"-યાને "ગૂજરાતના શિષ્ટ કવિઓ" ઉપર લખેલો નિબન્ધ અણમોલો છે. એમાં ગમે તેટલી ખામી છે તોપણ ગૂજરાતી સાહિત્યનો ઉપર કહ્યો તેવો પ્રજાના જીવનની દૃષ્ટિએ ઇતિહાસ અવલોકવાનો એ પ્રથમ પ્રયત્ન છે. થોડી સામગ્રીના પાયા ઉપર મોટી ઇમારત રચવાંના પ્રયત્નને લીધે, તેમજ એમણે કલ્પનાને જે છૂટથી ઉડવા દીધી છે તે કારણથી, એમાં દોષો આવ્યા છે. છતાં હું એને કિમતી લેખું છું.

પ્રજા મહાન હોયા વગર એનું સાહિત્ય કદી મહાન થઇ શકતું નથી. આ સત્ય ઘણીવાર ભૂલાઈ જાય છે. પ્રજા એક વખત મહાન હતી એટલું બસ નથી. એની મહત્તા અવિચ્છિન્ન ચાલતી રહેલી હોવી જોઇએ. ભૂતકાળની મહત્તાનાં કિરણો એ સજીવ મહત્તાના પ્રકાશ આગળ અન્ધકાર જેવાં લાગે. તેથી પોષિત રાષ્ટ્રિય જીવન અને અભિલાષથી એ પુરાણો પ્રકાશ જો સતત ન રખાય તો એ દીવો ડોલતો ડોલતો જરૂર અસ્ત થઈ જશે. આ વાત ધ્યાનમાં રાખીશું તો પશ્ચિમનું તથા જૂનું સંસ્કૃત સાહિત્ય અને આપણા દેશનું વર્તમાન સાહિત્ય એ બે વચ્ચે આટલો બધો ગુણનો તફાવત કેમ છે એ સમજાશે. અંગ્રેજી સાહિત્ય હજાર વર્ષથી અવિચ્છિન્ન વધતું આવ્યું છે રાજ્ય, વ્હેપાર, હુન્નર-ઉદ્યોગ, ધર્મ, સમાજસંસ્થા, ભૌતિક વિજ્ઞાન, દૂર દેશની મુસાફરી, ટૂંકામાં, વિશાળ સ્વરૂપની સંસ્કારિતા રચવામાં જે જે સામગ્રી આવે છે તે સર્વથી એનું જીવન અને તેથી એનું સાહિત્ય સમૃદ્ધ થયું છે. તો એથી વ્હામે પક્ષે આપણી પ્રાચીન સંસ્કૃતિ જો કે અનેક શતકો ઉપર જ્ઞાન, કલા, ઉદ્યોગ તથા પ્રજાવિકાસ આદિ અનેક વિષયોમાં અદ્વિતીય હતી, તથાપિ તે પ્રતિકૂળ વાતાવરણને લીધે સુકાઇ ગઇ, અને યદ્યપિ થોડાંક શતક આગળ સુધી એ સંસ્કૃતિ છૂટાં છવાયાં વ્હેણમાં એ વહી ખરી, તોપણ આપણું ગૂજરાતી ભાષાનું સાહિત્ય આપણે નવું જ ઉત્પન્ન કરવાનું છે એમ કહીએ તો ચાલે. ભૂતકાળનો એનો વારસો બહુ થોડો છે, અને વળી એકદેશી છે; અને એ ઉતરતાં ઊતરતાં બગડી પણ બહુ ગયો છે. રાષ્ટ્રિય જીવન ઘણા સૈકા સુધી સુકાઈ જવાથી આપણા સાહિત્યજીવનને નવેસરથી ઉભું કરવાનું હોય એમાં આશ્ચર્ય નથી. આથી જો કે આપણી પ્રાચીન સંસ્કૃતિ પશ્ચિમની સંસ્કૃતિ કરતાં પહેલાંની છે તો પણ તે અવિચ્છિન્ન નથી રહી તે કારણથી આપણું સાહિત્ય અવિચ્છિન્ન જીવનવાળા અંગ્રેજ સાહિત્યથી પછાત પડી ગયું છે.

હવે આપણે જોઇ સકીશુ કે-આપણુ જૂનુ ગૂજરાતી સાહિત્ય એકદેશી કેમ છે. એમા અમુકજ ઢબનું ધાર્મિક સાહિત્ય, અને માત્ર પ્રાચીન મહાભારત-રામાયણ અને પુરાણમાથી લીધેલા આખ્યાનો જ જોવામા આવે છે. અપૂર્વ કથા-વાર્તા અપવાદરૂપ અને બહુ થોડી છે. હું આ નિન્દા કે નિરાશાના ભાવથી નથી કહેતો, પણ વસ્તુસ્થિતિ છે તેનીજ નોધવી જોઇએ પરતુ તે સાથે અત્યારે જે આનન્દદાયી ચિહ્નો દેખાય છે તે પણ નોધવા જોઇએ-જો કે આપણુ સાહિત્ય જગતના સાહિત્યની હરીફાઇમા ઉભું રહી શકે એ સમય આવવાને હજી બહુ વાર છે. તત્ત્વજ્ઞાન, ભૌતિક વિદ્યા, ઇતિહાસ, રાજ્યશાસ્ત્ર, અર્થશાસ્ત્ર આદિ વર્તમાન પશ્ચિમની વિદ્યાના શાસ્ત્રો હજી આપણા સાહિત્યને અજાણ્યા છે. જે છે તે માત્ર અનુવાદ અને તારવેલા સાર છે, પણ હજી અપૂર્વ ગ્રન્થો એ વિષયમા રચાયા નથી એમ મ્હારૂં કહેવાનું તાત્પર્ય છે. પણ પશ્ચિમના સાહિત્યનો સંપર્ક, સસ્કૃતના અભ્યાસનો પુનરુદ્ધાર, અને તે સાથે સામાજિક, રાજકીય અને ઔદ્યોગિક ક્ષેત્રમા પ્રજાના નવા અભિલાષો એ સહુ મળીને અત્યારે આપણી સાહિત્યપદ્ધતિ ઉપર અસર કરવા લાગ્યા છે. આ જોતા આપણે નિરાશાના ગર્તમા ડૂબવાનું કારણ નથી એથી ઊંચા પ્રયત્ન કરવા માટે, અત્યાર સુધી થયા છે તેથી વધારે વૈવિધ્યયુક્ત તથા સતત પ્રયત્નો કરવા માટે, આપણુ પ્રેરણાબળ આપણે પ્રાપ્ત કરવાનું છે. આપણા આદર્શ, આપણા અભિલાષ આપણે હમેશા ઊંચા જ રાખીશુ.

> મ્હોટા ન્હાના વધુ મ્હોટામા, તો ન્હાના પણ મ્હોટા;
> વ્યોમદીપ રવિ નભબિન્દુ તો ઘર દીવડા નહિ ખોટા.

—એવો દરિદ્ર આત્મસંતોષ ન સેવતા ઉચ્ચપદ પ્રાપ્ત કરવાનો દ્દઢ નિશ્ચય આદરવાની જરૂર છે.

જ્યા સુધી જીવન ઉચ્ચ ન થાય ત્યા સુધી સાહિત્ય ઉચ્ચ ન થાય એ મ્હારા કહેવા સામે એમ કહેવામા આવશે કે આપણા સામાન્ય જનનું જીવન પણ તત્ત્વજ્ઞાનના મહાન અને ભવ્ય સત્યોથી એવું તો ભરપુર છે કે જેવું એ છે તેવું બીજા દેશોમા મળવું કઠણ, હું આ સ્વીકારૂ છું. પણ તેથી કરીને મ્હારી દલીલ કલુષિત થતી નથી; અને સાથે બીજી એટલી જ મહત્ત્વની વસ્તુસ્થિતિ સ્વીકારવાની છે. એ કહ્યા વિના ચાલતું નથી કે આ મહાન સત્યો દૂર દૂરના ભૂતકાળમાથી ઊતરી આવતા ઝાંખા પડી ગયા છે અને તેથી એની ભવ્યતા ભાગ્યે જ અનુભવગોચર થાય છે.

અને તેથી એ સત્યો પણ લગભગ અર્થહીન શબ્દ માત્ર થઈ ગયાં છે. એક સમય ઉપર દીપ્તિવાળાં વસ્ત્રો, પૂર્વજો કનેથી વારસામાં ઉતરી આવેલા જીર્ણ છિન્નભિન્ન થયેલાં, પેઢીદરપેઢી ચાલતાં આવે હેવો આ પ્રકાર છે. આથી આપણી પ્રાચીન કવિતામાં જે વેદાન્તનાં સત્યો અને સિદ્ધાન્તો આપણે જોઈએ છીએ તેમાં જીવનો અગ્નિ અને પ્રકાશ નથી–અને તેથી એ પિષ્ટપેષણરૂપ શબ્દાવલિ જ થઈ રહે છે; ખરા કવિત્વમાંથી પ્રકટેલાં જીવન્ત સત્યનાં દર્શન એમાં થતાં નથી. બેશક, જુના કવિઓમાં આના અપવાદ પણ છે. પણ ક્વચિત્ જણાતા આ અપવાદ ઉત્સર્ગને સ્થાપે છે. આવો એક અપવાદ નરસિંહ મહેતાની નીચેની પંક્તિમા દેખાય છે :

જાગીને જોઉં તો જગત દીસે નહિ,
ઊંઘમાં અટપટા ભોગ ભાસે;
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે;
બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે.

અને છતાં–છતાં (કહેતાં વાણી ધ્રુજે છે પણ કહેવું પડે છે કે) આ પંક્તિઓમાં પણ ખરા કવિત્વની મને ખામી લાગે છે.

હવે જગતનાં સાહિત્યમાં આપણા સાહિત્યનું સ્થાન ક્યાં છે એ યોગ્ય કસોટીથી નક્કી કરવાનો યત્ન કરીએ. ઉપર કહ્યું તેમ આપણા સાહિત્યના મ્હોટા ભાગનો વિષય ધર્મ છે. આ ધાર્મિક સાહિત્યના બે પેટા વિભાગ પાડી શકાય; એક Ascetic યાને વૈરાગ્યપરાયણ, અને બીજો Passionate યાને ભક્તિ અને પ્રેમના વેગથી ભરેલું. જેમાં શૃંગાર અને માતાના પ્રેમનો પણ સમાવેશ થાય છે.

આ વર્ગનાં કાવ્યોને કેટલે દરજ્જે કાવ્યનું ખરૂં લક્ષણ લાગુ પડે છે એ મ્હોટો પ્રશ્ન છે એમાં ઉતારવાનું અહીં બની શકે એમ નથી. પણ સામાન્ય રીતે હું એટલું કહીશ કે શાન્ત રસ કે જેને રસનું સ્થાન રસશાસ્ત્રીઓએ સંકોચ સાથે આપ્યું છે એની જમાવટ કોઇ કોઇ કાવ્યમાં ઠીક થઇ છે, પણ ઘણાંખરાં આ ધર્મનાં કાવ્યો હલકી પ્રતિનાં છે. બીજો વર્ગ જે ભક્તિ કાવ્યોનો એના પણ બે પેટાભાગ પાડી શકાય. એક સાચા હૃદયના વેગનાં કાવ્યો અને બીજો દુષ્ટ શૃંગારનાં કાવ્યો.

ગોવર્ધનરામ એમના "Classical Poets of Gujarat" એ નિબન્ધમાં આ ભાવિક પ્રશ્નનો ઉત્તર ખોળવા યત્ન કરે છે;

કૃષ્ણને મધ્યમૂર્તિરૂપ સ્થાપનારાં ઉત્કટ શૃંગારરસનાં કાવ્યો વાંધાભરેલા નથી ગણાતા, અને નિત્ય જીવનમાં જે બાબતો સ્વપ્નમાં પણ ના આવે અને બોલી ના સકાય તે બાબતો કૃષ્ણના દેવજીવનના પ્રસંગ બનતાં તે કાવ્યો માબાપ અને પતિયોની સમક્ષ રસભેર ગવાય છે, તેનું શું કારણ?

ગોવર્ધનરામના કહેવા પ્રમાણે, કૃષ્ણના ચરિત્ર જનસમાજની સામાન્ય નીતિને ધોરણે તપાસવાના નથી, અને સામાન્ય નીતિનું ધોરણ કૃષ્ણના ચરિત્રમાથી નહિ, પણ કૃષ્ણના ઉપદેશમાથી ગ્રહણ કરવાનું છે. કૃષ્ણના ભક્તને ભક્તિરસ એ જ એનું સર્વસ્વ હતું, અને ધર્મ એ નીતિ અને રૂઢિના નિયમોથી પાર હતો. આમ ઉત્તર આપવામાં ગોવર્ધનરામે જે ખાસ વકીલાત ચલાવી છે તેના ઉપર ટીકા કરવાની જરૂર નથી. પણ એમણે આપેલો ખુલાસો મર્યાદિત સ્વરૂપમા સ્વીકારીને પૂર્તિરૂપે હું એક સૂચના કરૂં. આપણે યાદ રાખવું કે કૃષ્ણના ભક્તને કૃષ્ણ એ પૂજ્ય અને ભક્તિવિષય વ્યક્તિ છે; તેથી જેમ માતાપિતાની પ્રેમચેષ્ટાઓ પુત્રાદિકના મનમાં આઘાત અને જુગુપ્સા ઉત્પન્ન કરે તેમ જ એ વ્યક્તિને વિશેના શૃંગારરસનું દર્શન ભક્તહૃદયને પણ આઘાત કરે. તો, રાધા અને અન્ય ગોપીઓ તથા કૃષ્ણની પ્રેમચેષ્ટાઓ કૃષ્ણભક્ત હો કે ના હો તેવા ગુજરાતી વાચકની લજ્જાબુદ્ધિને ક્ષોભ નથી આપતી+ તો તેમાં એવું કાંઈક એવું તટસ્થતાપૂરક તત્ત્વ હોવું જોઈયે, એવું ભાવનારૂપ આપનારૂં તત્ત્વ હોવું જોઈયે, જેથી એ સમગ્ર વ્યાપારનું સ્વરૂપ જ ફેરવી દે છે, કાવ્યનાયકનાં હૃદયભાવ અને આચરણોને અંગત કક્ષામાંથી ઊપાડી લઈને વ્યક્તિરૂપથી અબાધિત પ્રદેશપર લઈ જાય છે.

મને લાગે છે કે રસશાસ્ત્રીઓએ રસનું વિવેચન કરતાં કવિતાની જે વિશિષ્ટતા બતાવી છે કે એ સઘળા ભાવને સાધારણ યાને impersonal–કોઈ પણ વ્યક્તિની સાથે સંબંધ ન ધરાવતા એવા–બનાવે છે એ દૃષ્ટિએ મુશ્કેલીનો ખુલાસો શોધવાનો છે. નીતિ બલ્કે નીતિ વિરુદ્ધ તત્ત્વને પણ રસમાં પરિણત કરવાની જે ક્રિયા, એથી આનો ખુલાસો થાય છે. ("It is the aestheticizing of the ethical or rather anti-ethical element in these poems that partly explains the position.")

+'કુમારસંભવના શિવપાર્વતીના શૃંગારવર્ણન સંબંધે 'કાવ્યપ્રકાશ'માં દોષ સંબન્ધી ઉલ્લાસમાં કરેલો આક્ષેપ જુવો.— ભાષાન્તર કર્તા.

એક ઉદાહરણ લઇએ;

હું શું જાણું વ્હાલે મુજમાં શું દીઠું ?
વારે વારે સ્હામું ભાળે મુખ લાગે મીઠું; હું શું૦

જાઉં જળ ભરવા ત્હાં પૂઠે પૂઠે આવે,
વગર બોલાવ્યે વ્હાલો બેડલું ચઢાવે. હું શું૦

બીજું—

"જળ જાતાં આજ ઘૂંઘટડામાં મોહનજીનું મુખ દીઠું રે,
અમૃત રસ પણ એ થકી ફીકો બાઈ એટલું લાગ્યું છે મુને મીઠું રે.
એહને પણ કાંઈ નથીરે અજાણ્યું મુને સાન કરી સમઝાવી રે,
ચાંપી હૃદે કરી હેત જણાવ્યું મુને સ્હામાં તે નેન નચાવી રે.
શું કહું સુખડું તે જ સમાનું શર સ્નેહ તણા ઉર વાગ્યા રે,
મનમાં આવે તે મુખે કયમ કહેવું ? પેલા દુરિજન દૈત્યશા લાગ્યા રે.
રસિયો રૂપાળો ચતુર કો એવો નથી અવર મેં નિશ્ચે ભાળ્યું રે,
ધન ભાગ્ય જેણે દયાના પ્રીતમ સંગ મનગમતું સુખ મહાલ્યું રે.

અહીં નાયક–નાયિકા એ કોઈ વ્યક્તિ વિશેષ નથી પણ સાધારણ-રૂપે નાયક–નાયિકા છે, અને આમાં જે કૃષ્ણનું નામ આવે છે તે રૂઢ સંપ્રદાયને અનુસરીને; કોઇ વ્યક્તિ સાથે એનો સંબંધ નથી.

આમ છતાં, કાવ્યની શૃંગાર રસની શાખા સંબંધમાં આટલું કબૂલ્યા પછી, સ્વીકાર્યા પછી એ કરતાં જે અધિક બચાવ કરવામાં આવે છે એ હું સ્વીકારી શકતો નથી. કારણ કે ગમે તે કહો પણ આ જાતની કવિતામાં બે દોષ છે; એક તો આવે સ્થળે કવિ પોતાના જ નીતિવિરુદ્ધ એવા શૃંગારી ભાવને પ્રકટ કરતો હોય છે, અને કૃષ્ણનું નામ તો માત્ર ઓઠા તરીકે જ હોય છે; અને બીજું આ જાતનાં કાવ્યોની અસર જનસમાજની નીતિ ઉપર અનિષ્ટ થયા વિના રહેતી નથી. દયારામના ડભોઈના જીવનચરિત્રનો બચાવ કરવા એમના ઉપાસકોએ જે યત્ન કર્યો છે એ મિથ્યા છે.

એક બીજા દષ્ટિબિન્દુથી પણ આ જાતના શૃંગાર રસના ઉદ્‌ગારનો ખુલાસો થઈ શકે. કલ્પનાશક્તિના સાહિત્ય સામે પ્લેટોની એક એ ફરિયાદ હતી કે મનુષ્યની વૃત્તિના વેગને એ વધારે છે, અને બુદ્ધિના તેજને

ઘટાડે છે. આ આક્ષેપનો પરિહાર કરતાં ઍરિસ્ટોટલ વૈદક શાસ્ત્રની એક ઉપમાનો પ્રયોગ કરે છે, અને કહે છે કે કાવ્યો ઉદ્દીપક નથી, પણ રેચક છે, અર્થાત્ વૃત્તિઓને ઉછાળતાં નથી પણ એને આત્મામાંથી બહાર કાઢી નાખે છે અને એ રીતે આત્માને સ્વચ્છ કરે છે. પરંતુ આ બચાવનો દુરુપયોગ થવાનો પૂરો સંભવ છે. આટલી ચેતવણી સાથે, આ પ્રકારની શૃંગાર કવિતાના સંભવ માટે ખુલાસો અથવા બચાવ સ્વીકારી સકાશે. પણ આ જાતની કવિતાનો એક બીજો બચાવ ઘણો જ ખરાબ છે; તે એ કે કૃષ્ણ અને ગોપીઓના શૃંગારનો વેગ એ જીવાત્માના પરમાત્મા પ્રતિના ભક્તિના વેગના દૃષ્ટાન્તરૂપે લેવાનો છે.*

જ્ઞાન વૈરાગ્યનાં કાવ્યોથી પણ આપણું ગૂજરાતી સાહિત્ય ભરપૂર છે. નરસિંહના એ વર્ગનાં કાવ્યમાં કોઈ કોઈ વાર તત્ત્વજ્ઞાનના ગિરિશૃંગનો સ્પર્શ થાય છે. ઉદા૦

"નિરખ એ ગગનમાં કોણ ઘૂમી રહ્યો<br>
તે જ હું તે જ હું શબ્દ બોલે."

પણ આ જાતનાં બીજાં કાવ્યોમાંનાં ઘણાંખરાં છેક સાધારણ છે. નરસિંહ મહેતા પછી લાંબો વખત આ જાતની કવિતાનું વલણ ચાલ્યું. શૃંગાર (ભક્તિ ? )રસની કવિતાની સાથે સાથે આ જ્ઞાન વૈરાગ્યની કવિતા રચવાની રૂઢિ ઉત્પન્ન થઈ. છેક દયારામે પણ શૃંગારરસનો પૂરેપૂરો સ્વાદ લઇ અન્તે આ જાતની કવિતા રચી છે. જુવો:

"હાવાં તો શ્રી હરિને ભજો રે મનઃ હાવાં૦<br>
ચાવીને કૂચો કર્યો તે સંસાર સુખ<br>
હાવાં હેમાં નથી રે મઝો રે મઝો;<br>
શાહી જઇને સફેદી આવી જુઓ.<br>
કાંક તો લાલાઇથી લજોરે લજોરે. મન૦

તે જ પ્રમાણે નરસિંહ મહેતાના લગભગ સમકાલીન એવા ભાલણમાં પણ શૃંગાર અને નીતિ–ભક્તિનું દ્વન્દ્વ નજરે પડે છે. આપણા સાહિત્યમાં બોધપરાયણ પદ્યોનો મોટો ભંડાર છે; તેમાં કવિત્વવસ્તુ જ નથી.

* સ્વ. તનસુખરામ મનસુખરામ ત્રિપાઠીકૃત મીરાંબાઈ ઉપરનો નિબન્ધ- બૃહત્કાવ્યદોહન વિભાગ ૭નો ઉપોદ્‌ઘાત પૃ. ૬૩,

આપણા સાહિત્યમાં એક પ્રકાર આખ્યાનોનો છે. એનો પરમ આચાર્ય પ્રેમાનન્દ છે. પ્રેમાનન્દે એના પૂર્વજ નાકર વગેરેમાંથી બહુ લીધું છે તો પણ એને એનાં આખ્યાનોમાં વિવિધતા અને શક્તિ પુષ્કળ દાખવ્યાં છે. એની સાથે પુરાણની ઢબની કથાત્મક કવિતા પણ જોવામાં આવે છે, ભાગ્યે જ સાંસારિક આખ્યાનો નજરે પડે છે. જે થોડાં જોવામાં આવે છે તે–માધવાનલ કામકન્દલા દોગ્ધક પ્રબન્ધ વગેરે જ. તે પછીના સમયમાં સામળે વાર્તાના સાહિત્યમાં પુષ્કળ વધારો કર્યો છે–જેમાં જનસમાજને લગતી તથા નાયક નાયિકાના અદ્ભુત પ્રેમની કથાઓ આવે છે. પણ કાવ્ય તરીકે એ સર્વની કિંમત બહુ જ થોડી છે.

આ સર્વ પ્રકારના સાહિત્યના મૂળમાં કયી જાતની ભૂમિ હતી, જેમાં એ વવાતું હતું ? આ પ્રશ્નનો ઉત્તર ગૂજરાતના રાજકીય ઇતિહાસમાં અને એની ધાર્મિક સ્થિતિમાં મળે છે. રાજકીય અંધાધુંધી ને પરતન્ત્રતા, નિર્જીવતા, વેદાન્તાભાસથી ઉત્પન્ન થતો ધાર્મિક નિર્વેદ, અને સાંપ્રદાયિક ભક્તિ–આ સહુ મળીને આપણા સાહિત્યનું સ્વરૂપ ઘડે છે.

અંગ્રેજો આવ્યા અને તે પછી આપણા દેશનો અને એના સાહિત્યનો નવો યુગ જન્મ્યો, એના સંપર્કથી નવાં સાહિત્યનાં કિરણો ફુટવા લાગ્યાં છે, જે ક્રમે ક્રમે વધતાં જાય છે. યદ્યપિ હજી સૂર્ય મધ્યાન્હે નથી પહોંચ્યો તો પણ ધીમે, ધીમે, એ આકાશમાં ચઢે છે એમાં સંશય નથી, આ પશ્ચિમની અસરની શરૂઆત આપણે દલપતરામ અને નર્મદાશંકરમાં પણ થએલી જોઇએ છીએ. એઓ નવીન તત્ત્વ લેવાની સાથે હજી જૂના સાંપ્રદાયિક કવિતાના સ્વરૂપને વળગી રહ્યા હતા તેથી નવી ઢબનાં કાવ્યો સાથે જૂની પદ્ધતિનાં નીતિ ભક્તિનાં કાવ્યો પણ તેઓએ રચ્યાં છે. એમની નવી કવિતા પણ તદ્દન નવી નથી, પણ જૂના ભાવથી રંગાએલી છે.

યુનિવર્સિટિના અભ્યાસક્રમ સાથે આપણા સાહિત્યમાં નવું રૂપ આવ્યું, પશ્ચિમનું સાહિત્ય આપણા આગળ ખુલ્લું મૂક્યું અને સંસ્કૃતનો અભ્યાસ પણ દાખલ કર્યો, આના આરંભ કાળની કવિતા હરિલાલ ધ્રુવ અને ભીમરાવ ભોળાનાથમાં જોવામાં આવે છે, અને તે પછી સ્પષ્ટ નવી અસરની કવિતા નરસિંહરાવ ભોળાનાથ, ગોવર્ધનરામ ત્રિપાઠી, દોલતરામ કૃપારામ, મણિલાલ દ્વિવેદી, બળવંતરાય ઠાકોર, મણિશંકર ભટ્ટ, કલાપી, ન્હાનાલાલ કવિ, બોટાદકર, ખબરદાર, ડાહ્યાભાઇ દેરાસરી વગેરેની છે.

ગદ્ય સાહિત્યમા, નવલકથાનો આરંભ નન્દશંકર તુળજાશંકરથી થાય છે અને તે પછી સર્વજ્ઞાનસંગ્રહરૂપ 'સરસ્વતીચન્દ્ર' આવે છે. અને હાલમા રા. કનૈયાલાલ મુનશીની ચમકતી કૃતિઓથી ગુજરાતી સાહિત્ય વિભૂષિત થયુ છે, ન્હાના લેખકોને હું પડતા મૂકું છું. નાટક વિભાગમા કેટલાક વિશિષ્ટ ગુણવાળી કૃતિઓ રચાઇ છે–જેમકે 'રાઇનો પર્વત,' 'જયા જયન્ત' વગેરે. પરંતુ તે સિવાયની બીજીમા બહુ દમ નથી, અવલોકનના સાહિત્યને પણ મારે ખાસ સ્થાન આપવુ જોઇએ. એમા નવલરામ અને રમણભાઈથી શરૂઆત થઈ છે. આ દિશામા નરસિંહરાવના પ્રયત્નો હજી તાજા છે. અને સમય જતા જ એની કિંમત આકી શકાશે. હાસ્યરસના પુસ્તકો થોડા છે. એમા 'ભદ્રંભદ્ર' નુ સ્થાન નોખું જ છે, એના અનન્ય ગુણ અને ઉત્તમતાને લીધે નોખું છે. ફારસી સાહિત્યની અસરથી ઉત્પન્ન થએલા ગુજરાતી સાહિત્યને મેં ઉવેખ્યું છે કારણ કે એ મર્યાદિત છે અને ઉપરછલ્લુ છે, તથા ખોટા સુફીવાદની એની ઉપર છાપ છે જેને હું અસ્વાભાવિક અને વિદેશીય માનું છું.

આ આપણા જૂના અને નવા સાહિત્યનું ભંડોળ.

હવે આપણી ખામીઓ ગણાવીએ; તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, સાયન્સ (ભૌતિક વિજ્ઞાન શાસ્ત્ર), અર્થશાસ્ત્ર, જીવનચરિત્ર, વીરચરિતકાવ્ય અને બીજી અનેક સાહિત્યની શાખા–જે પશ્ચિમની લક્ષણભૂત છે–એમા આપણે હજી કાંઈ જ નથી કર્યું આપણા પ્રાચીન સંસ્કૃત સાહિત્યમા પણ વિષયની વિવિધતાવાળું, કલ્પનાની અપૂર્વતાવાળું અને સંગીન ગુણવાળું ઘણુ છે. આ બે મહાન સાહિત્યો સાથે ઊભુ રહી શકે એવુ આપણું ગુજરાતી સાહિત્ય નથી. એમને પડખે તદ્દન વેંતીઆ માણસ જેવુ દેખાય છે. અને છતા આગળ કહ્યું તેમ આપણે નિરાશ થવાનું કારણ નથી. આપણા અન્તરંગ દોષો દૂર કરીએ અને આપણી ન્યૂનતાઓ પૂરવાનો યત્ન કરીએ તો આપણી આગળ ઊજળું ભવિષ્ય પડ્યું છે.×

[વસન્ત કાર્યાલય.]

---

× રા. રા નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયાના અંગ્રેજી ભાષણ ઉપરથી.

# ગૂજરાતી સાહિત્ય.

## ૩

## નરસિંહ મ્હેતા

### (ભક્તિની જ્વાળા અને જ્ઞાનનો જ્યોતિ)

કોઇ પણ પ્રજાના સાહિત્યનું મૂલ્ય અને એની વિશિષ્ટતા શાથી બંધાય છે એનું મારાં આગલા ભાષણોમાં મ્હેં વિવેચન કર્યું. મ્હેં જણાવ્યું તેમ–કોઇ પણ પ્રજાનું સાહિત્ય મહાન ન થઈ શકે, જ્યાં સુધી એ પ્રજા મહાન ન હોય. આમ હોવાથી, આપણું ગૂજરાતી સાહિત્ય હજી મહાન થયું નથી એમ કબૂલ કરવું પડશે, છતાં પણ, આ નિયમનો અર્થ એવો નથી કે પોતાના આસપાસના બન્ધુઓથી એક વ્યક્તિ ઉંચી ન હોઈ શકે; અને તેથી કોઈ કોઈ વાર એવું બને છે કે સામાન્ય પ્રજાએ જીવનમાં મહત્તા પ્રાપ્ત કરી ન હોય તો પણ કોઈ કોઈ મહાન સાહિત્યકાર એમા ઉત્પન્ન થઇ આવે. આ કારણથી હવે આપણે વિચારવાનું એ રહ્યું કે–ભલે ગૂજરાતી સાહિત્ય હજી મહાન થયું ન હોય, છતાં એમા કોઇ કોઇ મહાન કવિઓ થયા છે કે કેમ, જેમના પ્રભાવથી એ સાહિત્યને માન મળે છે. આવા મહાન કવિઓ સુભાગ્યે આપણા સાહિત્યમાં થયા છેઃ નરસિંહ મ્હેતા, અખો, અને પ્રેમાનન્દ. આ ત્રણ નામ હરકોઇ ગુજરાતી વાચકને સહજ સ્ફુરી આવે છે. હું એમને માટે આ માનવંતાં સ્થાનનો દાવો કરૂં છું કારણ કે બીજાં સાહિત્યની સરખામણીમાં—ઉદા૦ હિન્દીની સરખામણીમ–ગૂજરાતીને ઉતારી પાડવાના યત્નો થયા છે. સર જ્યૉર્જ ગ્રીયર્સન કહે છે[૧] કે ગૂજરાતી ભાષામાં હિન્દી ભાષાના તુલસીદાસ સુરદાસ અને બીજા કેટલાક કવિઓ જેવા મહાન્ કવિઓ થયા નથી. મને લાગે છે કે સર જ્યૉર્જ ગ્રીયર્સને નરસિંહ મ્હેતા, અખો, પ્રેમાનન્દ અને બીજા કેટલાક ગૂજરાતી કવિઓને અન્યાય કર્યો છે. તેનું કારણ એમ જણાય છે કે એ વિદ્વાનને હિન્દીનું જેવું સાક્ષાત્ જ્ઞાન હતું તેવું આપણી ભાષાનું ન હતું. આપણને એ જ્ઞાન હોઇ, આપણે આપણા કવિઓ માટે ઊંચા સ્થાનનો દાવો કરીશું.

આમાંથી પ્રથમ હું નરસિંહ મ્હેતા અને એમનાં કાવ્યો વિષે બોલીશ.

---

૧ જુઓ દેશી ભાષા ઉપરનો લેખઃ ઈમ્પીરિયલ ગૅઝેટીયર ઑફ ઈન્ડિયા–વૉલ્યુમ ૩ (૧૯૦૮) પૃ. ૪૩૯—માં.

નરસિંહ મ્હેતાના જીવન વિષે અને એમની અંગત હકીકત વિષે આપણે જે કાંઇ જાણીએ છીએ તે દન્તકથાથી અને એમનાં તથા એમની પછીના કવિઓનાં કાવ્યોમાથી. એની વીગત સહુને જાણીતી છે એટલે એમા હું ઊતરતો નથી. આ વ્યાખ્યાન હું એમની કવિતાની કદર કરવામાં જ રોકીશ. પણ તે યથોચિત રીતે કરવા માટે કવિ અને એમના સમયનું ચિત્ર આપણી દૃષ્ટિ આગળ લાવવાની જરૂર પડશે ( ચિત્ર એટલે ચિતારાની ચીતરેલી કૃતિ નહિ. એવું ચિત્ર કેટલાક સંપાદકો આપણી આગળ મૂકે છે, પણ તે યથાર્થ હોવાને લેશ પણ આધાર નથી. )

કલ્પનાથી આપણે પાંચસો વર્ષ ઉપરના જુનાગઢમાં જઇને ઊભા રહિયે. અને ત્યા આપણે શું જોઇએ છીએ? નરસિંહ મ્હેતા કૃષ્ણની ભક્તિમાં તલ્લીન થઇ ગયા છે, શરીર ઉપર તિલક કર્યાં છે, તુલસીની માળા પહેરી છે, અને કરતાલ વગાડી રહ્યા છે. મુખ ઉપર ધાર્મિક નમ્રતા અને સૌમ્યતાની છાપ છે—નિન્દા અને ઉપહાસથી ભરેલા લોકમતની શાન્ત અવગણના છે, નાતજાતની જડ રૂઢિનો ઉચ્ચમનોભાવવાળો ભંગ છે. કીર્તનની સમાધિમાં એ ડૂબ્યા છે. એમની આંખમાંથી કોઇ એવી અદ્ભુત શક્તિ નીકળી રહી છે કે જે એમનાં પદોના શૃંગારને ભક્તિરૂપ બનાવી દે છે. શૃંગારી પદોથી સામાન્ય અજ્ઞાનજનનાં મન ઉપર ખરાબ અસર થશે કે નહિ એની એમને દરકાર નથી. એમનાં ભક્તિભર્યા નયનો એક જ અન્તિમ લક્ષ્ય દૃઢતાથી જોઇ રહ્યાં છે. વળી બીજી ક્ષણે કૃષ્ણ અને ગોપીઓ રાસ રમી રહ્યાં છે ત્યાં બળતી મશાલ લઇ એ ઉભા રહ્યા છે. અને એ રીતે "દીવટિયો" કહેવડાવવામાં એમને અભિમાન છે. ચિત્ર જરા બદલીએ: અને જોઈએ છીએ તો નરસિંહ મ્હેતા એમની કવિતા દેવીની સમક્ષ બેઠા છે. એ દેવીના હાથમાં મુકુર છે, જેમાં કવિના હૃદયનું પ્રતિબિમ્બ પડે છે; એ હૃદયમાં એવો તો ભક્તિનો વેગ ભર્યો છે કે અજ્ઞાન જનોના આક્ષેપ અને મહેણાં ત્યાં પ્રવેશી શકતાં નથી. એ કવિતા દેવી એક પ્રૌઢ સુન્દરીની ચાલથી ચાલતી જુસ્સાદાર ભક્તિનો સંદેશ આપી રહી છે. જરા કળ ફેરવીએ; ચિત્ર બદલાયું. એ જ કવિતાદેવી કવિ સ્હામી આવીને ઉભી છે; શૃંગારરસનાં વસ્ત્રો અને અલંકારો ત્યજી, એને ઠેકાણે વૈરાગ્યની સમાધિનો ઝભ્ભો પહેરી લીધો છે—જેમાં જ્ઞાનદર્શનનો જ્યોતિ ઝગમગે છે; અત્યારની આ પરિવર્તન પામેલી કવિતાદેવી તે જાણે સાક્ષાત્ કોઇ યોગિની.

આ ચિત્ર નિહાળી રહીને, આપણે કવિના સમય તરફ વળીએ. કારણ કે સમયની પશ્ચાદ્ભૂમિ સમજ્યા વિના એ ઉપરનું મુખ્ય ચિત્ર સમજવું કઠિન છે. આ માટે પહેલું કામ **નરસિંહ મ્હેતાનો સમય** નક્કી કરવાનું છે. અત્યાર સુધી વિક્રમ સંવત્ ૧૪૮૦ એટલે ઇ. સ. ૧૪૧૪ એ એમના જન્મનું વર્ષ મનાતું આવ્યું છે. આ માન્યતા સામે કેટલાક ટીકાકારોએ વાંધો લીધો છે. પ્રો. આનંદશંકરે આ દિશામાં પ્રથમ ચેતવણી રજૂ કરી;× પોતાનાં માસિકમાં પ્રગટ કરેલા સમર્થ અને દ્યોતક લેખમાં એઓ લખે છે:—

" નરસિંહ મહેતાએ ' સુરતસંગ્રામ 'માં રાધાની સખીઓ—ચન્દ્રાવલી, લલિતા, વિશાખા—નાં નામ આપ્યાં છે. આ નામ જયદેવના 'ગીતગોવિન્દ' માં આપેલાં જણાતાં નથી. પરંતુ એ નામો ' ભવિષ્યોત્તર પુરાણ'મા જડે છે. તેમ જ એ નામો ચૈતન્યના એક શિષ્ય રૂપદેવ ગોસ્વામીએ રચેલા ' ઉજ્જ્વલનીલમણિ 'માં* આપેલા છે. એ જ ગ્રન્થકારના ' રચેલા વિદગ્ધમાધવ' નામના નાટકમા રાધા, વિશાખા અને લલિતાનાં પાત્રો આવે છે. હવે, રૂપદેવ ગોસ્વામી ઇ. સ. ૧૫૮૮ પછી થઇ ગયા, જ્યહારે નરસિંહ મહેતાનો સમય ઇ. સ. ૧૪૮૦ માં પૂરો થાય છે. આ કારણથી, પ્રો. આનંદશંકર સૂચવે છે કે, નરસિંહ મહેતાનો સમય કાંઈક મોડો લઈ જવો પડશે. ખાસ એટલા માટે કે રૂઢ માન્યતાએ ઠરાવેલો સમય માત્ર જનશ્રુતિ ઉપર તેમ જ, ઇચ્છારામ સૂર્યરામ અને હરગોવિન્દદાસ કાંટાવાળાએ જૂનાગઢના નાગરો કને કરેલી તપાસ ઉપર આધાર રાખે છે, પરંતુ તેનાં મૂળ અથવા પ્રમાણ અજ્ઞાત છે. પ્રો. આનન્દશંકર બીજી એક કલ્પના રજૂ કરે છે અને તેનો ઉત્તર આપે છે; ' ઉજ્જ્વલનીલમણિ 'માં કહેલી **રાધાની સખીઓ શાસ્ત્રપ્રસિદ્ધ** કહી છે, અને આ વિશેષણનો અર્થ ટીકાકાર જીવગોસ્વામી આમ આપે છે: **शास्त्रं भविष्योत्तरं स्कन्दागत प्रल्हादसंहितादि च** । તો એમ દલીલ કરાય કે નરસિંહ મહેતાને આ નામ ' ઉજ્જ્વલનીલમણિ 'માંથી નહિં પણ ' ભવિષ્યોત્તરપુરાણ 'માંથી પ્રાપ્ત થયાં હોય. "

× 'વસન્ત' વિ. સ. ૧૯૬૬ ભાદ્રપદ.

* तत्र शास्त्रप्रसिद्धास्तु राधा चन्द्रावली तथा ॥
विशाखा ललिता श्यामा ॥

આ કલ્પનાના ઉત્તરમા પ્રો આનન્દશંકર કહે છે કે–"નરસિંહ મ્હેતાના પૂર્વોક્ત સમય માટે જો સામાન્ય જનશ્રુતિ કરતા બળવત્તર પ્રમાણ ન હોય તો ભવિષ્યોત્તર કે સ્કન્દપુરાણના કોઈ ખૂણામાથી નરસિંહ મ્હેતાએ એ સખીઓના નામ લીધા હોય તે કરતા ચૈતન્ય સપ્રદાયમાથી લીધા હોય એ વધારે સંભવિત લાગે છે ખાસ કરી એટલા માટે કે ચૈતન્ય સંપ્રદાય પહેલાના કોઈ પુસ્તકમા એ નામ આપેલા જણ્યા નથી "

[ દિ બ. કેશવલાલ ધ્રુવ ( 'ગીતગોવિન્દ' ની એમની પહેલી આવૃત્તિની પ્રસ્તાવનામા પૃ ૧૫ મે ) કવિ જયદેવ 'ગીતગોવિન્દ' મા રાધાની બે જ સખીઓ છે તેના નામ કેમ નથી દેતો એનો ખુલાસો કરતા કહે છે કે એ સખીઓ ગૌણ પાત્ર છે અને તેથી એ વીગત કવિએ આપી નથી આ ખુલાસો બહુ સતોષકારક નથી. તદ્દન સભવિત છે કે સખીઓના નામવાળુ 'ભવિષ્યોત્તર પુરાણ' અથવા તો આ સખીઓના નામ આપનારુ એ પુરાણનુ રૂપાન્તર જયદેવ પછીનુ હોય ]

હવે નરસિંહ મ્હેતાના સમયની બાબતમા રા રા કનૈયાલાલ મુનશીનો મત સાભળીએ, રાયસાહેબ દિનેશચન્દ્ર સેન, બી એ કહે છે કે ચૈતન્ય અને એમના ત્રણ સાથી ઇ સ ૧૫૧૧ મા જૂનાગઢ ગયા હતા અને ત્યા મીરાજી નામે કોઈકને ત્યા ઉતર્યા હતા અને 'રોસનજી' (=રણછોડજી ?) ને મન્દિરે ગયા હતા આ હકીકત ના સ દિનેશચન્દ્ર સેને ચૈતન્યના એક સાથી ગોવિન્દદાસના કડચ્છા ( અથવા કડકખા ) માથી લીધી છે ચૈતન્યે કરેલી જૂનાગઢની આ યાત્રાના વર્ણનમા નરસિંહ મ્હેતાનું નામ નથી જો નરસિંહ મ્હેતા ઇ સ ૧૪૮૦ મા પરલોક પામ્યા હોય તો નરસિંહ જેવા સુપ્રસિદ્ધ ભક્તનુ નામ ત્રણ દશકામા જ લોપાઈ ગયુ હોય એમ માનવુ કઠણુ છે

રા મુનશી આ નકારાત્મક દલીલ ઉપરાત એક બીજી દલીલ ઉપર આધાર રાખે છે, તે એ છે કે, નરસિંહ મ્હેતાની "હારમાળા" ને અન્તે જે વિ સં. ૧૫૧૨ રચ્યા સાલ આપીને એની જોડે જે મહિનો તથા વાર આપ્યા છે તે જ્યોતિષી પાસે ગણતરી કરાવી જોતા વિ સ ૧૫૭૨ ના માલુમ પડે છે, વિ. સં. ૧૫૧૨ ના નહિ, અને તેથી અત્યારના પુસ્તકોમા "સવત ૫દર બારોતરો ચૈત્રી સપ્તમીને સોમવાર એમ પંક્તિ મળે છે ત્યા રા. મુનશીના કહેવા પ્રમાણે "બારોતરો" ને ઠેકાણે "બહોતરો" વાચવુ જોઈએ આ લીટીવાળા કડવામા બહુ ફેરફાર થઈ ગયા છે

એ "ગુજરાતી" પ્રેસના નરસિંહ મહેતાના કાવ્યસંગ્રહની પ્રસ્તાવના જોતાં સ્પષ્ટ થશે. અને તેથી આ પ્રશ્ન કેટલો સંદિગ્ધ રહે છે એ જણાશે. "હાર-માળા" નો કર્તા નરસિંહ કે બીજો કોઈ એ પણ પ્રશ્ન ઊઠયો છે. રા. મુનશી નરસિંહ મહેતાની પછી થએલા કવિઓમાં નરસિંહ મહેતા સંબંધી ઉલ્લેખના મૌન ઉપર પણ આધાર રાખે છે; અને દલીલ કરે છે કે ઇ. સ. ૧૪૯૪ થી ૧૫૭૪ નો નાકર પણ એમને વિષે કાંઈ કહેતો નથી.

આ મત સામે રા. અંબાલાલ જાની વગેરેએ પ્રબળ વિરોધ ઉઠાવ્યો છે. એઓ મહમ્મદ બેગડાએ રા. માંડલિકને હરાવ્યો એ ઐતિહાસિક બીના ઉપર આધાર રાખે છે, અને એ મુનશીની કલ્પના જોડે વિરોધમાં આવે છે એમ બતાવે છે. એના પ્રત્યુત્તરમા રા. મુનશી કહે છે કે નરસિંહ મહેતાના સમયનો રા. માંડલિક એ મહમ્મદ બેગડાએ હરાવેલા રા. માંડ-લિકથી જુદો હોય.

"ગુજરાતી પ્રેસ" ના માલિક રા. નટવરલાલ ઇચ્છારામ દેસાઇના સૌજન્યથી મને "પર્વતાખ્યાન" જે એમના પ્રેસમા છપાય છે તેની એક નકલ મળી શકી છે. એના બીજા અધ્યાયમા એક વંશવૃક્ષ આપ્યું છે એ નરસિંહ મ્હેતાના દાદા પુરુષોત્તમદાસથી શરૂ થઈ છેવટે 'પર્વતપચીસી'ના કર્તા ત્રીકમદાસ સુધી આવે છે. એ ત્રીકમદાસનો જન્મ-વિ. સં. ૧૭૯૦ અને મરણ વર્ષ વિ. સં. ૧૮૫૫ નક્કી છે. નરસિંહ મ્હેતાના કાકા પર્વત-દાસનું જન્મવર્ષ આ વંશાવલિ પ્રમાણે ઘણું કરી વિ. સં. ૧૪૩૩ છે અને નરસિંહ મ્હેતા વિ. સં. ૧૪૬૯ મા જન્મ્યા હતા એમ બતાવ્યું છે. ત્રીકમદાસથી પર્વતદાસ તરફ પાછા જતાં દસ પેઢીઓ થાય છે. હવે સાધારણ રીતે ગણાય છે તેમ પેઢી દીઠ ત્રીસ વર્ષ ગણીએ તો ત્રીકમદાસના જન્મવર્ષ વિ. સં. ૧૭૯૦ થી પૂર્વે જતાં વિ. સં. ૧૪૯૦ પર્વતદાસનું જન્મવર્ષ ઠરે. એટલે કે વંશવૃક્ષમાં આશરે જે જન્મવર્ષ ભર્યું છે તે કરતાં સત્તાવન વર્ષ મોડું, ૧૪૩૩ બદલે ૧૪૯૦. આ ગણતરી સ્વીકારીએ તો નરસિંહ મ્હેતાનું જન્મવર્ષ ઉપલી વંશાવલિને આધારે માન્યું છે તે કરતાં પચાસ વર્ષ મોડું માનવું પડે. પરંતુ પેઢીદીઠ ૩૦ વર્ષ ગણવાનો રિવાજ છે તે માત્ર સંભવથી ઘડાયો છે અને જેમ પેઢીઓ વધારે તેમ અકસ્માત્ અને અનિશ્ચિતતાના અંશનો સંભવ વધારે.

[ આ વંશવૃક્ષ સાચું નથી એમ હું કહેતો નથી. પણ એક જોવા

જેવું છે કે એમાં પુરુષોત્તમદાસની અટક "પંડ્યા" કહી છે. પણ "પંડ્યા" અટક નાગરી ન્યાતના 'બ્રાહ્મણ' (વૈદિક) વર્ગમાં હોય છે, ગૃહસ્થ વર્ગમાં જાણી નથી. પરંતુ એ ખરૂં કે હાલ એ જ્ઞાતિના પેટાઓમાં જેવા ભેદ પડ્યા છે તેવા નરસિંહ મ્હેતાના સમયમા નહિ હોય. ]

આ પ્રચંડ વિવાદના ગુણદોષના વિવેચનમા આપણે નહિ ઉતરીએ. પણ પ્રો. આનન્દશંકરે જે સૂચના કરી છે એ સંગીન અને શાન્ત દલીલ ઉપર રચાયેલી હોઈ, ડગતી નથી.

પણ "નરસિંહ મહેતાના કોયડાનો વિચાર"× એ મથાળાનો રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીએ અત્યન્ત વિશદ અને સમર્થ લેખ લખ્યો છે એનો અત્રે ઉલ્લેખ કર્યા વગર ચાલશે નહિ. એ પ્રો. આનન્દશંકરથી જુદા પડે છે, અને જુદા જ પુરાવા ઉપરથી એમ સિદ્ધ કરવા યત્ન કરે છે કે નરસિંહ મ્હેતાએ રાધાની સખીઓનાં નામ ચૈતન્ય સંપ્રદાયમાંથી લીધા છે એમ માનવાને કારણ નથી. એમનું એમ કહેવું છે કે ચૈતન્યનો સંપ્રદાય નરસિંહ મ્હેતાના વૈષ્ણવ પન્થને મળતો આવતો નથી. શાસ્ત્રીજીના માનવા પ્રમાણે નરસિંહ મ્હેતા ઉપર એમના અને એમના સમય પૂર્વેના વૈષ્ણવ સાધુઓની અસર છે. શાસ્ત્રી દુર્ગાશંકરની દલીલ વીગતવાર હું અત્રે તપાસી શકતો નથી, પરંતુ એટલું કહીશ કે હું એને હલકી ગણી બાજુ પર કાઢી શકતો નથી, તથાપિ એમાં મને કાંઈક ખામી લાગે છે અને એકદમ એ ગળે ઉતરતી નથી.

હવે નરસિંહ મ્હેતાના સમયનું ચિત્ર દોરીએ. નરસિંહ મ્હેતા પહેલાં બહુ પૂર્વેથી હિન્દુસ્થાનમાં ધાર્મિકતાનો પ્રવાહ એ ભાગમાં વહેતો હતો. શિવ સંપ્રદાય અને કૃષ્ણ સંપ્રદાય. આરંભકાળમાં બંને સંપ્રદાય એક બીજા સાથે વિરોધ વગર વહેતા હતા. શૈવ સંપ્રદાયના રાજાઓ પોતાને "પરમ ભાગવત" કહેવડાવતા; ગમે તે કારણથી, તે પછીના વખતમાં, અને ચોક્કસ નરસિંહ મ્હેતાના સમયમાં એ બે સંપ્રદાય પરસ્પર વિરોધી થયા. નરસિંહ મ્હેતા ઉપર શૈવ સંન્યાસીઓએ જૂનાગઢના રા. માંડલિકની મદદથી જુલમ કર્યાની વાત ચાલે છે એ જો કે માત્ર દન્તકથા છે તોપણ એના મૂળમાં ઐતિહાસિક સત્ય રહેલું જણાય છે. નરસિંહ મ્હેતાના કાળમાં

× પ્રસ્થાન વિ. સં. ૧૯૮૩ વૈશાખ અને જ્યેષ્ઠ જુવો.

શ્રીકૃષ્ણે આકાશમાંથી હાર પહેરાવ્યાનું કહેવાય છે એ કૃષ્ણ સંપ્રદાયનો મહિમા ગાવા માટે છે. એક વાત નક્કી જણાય છે કે શૈવ પન્થનો વિરોધ છતાં કૃષ્ણભક્તિ એ સમયમાં પ્રચલિત હતી. સામાજિક બંધારણના વિષયમાં આપણે એ જોઇએ છીએ કે તે વખતમાં પણ ન્યાતનું જોર ઘણું હતું. ન્યાત બહાર મૂકવાનો રિવાજ આગળ પડતો જણાતો નથી. વિકટ ઉપહાસ પણ એ જ કામ કરતો. હાલમાં મામેરું, પહેરામણી, જ્ઞાતિભોજન વગેરે જે રીતો ચાલે છે તે તે સમયમાં હાલના જેવા પુર જોસમાં હતાં કે કેમ, અથવા તો ગર્ભદશામાં હતાં કે કેમ, અને એના સંબન્ધમાં પ્રેમાનન્દ વગેરેએ જે વૃત્તાંત વર્ણવ્યા છે એ ખરેખર હતા કે કવિની કલ્પનાએ આરોપેલા છે એ શોધવા લાયક વિષય છે,—ઐતિહાસિક સાધનોને અભાવે એ શકય હોય તો. એ સમયનું જે ચિત્ર આપણી આગળ ખડું થાય છે તેમાં તે સમયની ધાર્મિક ભાવના અને જનસમાજના રિવાજોની દૃઢતા આપણી નજર આગળ આવે છે. નરસિંહ મ્હેતા ઉપર જુલમ અને નિન્દાનો જે વરસાદ વરસેલો, અને શાન્તપણે મહેતાજીએ ન્યાતની દરકાર ન કરેલી એ આપણે જોઇએ છીએ. એ "સુરતસંગ્રામ"ના છેલ્લા પદમાં કહે છેઃ—

વસવા વાસ નહિં, સાધન પાસ નહિં, કૃષ્ણનો દાસ થઇ ઉલટે ભણવું;
નાગરવટ નહિં, કંઇ ખટખટ નહિં, એક ધરી હઠ હરિગાન કરવું.

તેમ કહે તેમાં નવાઈ નથી.

તે સમયની ધાર્મિક સ્થિતિ અને કૃષ્ણભક્તિ વિષે એક બીજી વાત નોંધવી જોઇએ. વલ્લભાચાર્યનો વૈષ્ણવ સંપ્રદાય જેમાં પાછળથી અનીતિ દાખલ થઇ તે નરસિંહ મહેતાના સમયમાં નહોતો. કારણકે વલ્લભાચાર્ય ઇ. સ. ૧૪૭૯ માં જન્મ્યા હતા, અને તે વખતે નરસિંહ મ્હેતાનું જીવન તો પૂરૂં થયું હતું. નરસિંહ મ્હેતાની કૃષ્ણભક્તિ વલ્લભાચાર્ય પહેલાના વૈષ્ણવ સંપ્રદાયમાંથી આવેલી માનવી જોઈએ, એ સંપ્રદાય "ભાગવત સંપ્રદાય", "પંચરાત્ર સંપ્રદાય" ઇત્યાદિ નામે જાણીતો હતો. નરસિંહ મહેતાનાં પદમાં શૃંગારી ભાગ છે તે જયદેવનાં કાવ્યમાંથી અને ભાગવત પુરાણના દશમ સ્કન્ધમાંથી આવેલો માનવો જોઇએ.

નરસિંહ મ્હેતા અને એમના સમયનું આ ચિત્ર જોઈ હવે આપણે એમનાં કાવ્યોમાં આવીએ. પ્રસ્તાવના રૂપે એક પ્રશ્ન ચર્ચીએ. નરસિંહ

મહેતા ઉપર જયદેવના કાવ્યની અસર ખરી ? ખરીજ. પ્રો. આનન્દશંકર આ પ્રશ્નનો ઉત્તર કેમ ઢચુપચુ રીતે આપે છે એ હું સમજ્યો નથી, જો કે થોડા જ વાક્યો બાદ અર્ધસ્વીકારના શબ્દોમાં નરસિંહ મહેતા ઉપર જયદેવની અસર થયેલી એઓ કબૂલ કરે છે. એ લખે છે:—

"બોપદેવથી પહેલા પણ શ્રીમદ્ ભાગવત તેમજ રામાયણ મહાભારત અને હરિવંશ ગુજરાતમા જાણીતા હતા, એટલુંજ નહિં પણ કૃષ્ણ અને રાધાની લીલા પણ પ્રસિદ્ધ હતી. આ બારમા શતકને આરંભે થયેલા જયદેવની **અસર હોય વા ન હોય** પણ **બોપદેવની અસર** તો નહિં જ એમા શંકા નથી. વળી આ ઉતારા* ધ્યાનમા લેતાં **નરસિંહ** મહેતા ઉપર સાક્ષાત્ જયદેવની અસર માનવાને કાઇ કારણ રહેતું નથી; પણ જયદેવનો નરસિંહ મ્હેતાએ ખાસ ઉલ્લેખ કર્યો છે તેથી તેમ જ નરસિંહ મ્હેતાના જીવનચરિત્રમા યાત્રાળુ સાધુઓની અસરનો નિર્દેશ જોઈએ છીએ તેથી, જયદેવની અસરનો નિષેધ કરવો અશક્ય છે.+"

આ ઉતારામાં એમનાં વિધાન આ પ્રમાણે છેઃ—

(૧) જયદેવ જે બારમા સૈકાના આરંભમાં થયો એની નરસિંહ મહેતા ઉપર અસર હોય વા ન હોય;

(૨) નરસિંહ મહેતા ઉપર જયદેવની સાક્ષાત્ અસર હતી એમ માનવાને કારણ નથી;

(૩) નરસિંહ મહેતાએ જયદેવનો ઉલ્લેખ કર્યો છે;

(૪) નરસિંહ મહેતા ઉપર જયદેવની અસર નહોતી જ એમ કહેવું શક્ય નથી.

આ નિર્ગમનમાં કેટલાક સ્વાભાવિક પરસ્પર વિરોધ દેખાય છે;ખાસ કરીને (૨) અને (૪) વચ્ચે-(૨) ના 'સાક્ષાત' શબ્દનો આશરો લઈ વિરોધનો પરિહાર કરવો હોય તો જુદી વાત. પણ મને તો એથી પણ વધારે મુઝાવનારો બીજો વિરોધ દેખાય છે. પ્રો. આનન્દશંકરે એમના લેખના પહેલા ભાગમા (જે આગલા માસમાં પ્રકટ થયો હતો તે ભાગમાં) જયદેવની અસર

* સોમેશ્વરના સુરથોત્સવ અને કીર્તિકૌમુદી અને હેમચન્દ્રના કાવ્યાનુશાસનમાંથી એમણે ટાંકેલા શ્લોકો.

+ ૧૯૬૧ ના ભાદ્રપદના વસન્તમાં એમનો લેખઃ "નરસિંહ અને મીરાં"

સ્થાપિત કરી હતી. આ એમના શબ્દો: " નરસિંહ મ્હેતામાં જયદેવ, કબીર, અને શંકરાચાર્યની અને કદાચ ચૈતન્યની (?) અસર નજરે પડે છે." અને આના સમર્થનમાં એ " સુરત સંગ્રામ " માંથી એક વાક્ય ટાંકે છે–જેમ જયદેવ કૃષ્ણ અને રાધા વચ્ચે સમાધાન કરાવનાર તરીકે વર્ણવ્યો છે, અને પછી ઉમેરે છે કે નરસિંહ મહેતાનાં ઘણાં કાવ્યોનું વસ્તુ જયદેવના "ગીતગોવિન્દ" થી સૂચિત હોય એમ જણાય છે. અને એ ભાગવતથી સૂચિત ન હોય એમ વિચારશીલ ઉહાપોહ કરીને કહે છે; "એટલે નરસિંહ મહેતામાં શુદ્ધ ભાગવતની અસર માનવી તે કરતાં જયદેવની અસર માનવી એ અમને વધારે યોગ્ય લાગે છે."+

હવે હું એવા સ્પષ્ટ પુરાવા આપીશ કે જેથી જયદેવની નરસિંહ મ્હેતા ઉપર અસર હતી એ વિષે શંકા જ રહે. જુવો:—

(૧) સર્વે નીચું લહ્યું, હા ન કોઈ કહ્યું,
ઊઠિયો જયદેવો સમય જોઇ,
નરસૈયો ભણે, ઊલિયો મુદિત મને,
કૃષ્ણ ભજતાં જિણે નાર ખોઇ×
( સુરતસંગ્રામ, પદ ૨૩, કડી છેલ્લી )

(૨) ઊઠીને આવિયો, સર્વને લાવિયો,
વિષ્ટિયે જાવ, તમે જયદેવા,
ઉન્મત્ત આહીરડી, લાલની લાડલી,
નિકટ બહુ એહની વિષ્ટિસેવા.
( સુરતસંગ્રામ, પદ ૨૪, કડી પહેલી )

અને એજ કાવ્યમાં બીજાં સ્થળોએ.

આ ઉદાહરણમાં માત્ર જયદેવના નામનો ઉલ્લેખ છે, અને તેથી

+ વસન્ત, શ્રાવણ ૧૯૬૧. પૃ. ૨૪૪–૨૪૫.

× આપણે જયદેવની પત્ની વિષે જે વાત જાણીએ છીએ તે કરતાં આ જુદી જણાય છે. અહીં કહ્યું છે તેમ જયદેવ કૃષ્ણનું કીર્તન કરતો હતો એ દરમિયાન એની પત્ની મરી ગઈ. આપણે બીજી કથા જાણીએ છીએ તે પ્રમાણે જયદેવની પત્ની જયદેવ મરણ પામ્યાની ખોટી વાત સાંભળીને મૂર્છિત થઇ, પડી હતી અને મરવાની અણી ઉપર હતી એટલામાં જયદેવે વીણા લઈને અષ્ટપદી ગાઈ એથી એની પત્ની સજીવન થઈ, એમ છે.

કદાચ એમ કહેવાય કે એટલાથી જયદેવની અસર સિદ્ધ નથી થતી. પણ **નરસિંહ મ્હેતાને** જયદેવનાં કાવ્ય જાણીતાં હતાં એ નીચેના પુરાવાથી જણાશેઃ—

(૩) એક જાણે છે વ્રજની ગોપી કે રસ જયદેવે પીધો રે.
ઊગતો રસ અવની ઢળતો નરસૈંયે તાનીને લીધો રે.

(શૃંગારમાળા, પદ ૭, કડી છેલ્લી)

અત્રે જયદેવના "ગીતગોવિન્દ" નો જ ઉલ્લેખ છે. અને ઉપલા ઉતારાની બીજી લીટીમાં ગૂઢ રહેલો અર્થ ખુલ્લો કરી જોઈએ તો નરસિંહ મ્હેતા કહે છે કે જયદેવના 'ગીતગોવિન્દ' માંથી જ પોતે એ રસ લીધો છે.

(૪) સોળ કળાનો શશિયર ઉડગણ સહિત બ્રહ્માંડ ભમે;
**ધીરસમીરે જમનાતીરે** ત્રિવિધ તનના તાપ શમે.

(રાસસહસ્ત્ર પદી, પદ ૯૧ મું કડી ૩ જી)

અહીં "ગીતગોવિન્દ' ના "**धीरसमीरे यमुनातीरे**" શબ્દ સ્પષ્ટ તણાઈ આવ્યા છે. આ ન્હાનો સરખો પુરાવો નરસિંહ મહેતા ઉપર જયદેવની અસર સિદ્ધ કરવા માટે બસ છે. તો પણ હજી આગળ જઇએ.

(૫) કંઠે બાંહે ગ્રહી સનમુખ ગુણ ઉચરે;
તુમસિ મમ જીવન ઇમ નાથ બોલે,
તુમસિ શૃંગાર ઉરહાર મમ ભૂષણ તુમસિ મમ મગન ચિત સંગ ડોલે"

(શૃંગારમાળા, પદ ૩૫૯, કડી ૨ જી)

અહીંઆં સ્પષ્ટ "ગીતગોવિન્દ" ના

**त्वमसि मम भूषणं त्वमसि मम जीवनं त्वमसि मम भव-जलधिरत्नम्** નો જ પ્રતિધ્વનિ છે.

હવે વધારે પુરાવાની જરૂર છે એમ હું નથી ધારતો. એ ખરું કે આ છૂટક વચનોના છૂટાછવાયા દાખલા છે; છતાં પણ, એટલું સાબીત થાય છે કે નરસિંહ મહેતાને જયદેવની કવિતા સાથે નિકટ પરિચય હોવો જોઇયે અને તેથી કરીને એના ઉપર સામાન્ય રીતે અસર થયા વિના રહી નહિ જ હોય.

પૂરવણીરૂપે કહીશું કે "ચાતુરીષોડશી" નો આગલો ભાગ "ગીત-

ગોવિન્દ"નું દરિદ્ર અનુકરણ છેઃ "ગીતગોવિન્દ" ની પેઠે અહીં પણ કૃષ્ણ રાધાના રીસામણામા, એના સમાધાનમાં, અને પછીથી એમની પ્રેમક્રીડામાં, કૃષ્ણ રાધા અને લલિતા ભાગ લે છે.*

નરસિંહ મ્હેતા સંબન્ધી મ્હારા બીજા વ્યાખ્યાનમાં હું એમના જીવનના અદ્ભુત ચમત્કારો વિષે બોલીશ, અને તે પછી એમની કવિતાના ગુણદોષનું વિવેચન કરીશ.

[ વસન્ત–કાર્યાલય ]

---

* દુર્ગાશંકર કે. શાસ્ત્રીએ ઉપર સૂચવેલા પોતાના 'પ્રસ્થાન' માંના લેખમાં જયદેવની નરસિંહ મહેતા ઉપર અસરનાં ઉદાહરણો આપ્યા જણાય છે; તેમાંના એક બે મ્હેં આપેલા ઉદાહરણો જોડે મળે છે, અને બીજાં બહુ બંધબેસતાં કદાચ નહિ લાગે, કેમકે જયદેવના 'ગીતગોવિન્દ' થી નિરપેક્ષ રીતે નરસિંહની કલ્પનામાં પ્રકટ થઈ શકે એવા વિચારો તેમાં છે.

## ગૂજરાતી સાહિત્ય

અખોx (૫)

( સોનીની એરણ ઉપરથી ઊડેલા તણખા. )

"અદ્વૈતના શુષ્કાભાસી વાદનાં વચનોના પોતાની કવિતાની કાંઈક કર્કશ કલાના હથોડા વડે, કહેવતો વડે, સુઘટિત ઘાટ ઘડીને, આપણા મન અને બુદ્ધિ ઉપર દૃઢ છાપ પાડનારો સુવર્ણકાર અખો ભક્ત હેની સાદી પણ સબળ સમર્થ મુખમુદ્રાથી પ્રભાવ સ્થાપનારો, સાહિત્યના એરણ હથોડો લઈ ને અહિં બેઠેલો જુવો. હેની સ્હામે કવિતા દેવી, પોતાના વિલાસ તજીને, દીપ્તિમય આભૂષણો ફેંકી દઈને સાદાં વસ્ત્ર પ્હેરી કમ્પમાન દેહથી ઊભી છે; તે ચિત્ર જોઇને ખેદ કરશો નહિં, કેટલાક દૃઢ વિરાગીના પ્રભાવ આગળ લલનાનાં લાલિત્ય શમી જાય છે-હેનું આ ચિત્ર છે. એ કવિતા દેવીની વીણાના તાર તોડી નાંખીને આ કઠણ આચાર્યે એ સુન્દર વાદ્યને દૂર ફેંકી દેવડાવ્યું છે, તેથી એ દેવીની મુખમુદ્રા ઉપર દુઃખની છાયા પડી છે. તેથી આપણને કાંઇક ખેદ થાય છે ખરો." x

બરાબર આઠ વર્ષ ઉપર હું એલ્ફિન્સ્ટન કૉલેજના વિદ્યાર્થીઓ આગળ "ગૂજરાતી મંડળ"ની સ્થાપનાનું મંગળભાષણ આપવા ઊભો હતો તે સમયે મેં એ મંડળ સમક્ષ કલ્પિત સિનેમા ઉપર દોરેલાં અનેક ચિત્રોમાં આ ઉપર દોરેલું એક ચિત્ર હતું. એ ચિત્રમાં અખો સોની કવિ-સાહિત્યની એરણ પાસે હથોડી લઇને બેઠો છે. એની મુખમુદ્રા સાદી પણ પણ જબરી-આપણા મન અને બુદ્ધિ ઉપર દૃઢ છાપ પાડે એવી-છે. એની સ્હામે કવિતા દેવી ધ્રુજતી, સર્વ લલિત આકૃતિ અને તેજસ્વી ઘરેણાં ત્યજી, સાદે લુગડે ઊભી છે. આ જોઈ દુઃખ પામવાનું કારણ નથી. તીવ્રવિરાગી જન આગળ લલનાઓનું લાલિત્ય શમી જાય છે. આ ઉગ્ર

૯ રા. રા. નરસિંહરાવ ભોળાનાથે 'મુંબઈ યુનિવર્સિટી'માં આપેલા ભાષણમાં આ પાંચમું છે અને ઊતારવા માંડેલી ભાષણમાળામાં ત્રણ ભાષણ પ્રસિદ્ધ થયાં છે (છેલ્લું જુવો વસંત ૧૯૮૧ ચૈત્રમાં). ચોથું બનારસ રહી ગએલું હોવાથી એ ક્રમાનુસાર મૂકી શકાતું નથી. તે માટે હું દિલગીર છું. પણ તે પાછળથી લેતાં, અને અખા ઉપરના આ ભાષણને અગાઉ મૂકતાં, કાંઈ બાધ આવે એમ નથી. તન્ત્રી.

x એલ્ફિન્સ્ટન કૉલેજના "ગૂજરાતી મંડળ" સમક્ષ તા. ૨૨ જાન્યુઆરી, ૧૯૨૧, ને દિને આપેલું "મંગલભાષણ", (જુઓ વસન્ત માઘ ૧૯૭૭)

ઉસ્તાદે કવિતા દેવીની વીણાના તાર તોડી નાંખ્યા છે, અને એ વાદ્ય બાજુ પર ફેંકાવી દીધું છે. કવિતા દેવીના મુખ ઉપર આથી દુઃખ અને ગ્લાનિની છાયા પ્રસરી રહી છે, અને એ જોઈ આપણને પણ દુઃખ થાય છે.

આ ચિત્ર દોર્યે એક દસકો થયો. આજ એમાં કાંઈક ફેરફાર કરું ? કરીશ, પણ તાત્ત્વિક નહિ. આજ હું અખાની કવિતાના ગુણ અને ભવ્યતાના આન્તર તત્ત્વનું તમને દર્શન કરાવીશ. આ માટે કવિતા અને તત્ત્વજ્ઞાનના કાર્ય અને સંબન્ધ વિષે કેટલોક વિચાર કરવો પડશે. તત્ત્વજ્ઞાન વસ્તુના આન્તર અર્થની—સત્ય વસ્તુની—શોધ કરે છે; મનુષ્યજીવનના પરતત્ત્વ સાથેના સંબંધ વિષે ચિન્તન કરે છે; દશ્ય અને અદશ્યના સંબંધનો, એક તરફ મનુજ આત્મા અને બીજી તરફ વિશ્વ અને પરમાત્મા એમના સંબન્ધનો વિચાર કરે છે; વસ્તુના તાત્ત્વિક સ્વરૂપનું અન્વેષણ કરે છે. કવિતાની દષ્ટિ પણ સત્ય ઉપર રહે છે—પણ તે સત્ય કવિતાદેવીથી પ્રેરાયેલા આત્માને જેવું દેખાય છે તેવું. એની અને તત્ત્વવિદ્યાની વચ્ચે એક સમાનતા છે અને તે એ કે મનુષ્યજીવન અને એ જીવનના ઉપર જણાવેલા વિવિધ સંબન્ધો એ વિષે બંને ચિન્તન કરે છે. કવિ અને તત્ત્વજ્ઞ (ફિલસુફ) બંને દષ્ટા છે, પણ તેઓની દષ્ટિમાં વસ્તુ જોવાની રીતમાં-ભેદ છે. ગન્તવ્ય વસ્તુને પહોચવાના તેમના માર્ગ જુદા છે, અને એ વસ્તુને ઉપસ્થિત કરવાનું સ્વરૂપ પણ એમનું એક નથી. તત્ત્વજ્ઞ (ફિલસુફ)ની પદ્ધતિ પૃથક્કરણની છે, કવિની એકીકરણની છે. એ સાક્ષાત્ અન્તર્દષ્ટિથી વસ્તુને જુવે છે અને એનું ગ્રહણ કરે છે. અને એટલા પુરતો કવિ ફિલસુફ કરતાં વધારે અંશે દષ્ટા છે એમ કહી શકાય.

ભારતવર્ષના તત્ત્વજ્ઞાનનો ઉદ્દેશ માયાના પાશમાંથી આત્માને કેવી રીતે મુક્ત કરવો એ છે. અને એ મુક્તિનું સાધન જ્ઞાન મનાય છે. જ્ઞાનની શુષ્કતાથી કંટાળી અન્ય જનોએ ભક્તિનો ઉપદેશ કર્યો છે. બીજા કેટલાક જ્ઞાન અને ભક્તિના સમુચ્ચયને મોક્ષનું સાધન માન્યું છે. આ તત્ત્વજ્ઞાનના ગહન વનમાં આથડવાની આપણે જરૂર નથી. આપણે તો માત્ર અખાની વાણીની ચર્ચા કરતી વખતે પ્રસંગોપાત જેટલું આમાં ઊતરવું પડે તેટલું ઊતરીશું. પણ અહીં એક બીજી વાતનો સ્પર્શ કરૂં. પ્રશ્ન એ છે કે કવિતા અને તત્ત્વજ્ઞાનના પંથ જો જુદા છે તો પછી તત્ત્વજ્ઞાનની કવિતા શી રીતે અને કેવી સ્થિતિમાં થઈ શકે ? આ પ્રશ્નનો ઉત્તર કવિતાનું તાત્ત્વિક બીજ શું છે એ વિચારવાથી મળશે. એ બીજ તે રસ

છે. કવિતા અને તત્ત્વજ્ઞાન બંનેનો ઉદ્‌ભવ આશ્ચર્ય યાને અદ્‌ભુતતાના ભાવમાથી થાય છે. જ્યારે જીવન, વિશ્વ અને એવા જ બીજા પ્રશ્નો એની સંમુખ આવીને ઊભા રહે છે, ત્યારે એમાથી આશ્ચર્યનો ભાવ ઉત્પન્ન થાય છે, એ ભાવ જ્યા સુધી ઉત્પન્ન ન થાય ત્યા સુધી કવિતા જન્મતી નથી, આશ્ચર્ય એ અદ્‌ભુત રસનો સ્થાયી ભાવ છે એ ખરૂં, પણ એ આશ્ચર્ય કેવળ પ્રથમ લાગણીરૂપ હોય છે ત્યા સુધી એનો વિષય કાવ્યનું રૂપ પકડતો નથી જ્યારે એ સંજ્ઞા વૃત્તિ-યાને ભાવરૂપે પરિણમે છે ત્યારે એ રસ-પ્રકૃતમા, અદ્‌ભુત રસ-બને છે. બીજા ભાવ એમા ભળે છે ત્યારે બીજા રસ પ્રકટ થાય છે. જગન્નાથ પંડિતે એક સ્થળે કહ્યું છે કે અદ્‌ભુત રસ એ સર્વ રસના અન્તરમાં વિરાજમાન છે, તેથી તત્ત્વજ્ઞાનના આશ્ચર્યની લાગણી સાથે હૃદય ઊર્મિ ભળે ત્યારે જ એમાથી કાવ્ય પ્રકટ થાય છે.

એક દૃષ્ટાન્ત યાને રૂપકથી આ વાત સમઝાવું. તત્ત્વજ્ઞાન અને કવિતા એ એક બીજાથી જુદા ઉચ્ચગિરિશૃંગ છે. એ બેની વચ્ચે એક સુવર્ણનો પૂલ બાધવામા આવે, અને એ રીતે એને જોડી દેવાય, તો એમાથી ઉત્પન્ન થતું દૃશ્ય તે તત્ત્વજ્ઞાની કવિતા બને. ઘણા વર્ષો ઉપર હું જ્યારે ઉત્તર કાનડા જિલ્લામા ફરતો હતો ત્યારે ધુમ્મસથી છવાએલા ગિરિશૃંગો અને ઉછળતા દરિયામા પ્રકૃતિની સુન્દરતા અને ભવ્યતાના દૃશ્યો જોવા હું ભાગ્યશાળી થતો. આવી એક ધન્ય ક્ષણે બે મ્હોટી પર્વતની હારની વચ્ચે થઈને જતા મ્હેં બે પર્વતના શૃંગોને સુવર્ણ મેઘમાળાથી સંધાએલા જોયાં હતા. કાંઈક એવી જાતનું સંધાન આ કવિતા અને તત્ત્વજ્ઞાન વચ્ચે થઇ શકે છે. પણ તે મ્હેં જોયું તેવા દૃશ્યની માફક વિરલ છે. હવે રૂપક બદલીને કહું તો, જ્યારે,

જ્ઞાનગિરિના શૃંગને,<br>
કાવ્યકિરણો રંગશે;

તત્ત્વજ્ઞાનના ઉચ્ચ શૃંગ ઉપર કવિતારૂપી ઉન્નત વ્યોમગત સૂર્યની કિરણમાળાનાં રંગ પથરાશે, ત્યારે તત્ત્વજ્ઞાન કવિતાનું રૂપ ભલી રીતે ધરશે.

કેટલીક વાર ઉચ્ચ કલ્પના જ આ હૃદયભાવનું કામ કરે છે. ઉદાહરણ તરીકે, અખાની "બ્રહ્મલીલા" માથી નીચેનો ઉતારો જુઓઃ—

પરમ ચૈતન્ય આદિ નિરંજન, અકરતા પદ સો સદા
અજા અલપ અર્વાક અંજન ભો* જગત પલમેં તદા,
સગુણ બ્રહ્મ સો સ્તુતિ પદારથ, દષ્ટ પદારથ સ્વામિની;
અખા બ્રહ્મ ચૈતન્યઘનમેં ભઇ અચાનક દામિનીઃ

પ્રથમ તો બ્રહ્મના નિર્ગુણ ('નિરંજન') સ્વરૂપનુંજ કેવળ વર્ણન છે.

[ અહીં પ્રસંગવશાત્ કરી લઉં કે આપણા તત્ત્વજ્ઞાનમાં જેમ બ્રહ્મ નાન્યતરજાતિ છે તેમ પ્લોટાઇનસ—એક પાશ્ચાત્ય ફિલસુફ—પણ એ પરમતત્ત્વ માટે અંગ્રેજી નાન્યતર સર્વનામ It વાપરે છે. ] એ પછી માયા ('અજા') ના સ્પર્શ માત્રથી એ કેવું સગુણ ('અર્વાક્ અંજન'=પ્રત્યક્ અને સગુણ) બને છે એ કહ્યું છે. અને અહીં કવિની કલ્પનાદષ્ટિ આગળ દશ્ય ખડું થાય છે. " भो जगत पलमें तदा. " અર્થાત્ આ દશ્ય જગત્ પળમાં ઉત્પન્ન થયું. (ભો=ભયો)

પછી કવિની કલ્પનાશક્તિ એથી આગળ ઊડે છે. કવિ કહે છે કેઃ સગુણ બ્રહ્મ સ્તુતિ એટલે કે ઉપાસનાનો વિષય છે. એ ક્યારે ઉત્પન્ન થાય છે કે જ્યારે 'ચૈતન્યઘન'-મેઘ-માં માયારૂપી વીજળી ('દામિની') ચમકે છે ત્યારે. આ છેલ્લું રૂપક—વા અતિશયોક્તિ-એ ખાલી અતિશયોક્તિ નથી; કવિની કલ્પનાદષ્ટિ આગળ સ્વયં ઉત્પન્ન થઇ આવેલું ચિત્ર છે. આનું નામ તત્ત્વજ્ઞાનના ઉપાદાનમાંથી ઉત્પન્ન કરેલી ખરી કવિતા.

એક બીજું ઉદાહરણ આપીશ. એમાં બ્રહ્મમાંથી જગત્ કેવી રીતે ઉત્પન્ન થયું એનું કવિની વાણીમાં વર્ણન છે.

कृष्ण कैसी होरी मचाईः
अचरज लखियो न जाई,
असत सत कर दिखलाई.
कृष्ण कैसी०

एक समय श्री कृष्णदेवके होरी खेलन मन आईः
एकसे होरी मचे नहि कब हु यातें करूं बहुताई
यही प्रभुने ठहराई. कृष्ण कैसी०

* જુઓ ઉપર ટીકા.

पांच भूतकी धातु मिला कर अंड पचकारी बनाई,
चौद भुवन रंग भीतर भरकर नाना रूप धराई,
प्रगट भये कृष्ण कन्हाई, कृष्ण कैसी०

पांच विषयकी गुलाल बना कर बीच ब्रह्माण्ड उडाई,
जिस जिस नैन गुलाल परी वह सुधबुध सब बीसराई,
नहि सूझत अपुनाई.
कृष्ण कैसी०

वेद अंत अंजन की सिलाका जिसनें नैननमें पाई,
ब्रह्मानन्द उसको तम नाश्यो, सूझ परी अपुनाइ,
होरी कछु बनी न बनाई,
होरी कछु बनी न बनाई.

આ મહાન વિશ્વ જોઇ એમાંથી તત્ત્વજ્ઞ કવિહૃદયને થતું અદ્‌ભુતતાનું દર્શન એ આ કાવ્યનું બીજ છે, એમાં તત્ત્વજ્ઞ અને કવિ બંનેને થતાં આશ્ચર્ય એકરૂપ બની ગયાં છે. આ સ્થાયી ભાવ ઉપર કવિની કલ્પના-શક્તિ એક સુન્દર ચિત્ર માનસ ચક્ષુ આગળ ખડું કરે છે; વિશ્વના સંપૂર્ણ દસ્યને કવિ બ્રહ્મની હોળીની ક્રીડા (અત્રે કૃષ્ણની કહી છે કારણકે ગોકુલમાં કૃષ્ણની એ પ્રિય રમત હતી તે ક્રીડા) કહે છે. આ ક્રીડાનું ખાસ લક્ષણ છે કે અસતને સત્ કરી બતાવવું-જે આશ્ચર્યનું પૂરેપૂરૂં વર્ણન થઇ શકે એમ નથી. (अचरज लखियो न जाई). કવિતાનો આરંભ આ રીતે થાય છે કે એક વખત બ્રહ્મ ('કૃષ્ણ') ને હોળી રમવાની ઇચ્છા થઇ. પણ એ રમત એકલાથી રમાઈ ન શકે તેથી તેણે એકના અનેક થવાની ઇચ્છા કરી ((एकोऽहं बहु स्याम्) તેથી બ્રહ્મે પંચમહાભૂતની ધાતુઓને એકઠી કરી એમાંથી બ્રહ્માંડ રૂપી પીચકારી બનાવી. એમાં ચૌદ ભુવનના વિવિધ રંગ ભર્યા અને વિવિધ રૂપ ધરી વિવિધ રૂપે એ 'કૃષ્ણ' પ્રકટ થયા હોળીમાં.એક બીજા ઉપર પીચકારી છોડવી, એક બીજાના ઉપર ગુલાલ નાખવો એ સામાન્ય રીત છે. આ 'ગુલાલ' શબ્દ સ્પર્શ રૂપ, રસ અને ગન્ધ રૂપી પાંચ વિષ-યનો બનેલો છે અને તે આખા વિશ્વમાં ઉડી રહ્યો છે. ગુલાલ, આંખમાં પડતાં આંખ આંધળી જેવી થઇ જાય છે, તેમ આ વિષય થકી બુદ્ધિ અન્ધ થઇ જાય છે, અને તેથી આત્માનું પોતાનું સ્વરૂપ ('अपुनाई') એ

જોઇ શકતી નથી. કવિ બ્રહ્માનન્દ એનો ઉપાય બતાવે છે. એ કહે છે કે વેદાન્તના જ્ઞાનરૂપી અંજનશલાકા જેની આંખમાં ફરે છે, એ દેખતો થઈ જાય છે—એનું અજ્ઞાન નાશ પામે છે, અને આત્માતો થાય છે. અને તે યત્નાંની સાથે હોળા બંધ થઇ જાય છે; કદી થઈ જ નહોતી એમ થાય છે. આ રીતે આ વિશ્વરૂપે પ્રકટ થતી માયાને બ્રહ્મ પોતામાં સમાવી દે છે. એક અજ્ઞાત કવિ કહે છે તેમ—

લીધી સંકેલી હરિએ વિચારી પ્રબળ નિજ માયા રે,×

આ રીતે તત્ત્વજ્ઞાનના શુષ્ક સિદ્ધાન્તો કવિએ એની અદ્‌ભુત કલ્પનાથી રસિક બનાવી દીધા છે.

ઉચ્ચ કલ્પનાશક્તિથી તત્ત્વજ્ઞાન એ કવિના કેવી રીતે બને છે તેનું એક બીજું ઉદાહરણ અખાની કવિતામાંથી આપું.

જેમ વર્ષાઋતુ જાય, શરદ ઋતુ રૂડી દીસે,
દામિની દોડી પળાય, વાય મન (?મન્દ) હળવા હીસે,
ચહુ દિશ ચમકે ચંદ, દ્વંદ્વ બહુ મનનો ભાગે,
તેમ ભાગે ભવ ભ્રાન્તિ, કાન્તિ જેમ દ્વિતીયા આગે,
વિમળ વપુ હોય વારિ, ચતુર લિંગ દેખી લહે,
ચિદાકાશ ચિન્મય અખા, ધ્યાન ધ્યેય સમરસ રહે.

('અનુભવબિન્દુ' : ૧૫)

પ્રથમ દૃષ્ટિએ તો કોઈ એમ જ ધારે કે આ માત્ર વર્ણનાત્મક કાવ્ય છે; પણ તેમ નથી. વર્ષા, શરદ, ચંદ્ર વગેરેના વર્ણનદ્વારા કવિ એના તત્ત્વજ્ઞાનના સિદ્ધાન્તો બહાર મૂકે છે. કવિનો ઉદ્દેશ શ્રોતાજનને ચિદાકાશમાં ચિન્મયતાની શાન્તિનો અનુભવ કરાવવાનો છે, જે સ્થિતિમાં ધ્યાતા અને ધ્યેય 'સમરસ'—એક નહિ, પણ 'સમરસ'—થઇ રહે છે, આ ઉદ્દિષ્ટ અનુભવ કરાવવા માટે કવિની સ્વયંભૂ કલ્પનામાં વર્ષાઋતુ પછીની શાન્ત શરદ ઋતુનું ચિત્ર ખડું થાય છે—જેમાં વર્ષાઋતુની ચમકતી વીજળી અણછતી થઇ જાય છે. અને મન્દ અને હલકા પવન આનન્દથી વહે છે, અને ચન્દ્ર જે અત્યાર સુધી વર્ષાઋતુનાં વાદળાંથી છવાઇ રહેલો હતો તે પાછો એના શાન્ત લાવણ્યમાં પ્રકટ થાય છે—કવિ વર્ડ્ઝવર્થની પંક્તિ સંભારીએ તો—

× એક રા. શાંતારામ નામના ગૃહસ્થે એક વખત સુન્દર ભાવદર્શન અને સંગીતકલાથી અમને ગાઇ સંભળાવેલી આ ગરબી યાદ આવે છે. ન ભો.

"The moon doth with delight
Look round her, when the heavens are bare."

કવિ અખો આ રીતે પ્રકૃતિના એક દૃશ્યનું એવું વર્ણન આપે છે કે જે આત્માની એક સ્થિતિ સાથે મળતું આવે છે—જે સ્થિતિમાં સુખ-દુઃખાદિ દ્વન્દ્વ નાશ પામી ગયા છે, અને વર્ષાઋતુનાં પાણીની માફક માયાથી ડહોળાએલી મતની વૃત્તિને સ્થાને શરદૃઋતુ જેવી શાન્ત અને નિર્મળ મનની વૃત્તિ જામી છે, કવિનો મુખ્ય ઉદ્દેશ જગતના ભારથી ડહોળાએલા મનની સ્થિતિ અને પરમાત્માનું ધ્યાન ધરતાં થએલી શાન્તિ અને નિર્મળતાથી ભરેલા આત્માની સ્થિતિ—બે વચ્ચેનો ભેદ વાચક આગળ પ્રત્યક્ષ કરવાનો છે. આ માટે એણે પ્રકૃતિના દૃશ્યને ઉપાદાન બનાવ્યા છે. પરંતુ તે મુખ્ય વર્ણનનો વિષય નથી, અને જે ઉપમા આપી છે તે બાહ્ય અલંકાર નથી; અંતરના ભાવમાથી અલંકાર પ્રકટ થયો છે, એ ભાવનો જ એ વિકાસ છે. નવમી ગૂજરાતી સાહિત્ય પરિષદ્‌ના સાહિત્ય વિભાગના પ્રમુખ તરીકે આપેલા એમના વિચાર અને વિદ્વત્તાભરેલા ભાષણમાં શ્રીયુત રામનારાયણ પાઠક કહે છે તેમ "અલંકાર વસ્તુથી ભિન્ન, વસ્તુને અલંકૃત કરવાને યોજેલી આગન્તુક વસ્તુ છે એમ કહેવું ખોટું છે. કાવ્યને સમઝાવવા વસ્તુ અને અલંકાર એવો ભેદ સ્વીકારાય તેનો વાધો નથી, પણ તેને તત્ત્વતઃ ભિન્ન માનવાં તે ખોટું છે. × × × × કાવ્યમાં કશું આગંતુક હોઈ શકે જ નહિં. કલામીમાસક ક્રોચેએ આપેલી દલીલથી આનો વિચાર કરિયે. તે પૂછે છેઃ 'જેને તમે અલંકાર કહો છો તે કાવ્યમા એકતા પામ્યો છે કે નહિ? પામ્યો હોય તો તે આગન્તુક નથી, પામ્યો ન હોય તો તે કાવ્ય નથી."

'અનુભવબિન્દુ' માથી અહીં ઊતારેલા દૃષ્ટાન્તથી તમને સમઝાતું હશે જ કે અખાએ એની કવિતા એની ઉચ્ચ કલ્પનાના બળથી જ કરી છે, જેમા હૃદયની ઊર્મિ છે તો ખરી, પણ તે દમેલી છે, અને તે સર્જક ભાગ ભજવતી નથી.

કવિકલ્પનાની એરણ ઉપર તત્ત્વજ્ઞાન ઘડાઈને કાવ્યરૂપ બને છે; એમાં હૃદયનો ભાવ અને કોઇ વાર કલ્પનાને મળતો હૃદયનો ભાવ, એ અગ્નિને સ્થાને કામ કરે છે.

હવે એક તત્ત્વજ્ઞાની કવિ તરીકે અખાને વિચારીએ. અખાના

સમય ઉપર દૃષ્ટિ નાંખતાં સમજાશે કે આ પ્રકારનું કામ કરવા એને દિવ્ય પ્રેરણા હતી. આ અગ્નિ તે સામાન્ય લાકડામાંથી પ્રકટેલો અગ્નિ ન હતો, પણ એ સૂકાં લાકડાંને સળગાવનાર આકાશમાંથી ઊતરી આવેલી વીજળી હતી.× કયા ગ્રહમાં અખાનો જન્મ થયો હતો ? જોષી જુવે છે તેવી ગ્રહની કુંડળી જોવાનું મ્હારૂં કાર્ય નથી. હું તે તે સમયની સામાજિક આદિ સ્થિતિને ગ્રહકુંડળી કહું છું. નાતજાતના વાડા, આભડછેટ વગેરે વ્હેમ તે વખતના સામાજિક વાતાવરણમાં ભરપૂર હતા. ધર્મના પ્રદેશમાં મૂર્તિ-પૂજા, વૈષ્ણવ પંથની આંધળી ગુરુભક્તિ આદિ દૂષણો પણ હતાં. એની પહેલાં એકાદ શતકથી ભક્તિ સંપ્રદાય આખા હિન્દુસ્થાનમા વ્યાપેલો હતો. અખાનો સમય ઇ. સ. ૧૬૧૫ થી ૧૬૭૪, અને ભક્તિસંપ્રદાયની જાગૃતિ ઇ. સ. પંદરમા અને સોળમા શતકમાં. ચૈતન્યનો જન્મ ઇ. સ. ૧૮૪૫ માં થયો અને એનો પંથ બંગાળા, ઓડિયા અને બિહાર પ્રાન્તમાં પ્રસર્યો. દક્ષિણમાં નિમ્બાર્કે, એનો પંથ રામાનુજાચાર્ય સંપ્રદાય ઉપર રચ્યો. વલ્લભાચાર્યનો જન્મ ૧૪૭૯ મા; અને એમનો પન્થ ઉત્તર-માંથી જન્મીને હિન્દુસ્થાનમાં ફેલાયો, અને તે ગુજરાતમાં સારી પેઠે જામ્યો. ગુજરાતના વલ્લભપંથ કરતાં દક્ષિણની વિઠ્ઠલભક્તિ વધારે શુદ્ધ હતી. અખાએ માત્ર વલ્લભપંથ જ જોયો હતો. મૂર્તિપૂજા અને વ્હેમથી ભરેલું વાતાવરણ અખાને ગમ્યું નહિ, અને એ એની સ્હામે થયો. ખરૂં છે કે એણે ઉપાડેલા વિરોધના ઝંડાની આસપાસ લોક એટલા એકત્ર થયા નહિ કે જેટલા કબીર નાનક વગેરેના ઝંડાની આસપાસ થયા. પણ અખો પણ ગુજરાતમાં એક સમર્થ જ્યોતિ હતો એમાં શંકા નહિ. આ એ જ સમય હતો કે જેમાં વ્હેમ સ્હામે ઝંડો ઉપાડનારા મહાપુરુષો માત્ર હિન્દુસ્થાનમાં જ થયા ન હતા, પણ યૂરોપમાં પણ તે જ પ્રમાણે હતું. જાણે, આખા જગત્‌માં કોઇ અદ્દભુત પ્રેરણાથી સામાજિક અને ધાર્મિક વ્હેમ સ્હામે મનુષ્યનાં નેત્રો ઉઘડવા માંડયાં હતાં.

યૂરોપમાં પ્રૉટેસ્ટન્ટ પન્થે એના ઉદ્દગારમાં ગદ્ય જ ઉત્પન્ન કર્યું; ત્યારે હિન્દુસ્થાને પદ્યને શસ્ત્ર બનાવ્યું. પદ્ય તરફ સ્વાભાવિક વલણ છે. પણ આટલાથી જ અખો કવિ કેમ થયો એનો ખુલાસો મળતો

× સંભારો કાર્લાઈલમાંથી મ્હેં આગળ આપણુ અંક બીજામાં આપેલો ઉતારો. ન. ભ. દી.

નથી. એના અન્તરમાં મહાન વિચારનો ભાવ ઉત્પન્ન થયો હતો, જેને કવિતા રૂપે બહાર પ્રકટ કર્યા વિના એને ચેન પડે એમ ન હતું; પછી ભલે એ કવિતા સુઘટિત અને સુંવાળી નહિ પણ ખડબચડી જ હોય. અખાને ચાલુ ધર્મથી ઘણી નિરાશા ઉપજી હતી, અને તે પોતાનું જીવનચરિત્ર લખતો હોય તેમ કહે છે કે—

"ઘણાં કૃત્યો કર્યાં મેં આઝ, તોએ ન ભાગી મનની દાઝ;
દર્શન વેષ જોઈ બહુ રહ્યો, પછી ગુરુ કરવાને ગોકુળ ગયો.
ગુરુ કીધા મેં ગોકુળનાથ, નગુરા મનને ઘાલી નાથ;
મન મનાવી સગુરો થયો, પણ વિચાર નગુરાનો નગુરો રહ્યો."

પછી એને સાચા ગુરુનો સંબન્ધ થાય છે. એ ગુરુ તે બનારસના બ્રહ્માનન્દ સ્વામી. એના ઉપદેશરૂપી ચિનગારી અખાના તૈયાર થઈ રહેલા દારૂમાં પડી—અને ધડાકો થયો; એ અખાની અર્થગૌરવભરી કવિતા.

અખાએ આભડછેટ મૂર્તિપૂજા વગેરે સ્હામે જે અનેક પદો લખ્યાં છે તે થકી એની ધાર્મિક વ્હેમ સ્હામેની લાગણી સ્પષ્ટ દેખાઈ આવે છે, પણ તે સાથે કૃષ્ણ–ગોપીની લીલાની કવિતામાં જે બાયલું કવિપણું રહેલું છે તેની સામે પણ એ હતો એમ જણાય છે. આ રીતે એણે આ જાતની શૃંગારી કવિતા સ્હામે પણ વિરોધ કર્યો, અને તે માટે એણે તત્ત્વજ્ઞાનને કવિતામાં ઊતાર્યું; બલ્કે કવિતાને–કવિના કામને ધિક્કાર્યું. એ કહે છે:

"જ્ઞાનીની કવિતા ન ગણીશ."

વારૂ, આપણે પણ સ્વીકારી લઇએ કે એ જ્ઞાની હતો અને તેથી કવિ ન હતો. આપણે કબુલ કરવું જોઇએ કે એનાં ઘણાંખરાં પદોમાં તત્ત્વજ્ઞાનનાં સૂત્રો છે અને તત્ત્વજ્ઞાનની લાંબી ચર્ચાઓ છે. પણ એને અંગે વચ્ચે વચ્ચે કવિતાના ચમકારા થઇ આવે છે, જે વડે એની કૃતિઓ કેવળ તત્ત્વજ્ઞાનના ગ્રન્થથી જુદી પડે છે. તેથી હું અખાને તત્ત્વજ્ઞ–કવિ કહું છું. એનાં પદોમાં જે કવિતાનો અંશ છે એમાં બે તત્ત્વો રહેલાં છે: (૧) એક ભક્તિનો જે એક બાજુ દ્વૈતવાદ તરફ ઝુકે છે, છતાં તદ્દન દ્વૈતવાદ સાથે ભળી જતો નથી. અને તેનો અખો સાથે અદ્વૈત સિદ્ધાન્તની રીતે અર્થ કરે છે; બીજું તત્ત્વ **માયાવાદ**; પરમાત્મા, એનું જગત્ અને એ બેનો સંબંધ વિચારતાં અદ્વૈતવાદીને જે માયાવાદ સુઝે છે તે આ બે તત્ત્વને ઉપાદાન કરીને અખાની કવિતા બનેલી છે. એમાં જુસ્સો–હૃદયની ઊર્મિ-

તે ભક્તિના અંશમાંથી આવે છે, અને અદ્દ્ભુતતાના ભાવથી ભરેલી કલ્પના તે તત્ત્વજ્ઞાનમાંથી ઉત્પન્ન થાય છે; બંને-ઊર્મિ અને કલ્પના-એ કવિતાથી ઉદ્દીપક શક્તિઓ છે.

આ બે અંશોનાં ઉદાહરણ આપીએ. પ્રથમ ભક્તિ લઈ એ. ભક્તિનો એક પ્રકાર તે વેદાન્તીઓનો. જેઓ ભક્તિ અને જ્ઞાનને એક કરીને માને છે; જાણવું એટલે ભજવું; પ્રેમથી વળવું; જો તમે ભજો નહિ, પ્રેમથી વળગો નહિ, તો તમારામાં જ્ઞાન ઉત્પન્ન જ થયું નથી એમ સમઝવું. અને આમ છતાં એ અદ્વૈતવાદમાં-શાંકરસિદ્ધાન્તમાં-જ્ઞાન અને ભક્તિ વિષય જુદા માન્યા છે, જ્ઞાનનો વિષય નિર્ગુણ બ્રહ્મ, અને ભક્તિનો વિષય સગુણ બ્રહ્મ-ઇશ્વર આ બીજા સ્વરૂપને લક્ષીને ઉપમન્યુસ્તોત્રમાં ગાયું છે કે—

"विरहीव विभो प्रियामयं
परिपश्यामि भवन्मयं जगत ॥

આની સાથે બાયરનના "Dream" માંહેની પંક્તિઓ સરખાવી શકાય છે:—

"And to his eye
There was only one beloved face on earth;
× × × ×
He had looked
Upon it till it could not pass away;
He had no breath, no being, only in hers.
× × × ×
he had ceased
To live within himself; she was his life."

આથી ઉલટું, દ્વૈતવાદમાં સગુણ બ્રહ્મ-ઇશ્વર-ભક્તિનો વિષય છે. એમાં ઉપાસક અને ઉપાસ્ય વચ્ચે અમુક સ્પષ્ટ ભેદ માનેલો છે-ઉપાસ્ય ઇશ્વર ઉપાસક જીવથી ભિન્ન અને ઉંચો છે. આ બે ભક્તિના પ્રકારમાંથી પહેલા પ્રકારની ભક્તિ-અદ્વૈતવાદની ભક્તિ-આપણી છે. ભગવદ્ગીતાના એ ભક્તિનું સ્વરૂપ ૧૧ મા કડવામાં બતાવે છે. એ ભક્તિ તે સર્વાત્મભાવ

જ છે-જે થતાં સર્વ પદાર્થમા બ્રહ્મનું દર્શન થાય છે, આને જ 'પ્રેમલક્ષણા ભક્તિ' પણ કહે છે-જેમા સર્વોત્તમભાવ બ્રહ્મજ્ઞાનથી જરાક જ જુદો રહે છે. એ કહે છે કે એ સર્વ જીવોમા—પદાર્થોમા-'હરિ' (બ્રહ્મ) નોજ વેષ જુવે છે, બ્રહ્મની બહાર એવુ એ કાંઇ જ જોતો નથી, અને તેથી સર્વ ઉપર પ્રેમની દૃષ્ટિથી એણે જોવુ જોઇએ. અને એ અર્થમા એ ભક્તિ સ્વીકારે છે.

"વળી વળી કહુ છું ભક્તિ વિશેષજી;
જેહ ન દેખે હરિ વિના શેષજી,
પેખે સઘળા હરિના વેષજી,
તે જન ન કરે કેહેનો ઉવેખજી.

પણ આ સ્થળેથી અખો ધીમે ધીમે ખસીને દ્વૈતભાવની ભક્તિથી ભાગ્યે જ જુદી પાડી શકાય એવી ભક્તિ ઉપર આવી જાય છે. એ કહે છે'—

ઉવેખ ન કરે કોયનો, આતમા વિલસી રહ્યો,
જેહને શ્રી ભાગવત ગાયે, ગીતા ઉપનિષદે જે કહ્યો.
ભાઇ ભક્ત તે જે એમ જાણે, જાણીને હૃદયે ધરે,
સ્વામી માહરો રહ્યો સઘળે, અહર્નિશ ચિંતન કરે;
ભુવન ત્રણ્યમાં રહ્યો પૂરી પૂરણ સ્વે પરમાતમા;
પોતે તો પિયુજી નિરંતર, પણ ભેદ દેખે ભાતમાં.

આટલે સુધી અધિષ્ઠાનભૂત બ્રહ્મ સર્વમાં છે એમ કહ્યું છે. પછી બીજે પગલે, એક પગ આમા અને બીજો દ્વૈતભાવની ઉપાસનામાં રહે છે. આ પ્રમાણેઃ—

માહરો રામ રમે છે સર્વ વિશે, એમ હેતે હીસે મન;
હરિ કહે, એ સાંભળે હરિ, હરિને સોપે તન."

અહીં 'હેત' અને હેતથી ઉત્પન્ન થનો આનન્દ ('હીસે મન')-જેનાં દ્વૈતવાદ આવે છે.

"નિત્ય રાસ નારાયણનો દેખે તે અનંત અપાર,
જિહાં જેવો તિહા તેહવો, નારાયણ નરનાર."

આ નારાયણના રાસની કલ્પનામા નારાયણના ધારણ કરેલા વેષ-"નર નાર"—છે. આમા અદ્વૈતવાદની "નારાયણ" સાથે "નર નાર" ની

એકતા, અને તે સાથે દ્વૈતવાદને અનુસરની કાંઈક જુદાઇ—બંનેનું મિશ્રણ છે. હવે પછી તદ્દન દ્વૈતભક્તિનું ચિત્ર આવે છેઃ—

"ગદ્‌ગદ કંઠ ગાતે થકે રોમાંચિત હોયે ગાત્ર,
હર્ષ આંસુ, બહુ હેત હૃદયે, પ્રેમ કેરૂં તે પાત્ર."

છેલ્લા શબ્દો—"પ્રેમ કેરૂં તે પાત્ર" એ ઉપર ધ્યાન દો. એમાં પ્રેગી ભક્ત અને એના વિષય પરમાત્મા બે વચ્ચે ભેદ માનેલો છે. તે પછી જે વર્ણન આવે છે એમા ભક્તના હૃદયનો ચિનાર છે.

"ખાતો પીતો બોલતો દેખતો તે સઘળે રામ,
વેધ્યું મન રહે તેહનું, શિયળ સંસારી કામ,
જેમ જારવગુંધી જુવતી, તેનું મન રહે પ્રીતમ પાસ,
અહર્નિશ રહે આલોચતી, ભાઇ એહવું મન હરિદાસ."

(અહીં "विरहीव विभो प्रियामयं परिपश्यामि भवन्मयं जगत्"—નો આછો પડઘો છે.)

આ ભક્ત અને એની ભક્તિનું ચિત્ર હોઇ, કવિ કહે છે
"નવનીત સરખું હૃદય કોમળ, કહ્યું ન જાયે હેત,
આંખ માંહે અમૃત ભરિયું, હરિ ભક્તિ કેરું ક્ષેત્ર."
આમાં અને દ્વૈતવાદીની ભક્તિ વચ્ચે બહુ ભેદ છે ખરો?

અને છતાં, આપણે જોયું તેમ અખાની ભક્તિ અદ્વૈતવાદ ઉપર ઠરેલી છે. આમ હોઈ અખાની ભક્તિ નરસિંહ મહેતાની ભક્તિથી તદ્દન જુદી પડે એ સ્વાભાવિક છે. નરસિંહ મહેતા પણ અદ્વૈત સિદ્ધાન્તોનો ઉપયોગ કરે છે પણ એમનું હૃદય ભક્તિ ઉપર કૃષ્ણ ભક્તિ-ઉપર પૂરેપૂરૂં ચોટેલું છે. અખાની એક પંક્તિ—

"આપ કેરૂં રૂપ આપ વખાણેજી"
એના કરતાં વધારે કવિત્વ ભાવથી નરસિંહે ગાયું છે કે—
"બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે,"
વળી પેલા ભવ્ય પદમાં—
"નિરખને ગગનમાં કોણ ઘૂમી રહ્યો."

—નરસિંહ મહેતા અદ્વૈતના પરમ શિખરે પહોંચે છે. છતાં પણ, જ્યારે અખાની ભક્તિ મૂળમાં જ્ઞાનરૂપ છે અને એનું મુખ નિર્ગુણ બ્રહ્મ

તરફ વળેલું છે, ત્યારે નરસિંહની ભક્તિ સગુણ ઈશ્વરની છે. નરસિંહને, ગોકુલની ગોપીઓની માફક, ઉદ્ધવે ઉપદેશવા માડેલું જ્ઞાન ગમતું નથી. નરસિંહ અને ગોપીઓને ચન્દ્રની ચન્દ્રિકાથી શાન્તિ વળતી નથી–એ ઈષ્ટ છે પણ એનાથી શાન્તિ થતી નથી, એઓ ચન્દ્રને માગે છે. માત્ર "આપણા દુઃખના પ્રદેશથી દૂર" એવા કોઇક અગમ્ય પદાર્થ માટે નરસિંહની ઝંખના નથી, એનો ઈશ્વર તે પ્રેમભક્તિનો ઈશ્વર છે. એમને તો એવો પ્રભુ જોઇએ છિયે કે જેને એ પકડી શકે અને એના હૃદયમા પૂરી શકે, અને પ્રેમના તન્તુથી બાધી શકે. (પ્રેમના તંતમા સંત ઝાલે'). આ પ્રમાણે જ્ઞાન અને ભક્તિના વિષયમા નરસિંહ અને અખાની સ્થિતિ એક બીજાથી ઉલટી છે એ આપણે ધ્યાનમા રાખવું જોઈએ

જ્ઞાનની દૃષ્ટિએ નરસિંહ ઇશ્વરનુ સ્વરૂપ અકળ ("અકળ અવિનાશી એ નવ જ જાએ કળ્યો.") અને સર્વત્ર વ્યાપેલું છે ("અરધ ઉરધની માહિ મ્હાલે; નરસૈંયાચો સ્વામી સકળ વ્યાપી રહ્યો.") એમ માને છે. સ્ત્રીના હૃદયની પેઠે એ હાથમાથી ખસી જાય છે. તમે જાણો કે તમે એને જાણ્યું છે તે વારે તમે એને જાણ્યું નથી. કેનોપનિષદ્ કહે છે તેમ,

" यस्या मतं तस्य मत मतं यस्य न वेद सः।
अविज्ञातं विजानतां विज्ञातमविजानताम् ॥"

સ્ત્રીના હૃદયને જનસમાજે દીર્ઘકાળથી અજ્ઞેય માન્યું છે તેમ બ્રહ્મને પણ વેદાન્તમા માયાની આવરણશક્તિ આરોપવામા આવી છે. આ સ્થિતિ સ્વીકારીને પણ નરસિંહ મહેતા દ્વૈતવાદી ભક્ત છે. ગોપીઓ ઉદ્ધવને કહે છે તેમ (દયારામની પંક્તિઓ પાછલા ભાષણમાં ટાંકી છે તે જરાક રૂપાન્તરથી ટાંકીએ):—

" તહમારા પ્રભુ સઘળે રે, હમારા તો એક સ્થળે,
તહમો રીઝો ચાંદરણે રે, હમો રીઝું ચન્દ્ર મળે."

આ "એક સ્થળ" તે ભક્તનું હૃદય.

આ પ્રમાણે ગૂજરાતી સાહિત્યના આ બે મહાન કવિ–નરસિંહ અને અખો–જ્ઞાન ભક્તિના વિષયમાં એક બીજાથી ઉલટા છે. એકે જ્ઞાનને પાપારૂપ બનાવ્યું છે; બીજાએ ભક્તિને મોક્ષનું ખરૂં સાધન માન્યું છે. અખાના એક જ પદને દયારામના "રસિકવલ્લભ"ની પંક્તિઓ સ્હામે મૂકતાં એનો

ભેદ તરી આવશે (દ્વૈતવાદીની ભક્તિના વિષયમાં દયારામ અને નરસિંહ મહેતા એક વર્ગમાં પડે છે. તેથી દયારામમાંથી આ ઊતારો ચાલશે):

અખો કહે છે.

" ભાઇ ભક્તિ જેવી પંખણી, જેને જ્ઞાન વૈરાગ્ય બે પાંખ છે;
ચિદાકાશ માંહે તેજ ઊડે, જેને સદ્‌ગુરુ રૂપી આંખ છે.
(અખેગીતા, ૧૦-૬)

દયારામ કહે છેઃ

" એ ભક્તિના બે પુત્ર છે, જ્ઞાન વૈરાગ્ય કહાવે,
જ્યાં ગાય ઘરમાં આણી, સહેજે વત્સ ચાલ્યાં આવે.
(રસિકવલ્લભ, પદ ૫૬. કડી ૭.)

આ રીતે અખાને મતે ભક્તિ પોતે એકલી પાંગળી છે, એને જ્ઞાન વૈરાગ્યરૂપી પાંખો હોઇને જ એ ઊડી શકે છે. દયારામના વૈષ્ણવ પંથમાં ભક્તિ મુખ્ય છે, અને જ્ઞાન અને વૈરાગ્ય એના પુત્રો છે; એ ભક્તિની પાછળ-વાછરડાં ગાયની પાછળ જાય તેમ-જાય છે આ ઉતારાથી દ્વૈતવાદી અને અદ્વૈતવાદી કવિઓની ભક્તિ વચ્ચેનો ભેદ સ્પષ્ટ સમજાશે.

---

હવે આપણે અખાની વાણીના કાવ્યાંશના બીજા તત્ત્વ ઉપર આવીએ. તે ઉન્નત દર્શન જે અદ્વૈત ધ્યાન અર્થાત્ વિશિષ્ટ અર્થમાં 'જ્ઞાન' કહેવાય છે તેનાં અધિકારક્ષેત્ર છે. તે ઉદાહરણઃ ૐકાર વિશે કવિનું વિલક્ષણ પરિશીલન જુવો.

સમઝી ન જાય એવી માયા, દીસે નહિં તે બલવતી,
ચૌદ લોકની આદિ માતા, ૐકારથી પહેલી હતી.
ત્રિગુણ પહેલી સ્વયંરવામિની તેણે ગુણ જનમી ઊભા કર્યા.
—અખેગીતા ૭-૨-૩.

અહીં ૐકારનું સ્થાન ગૌણ છે. મુખ્ય વર્ણનનો વિષય માયા છે પણ એમાં ૐકારનું સ્વરૂપ અને એના કાર્યનો વિચાર કરીએ છીએ ત્યારે અંદરનો ભાવ સ્પષ્ટ થાય છે. પ્રથમ ૐકાર અને માયાના સંબંધનો જરા વિચાર કરીએ. અહીં કહ્યા પ્રમાણે માયા પહેલી હતી." હવે બ્રહ્મ માયા અને ૐકારનો ક્રમ અખો આ પ્રમાણે બતાવે છેઃ

થયુ તેમ જેમ હતું આગે, જાણણુદારે જાણિયો,
જે ઓકારની આદ્ય હતો, વેદ પુરાણે વખાણિયે.

અખેગીતા ૧૩-૨.

અહીં બ્રહ્મ ૐકારની પહેલા હતું એમ કહ્યુ છે. એટલે પહેલું બ્રહ્મ પછી માયા અને પછી ૐકાર એમ ક્રમ થયો તો પણ માયા અને બ્રહ્મનો સંબધ વિલક્ષણ છે એક તરફ એ બ્રહ્મ પછી ઉત્પન્ન થઇ એમ કહેવાય છે, અને બીજી તરફ એ બ્રહ્મની સાથેજ હતી એમ પણ કહ્યુ છે. આ ભેદ, માયાને એક સ્વતંત્ર પદાર્થ રૂપે વિચારીએ કે બ્રહ્મ ઉપર આધાર રાખતા તત્ત્વ રૂપે વિચારીએ તે પ્રમાણે, પડે છે. આ વેદાન્તની શબ્દ-જાળમા વિશેષ પડવાનું કારણ નથી. આજના આપણા કામ માટે આટલુ જ વિવેચન બસ છે હવે અખો ૐકારનો શો ખુલાસો આપે છે તે જોઇએ —

પરા, પશ્યંતી, મધ્યમા, વૈખરી, પિંડ બ્રહ્માણ્ડ વિશે ચારે ખરી,
સોહં શબ્દ વૈરાટને વિષે એક સૂત પિંડમાહિં લખે
લેતાં શ્વાસથી ઊઠે સકાર, મૂકયે શ્વાસે થાય હકાર;
સકાર હકારનો હોએ લોપ, ત્યા ઓકાર રહે વણ ઓપ

પંચીકરણ ૯૦-૯૧.

આનો સાર આ પ્રમાણે છે. ચાર પ્રકારના શબ્દ પરા, પશ્યંતી, મધ્યમા, અને વૈખરી એ બ્રહ્માડમા તેમજ તત્સદશપિંડમા રહે છે અને સોઽહમ્ શબ્દ એ અખિલ પિંડ અને બ્રહ્માડમા વસેલુ તત્ત્વ બતાવે છે. આ સોઽહમ્ તે ૐકારનું રૂપ છે, જે સ અને હ છોડી દેતા ૐકારમાથી નીપજ્યુ છે. આને જ સર્વવ્યાપી 'નાદબ્રહ્મ' કહે છે.

હવે પ્રશ્ન એ ઊઠે છે કે એમ હોય તો બ્રહ્મ ૐકાર પહેલા કેમ હોઇ શકે ? એનો ઉત્તર એમ અપાય કે અહીં બ્રહ્મ એટલે નિર્ગુણ બ્રહ્મ સમ જવાનું છે અને ૐકાર એ બ્રહ્મમાથી પ્રકટેલુ સ્વરૂપ છે જેને નાદબ્રહ્મ કહે છે. હવે ક્ષણુ વાર આ વાત બાજુ પર મૂકીએ અને બ્રહ્મ માયા અને ૐકાર સૃષ્ટિની ઉત્પત્તિ કરવામા શો ભાગ લે છે તે વિચારીએ. બ્રહ્મ તો સર્વથા અકર્તા જ છે. એમા જ્યારે માયા અર્થાત્ બ્રહ્મની કર્તૃત્વશક્તિ દાખલ થાય છે ત્યારે સૃષ્ટિ ઉત્પન્ન થાય છે. તે થતા સુધી માયા છેક અસત્ નથી. એ બ્રહ્મની સાથે સાથે હોય છે, પણ બ્રહ્મમા લપાયલી રહે છે, જેમ મેઘમા વીજળી હવે અખાના શબ્દો સાભળીએ.

અણુછતી અજા તમારી અંગીકૃત સરખી અશી,
તે મધ્ય પડિયું ધામ તમારૂં ત્યારે ઈશ્વર થઈને વિલસી.
અખેગીતા ૧૯-૫ અને ૭-૮

માયા 'અણુછતી' એટલે છતી નહિ થયેલી તેવી, છૂપાયેલી, લપાયેલી, બ્રહ્મની અંગભૂત ("અંગીકૃત"). પછી બ્રહ્મનું તેજ માયામાં પડે છે, એટલે માયા ઈશ્વર થઈને વિલસે છે. આમ સૃષ્ટિનો કર્તા માયાવિશિષ્ટ બ્રહ્મ-ઈશ્વર —નથી, પણ બ્રહ્મના તેજથી ભરાયેલી માયા કારણ છે; અર્થાત્ માયાવિશિષ્ટ બ્રહ્મ નહિ, પણ બ્રહ્મવિશિષ્ટ માયા એમ કહીએ તો ચાલે.

જેમ કાચનું મંદિર રચ્યું નીલ પીત શુભ્ર શ્યામનું,
તે ઉપર તપ્યો સૂરજ જ્યારે ત્યારે વિચિત્ર રૂપ થયું ધામનું.
કૈવલ્ય સૂરજ તપે સદા, માયા તે મંદિર કાચ,
ઈશ્વર નામ તે તેહનું, જીવ થઈ માન્યું સાચ.
—અખેગીતા ૧૯, ૫ અને ૭-૮

એ જ ઉપમા જરાક બદલીને અખો બીજે ઠેકાણે કહે છે:—
મ્હોટા મંદિર બ્હાર ચાર દિશ કાચો ઢાળ્યા,
નીલ પીત બહુ રંગ ઢંગના ભેદો ભાળ્યા;
ઊગ્યો શશી કાં સૂર, દૂરથી અતિશે ઝળકે,
દેખાડે બહુ રૂપ, ધૂપ વિવિધ પેર ચળકે;
અખા ઉપર અવલોકતાં, તહાં તેમનું તેમ છે,
તેમ ત્રિલોકી જાણજે, એક વસ્તુ વડે એમ છે.
અનુભવબિન્દુ ૨૭.

(પ્રસંગવશાત્ આ પંક્તિઓને મળતી આવતી શૈલીના એક કાવ્યમાંની પંક્તિઓ ટાંકું:

"The one remains, the many change and pass;
Heaven's light for ever shines, Earth's shadows fly;
Life, like a dome of many-coloured glass,
Stains the white radiance of Eternity,
Until Death tramples it to fragments.")

"અનુભવબિન્દુ"માંથી ટાંકેલા ઉપલા ઉતારામાં અખો નિર્ગુણ બ્રહ્મના અવિકારીપણા ઉપર ભાર મૂકે છે. અખેગીતા ૧૯ મી કડીમાં માયા એ કર્તા

અર્થાત્ ઈશ્વિર કેમ બની એ બનાવ્યું છે. પણ બેમાથી એકે ઠેકાણે સૃષ્ટિ શી રીતે ઉત્પન્ન થઈ એ કહ્યું નથી. 'અજા' માયા, જે નિર્ગુણ બ્રહ્મમા 'અણછતી' રહી હતી અને જેને અખો 'શૂન્યસ્વામિની' (શૂન્ય=બ્રહ્મ, અથવા સૃષ્ટિ પહેલાની ખાલી દશા) કહે છે એ બ્રહ્મલીલામા 'દષ્ટ પદારથ' સ્વામિની થાય છે. આ એકાએક સૃષ્ટિ ઉત્પન્ન કરવામા માયાએ શા સાધન લીધા, શો જાદુ કર્યો? આનો ઉત્તર, ૐકાર. પંચીકરણમા અખો કહે છે કે ૐકારનું કામ માયાની આજ્ઞાને વશ થવાનું છે; વશ થવાનું એટલે અ ઉ અને મ્ એ ત્રણ માત્રાઓની મદદથી સત્ત્વ, રજસ્ અને તમસ્ એમ ત્રિગુણ સ્વરૂપ ધારણ કરવાનું, અને એ રીતે વિશ્વની સૃષ્ટિ ઉત્પન્ન કરવાનું છે.

'તે ઓકાર અચિન્ત્ય અંકોર નિધા થાય અવાચ્યને જોર;'

અર્થાત્ આ ૐકાર એ અચિન્ત્ય અંકુર છે અને તે અનિર્વચનીય ('અવાચ્ય') માયાના જોરથી ત્રિગુણ (ત્રિધા') રૂપ ધરે છે. આ રીતે માયારૂપી જાદુગરીના હાથમાં ૐકાર રૂપી જાદુઇ ડમરૂ છે. હવે ઉપરની ચર્ચા સાથે આપણી કલ્પનાદષ્ટિ ભેળવીને ઊંડો વિચાર કરીએ. ૐ શબ્દનો મૂળ અર્થ વસ્તુનું વિધાન એવો થાય છે. સંસ્કૃતમાં ૐ નો એક અર્થ હા છે. ૐ એટલે 'એમ હો,' Amen. Amen પ્રાર્થનાને અંતે આવે છે. ૐ વેદોચ્ચારના આદિ અને અંત બન્નેમા આવે છે. હવે ૐ એ શેનું વિધાન છે? ઉત્તર :, બ્રહ્મ અથવા તો સત્નું. એક બીજો મત પણ છેઃ ૐ એ સંગીતના મૂળ સ્વરનો આરંભ છે. ૐકારનું બીજું નામ 'ઉદ્‌ગીથ' છે, એ થકી આ મતને ટેકો મળે છે. છાન્દોગ્ય ઉપનિષદ્‌થી માંડી ૐકારના રહસ્ય સંબંધી ગૂઢ વિદ્યામા ઘણું લખાયેલું છે. પણ એ બધું છોડીને એનું મૂળ તપાસીએ તો થોડાક સૂચક વિચાર નીચે પ્રમાણે ઉત્પન્ન થાય છેઃ—

(क). ૐ એની ત્રણ માત્રા (અ, ઉ, મ્, ) દ્વારા છેવટે માત્રારહિત બ્રહ્મમા વિરમે છે.

(ख). ૐ એ બ્રહ્મનો શબ્દ છે. બ્રહ્મનું સપ્તૃત્વ રૂપી ગાન છે, અર્થાત્ બ્રહ્મ પોતે છે. ૐકાર યુક્ત બ્રહ્મની એટલે કે સગુણ ઈશ્વરની પેલી પાર નિર્ગુણ બ્રહ્મ રહેલું છે.

---

*૧૯૮૫ ના માર્ગશીર્ષના 'ગુજરાત'માં 'પ્રેરણા' નામે લેખ.

(ગ.) ૐ એના ધ્વનિથી નાદબ્રહ્મનો સૂચક છે, જે નાદબ્રહ્મનું એક રૂપ છે.

(ઘ.) આ જડ જગતનો ખુલાસો જોઈએ તો માયાનો સિદ્ધાન્ત દાખલ કરીને અપાયો છે.

(ઙ.) તે સાથે સત્ત્વનો વિચાર પણ કરવાનો હતો તે માયાવાદ દાખલ કરીને કર્યો; જેમાં માયા તે સર્જન વ્યાપારનું મૂળ છે. તેમાં સગુણ ઈશ્વર તે સૃષ્ટિની આ બાજુએ અને નિર્ગુણ બ્રહ્મ તે પેલી બાજુએ પડે છે.

આ સિદ્ધાન્તમાળામાં ૐકાર એ માયાએ વાપરેલું સર્જનગાન છે, જે ગાન વડે સૃષ્ટિ પૂર્વેનું અન્ધકારમય અસત્ સુંદર નિયમવાળું વિશ્વ બન્યું. એ સૃષ્ટિનું પૂર્વગામી, આ ભવ્ય વિશ્વગીતનું તત્ત્વ છે—જે સંગીતશક્તિએ પરમાણુઓને—વર્તમાન સાયન્સની ભાષામાં ઇલેક્ટ્રોન્સને—એક વ્યવસ્થિત ક્રમમાં ગોઠવ્યા, જેમ એક ભરવાડની વાસળી આડાઅવળાં વિખરાયેલાં ઘેટાંને એકઠાં કરે છે અને સાયંકાળે ઘર તરફ લઈ જાય છે તેમ.

આ પ્રમાણે માયા એ ૐકારના પહેલાં હતી, કારણ કે એણે જ ૐકારનું ગાન ઉત્પન્ન કર્યું. ત્યારે શું પરમાણુઓ વા ઇલેક્ટ્રોન્સ એ અનાદિ હતા? ના. એ કોઈ કાળે ઉત્પન્ન થયા, અને તે પહેલાં શૂન્ય હતું. અહીં અસતમાંથી સત્ કેમ થાય એ વાંધો આવીને ઉભો રહે છે, અને એ વાંધો શૂન્યમાં શમી પણ જાય છે, અને આખરે બ્રહ્મ જ વિરાજતું રહે છેઃ

શૂન્યમાં સોદામણી એ.

આ ત્યારે ૐકારનું કાર્ય. આ વિશ્વસૃષ્ટિનું ગાન. મધ્યરાત્રે કવિ સાંભળે છે તે "ઉચ્ચ ગાનના પુકાર."

અખાએ આ વિષય ઉપરના પોતાના વિચાર એની કવિતાનું મ્હેં જે પૃથક્કરણ કર્યું એ રૂપે મૂક્યા નથી. બહાર દેખીતી રીતે એનું નિરૂપણ શુષ્ક છે પણ ઉપર પ્રમાણે એની પરીક્ષા કરતાં અને અંદર ઊતરતાં ઉચ્ચ કાવ્યની ભવ્યતા તેમાંથી પ્રતીત થાય છે. આથી એને કવિ ગણવાનો હક ન હોય તો બ્રાઉનિંગ જેવા કવિઓને પણ એમના ઉચ્ચ આસનેથી ખસેડવા પડશે.

બ્રાઉનિંગનું પ્રસિદ્ધ કાવ્ય Abt Vogler અખાની આ કૃતિઓ સાથે સામ્ય ધારણ કરે છે. અખાની કવિતા એના ગાનની અંદર છૂપા-

એલી છે અને તે કોઈ કોઈ વાર મેઘમાંથી "ભયી અચાનક દામિની" ની રીતે ચમકી આવે છે. બ્રહ્મની અંદર રહેલી માયાની સાથે એને સરખાવી શકાય. બ્રહ્મચૈતન્યઘનમાંની એ દામિની–ઇશ્વરની સ્રષ્ટૃત્વશક્તિ–એ બ્રહ્મની કવિતા છે તે રીતે. હવે હું ત્હમને અખામાંથી એક ઉતારો આપું, જે વાંચતાં અખાની કલ્પનાદૃષ્ટિ અને એના હૃદયના ભાવનું કેવું મિશ્રણ થયું છે તે સમઝાશે.

> અભિનવો આનંદ આજ, અગોચર ગોચર હવું એ,
> પરપંચ પાર મહારાજ તે પૂરણ બ્રહ્મ સ્તવું એ.
> હરિહર અજ ભુવનેશ તે તણો ઇશ અજાપતિ એ;
>
> × × × ×
>
> સ્વે ચૈતન્ય ઘનરાય શૂન્યમાં સોહામણો એ;
> તે નાવે' વાણી માંહ્ય, તે નહિ વિરાટ, ન વામણો એ.
>
> × × × ×
>
> × × × ×
>
> એ જાણ્યે ગયો જંજાળ, યથારથ જેમ તેમ થયું એ;
> તિહાં કર્મ ન લાગે કામ, સભર ભરાઈને રહ્યું એ.
> તિહાં હવું મન લે લીન, જઈ ચૈતન્ય સભર ભર્યું એ;
> નહિ કો દાતા દીન, તન્મય સહજે સજ થયું એ.
> પ્રગટ્યાં કોટિ કલ્યાણ આપાપર વિણુ સ્વે રહ્યું એ;
> સદા સદોદિત ભાણ, ઉદે અસ્ત કારણુ ગયું એ.
> કહે અખો આનંદ અનુભવને લહેવા તણો એ;
> એ હવે પૂરણુ પરમાનન્દ નિત્ય સરાઉં અતિ ઘણો એ."

વિવરણઃ—"આજ મ્હારો કેવો અપૂર્વ આનન્દ કે અગોચરને ગોચર મ્હેં કરી દીધું! એ પૂરણ બ્રહ્મની સ્તુતિ કરૂં, જે ભુવનેશ આ દૃશ્યમાન જગતથી પર છે, આ 'અજાપતિ' માયેશ હરિ, હર, અને અજ (બ્રહ્મા) એનો પણ ઇશ છે. ચૈતન્યઘન આત્મા એ શૂન્યની પર વિરાજે છે; એ વાણીથી કહ્યો જાય એવો નથી. એ નથી કેવળ વિશ્વવ્યાપક મ્હોટો, કે નથી અણુમાત્ર ન્હાનો. એને જાણવાથી સઘળી જંજાળ મિથ્યા–દર્શન—જાય છે અને એ એના સ્વરૂપમાં વિરાજે છે. કર્મ અને કાળ એને સ્પર્શ

કરી શકતાં નથી. એ વિશ્વમાં સભર ભર્યો છે. એનામાં મનુષ્યનું મન લીન રહેલું છે, જે પરમાત્માની સાથે પૂર્ણ મળેલું છે. ત્યાં નથી કોઈ દાતા અને નથી કોઈ દીન, એની મેળે એ બ્રહ્મની સાથે તન્મય થઇ જાય છે. અત્યારે કોટિ કલ્યાણ ઉત્પન્ન થયું છે. આત્મા અને અનાત્મા ("આપ અને અપર") નાશ પામ્યા છે અને એ એક રહો છે. એ સદોદિત શાણ છે. ઉદય અને અસ્તનું કારણ નાશ પામ્યું છે. અખો આ જ્ઞાનના આનન્દનું વર્ણન કરે છે અને પૂર્ણ પરમાનન્દની સ્તુતિ કરે છે."

કાંઇક દૂરથી પણ સ્પષ્ટ રીતે આ ઉપલો ઉતારો અંગ્રેજ કવિ વર્ડસ-વર્થના 'Excursion'નામના કાવ્યની પ્રસિદ્ધ લીટીઓનું સ્મરણ આપે છે:

Such was the Boy–but for the growing youth
What soul was his when from the naked top
Of some bold head-land he beheld the sun
*Rise up, and bathe the world in light !*
—He looked—
Ocean and earth, the solid frame of earth
And ocean's liquid mass, in gladness lay
Beneath him; far and wide the clouds were touched,
And in their silent faces could be read
Unutterable love. Sound needed none,
Nor any voice of joy, his spirit drank
The spectacle: sensation, soul and form
*All melted into him.* × ×

× × × ×

In such access of mind, in such high hour
Of visitation from the living God
Thought was not, in enjoyment it expired."

આ કવિના અભિનવ આનન્દનું વર્ણન વાંચતાં આપણી આગળ અખાનું ચિત્ર ઉભું થાય છે; જાણે અખો એના આધ્યાત્મિક ઉલ્લાસના

ગિરિશૃંગ ઉપર ઉભો છે અને એની નીચે સ્વર્ગીય તેજનો સમુદ્ર નિહાળી રહેલા છે, જેમાં જ્ઞાન, જ્ઞાતા અને જ્ઞેયનો ભેદ ગળી ગયો છે, જ્યારે વિચાર જેવું પણ કાંઇ રહેતું નથી અને સઘળું કેવલ આનન્દરસમાં લય પામે છે.

મ્હારૂં ભાષણ પુરૂં થયું હું આશા રાખું છું કે આ સોનીની એરણ ઉપર ચમકતા થોડાક ચમકારા મ્હેં ત્હમને બતાવ્યા; આપણે એને એની ભઠ્ઠીની જ્વાળાઓ કહીએ તો ?

[ वसन्त કાર્યાલય ]

## નરસિંહ મહેતો અને તેના જીવનના અદ્‌ભુત પ્રસંગો

### —તેની કવિતાની તુલના*—

### ( ૪ )

મારા છેલ્લા ભાષણમાં મેં કવિ અને તેના કાળનું ચિત્રાવલોકન કર્યું હતું અને તેના પૂર્વગામી તેમ જ સમકાલીન સાહિત્યની અને ધાર્મિક વિચારોની તેની કવિતા ઉપર થયેલી અસર વિષે પણ વિવેચન કર્યું હતું. આજના ભાષણમાં તેના જીવનમા જણાતા અદ્‌ભુત પ્રસંગો ઉપર વિવેચન કરી અને તેની કવિતાની તુલના કરી વિરમીશ.

ભાષણના પહેલા ભાગમાં નરસિંહ મહેતાના જીવનના અદ્‌ભુત પ્રસંગો વિષે બોલીશ. જયદેવની માફક નરસિંહ મહેતો તેની કવિતા 'સુરત સંગ્રામ' માં એક ગૌણ પાત્ર તરીકે ખડો રહે છે, તે આપણે જોયું. તે કવિતામાં વર્ણવેલા પ્રસંગોમાં નરસિંહ મહેતો જાતે ભાગ લે છે એટલું જ નહિ પણ અપર જાતિ ધારણ કરી રાધાની દૂતી તરીકે હાજર થાય છે.[1] આ કેવળ કવિની તીવ્ર ધાર્મિક વિચારોથી ઘડી કાઢેલી કલ્પનાસૃષ્ટિ છે. આ જ પ્રમાણે બીજે ઘણે ઠેકાણે કવિ કૃષ્ણના જીવન પ્રસંગોનો પ્રત્યક્ષ દ્રષ્ટા હોવાનો દાવો કરે છે. જેમકેઃ—

> સુંદરી પામી અતિ ઉલ્લાસજી કરતાં કામ રસ ભોગ વિલાસજી;
> વિલસાવવા વાસજી હતો નરસૈંયો પાસજી
> પાસ રહીને નયન નિરખ્યો અનુભવ રસ થયો જેહ;
> જેવી લીલા નજરે દીઠી સુખડે ગાઈ તેહ.
>
> ( ચાતુરી ષોડશી પદ, ૯ સું. પં. ૧ થી ૪. )

---

* આ ચોથા વ્યાખ્યાનના મૂળ ઇંગ્રેજી લખાણ પરથી શ્રીયુત ઇંદ્રવદનભાઈ રતનલાલ મહેતા, બી. એ એ આ તરજુમો કરી આપ્યો છે, તે બદલ તેમનો ઉપકાર માનું છું. સંપાદક.

(૧) "કમળ કરે લખી, જોઈ નરસૈ સખી, પત્રિકા લઇ હવે કુણ જાએ."
(સુરત સંગ્રામ પદ, ૧૧ પં. છેલ્લી.)
બીજે ઠેકાણે કવિ કહે છે—"નરસૈયાનું પુરૂષપણું રે જાણ્યું ગયું તેણી વેળા રે"
(રાસ સહસ્રપદી, પદ ૬૯ ).

વળી જ્યારે કૃષ્ણ ગોપીઓ સાથે રાસ ખેલતા હતા ત્યારે કવિ મશાલધારી બન્યા હતા તે વાતનો ખુલાસો આજ પ્રમાણે આપી શકાય. (હમણા થોડા જ કાળ ઉપર એક રામાનુજીય ગુજરાતી ભક્ત કવિએ રામના શય્યાગૃહના દ્વાર આગળ ઊભો ઊભો પોતાને ટટ્ટી ઉપર પાણી છાટતો વર્ણવ્યો છે.

"દાસ અનંત ઊભો તહિ કાઇ ટટ્ટી છાટે."

આમા નરસિંહની કલ્પનાનું ચોખ્ખું અનુકરણ છે) પણ આપણે નરસિંહ મહેતાના જીવનના અદ્દ્ભુત પ્રસગો વિષે શો ખુલાસો આપીશુ? દાખલા તરીકે પહેલા આપણે કૃષ્ણની રાસલીલાનો પ્રસગ લઇએ. નરસિંહ એવો દાવો કરે છે કે શિવ જાતે જ તેને રાસલીલા જોવા તેડી ગયા અને તેણે રાસલીલા પ્રત્યક્ષ નજરે જોઇ આને વિષે અનેક જાતના ખુલાસા આપવામા આવ્યા છે, જેમા શ્રી હરગોવિંદદાસ દા. કાટાવાળાનો ખુલાસો તદ્દન સહેલોસટ છે. તેઓશ્રી જણાવે છે કે હાલની વૈજ્ઞાનિક શોધખોળો જોતા આવા ચમત્કારો તદ્દન અસંભવિત નથી. ઇશ્વરમા પૂર્ણ શ્રદ્ધા હોય તો યોગના પ્રયોગોથી આવા ચમત્કારો થઈ શકે છે. આના સમર્થનમા તેઓશ્રી મેડમ બ્લેવેટ્સ્કીના થીઓસોફીકલ માર્ગ અને ચમત્કારો કે જેણે ઘણા માણસોનું પરિવર્તન કર્યું છે તેનું દૃષ્ટાન્ત આપે છે. ઠગાનારાઓની વાતો માને એવા ભોળા માણસના મત ઉપર ટીકાની કાઇ જ જરૂર નથી. હમણા જ ફક્ત ત્રણ કે ચાર વર્ષ ઉપર લોકોએ મહાત્મા ગાધીને મધ્ય-મૂર્તિ તરીકે મૂકીને વર્ણવેલા ચમત્કારો લગતી અનેક ન મનાય એવી અફવાઓ ઉરાડી હતી. સ્વતંત્ર બુદ્ધિથી વિચાર કરતા આપણે શ્રી હર-ગોવિદદાસ કાટાવાળા સાથે સંમત થઇ શકીએ નહિ

આપણે તો માન્યા વગર છૂટકો નથી કે આ બીનાઓ કવિના અતિશય તીવ્ર ધાર્મિક વિચારોને અવલંબીને ઉત્પન્ન થયેલી કલ્પનાસૃષ્ટિ-ની જ કથાઓ છે. અને આ મત સૂચવતા લખાણો નરસિંહની કવિતા-માથી જ મળી આવે છે. રાસલીલાદર્શન સંબધમા જ કવિ કહે છે કેઃ—

"શ્રી વદ્રાવન જમુના તીરે બંસી બટે રસ જામિયો,
પ્રેમે પીયા રાસ રમિયા ત્યા નરસૈયો ઝૂલી રહ્યો.

(ચાતુરી ષોડશી, પદ ૮ મુ પંક્તિ છેલ્લી બે)

× × × ×

× × × ×

પાસ રહીને નયન નિરખ્યો અનુભવ રસ થયો જેહ;
જેવી લીલા નજરે દીઠી મુખડે તે ગાઈ તેહ.
દીવી તે મ્હારે હાથ દીધી, કહે નરસૈયો આ નિધ (? સાંનિધ) જોઈ;
વિલાસ ગોકુળનાથનો ભૂતલ ગાયો સોઇ,
બલ અધિક કરી કરણા (? કરમાં) આપિયો કરતાલ;
હું સુખે લાગું ગાન કરવા પ્રસન્ન થયા ગોપાળ.
ભામનીમાં ભળી ગયો જેમ સાગરમાં રતન;
મહારસમાં ઝીલિયો, આનન્દ પામ્યો મન.
ભાવ જણાવ્યો નયનમાં, ઉપજ્યો મનમાં તેહ;
માનુનીને રૂઠી મનાવી દૂતી થઈ તેહ;
જે રસ શંકર કોઈ દિન દેખે, હું ઝીલી રહ્યો તે માંહે;
મહારસમાં મહાલિયો, તે શંભુ કેરી સાહે.
કૃપા હવી ભોળાનાથની, તેણે કીધી તે મુજને આશ;
રંકને રિધિપન કાધલો, કાપ્યો તે ભવનો પાશ.
અનાથ હુંને સનાથ કીધો પાર્વતીને નાથ;
દિવ્યચક્ષુ આપ્યા મુજને, મસ્તક મેલ્યો હાથ,
તેના તે ચરણ પ્રતાપથી પામ્યો તે પ્રેમનિધાન;
પછી ગોપેશ્વર નાથનું અવનીપેં શું કરૂં ગાન ?

( ચાતુરી ષોડશી, પદ ૯ મું ).

ઉપર દર્શાવેલું કવિની નજર આગળ ખડું થતું ચિત્ર શું છે તેની કૂંચી "દિવ્યચક્ષુ આપ્યાં મુજને–" એ શબ્દોમાં રહેલી છે અને આપણી સર્વ શંકાનું નિવારણ કરે છે રાસલીલા અને બીજા ચમત્કારી બનાવો કવિએ પોતાના શારીરચક્ષુથી નહિ પણ દિવ્યચક્ષુથી જ જોયા હતા;–જ્યારે કૃષ્ણ કહે છે, કે—

न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।
दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥

અને અર્જુનને વિરાટ સ્વરૂપનું દર્શન કરાવે છે. આ રીતે ગૌણ છતાં પણ પોતે જેમાં જાતે ભાગ ભજવ્યો હતો તે દશ્ય કવિએ પ્રત્યક્ષ

ધર્મના આવેશથી ઉત્પન્ન થતી સમાધિસ્થ અવસ્થામા દિવ્ય ચક્ષુ વડે જોયેલુ. આ ચમત્કારોનો આ રીતે સારો ખુલાસો મળે છે.

આવા દસ્યોની આધારવસ્તુ શી હશે? માનસશાસ્ત્રની દૃષ્ટિએ સ્વપ્નદશાનું પૃથક્કરણ કરવું ઘણુ કઠિન છે તેમ છતાય આટલું તો નક્કી જ છે કે કેટલાક ખાસ સ્વરૂપે સ્વપ્ના ઉત્પન્ન કરે છે. જેમ જીવનના જોયેલા અને અનુભવેલા બનાવો વિચિત્ર ઘટનાથી અથવા અન્યથા સ્વપ્નદસ્યોનું અવલંબન બને છે તેમ કેટલીક વાર મનની અસંતુષ્ટ ઇચ્છાઓ અને અપ્રાપ્યની પ્રાપ્તિ માટે મનની ઝંખનાઓ વગેરે પણ આવા સ્વપ્નદર્શનોનું અવલંબન બને છે. જેવા સ્વપ્નદર્શનો તેવા જ સમાધિદર્શનો. બન્નેમા મન સરખી જ રીતે કામ કરે છે અને બન્ને સરખા જ બનાવોથી ઉત્પન્ન થાય છે. તો નરસિંહ મહેતાના સમાધિ દર્શનોનું અવલંબન શું હશે તે શોધવું રહ્યું. પ્રો. આનંદશંકર ધ્રુવ આ પ્રશ્નનો બહુજ સરસ રીતે ઉકેલ કરી આપે છે કે જેથી આ ચમત્કારોનો પણ બુદ્ધિગ્રાહ્ય ખુલાસો મળે છેઃ તે નીચે પ્રમાણે છે. મેં મારા ગયા ભાષણમા ઉલ્લેખ કર્યો હતો તે રૂપદેવ ગોસ્વામી રચિત **विदग्धमाधव** નામના નાટકની પ્રસ્તાવનામા સૂત્રધારના મુખમા નીચેના શબ્દો મૂકયા છેઃ—

"શિવે મને સ્વપ્નમા આજ્ઞા કરી છે કે કૃષ્ણની પ્રેમભક્તિથી આકર્ષાયલા રસજ્ઞજનો જુદા જુદા પ્રાન્તોમાથી આવી અહિં કેશિતીર્થના કિનારે એકઠા થયા છે; અહિં જ જમુનાને કિનારે રાસનૃત્ય કરવામાં આવ્યું હતું."

હવે ચૈતન્યે રાસલીલા ગાવાનો અને ભજવવાનો રીવાજ દાખલ કર્યો હતો તેથી સંભવિત છે કે તેના અનુયાયીઓ આ અગર બીજાં નાટકો જુદા જુદા પ્રાન્તોમા ભજવતા હોય અને નરસિંહ મહેતાએ દ્વારિકામા આ એક નાટકમા ભજવાયલી માનવ રાસલીના જોઈ હોય અને તે રાસલીલા તેની દિવ્ય ચક્ષુથી જોયેલી આત્મિક રાસલીલાનું અવલંબન બની હોય. વળી *તે નાટકનો ટીકાકાર લખે છે કે સૂત્રધારને નાટક ભજવવાની આજ્ઞા કરનાર* શિવ તે 'ગોપીશ્વર મહાદેવ' હતા. આ ગોપીશ્વર તે ગોપનાથનું જૂનું નામ પણ હોય; નરસિંહ જેની પાસે ગયો અને તેણે કૃષ્ણની રાસલીલા બતાવી કહેવાય છે તે.

બીજા ચમત્કારો વિષે બોલવામાં હું વધુ કાળ વ્યતીત નહિ કરૂં. પણ એક વાતનો સહેજ ઉલ્લેખ કરી લઉં. એક જ્ઞાતિભોજનને સમયે નાગર

ચાનિના દરેક માણસે પોતાની જોડે એક એક ઢેડ જમવા બેઠેલો જોયો. એ અને આવી બીજી કથાઓને વિષે એટલું જ કહીશ કે જે મહાપુરુષના નામ સાથે આવી વાતોને ગૂંથવામાં આવી હોય તે મહાપુરુષના અવસાન પછી ઘણે કાળે તેના અનુયાયીઓએ જોડી કાઢેલી કાલ્પનિક કથાઓ જ હોય છેઃ અને રાસનૃત્યમાં નરસિંહે જે ભાગ લીધેલો કહેવાય છે તે માત્ર કવિની કલ્પનાઓ છે એવો ખુલાસો મેં આગળ કર્યો જ છે. કલાની દૃષ્ટિએ પણ આ જાતની કલ્પનાઓ અગત્યનો ભાગ ભજવે છે. દાખલા તરીકે જ્યારે કવિ રાધાની સખીનું રૂપ ધારણ કરે છે ત્યારે કહે છે કેઃ—

" સખી રૂપે નરસૈયો નિરખે તે કૃષ્ણજીનો વિહાર. "

(ચાતુરી છત્રીસી ૩૨, ૧૦)

આ સ્વરૂપ ધારણ કરવાથી કવિને કૃષ્ણ કે જેની તરફ માત્ર પ્રેમભક્તિની જ નજર છે તેની વિહારચેષ્ટાઓ જોવામાં વ્રીડાનું કારણ રહેતું નથી.

હવે આપણે કવિની કવિતાના કેટલાક ફકરા લઇએ. પહેલું રાસસહસ્રપદીમાંથી લઇએ (પદ ૫૩ મું).

(૧)

આ જોતી આ કેનું પગલું, પગલે પદ્મતણું એંધાણું;
પગલા પાસે બીજું પગલું, તે રે સોહાગણુ નૌતમ જાણું. ૧
પૂરણ ભાગ્ય તે જુવતી કેરું જે ગઇ વ્હાલાને સંગે;
એકલડી અધરરસ પીશે રજની તે રમશે રંગે. ૨
અડવડતી આંખડતી ચાલે, દેહ દશા ગઇ ભૂલી;
નિશ્ચે હરિ આવ્યા આ વનમા, જો, જો, કમોદની ફૂલી. ૩
પૂછે કુંજ લતા દ્રુમવેલી ક્યાંઈ દીઠડો નંદકુમાર;
વૃક્ષ તણી શાખા ફૂલી રહી, અભિષેક કીધો નિરધાર. ૪
નયણે નીર ને પંથ નિહાળે, કહાન કહાન મુખ બોલે બાળ;
ચાલી ચતુરા સરવ મળીને, વનમાં ખોળે નંદનો લાલ. ૫
જોતાં જોતાં વનમાં આવ્યાં, દીઠી એક સાહેલી;
ધૂતારાનાં લક્ષણ જોજો, ગયો એકલડી મેલી. ૬
ન દીઠા નાથ, ગોપી પાછાં આવ્યાં જળ જમુનાને તીર;
બાળલીલા કીધી તે વારે, પ્રકટ્યા હળધરવીર. ૭
રાસ આરંભ્યો સર્વ શ્યામા મળી, સુર નર 'જે જે' કીધો;
ગોપીમાં હતો નરસૈયો, પ્રેમસુધારસ પીધો. ૮

( ૨ )

જેવો ને તેવો રે તમારે પાલવડે બાંધો;
અણુજતો હું તો તમારો વધાવી લીધો;
અણુતેડાવ્યો આવું રે, હું તો તાણ્યો નવ ત્રૂટું;
તમારા પ્રેમની સાંકળીએ બાંધ્યો નવ છૂટું.
રમાડયો રમું રે, તમારો જમાડયો જમું;
તમારે સમું રે સજની ! બીજું નવ અમારે સમું.
હૂંકારે આવેરો જાઉં, તમારે ટૂંકારે રાચું;
નરસૈયો જ્યાં ગાન કરે, ત્યાં પ્રેમ ધરી નાચું.

(ભક્તિ જ્ઞાનનાં પદ. પદ ૧૦)

આ કવિતામા કવિ કૃષ્ણ પ્રત્યેની પોતાની ભક્તિ પ્રદર્શિત કરે છે કે કૃષ્ણ રાધાના ચરણમાં પોતાનો પ્રેમ મૂકે છે હેતું વર્ણન છે? આ કવિનાતો ભક્તિજ્ઞાનના પદોમા સમાવેશ કરવામાં આવ્યો છે. 'સજની' કે જેને માટે સ્પષ્ટ રીતે આ ભાવપ્રવાહ વહી રહ્યો છે તે શબ્દને ભક્તસૂચક

---

न लक्ष्यन्ते पदान्यत्र तस्या नूनं तृणाङ्कुरैः ।
खिद्यत्सुजाताङ्घ्रितलामुन्निन्ये प्रेयसीं प्रियः ॥
[ इमान्यधिकमग्नानि पदानि वहतो वधूम् ।
गोप्यः पश्यत कृष्णस्य भाराक्रान्तस्य कामिनः ॥ ]
આ શ્લોક ક્ષેપક મનાય છે.
अत्रावरोपिता कान्ता पुष्पहेतोर्महात्मना ।
अत्रप्रसूनावचयः प्रियार्थे प्रेयसाकृतः ॥
प्रपदाक्रमणे एते पश्यताऽसकले पदे । ૪. ૭.

નરસિંહ મહેતાની પંક્તિયોમાં ભાગવતમાંના આ ઊતારામાંના વર્ણનનો સહજ રૂપાન્તર કરેલો પ્રતિધ્વનિ સંભળાય છે.

નરસિંહ મહેતાની કવિતામાં ભાગવતની આવી ચોકખી અસર જોવામાં આવે છે તેથી પ્રો. આનન્દશંકર ધ્રુવના " નરસિંહ મહેતાની કવિતામાં ભાગવતની અસર છે એમ માનવાને બદલે જયદેવની અસર છે એમ માનવું વધારે વાજબી જણાય છે-[ વસન્તમાં લેખ ૧૯૬૧ શ્રાવણ માસ, પાનું ૨૪૫ ] " એ મત સાથે સંમત થવું કઠણ છે. વધારે યોગ્ય અનુમાન તો એમ કહાય કે ભાગવત અને જયદેવ બંનેની અસર નરસિંહમા આવી છે, કોઇ ભાગમાં એકની, કોઇમાં બીજાની.

આ કવિતાનું ચિત્ર સાદું છતા સુંદર છે અને લાગણીથી ભરપૂર છે. કરુણરસનું પણ તેમા સુંદર આલેખન છે. કૃષ્ણ રમત રમતા ગોપીઓમાથી અલોપ થઈ જાય છે અને ગોપીઓ તેની વૃથા શોધ કરે છે; અને તેમના હૃદયમા કૃષ્ણના પગલા સાથે જે બાળાના પગલા દેખાય છે તેને માટે અદેખાઈ ઉત્પન્ન થાય છે. કૃષ્ણની શોધમા ગોપીઓ સબાષ્પ નયને આમ-તેમ આથડે છે અને વૃક્ષ અને લતાઓને પ્રશ્નો પૂછી કૃષ્ણ સંબંધી માહીતી માગે છે, છેવટે કૃષ્ણ પ્રગટ થાય છે અને ગોપીઓ તેની સાથે રાસનૃત્ય કરે છે. નરસિંહ મહેતા પણ ગોપીઓમા હતા. ત્રીજી કડીની પહેલી લીટી 'ગીતગોવિંદ'ના[1] છઠ્ઠા સર્ગના છઠ્ઠા શ્લોકનો સહેજ ખ્યાલ આપે છે, જેમા રાધા શ્રીકૃષ્ણને મળવા જતા આવી જ રીતે લથડીયા ખાય છે તેનું વર્ણન આપેલું છે. એ જ કડીની બીજી લીટીમા સુંદર વ્યંગ્યાર્થ સમાયલો છે. ગોપીઓ "કૃષ્ણ આ વનમા જ આવ્યા હશે-" એવા નિશ્ચયાત્મક અનુમાન ઉપર આવે છે. કારણ કે કુમુદિની ખીલેલી જણાય છે; સૂચક વિચારોની શૃંખલા (કાર્યકારણ સંબન્ધની તથા સાદૃશ્ય સંબન્ધની) આમ છેઃ કુમુદ ચન્દ્રને જોઈ ખીલે છે એ કાર્યકારણ સંબન્ધની વાત વિદિત છે; અને કૃષ્ણનું મુખ ચંદ્ર જેવું છે; અહિં સાદૃશ્ય સંબન્ધ; આ પ્રમાણે કૃષ્ણનું મુખ ચંદ્ર જેવું છે, એ ગૂઢ વ્યંગ્યાર્થ આ લીટીમાં રહેલો છે. ચોથી કડીની છાયા પ્રેમાનંદના વાચ-કોએ નળાખ્યાનમા જોઈ હશે જ, જેમા નળની શોધમા ફરતી દમયંતી-

પૂછે ઊંચા દ્રુમને ત્હારી ગગને ગઈ ડાળ,
તરુપતિ! જો મ્હારી વતી ક્યાહિ દીસે ભૂપાળ.

જેવી રીતે પ્રેમાનન્દની ઉપરની લીટીઓમા નરસિંહની છાયા જણાય છે તેવી રીતે નરસિંહમા ભાગવત (X. ૩૦. શ્લોકો ૪–૧૩) ની અસર જોવામા આવે છે. વસ્તુતઃ હમણા જ ઉપર ઉતારેલો ફકરો તે ભાગવત ૧૦–૩૦ ના શ્લોક ૨૪ થી ૩૯નું અક્ષરશ ભાષાન્તર તો નથી, પણ તાત્પર્યદર્શક અનુવાદ છે.[2]

---

૧. त्वदभिसरणरभसेन वलन्ती। पतति पदानि कियन्ति चलन्ती ॥

હોસ ધરી ઉર પ્રભુને મળવા
ડગ ભરીં બળર્યાં પડે ઢળીં અમળા. (દિ. બા. કેશવલાલ હ. ધ્રુવનું ભાષાન્તર ૧ લી આવૃત્તિ.)

૨. તેમાંનાં કેટલાક શ્લોકો નીચે પ્રમાણે છેઃ—

( ૨ )

જેવો ને તેવો રે તમારે પાલવડે બાંધ્યો;
અણુછતો હું તો તમારો વધાવી લીધો;
અણતેડાવ્યો આવું રે, હું તો તાણ્યો નવ ત્રૂટું;
તમારા પ્રેમની સાંકળીએ બાંધ્યો નવ છૂટું.
રમાડયો રમું રે, તમારો જમાડયો જમું;
તમારે સમું રે સજની ! બીજું નવ અમારે સમું.
હૂંકારે આઘેરો જાઉં, તમારે ટૂંકારે રાચું;
નરસૈંયો જહાં ગાન કરે, ત્યાં પ્રેમ ધરી નાચું.

( ભક્તિ જ્ઞાનનાં પદ, પદ ૧૦)

આ કવિતામા કવિ કૃષ્ણ પ્રત્યેની પોતાની ભક્તિ પ્રદર્શિત કરે છે કે કૃષ્ણ રાધાના ચરણમાં પોતાનો પ્રેમ મૂકે છે હેનું વર્ણન છે? આ કવિતાનો ભક્તિજ્ઞાનના પદોમાં સમાવેશ કરવામાં આવ્યો છે. ' સજની ' કે જેને માટે સ્પષ્ટ રીતે આ ભાવપ્રવાહ વહી રહ્યો છે તે શબ્દને ભક્તસૂચક

---

न लक्ष्यन्ते पदान्यत्र तस्या नूनं तृणाङ्कुरैः ।
खिद्यत्सुजाताङ्घ्रितलामुन्निन्ये प्रेयसीं प्रियः ॥
[ इमान्यधिकमग्नानि पदानि वहतो वधूम् ।
गोप्यः पश्यत कृष्णस्य भाराक्रान्तस्य कामिनः ॥ ]
આ શ્લોક ક્ષેપક મનાય છે.
अत्रावरोपिता कान्ता पुष्पहेतोर्महात्मना ।
अत्रप्रसूनावचयः प्रियार्थे प्रेयसाकृतः ॥
प्रपदाक्रमणे एते पश्यताऽसकले पदे । ઇ. ઇ.

નરસિંહ મહેતાની પંક્તિયોમાં ભાગવતમાંના આ ઊતારામાંના વર્ણનનો સહજ રૂપાન્તર કરેલો પ્રતિધ્વનિ સંભળાય છે.

નરસિંહ મહેતાની કવિતામાં ભાગવતની આવી ચોકખી અસર જોવામાં આવે છે તેથી પ્રો. આનન્દશંકર ધ્રુવના " નરસિંહ મહેતાની કવિતામાં ભાગવતની અસર છે એમ માનવાને બદલે જયદેવની અસર છે એમ માનવું વધારે વાજબી જણાય છે-[ વસન્તમાં લેખ ૧૯૬૧ શ્રાવણ માસ, પાનું ૨૪૫ ] " એ મત સાથે સંમત થવું કઠણ છે. વધારે યોગ્ય અનુમાન તો એમ કહાય કે ભાગવત અને જયદેવ બંનેની અસર નરસિંહમાં આવી છે, કોઇ ભાગમાં એકની, કોઇમાં બીજાની.

ગણીએ તો આ બન્ને અર્થોનું આ કવિતામાં એકીકરણ થઈ શકે. જ્યારે સજની ગુસ્સો બતાવે છે ત્યારે ભગવાન દૂર ખસે છે અને જ્યારે અપમાન કરે છે ત્યારે ગુસ્સે થવાને બદલે ખુશ થાય છે. ( અથવા તૂંકારને ગાઢ પરિચય સૂચવતું બીજા પુરુષ એકવચનનું રૂપ લઈ શકાય ) ભગવાન ભક્તાધીન છે તેથી કહે છે કે 'નરસૈયો જ્યાં ગાન કરે ત્યાં પ્રેમ ધરી નાચું' ! **मद्भक्ता यत्र गायन्ति तत्र तिष्ठामि नारद॥** એ લીટીના **तिष्ठामि** શબ્દને બદલે છેલ્લા વાકયના 'નાચું' શબ્દનો પ્રયોગ એક ક્રમ વધારે સૂચવે છે.

## ( ૩ )

ધ્યાન ધર, ધ્યાન ધર, નેત્રમાં નાથ છે, અંતર ભાળ ની એક સુરતી;
દેહીમાં દરસશે, પ્રેમથી પરસશે, અજબ અનોપમ અધર મુરતી.
મોરલીના નાદમા, શ્રવણના સાદમાં, ઝાંઝરી ઝાલરી ડમક વાજે;
તાલ મુરદંગને ચંગ ઉપમા ઘણી, ભેરીનો નાદ બ્રહ્માણ્ડ ગાજે.
મંન પરસન થશે, કર્યા કર્મ નાસશે, ભાસશે બ્રહ્મવજર્વન વેલી,
કુંજ લલિતમાં કૃષ્ણ લીલા કરે, નિરખની નૌતમ નિત્ય કેલી.
સુરતસંગ્રામમાં વિલસે રંગમાં, દરસશે દેહીનું માન મરતાં;
નરસૈંયાચો સ્વામી સર્વ સુખ આપશે; દુષ્કિત કાપશે ધ્યાન ધરતાં.

( ભક્તિજ્ઞાનનાં પદો, પદ ૫૬ મું. )

આ કવિતામાં ઈશ્વરના સાકાર અને નિરાકાર સ્વરૂપનું વિચિત્ર મિશ્રણ કરવામાં આવ્યું છે. ઈશ્વર નેત્રમાં છે–' નેત્રમાં નાથ છે–' એટલુંજ નહિ પણ કવિ આપણને હૃદયમાં ઈશ્વરની ખોળ કરવાનું કહે છે–' અંતર ભાળ ની એક સુરતી'–જેને પરિણામે તે આત્મામાં પ્રગટ થશે–' દેહીમાં દરસશે'–વગેરે વગેરે **तमात्मस्थंयेऽनुपश्यन्ति धीरास्तेषां शांतिः शाश्वती नेतरेषाम्** ।–નો ખ્યાલ આપે છે. ઈશ્વરના માનસિક સાક્ષાત્કાર માટે આ જ પદ્ધતિ સ્વીકારાઈ છે. પણ દુષ્પ્રાપ્ય ઈશ્વરને મળવાનો વધારે સારો ઉપાય કવિ–' પ્રેમથી પરસશે અનોપમ અધર મુરતી '–એ લીટીમાં બતાવે છે, જેમાં પ્રેમભક્તિને સાધન તરીકે સૂચવેલી છે. આ સાક્ષાત્કાર ચુસ્ત ભક્તને સંતોષ આપતો નથી. તેનો આત્મા પરમપદની ઝંખના કરે છે કે જેમાં કૃષ્ણની લીલા જોતાં જ અહંભાવ દૂર થઈ જાય છે. આ દુનિયામાં અને વૈષ્ણવજનને વહાલા અને જ્યાં બંસીના નાદ ગાજી રહે છે તેવા ગોલોકમાં આજ દુષ્કૃત્ય કાપવા અને · શાશ્વત ' સુખ

આપવા પુરતું છે. આ પરમપદ શી રીતે પ્રાપ્ત થાય? દુન્યવી ધંધાઓથી નહિ પણ 'નરસૈંયાનો સ્વામી સર્વ સુખ આપશે, દુષ્કિત કાપશે ધ્યાન ધરતાં!' આ પ્રમાણે 'ધ્યાન' જેનો પ્રથમ ઉલ્લેખ કર્યો હતો—'ધ્યાન ધર, ધ્યાન ધર'—એ લીટીમાં તેને છેવટે સિદ્ધાન્ત તરીકે લાવી મુકે છે. આ પ્રમાણે આ કવિતામાં પરસ્પર વિરોધી મતો દર્શાવ્યા નથી પણ 'જ્ઞાન' અને 'ભક્તિ'નો સુંદર સમન્વય કર્યો છે. સાકાર સ્વરૂપની પાછળ નિરાકાર સ્વરૂપ રહેલું છે તે કવિ સચોટ રીતે એક કડીમાં અગર એક લીટીમાં બનાવી દે છે. જ્યારે કૃષ્ણ અલોપ થાય છે ત્યારે વિયોગથી ઝૂરતી ગોપીઓ તેની નિરર્થક શોધ કરે છે ત્યારે કવિ કહે છે કેઃ—

કૃષ્ણ તો છાનીને બેઠો હૃદયાને ઓળે રે;
પ્રગટ્યો નરસૈંયાનો નાથ રીઝી ભાવ બોળે રે.

(રાસસહસ્રપદી, પદ ૯૬ છેલ્લી બે લીટીઓ.)

કૃષ્ણ તો હૃદયપટની પાછળ સંતાયો છે પણ મુગ્ધ ગોપીઓ તેથી સંતોષ પામતી નથી. તેથી જ દયારામ ગોપીઓની પાસે ઉદ્ધવને કહેવડાવે છે કેઃ-

ત્હમારા પ્રભુ સઘળે રે, હમારા તો એક સ્થળે,
ત્હમે રીઝો ચાંદરણે રે, હમો રીઝું ચન્દ્ર મળ્યે.

કૃષ્ણ તેમની સાકાર સ્વરૂપને મળવાની સાદી ઇચ્છા જોઈ ખુશ થઈ પ્રગટ થાય છે. આ ઠેકાણે પણ સાકાર અને નિરાકાર સ્વરૂપનું મિશ્રણ કરવામાં આવ્યું છે.

વળી 'શૃંગારમાળા' પદ ૫૫૭ મા આ જ વસ્તુ—ભક્તના અથવા પ્રેમ-મુગ્ધ ગોપીના હૃદયમા ઈશ્વરનો નિવાસ છે તે વાત—સહેજ જુદા રૂપમાં કહી છેઃ—

નહિ મેલું નંદના લાલ છેડલો નહિ મેલું.

× × × ×
× × × ×

છો તમે રસિયા, હૃદયકમલમાં વસિયા, હવે કેમ થાઓ અળગા રે?
છો બળિયા અમ અબળા ઉપર બળ કરી ક્યાં પલકો રે?

છેડલો નહિ મેલું.

કૃષ્ણ દૂર ખસવા જાય છે પણ ગોપી તેનો છેડો ઝાલી રોકી રાખે છે અને કહે છે કે—છો તમે રસિયા, હૃદય કમલમાં વસિયા, ઇત્યાદિ.

આ લીટીઓ, હેમચન્દ્રે પોતાના વ્યાકરણના અપભ્રંશવિભાગમાં

ઉદાહરણ તરીકે ટાંકેલી 'મુંજરાસ'ની એક કડીનું ત્હમને સ્મરણ કરાવશે

वाह विछोडवि जाहि तुहु, हउ, तेवँइ को दोसु ।
हिअअट्टिउ जइ नीसरहि जाणउ मुञ्ज सरोसु ॥

મૃણાલવતી મુંજને કહે છે કે, "મારો હાથ છોડાવી તું જતો રહે છે, તો ભલે, કાંઇ હરકત નહિ, મારા હૃદયમાં બિરાજેલો તું ત્યાંથી ચાલી જઈ શકે તો જ હું માનીશ કે તું ગુસ્સે થયો છે આ જ વિચાર નરસિંહમાં સહેજ જુદે રૂપે જોવામાં આવે છે

સુરદાસને વિષે જે દંતકથાઓ છે તેમાંની એક નીચેનો શ્લોક સુરદાસનો હોવાનું જણાવે છે—

कर छटकाई जातु हौ दुरबल जानी मोहि ।
हिरदयसे जउ जाहुगे मरद बखानो तोहि ॥

આ દંતકથા એક ચમત્કારી બનાવનું નીચે પ્રમાણે વર્ણન આપે છે સુરદાસ અંધ હોવાથી પોતાની કવિતાઓ એક લહીઆને લખાવતા એક પ્રસંગે આ લહીઓ થોડા સમય માટે બ્હાર ગયેલો હોવાથી શ્રીકૃષ્ણે જાતે આવીને આ કવિતાઓ લખવા માડી તેની લખવાની અજબ ઝડપ જોઈ કારણ કે આ લહીઓ સુરદાસ બોલે તે પ્હેલા તેમના વિચારો લખી નાખતો હતો તેથી સુરદાસે કૃષ્ણનો હાથ ઝાલ્યો અને જ્યારે કૃષ્ણ હાથ છોડાવતા હતા ત્યારે સુરદાસ આ કવિત બોલ્યા—'મને દુર્બલ જાણી મારો હાથ છોડાવી તમે નાશી જાઓ છો પણ જો તમે મારા હૃદયમાથી નાશી જઈ શકો તો જ હું તમને મરદ ગણું ।[1]

(૪)

શામળિયો તે ઉરનું ભૂષણ, હૃદયા ભીડી રાખુ રે,
શણગટ વાળી વાળી જોઉં, વિનેવચન મુખ ભાખુ રે
સેજ સમારૂ પરિમલપૂરણ, સકળ કરૂં શણગાર રે,
દીવડીઓ અજવાળી મેલું, પોઢે પ્રાણ આધાર રે.

[1] 'ધી મૉર્ન વર્નાક્યુલર લિટરેચર ઑફ હિંદુસ્તાન' લેખક સર જ્યોર્જ ગ્રીઅરસન ૧૮૮૯ પાનું ૨૪ લેખકે આ દુહાને તદ્દન ખોટો અર્થ કર્યો છે, અને તેના ભાષાંતરમાં—તમે મનુષ્ય છો એવો ઢોંગ કરો છો—એ વાક્યનો ઉમેરો કર્યો છે અને 'મરદ' શબ્દનો અર્થ 'મર્ત્ય' કર્યો છે

મૃગમદ અંજન નયન સમારૂં, નાના ભાવ જણાવું રે;
નરસૈયાચા સ્વામીશું રમવા લટકંતી હું આવું રે.
(શૃંગારમાળા પદ ૩ જું.)

શૈલી સાદી છતાં મ સુંદર છે, પ્રેમભક્તિભાવથી આ કવિતાની સુંદરતામાં વૃદ્ધિ થાય છે, વળી 'ઉર' શબ્દ ઉપર શ્લેષ પણ છે. કૃષ્ણ ગોપીના ઉરમાં વસેલા છે તેથી 'ગોપી તેને હૃદયા બીડી રાખું' એમ કહે છે. વળી બીજી લીટીમાં તો અજબ ખૂબી છે. શરમાળપણાને લીધે ગોપી ઘણુગટ વાળે છે તેમ છતાં ય પ્રેમોત્કંઠા હોવાથી ઘણુગટમાંથી શ્રીકૃષ્ણ તરફ જુવે છે. વળી પોતાના અર્ધ અવગુંઠિત રૂપથી આકર્ષવાનો ભાવ પણ હૃદયમાં છે. આમ મોહક અને સુંદર રીતે પોતાના પ્રણયપાત્ર તરફ જતી ગોપી કાવ્યની સુંદરતા અને મોહકશક્તિને મૂર્તિમાન્ કરે છે.

( ૫ )

કાંબળી ઓઢાડો રે કહાન ! મ્હારી ચૂંદડી ભીંજે;
નહિ કાં મુને હૃદયા ભીડો, અંગ ઉઘાડું ધ્રૂજે—મ્હારી૦
સ્નેહ ધરી સામળીયા વ્હાલા ! રંગભર સાયડાં લીજે,
કંઠ ધરી બાહોલડી રે અધર અમૃતરસ પીજે રે—મ્હારી૦
ઝરમરિયો આ મેહુલો વરસે, દાદુર જોરે ટહુકે;
નરસૈયાચા સ્વામીના સંગમાં મેઘને વીજ ઝબુકે રે—મ્હારી૦
( 'શૃંગારમાળા,' પદ ૧૧૨ )

આ કવિતામાં બતાવેલો પ્રસંગ વર્ણનરૂપે નથી આપ્યો પણ કાંઇક અંશે નાટ્યપ્રસંગરૂપે અને સંવાદરૂપે આપ્યો છે, જેથી કવિત્વરસ તેમાં રહેલો વધારે અસરકારક નીવડે છે. પણ એક દોષ છે; અને તે એ કે ગોપી શરીર અને વસ્ત્રના રક્ષણ સારૂ બરછટ કાંબળી ઓઢાડવાની જે માંગણી કરે છે તેની પાછળ રહેલા ધ્વનિની જે ખૂબી છે તે-'મુને હૃદયા ભીડો' એ સીધી માગણીથી કાંઇક કચાશ જાય છે. આપણી દૃષ્ટિ સમક્ષ બધું દૃશ્ય સજીવ ખડું થાય છે-ધ્રૂજતી ગોપકન્યા, એના વસ્ત્રને ભીંજવી નાંખતો ઝરમર ઝરમર પડતો વરસાદ,—અને આ વેળા દેડકા ડરાં ડરાં કરે છે તે સંગીત આપણે સાંભળીએ છીએ, અને તરત પછી ગોપીને પ્રેમાલિંગનમાં ઢાંકી દઈ રક્ષણ કરતો કૃષ્ણ; અને જળભરેલા મેઘના ઉરમાંથી ઝબુકતી વીજળી વડે આ ચિત્ર દીપિત થઈ જાય છે. અને આપણે આ દૃશ્યમાં જરાક વધારે ઊંડા ઉતરીશું ? અને મેઘ અને વીજળીના તેજસ્વી સંયોગમાં કૃષ્ણ અને ગોપીના પ્રેમાલિંગનનું દર્શન કરીશું ?

આ ન્હાનકડા કાવ્યમાં એક બે જરાક ઊઘાડા કામુકભાવનાં આલેખન તરફ આપણને આશ્ચમીચામણું કરવાનું મન થાય છે; ત્હેનું કાંઇક કારણ એ કે એ આલેખનો બધું વિચારતા અસભ્ય નથી; અને કાંઇક-અથવા તો ખાસ-એ કે આ ચિત્ર કવિત્વમય સામગ્રીની વચમાં ગોઠવાયું છે, જેથી એ સામગ્રી અને ચિત્રનું મધ્યવર્તી આકૃતિયોનું યુગ્મ પરસ્પરને ચારુતાની દીપ્તિ સમર્પે છે.

આ પ્રશ્નને હવે હું વધારે નહિ ઉકેલું. કવિનાં અતિશય શૃંગારથી ભરપૂર હોય એવા કાવ્યો તમારી આગળ રજુ કરી તમારી વિવેકમર્યાદા દૂભવવા હું નથી માગતો. હું તો ફક્ત 'શૃંગારમાળા' અને 'ચાતુરીષોડશી'ના કેટલાક પદોનો નિર્દેશ જ કરીશ.[1] તમે જાતે જોઈ શકશો કે તે કાવ્યો આધુનિક સભ્યતાનો અથવા મર્યાદાનો કેટલો બધો લોપ કરે છે. હું આધુનિક શબ્દ તો તે જ હેતુથી વાપરૂં છું કે નરસિંહના કાળમાં પરંપરાગત સભ્યતાનો ખ્યાલ જુદો જ હતો અને તો પણ આ બાબતોમાં સભ્યતાની પૂજ્યતાથી આ કવિ અજાણ નહોતો. તેથી જ તે 'ચાતુરીષોડશી'ના પદ ૧૧માં રાધા પાસે કહેવડાવે છે કેઃ—

" જે અનુભવ્યો રસ આજ જી, (કહેતાં ?) મુજને આવે લાજ જી,
કહેતાં મુજને લાજ આવે......................."

અલબત, કવિ તો રજે રજનું સૂક્ષ્મવર્ણન આપે છે જેની ઉપર આપણે અત્યારે તો પડદો ટાંકીશું; કારણ કે તે બધી સખીને કહેલી ગુપ્ત વાતો છે અને કવિ પણ આપણને ગુપ્ત રાખવાનું સુચવે છે.

કવિના પ્રેમના વિષય ઉપરના આ પ્રકારના આલેખનની યોગ્ય તુલના કરવી હોય તો તે તેના પૂર્વગામી અને સમકાલીન સંયોગો અને પરંપરાગત વિચારો અને તેની આજુબાજુના સંજોગોને ધ્યાનમાં લઈને કરીએ તો જ થઈ શકે. આ પ્રશ્નને વલ્લભીય સંપ્રદાય-જે પાછલા સમયમાં આચારમાં નીતિશૈથિલ્યથી કલુષિત થયો તે સંપ્રદાય-સાથે કાંઇ પણ સંબંધ નથી; કારણકે વલ્લભાચાર્ય ઈ. સ. ૧૪૭૯માં જન્મ્યા હતા, જે સમયે નરસિંહનું કવિજીવન સમાપ્ત થયું હતું. વળી દયારામ જેઓ આજથી એકાદ સૈકા ઉપર થઇ ગયા તેમણે પણ કૃષ્ણ અને ગોપીઓની કથાઓ આવી જ તરેહના અસભ્ય શૃંગારમય કાવ્યોમાં ઊતારી છે, તે છતાં ય નરસિંહનાં શૃંગારકાવ્યો આગળ દયારામનાં શૃંગારકાવ્યો તો ઉચ્છૃંખલ વર્ણનની બાબતમાં કદિનાં કદિ પાછળ પડી જાય છે તેમ છતાં નરસિંહ કૃષ્ણની પ્રેમચેષ્ટાઓના શારીરિક સ્વરૂપથી અતિ ઉચ્ચ કક્ષામાં ચઢે છે. કારણકે નરસિંહનાં

[1] જુઓ 'શૃંગારમાળા'નાં પદો ૨૩. ૩૬, ૩૪, ૧૨૬, અને 'ચાતુરીષોડશી'નાં પદો ૧૧, ૧૨, ૧૩, ૧૪, ૧૫ ઇત્યાદિ.

કૃષ્ણ અને ગોપીઓ મનુષ્યસૃષ્ટિથી કાંઇ ઊંચા દરજ્જાનાં છે. પોતે દિવ્ય પ્રદેશમાં બનતા દિવ્ય બનાવોના દ્રષ્ટા તરીકે સઘળું વર્ણન કરે છે. આ રીતે તે આ પ્રસંગોની આજુબાજુ એવું પૂજ્યતાનું, લગભગ પાવનકર, વાતાવરણ ઉચ્ચ સૂક્ષ્મતાવાળું ઊભું કરે છે કે જેમાં કૃષ્ણના સાચા ભક્ત સિવાય બીજા કોઇ રહી કે ટકી શકે નહિ; દયારામને વિષે સ્થિતિ જુદી છે. કૃષ્ણની અપાર્થિવ ભૂમિમાં પ્રવેશ કરવાનો પ્રયત્ન એ કરે છે તોપણ એનો પગ પૃથ્વી ઉપર હોય છે. શૃંગારરસમાથી કામનો અંશ ટાળી નાખવાની જાદુની કળા દયારામનામાં નથી; 'ગોવિન્દગમન'ના ૨૮મા પદની ઉપાન્ત્ય કડીમાં જે નરસિંહ કરેછે, અથવા કંઇ નહિંતો કરેલું જણાવે છે, તે દયારામ કરી શકતો નથી; એ કડીમા આ પ્રમાણે કથન છેઃ—

> મારગ નવ લહ્યો રે, ત્યારે હા કહી રે, પછી આરંભ્યો ત્યાં રાસ;
> જળ થળ લીલા રે, તે હરિયે કહી રે, કાઢ્યો હૃદયથી કામનો વાસ.

આ પંક્તિઓમાંનું છેવટનું વચન ધ્યાનથી જૂઓ; ગોપીઓનાં હૃદયમાંથી કામને દેશવટો દીધો. હેણે શરીરને આત્મરૂપ સમર્પ્યું.

આ બાબતમા નરસિંહ મહેતા સંબંધી એક બીજી વાત ધ્યાનમાં રાખવા જેવી છે. આપણે જાણીએ છીએ કે સંસ્કૃત સાહિત્યમા ઉચ્છૃંખલ શૃંગારરસ ભરપૂર હોય છે,–કૃષ્ણને નાયક તરીકે હોવાનું બ્હાનું પણ ના હોય ત્યાં પણ- અને જ્યા કૃષ્ણને નાયક તરીકે લીધો છે ત્યાં પણ આ જ પ્રકારનો શૃંગાર નજરે પડે છે. હવે આ કાળથી અને વાતાવરણથી નરસિંહ કરતાં દયારામ વધારે દૂર હતા. નરસિંહ દયારામ કરતાં જયદેવની વધારે નિકટ હતા. તેથી નરસિંહ સંસ્કૃત સાહિત્યના જેવો શૃંગાર લખે તેમાં નવાઈ નથી.

[સાથે સાથે જયદેવ ઉપરથી નરસિંહે પ્રેરણા લીધી હતી તેનું એક બીજું ઉદાહરણ બનાવું: 'ચાતુરીષોડશી' પદ ૮ માં રાધાકૃષ્ણની ક્રીડાનું વર્ણન કરતાં કવિ લખે છે, કે

> ભુજ બળ બીડી બાથ શું કસ કસે બહુ કામિની,
> કનકવેલ કેસમાંહી લપટી જાણીયે ઘન દામની.

આ પંક્તિઓ જયદેવની નીચેની પંક્તિઓ સાથે લગભગ મળતી આવે છેઃ

**उरसि मुरारेरुपहितहारे घन इव तरलबलाके।**
**तडिदिव पोते...राजसि सुकृतविपाके**

('ગીતગોવિંદ', ૫-૧૨)]

હું નરસિંહના શૃંગારનું સમર્થન કરતો નથી પણ એ મારે ખુલાસો આપવાને ઇચ્છું છું. 'નિર્દોષ' એમ ઠરાવ આપો એમ હું તમને કહેતો

નથી; માત્ર દોષને અલ્પતા અર્પે એવી હકીકતો ગણનામાં લ્યો એમ ઇચ્છું છું; જે હકીકતો આધુનિક સાહિત્યમા લેખકને નિર્દોષ અથવા અલ્પદોષી ઠરાવી નહિ શકે. 'સરસ્વતીચંદ્ર' જેવા સુંદર ગ્રંથને પણ સંસ્કૃત સાહિત્યનું અનુકરણ કરીને લખેલાં અસંખ્ય નિર્લજ્જ ઉપમાઓ, રૂપકો અને વર્ણનો લાઞ્છનરૂપ લેખાય છે, અને તેનો કોઇ પણ રીતે બચાવ થઈ શકે તેમ નથી.

નરસિંહની કવિતામાં જારભક્તિનું જે સ્થાન છે તેનું લંબાણમાં વિવેચન કરવા જેટલો હવે વખત નથી. પણ તેના સમર્થનાર્થે કેટલાક ખુલાસાઓ આપવામાં આવ્યા છે તેનો માત્ર નિર્દેશ જ હું કરીશ. એક મત આ જાતના સાહિત્યનો શબ્દાર્થ ન લેતાં અર્થવાદ તરીકે તેનો ઉપયોગ કરે છે, જ્યારે બીજો મત કૃષ્ણને એક દિવ્ય પુરુષ તરીકે ગણે છે જેથી તેને આ જાતની અનીતિનો દોષ લાગતો નથી એમ માને છે. જો એમ પૂર્વપક્ષ કરવામાં આવે કે દિવ્ય પુરુષોની આજુબાજુ એવો રસ ગૂંથવામાં આવે તો તે ખરી રીતે રસાભાસ છે પણ રસ નથી, તો ઉત્તર તૈયાર હોય છે-કે માનસશાસ્ત્રની દૃષ્ટિએ પૃથક્કરણ કરતાં રસની બાબતમાં પણ કૃષ્ણનું અંગત સ્વરૂપ લુપ્ત થાય છે. આ મત અને આની પહેલાં બતાવેલા મત બન્ને વચ્ચે વિરોધ છે એ વાત કબુલ કરું છું. ટીકાકારોનો ત્રીજો મત રાધાકૃષ્ણ અને ગોપીઓની કથાને માત્ર રૂપક તરીકે ગણે છે. રાધાકૃષ્ણ વગેરે મનુષ્યો નથી તેમ જ દિવ્ય પુરુષો પણ નથી પણ માત્ર અમુક વિચારો, ભાવો અને ઇંદ્રિયોનાં સજીવારોપણો છે. આ દલીલને-ગળે ઊતરે તેવી ન હોવા છતાં-નરસિંહ મહેતાની એક કવિતામાં સમર્થન મળે છે:—

> ધન્ય રે ધન્ય મહાપુણ્ય જસોદાતણું પુત્ર ભાવે પરિબ્રહ્મ રાજે;
> નંદઘેર નંદ આનંદ થઇ અવતર્યો, શેષ બલિભદ્ર સંગે બિરાજે,
> અમર આહીર, અર્ધાંગ ગોપાંગના, વૃક્ષવેલી સર્વ ઋષિ રાણી;
> ભક્તિ તે રાધિકા, મુક્તિ જશોમતી, વ્રજવૈકુંઠ તે વેદવાણી.
> નિગમ વસુદેવજી, ગાય ગોપી ઋચા, દેવકી બ્રહ્મવિવાદ કહાવે;
> બ્રહ્મા કર લાકડી, વેણુ મહાદેવજી, પંચ વદન કરી ગાન ગાવે.
> ઇંદ્ર અર્જુન, અહંકાર દુર્યોધન, દેવતા સર્વ અવતાર લીધો;
> ધર્મ તે રાય યુધિષ્ઠિર જાણજો, દાસનો દાસ નરસૈને કીધો.

અવતારરૂપ, ઇત્યાદિ એમ એક પક્ષે, અને ભક્તિ તે રાધા, ઋચા, તે ગાયો અને ગોપીઓ, એમ બીજે પક્ષે રૂપક મૂકીને મિશ્રચિત્ર ખડું કર્યું છે. આ મિશ્રણમાં રહેલો ગૂંચવાડો તે જ એ વ્યર્થ ખુલાસાના સત્ય પ્રતિબિંબરૂપ છે.

(અહિં હું આચાર્ય આનન્દશંકર ધ્રુવે કૃષ્ણ અને ગોપીની રાસલીલા વિશે ઉપસ્થિત કરેલી એક વિચક્ષણ દલીલ જે ઉપર જેટલી નિરર્થક તો નથી જ પણ પ્રેરણાજનિત અને પ્રેરણાજનક છે તેની નોંધ લઉં છું. તેઓશ્રી ધી ઇંડિયન ફિલોસોફિકલ કોંગ્રેસ ૧૯૨૮ મદ્રાસના પ્રમુખસ્થાનેથી પૃષ્ઠ ૧૩ મે કહે છે કેઃ—

"ચેતનનું ખરૂં સ્વરૂપ ન સમજવાને લીધે જ વૈજ્ઞાનિકોને મુશ્કેલી નડે છે. મન અને પદાર્થનું ગમે એટલું પૃથક્કરણ કરતાં પણ સત્‌ના વિભાગ પડતા નથી, અને ચેતનને પોતાના કેન્દ્રસ્થાનમાંથી ખસેડી શકાતું નથી. જો કૃષ્ણને ગોપીઓમાંથી ખસેડી લેવામા આવે તો ગોપીઓમા કંઇ જાતનું અસ્તવ્યસ્તપણું થઈ જાય તેનો આ વૈજ્ઞાનિકોરૂપી અક્રૂરોને ખ્યાલ નથી. સત્‌ તે એક જાતનો કૃષ્ણ અને ગોપીઓનો સનાતન રાસ જ છે, અને તેમાં મધ્યવર્તી કૃષ્ણ જે પ્રત્યેક ગોપીની સાથે બાહ્ય વર્તુલમાં પણ સ્થિત છે, તે જ મધ્યસ્થ રહીને તેમાં નાદ પૂરે છે. આ પ્રમાણે ચેતન વસ્તુસ્થિત અને સ્વસ્થિત એમ દ્વન્દ્વરૂપે આવિર્ભૂત થાય છે. એક વિજ્ઞાનનો વાજબી વિષય છે, જ્યારે બીજું તત્ત્વજ્ઞાનનો અનન્ય વિષય છે."

હું જાણું છું કે પ્રો. આનંદશંકર ધ્રુવ સૂચક રૂપક તરીકે રાસલીલા અહિં લાવે છે પરંતુ કૃષ્ણગોપીની કથાઓના પ્રશ્નનું સંમુખ રહીને દર્શન કરતા નથી.

અત્યાર સુધી આપણે નરસિંહની કાવ્યદેવીની એક જ બાજુ જોઈ; હવે તેની બીજી એક બાજુ બાકી રહી—જ્ઞાનભક્તિ. જ્ઞાનભક્તિનાં બે ત્રણ ઉદાહરણો લઈ જોઈશું. નરસિંહનાં જ્ઞાનભક્તિનાં પદો ભાવભીનાં હોવાને બદલે મોટે ભાગે ઉપદેશાત્મક છે. કવિત્વશક્તિ ઝળહળી રહી હોય એવાં પદો તો ભાગ્યે જ જોવામાં આવે છે. તેમાંનાં એક બે વીણી કાઢીશું.

(૧)

તારી કેમ કરી પૂજા કરૂં, શ્રીકૃષ્ણ કરુણાનિધિ!
અકલ આનંદ કળ્યો ન જાએ;
સ્થાવર જંગમ વિશ્વ વ્યાપી રહ્યો, કેશવો કંડીયે કેમ સમાયે?
બાર મેઘે કરી સ્નાન શ્રીપતિ કર્યાં, શંખની ધારે હરિ કેમ રીઝ્યા?
ઓગણપંચાસ વાયુ તુને વંજન કરે, સૂક્ષ્મવાયુ તુને કયમ ગમીજા?
સૂરજરૂપે કરી ત્રણ ભોવન તપ્યાં, ચંદ્રરૂપે કરી અમૃત ઠાર્યાં;
મેઘરૂપે કરી વરસો રે વિઠ્ઠલા! વાયુરૂપે કરીને વધાર્યાં;

અરાઢ ભાર વનસ્પતિ હરનિશ પીમળે, માળી તે પાંતરી શીદ લાવે?
ચુવા ચંદન કરી પ્રભુ! તુને પૂજિયે, અંગના બ્હેકની તુલ્ય નાવે.
તારે નિત નિત અવનવા નૈવેદ કમળા કરે સૂક્ષ્મ નૈવેદ કેમ તુલ્ય આવે?
ભણે નરસૈંયો જેણે કૃષ્ણરસ ચાખિઓ, પુનરપિ માતને ગર્ભ નાવે.

(ભક્તિજ્ઞાનનાં પદો. પદ ૬૬ મું.)

આ કવિતા ઉપરથી જણાય છે કે ઈશ્વરના નિરાકાર અને વિભુ સ્વરૂપને લઈને તેમ જ ઈશ્વરનો કૃષ્ણરૂપે અવતાર થયેલો હોવાને લીધે કૃષ્ણ ભક્તના એટલે કવિના હૃદયમાં અને વાણીમાં ભારે ઘડભાગ થતી હશે. કવિ એ વિરોધોનું એકીકરણ કરવા બનતો પ્રયાસ કરે છે. ભક્તિજ્ઞાનના પદ ૪૬ માં કવિ કહે છે, કે—

"પ્રતિદિને જડ કને જઈ કરી માંગતો-ઈશ તું સાહ્ય થાજે સદા રે;
તોય પણ દુઃખ તો લેશ ટળતું નથી, થાકતો નથી તું તો કદા રે."

આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે કવિને પાર્થિવ મૂર્તિ એક નિઃસત્ત્વ પદાર્થ[1] જણાય છે તેથી આ કવિતામાં ઈશ્વરના મૂર્ત સ્વરૂપની ભક્તિ સ્વીકાર્યા છતાં પણ કવિ નિરાકાર સ્વરૂપને જ સત્ય તરીકે ગણે છે કે જેના સાક્ષાત્કારથી 'અકલ આનંદ'[2] પ્રાપ્ત થાય છે; કૃષ્ણને અવતારરૂપ ગણી હેની પાર્થિવ પૂજાને વ્યાવહારિક માન્યપક્ષ ગણે છે છતાં.

હવે હું નરસિંહનું સર્વોત્કૃષ્ટ અને ઉન્નત વિચારોથી ભરપૂર અને સુંદર ચિત્ર રજુ કરતું એક પદ લઈ તેની સમાલોચના કરી વિરમીશઃ

(૨)

નિરખ ને ગગનમાં કોણ ઘૂમી રહ્યો! તે જ હું તે જ હું શબ્દ બોલે!
શ્યામના ચરણમાં ઇચ્છું છું મરણ રે, અહિયાં કોઇ નથી કૃષ્ણ તોલે.
શ્યામ શોભા ઘણી, બુદ્ધિ ના શકે કળી, અનન્ત ઓચ્છવમાં પંથ ભૂલી!
જડને ચેતન રસ કરી જાણવો, પકડી પ્રેમે સજીવન મૂળી;
જળહળ જ્યોત ઉદ્યોત રવિ કોટમાં, હેમની કોર જ્યાં નીસરે તોલે;
સચ્ચિદાનંદ આનંદ ક્રીડા કરે, સોનાના પાલણા માંહિ ઝૂલે.
બત્તિ વિણ, તેલ વિણુ, સૂત્ર વિણુ જો વળી અચળ ઝળકે સદા અનલ દીવો!
નેત્ર વિણુ નિરખવો, રૂપવિણુ પરખવો, વણુ જિવ્હાએ રસ સરસ પીવો.

---

૧. જુઓ અખો:-સજીવે નજીવે ઘડયો, સજીવો જઈ નજીવાને અડયો...

૨. જેણે એક ધ્યેય રાખ્યું છે તેવા અખાને બ્રહ્મદર્શન એ જ અકલ આનંદ છેઃ—"અભિનવો આનન્દ આજ, અગોચર ગોચર હતું એ."

અકળ અવિનાશી એ નવ જ જાયે કળ્યો, અરધ ઉરધની માહે મ્હાલે;
નરસૈંયાચો સ્વામી સકળ વ્યાપી રહ્યો,–પ્રેમના તંતમા સંત ઝાલે.

(ભક્તિજ્ઞાનના પદો, પદ ૩૯ મુ.)

આખી દુનિયાના સાહિત્યમા આ કદાચ પ્રથમ સ્થાન ભોગવે એવું કાવ્ય છે. એમા ઊંચામા ઊંચા તાત્ત્વિક વિચારોને અજબ કવિત્વશક્તિથી ગૂંથ્યા છે. અનન્ત શૂન્યતાસૂચક આકાશમા પરમબ્રહ્મ સોऽहम् પુકારી રહ્યું છે તે કવિ સાભળે છે અને આપણને સાભળવાનું કહે છે. તે શબ્દ સાભળી કવિ તેના ચરણમા મૃત્યુ ઇચ્છે છે એટલે જીવાત્માનો બ્રહ્મમાં લય થાય છે, બ્રહ્મમય બને છે એમ કહે છે. બ્રહ્મથી ભિન્ન કશુ નથી. આ વાતનો આમા સ્પષ્ટ ઉલ્લેખ છે બ્રહ્મનો મહિમા મનુષ્યબુદ્ધિથી પર છે એ મહિમાનો વિચાર કરતા મનુષ્ય બુદ્ધિ બ્રહ્મનો વિકાસ અથવા આવિર્ભૂત બ્રહ્માડરૂપે જે અનન્ત ઓચ્છવ મચી રહ્યો છે તેમા પોતાનો પંથ ભૂલી જાય છે. જેઓ પ્રેમ સાધનથી જડને ચેતન બનાવવાનો મર્મ સમજ્યા છે તેમને આ જડ પદાર્થમા ચેતનનો વાસ અનુભવવાનું કવિ કહે છે. આમ થાય તો જ 'ઝગમગ જ્યોત' જે કોટિ રવિ સમાન છે તે નિરખી શકાય છે. તેમને ' હેમની કોર ' જણાય છે, તેમને ક્રીડા કરતો અને સોનાના પારણામા ઝૂલતો સચ્ચિદાનન્દનો સાક્ષાત્કાર થાય છે. આ સચ્ચિદાનંદ બત્તિ વિણ, તેલ વિણ અને સૂત્ર વિણ પ્રગટતો 'અનંત દીવો' છે. તેને રૂપ વગરનો હોવા છતા પણ પારખી શકાય છે, સ્થૂળ નેત્ર વગર જોઈ શકાય છે અને તેનો રસ સ્થૂળ જિવ્હા વગર ચાખી શકાય છે, તે અકળ અને અવિનાશી છે અને ' અરધ ઊરધની (अधः ને ऊर्ध्वनी) માહિ મ્હાલે ' છે. નરસિંહનો ઇશ્વર આવો સર્વવ્યાપી છે છતા પણ કવિ કહે છે કે તે સંત પુરુષો તેને પ્રેમના તંતમા બાધી શકે છે.

અહિં કવિએ 'જ્ઞાન' અને 'ભક્તિ'નું એકીકરણ કર્યું છે. સૂક્ષ્મ તેમ જ ઉચ્ચ દર્શનવાળા કવિ આપણને અનન્ત શૂન્યતાસૂચક આકાશમા તેને શોધવાનું કહે તો વાજબી જ છે·

નિરખ ને ગગનમા કોણ ઘૂમી રહ્યો !

અહિં એક પ્રશ્ન થાય છે કે આ ગગન તે કયું ? શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠી ' ગગન 'નો અર્થ ચિદાકાશ કરે છે, જ્યારે આનંદશંકર ધ્રુવ કહે છે કે આપણુ ' આ ગગન શુ ખોટું છે ? ' આ વિશાળ વિશ્વ અને આકાશ તેને માટે પુરતું છે. હું આ મત સાથે સંમત છું અને તમને બધાને કવિની માફક કહું છુ કે—

" નિરખ ને ગગનમા કોણ ઘૂમી રહ્યો ! "

[ મ્હારા આવતા વ્યાખ્યાનમા બીજા વિરાટરૂપ કવિનો–મ્હારા એ કવિના દર્શનનો–પરિચય હું કરાવીશ. ]

# ગુજરાતી જોડણીના નિયમો



[ તા. ૫ મી જુન સન ૧૯૨૯ના રોજ "ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી" તરફથી ગુજરાતી જોડણી વિષે એકાદ ચોકસ નિર્ણય પર આવવા, એ પ્રશ્નમાં રસ લેનારાઓની એક ન્હાની સભા સોસાઇટીની ઓફીસમાં ભરવામાં આવી હતી; અને તે સભામાં ગુજરાત વિદ્યાપીઠ, સરકારી કેળવણી ખાતું અને સાહિત્ય પરિષદ મંડળે, બહાર પાડેલા જોડણીના નિયમો વિષે શાસ્ત્રીય ચર્ચા સમગ્ર રીતે કરવામાં આવી હતી; અને તે સભા જે છેવટના નિર્ણયપર આવી હતી તે બધા નિયમો ફરી વિચારી જોઇ તેને વ્યવસ્થિત રીતે રજુ કરવા એક પેટા-કમિટી નિમવામાં આવી હતી; પરંતુ તે પેટા-કમિટીના અભિપ્રાય મેળવવાનું ત્યારબાદ બની શક્યું નથી.

તે પાછળ લીધેલો શ્રમ નિરર્થક ન જાય અને બીજા કોઈ પ્રસંગે તે નિર્ણય-નિયમો વિચારવાનું સુગમ બને, એ ઉદ્દેશથી તે કાચો ખરડો છાપી દેવાનું યોગ્ય વિચાર્યું છે. સંપાદક. ]

૧ સંસ્કૃત તત્સમ શબ્દોની જોડણી મૂળ પ્રમાણે કરવી. ઉદા મતિ, ગુરુ.

૨ ભાષામાં તત્સમ તથા તદ્ભવ બંને રૂપો પ્રચલિત હોય તો બંને સ્વીકારવાં. ઉદા. કઠિન, કઠણ; રાત્રિ, રાત; દશ, દસ; કાલ, કાળ; નહિ, નહીં

૩ જે વ્યંજનાંત તત્સમ શબ્દો ગુજરાતી પ્રત્યયો લે તે અને તત્સમ ભારદર્શક જ લે ત્યારે અકારાંત ગણીને લખવા. જેમકે-વિદ્વાન્-વિદ્વાન, વિદ્વાનને. પરિષદ્, પરિષદમાં. તેમ-ક્વચિત્-ક્વચિતજ.

આરબી, ફારસી, અંગ્રેજી કે બીજી ભાષામાંથી અપભ્રષ્ટ થયેલો શબ્દ રૂઢ થઇ ગયો હોય ત્યાં તેજ અર્થમાં તત્સમ શબ્દ વાપરવો નહિ. ઉદા० પર્પટ, ખ્વાહિશ, દૂબદૂ, ઈંગ્લિશ, ટિકેટ નહિ; પણ પાપડ, ખાએશ, આબેહૂબ, અંગ્રેજી, ટિકિટ.

પરભાષાના શબ્દોને તેના ઉચ્ચારાનુસાર વાપરવા હોય તોપણ ચિહ્નાદિનો ઉપયોગ કરવો નહિ. ઉદા० ખિદમત, વિઝિટ.

૪ અનુસ્વારના ભિન્ન ભિન્ન ઉચ્ચારો દર્શાવવા ચિહ્નો વાપરવાં

૫ હકાર બાબત નીચે પ્રમાણે કરી શકાયઃ—

अ નાનું, મોટું, બીક, સામું, ઊંચું, મોર (આંબાનો) મોં, મોવું (લોટને) જ્યાં, ત્યાં, ક્યારે, જ્યારે, ત્યારે, મારું, તમારું, તારું, તેનું, અમારું, અને આવું વગેરેમાં હકાર દર્શાવવો નહિ;

—પણ—

ब બહેન, વહાણું, વહાલું, પહોળું, મહાવત, શહેર, જેવા શબ્દોમાં તથા કહે, રહે, પહેર, પહોચ જેવા ધાતુઓમા હકાર જુદો પાડીને લખવો અથવા સંયુક્ત પણ લખી શકાય;

—આમ છતા-વિકલ્પ—

નાહ, ચાહ, સાહ, મોહ, લોહ, દોહ, કોહ, સોહ, એ ધાતુઓને અનિયમિત ગણી તેમનાં દર્શાવ્યા પ્રમાણે રૂપ સાધિત કરવાં:–નાહ-વું=નાહું છું, નાહીએ છીએ, નહાય છે, નાહો છો, નાહ્યો-લ્યા,–હી,–હ્યું,–હ્યાં. નાહીશ; નાહીશું; નહાશો; નહાશે, નહાત, નહાતો, તી–તું; નાહવાનો અથવા નાવાનો; નાહેલો,–લી,–લું; નહા, નહાજે; નાહવું.

નવડા(રા)વવું; નવાવું, નવાય; નાવણ, નાવણિયો, નવેણ; નવાણ.

ચાહ–વું=ચાહું છું; ચાહીએ છીએ; ચાહે છે; ચાહો છો; ચાહ્યો, હ્યા, હી, હ્યું, હ્યાં; ચાહીશ; ચાહીશું; ચાહશે; ચાહશો; ચહાત, ચહાતો,–તી,–તું; ચાહનાર, ચાહવાનો, ચાહેલો,–લી,–લું; ચાહ; ચાહજે; ચાહવું.

ચહવડા(રા)વવું; ચહાવાવું; ચહવાય; આવા પ્રયોગ પ્રચલિત નથી, આ પ્રમાણે બીજા ધાતુઓનાં રૂપો થાય છે;

—વળી—

क ડ આગળના હને છુટો ન પાડતાં ડને ઠેકાણે ઢ વાપરવો:—કહાડવું, વહાડવું નહિ પણ કાઢવું, વાઢવું. કઢી, ટાઢ, અઢાર, અને કઢવું એમ લખવું પરંતુ ચઢવું, લઢવું, દાઢમ નહિ પણ ચડવું, લડવું અને દાડમ એમ લખવું.

૬ (૧૩ વિ. પીડનો) તદ્દ્ભવ શબ્દોમાં મહાપ્રાણનું દ્વિત્વ રાખવું:–ઉદા० ચોખ્ખું; ચિઠ્ઠી, પથ્થર; છતાં च ને छ ચ્છનું દ્વિત્વ રાખવું:—ઉદા० અચ્છેર, પચ્છમ, અને અચ્છું.

૭ કેટલાક શબ્દોના ઉચ્ચારમાં યકાર શ્રુતિ થાય છે. જેમકે લાવ્ય, આંખ્ય, જાત્ય; લ્યો, ઘો, વગેરે; પણ લખવામાં યકાર દર્શાવવાની જરૂર નથી. લાવ, આંખ, જાત, લો અને દો; એમ લખવું.

૮ ર, ડ, લ, ને ળ ને બદલે કેટલાક શબ્દોમાં યકાર બોલાય છે તે ન વાપરતાં મૂળ રૂપેજ લખવું. જેમકે-પાયણું, બાયણું, દોયડું, ખાંયણી ચાયણી નહિ પણ-પારણું, બારણું, દોરડું, ખાંડણી અને ચાળણી; એમ લખવું.

૯ અનાદિ શના ઉચ્ચારની બાબતમાં પ્રાંતિક ઉચ્ચાર ભેદ છે. આવે ઠેકાણે વિકલ્પ રાખવો. ઉદા૦ ડોશી ને ડોસી; માશી ને માસી; ભેંશ ને ભેંસ, છાશ ને છાસ; એંશી ને એંસી; વિશે ને વિષે; વગેરે; છતાં -શક, શોધ, અને શું-માં શ રૂઢ છે તે રાખવો, જ્યારે શર્કરાના શાકરમાં ઉચ્ચારને લઇ સ રાખવોઃ-સાકર.

૧૦ તદ્દભવ શબ્દોમાં અંત્ય ઈ તથા ઉ સાનુસ્વાર કે નિરનુસ્વાર એ અનુક્રમે દીર્ઘ અને હ્રસ્વ લખવા. ઉદા૦ ધણી, વીંછી, અહીં, દહીં, પિયુ, લાડુ, જુદું,

૨ આમ દીર્ઘ લખવાનો સામાન્ય રીતે રિવાજ છે પરંતુ જ્યાં નિયમ પ્રમાણે હ્રસ્વ ુ લખવાનું હોય ત્યાં રુ અથવા ુ લખવું. ઉદા૦ છોકરું, બૈરું.

૧૧ એકાક્ષરી શબ્દોમાં નિરનુસ્વાર ઊ દીર્ઘ લખવો. ઉદા૦ જૂ, લૂ, ખૂ, ભૂ, વગેરે.

૧૨ અનંત્ય ઈ તથા ઊ પર આવતા અનુસ્વારનો ઉચ્ચાર પોચો હોય ત્યારે ઈ કે ઊ દીર્ઘ લખવાં. ઉદા૦ ઇંડું, સીંચણિયું, પીંછું, લૂંટ, પૂંછડું, વરસૂંદ.

૧૩ શબ્દમાં આવતા યુક્તાક્ષરથી જ્યાં આગલા સ્વરને થડકો લાગતો હોય ત્યાં ઈ કે ઊ જે હોય તે હ્રસ્વ લખવાં, અનુસ્વારનો ઉચ્ચાર અનુનાસિક જેવો થતો હોય ત્યાં યુક્તાક્ષર ગણવો, ઉદા૦ કિસ્તી, શિસ્ત, કુક્કર, જુસ્સો, સુસ્ત, છેતરપિંડી, જિંગોડી, લુંગી, દુંદ, તુંડાઈ.

૧૪ વ્યુત્પત્તિનો આધાર હોય એવા બે અક્ષરના શબ્દમાં ઉપોત્ય ઈ, ઊ દીર્ઘ અને બેથી વધારે અક્ષરના શબ્દોમાં ઈ ઉ પછી લઘુ અક્ષર આવે તો દીર્ઘ અને ગુરુ અક્ષર આવે તો હ્રસ્વ લખવાંઃ—

જેમકે-ઝીણું, જૂનો, કીડી; ચૂક, ઝૂલો; થૂઈ, તૂત. વગેરે. અને-વિમાસ, ખુશાલ, ખેડૂત, મંજૂર, મરહૂમ, સુતાર, કિનારો.

અપવાદ—બે અક્ષરના શબ્દ-સુખી, દુઃખ.

વિશેષણ પરથી થતાં નામ; તેમજ નામ પરથી થતાં ભાવવાચક નામોમાં મૂળ શબ્દની જોડણી કાયમ રાખની. ઉદા૦ ગરીબ-ગરીબાઈ, વકીલ-વકીલાત, મીઠું-મીઠાશ; પણ ઉપાંત્ય સ્વર પર ભાર આવતો હોય

તો દીર્ઘ કરવાં:–કળીશો; ગોરીલો, દાગીનો અરફમો અને દંતૂડી. ભાર ન આવતો હોય એવા શબ્દો:–ટહુકો, મહુડું વગેરે.

૧૫ ચાર અથવા તેથી વધારે અક્ષરના શબ્દોમાં આદિ ઈ કે ઉ હ્રસ્વ લખવા -મિજલસ, હિલચાલ, કુદરત, ખિસકોલી છતાં વિકલ્પ ગૂજરાત ને ગુજરાત.

૧૬ સમાસાત શબ્દમા પણ મૂળ જોડણી કાયમ રાખવી—ભૂલથાપ, બીજવર, હીણકમાઉ.

૧૭ મૂળ શબ્દ પરથી બનતા શબ્દોમા અને મૂળ ધાતુ પરથી કરાતા પ્રેરક અને કર્મણિપ્રયોગનાં રૂપોમા પણ મૂળ શબ્દ યા ધાતુની જોડણી કાયમ રાખવી નહિ પરંતુ આગલા નિયમ મુજબ વિકલ્પે ફેરવવી. ઉદા૦ ભૂલ–ભુલામણી; શીખ–શિખામણ, નીકળ–નિકાલ; ઉઠ–ઉઠાડ; મૂકવું, મુકાવું, ભૂલવું, ભુલાવું, ભુલાવવું, મુકાવવું, વગેરે.

૧૮ શબ્દના બંધારણમા ઇ પછી સ્વર આવતો હોય તો તે ઈને હ્રસ્વ કરી સ્વરની પહેલા ય કરીને લખવું. ઉદા૦ દરિયો, કડિયો, રેંટિયો, કૂડિયો, ધોતિયું, આળિયું, કાઠિયાવાડ, પિયર, મહિયર, સહિયર અને દિયર. –પરંતુ–વિભક્તિ કે વચનના પ્રત્યયો લગાડતા શબ્દની મૂળ જોડણી કાયમ રાખવી:—ઉદા૦ નદી–નદીઓ; સ્ત્રી–સ્ત્રીઓ, તેમજ ક્રિયા રૂપો–કરીએ, છીએ.

અપવાદ—થયેલું, ગયેલું, મચવાયેલું. એમ લખવા.

૧૯ (૨૮ મો.) પૈસો, ચૌદું. પૈટ, કૌસ એમ લખવું, પરંતુ પાઇ, પાઉંડ, વગેરેમા વિકલ્પ પણ ચાલે.

૨૦ જ અને ઝ જેમા આવતા હોય એવા શબ્દોમા કેટલેક ઠેકાણે જ ને કેટલેક ઠેકાણે ઝ બોલાય તથા લખાય છે–સાજ, સજા, મજા, જીંદગી સમજ, આમા જ; અને ગોઝારું, અને મોઝાર, એમા ઝ લખવા સંબંધી વિકલ્પ પણ છે.

૨૧ (૩૦મો. આમલી–આંબલી, લીમડો–લીંબડો, તૂમડું–તૂંબડું, કામળી–કાંબળી, ડામવું–ડાંભવું, પૂમડું–પૂંભડું, ચાદ્‌ચો–ચાંદરો, સાટલો–સાડલો. આવા શબ્દોમા બન્ને રૂપ ચાલે.

૨૨ (૩૧ મો.) કહેવડાવવુ, ગવડાવવુ બેસાડવું આવા પ્રેરક રૂપોમાં ડ અને ર નો વિકલ્પ રાખવો. ઉદા. કહેવરાવવું, ગવરાવવું, બેસારવું, વગેરે.

૨૩ (૩૨ મો.) જુઓ, ધુવો નહિ પરંતુ જુઓ લખવું.

# કોપીરાઈટ એટલે શું?

સન ૧૯૧૧ના કોપીરાઇટના કાયદાથી જે કાંઇ સાહિત્ય, કળા કે સંગીતના વિષયમાં કાર્ય કર્યું હોય તેનાં ફળ-મળતરનો હક્ક તેના કર્તાને તેની હયાતિ દરમિયાન અને મૃત્યુ બાદ બે પેઢી સુધી મળી શકે છે.

પૂર્વે એ લાભ સન ૧૮૪૨ના કોપીરાઇટ એક્ટ પ્રમાણે કર્તાને તેની હયાતિ અને મૃત્યુ બાદ સાત વર્ષ સુધી અગર કુલ બેતાલીસ વર્ષ—એ બેમાંથી જે વધુ હોય તે મુદ્દત સુધી મળતો હતો.

હમણાં તે હક્ક તેની હયાતિ અને તેના મૃત્યુ પછી પચાસ વર્ષ સુધી ચાલુ રહે છે.

ટૂંકાણમાં કોપી રાઈટ એટલે કે કર્તાએ પોતે જે કાંઇ રચ્યું હોય તેની વધુ પ્રતો કાઢવાનો તમામ હક્ક ફક્ત તેને કર્તાનેજ પ્રાપ્ત થાય છે.

અગાઉ પુસ્તક રજીસ્ટર કરાવવું પડતું હતું; પણ હવે જેવું પુસ્તક પ્રસિદ્ધ થાય કે તુરત તે પુસ્તક કોપીરાઇટ ગણાય છે.

સામાન્ય નિયમ તરીકે અહિં જણાવવું જોઇએ કે કોપીરાઇટનો હક્ક માત્ર તે પુસ્તક-કૃતિ પરત્વે રહે છે; તેમાંની વિગત કે માહિતીનો કોઈને ઉપયોગ કરવામાં બાધ આવતો નથી. તેમ વર્તમાન પત્ર, માસિકોમાં તેની સમાલોચના, મુદ્દાના ઉતારા કરવામાં કે સાર આપવામાં કે તેમાંનો ભાગ વાંચી ગાઈ સંભળાવવામાં પ્રસ્તુત પ્રતિબંધ નડતો નથી.

કોઇ પણ પ્રકાશક કર્તાના મૃત્યુ પછી ૨૫ વર્ષે તેના વારસોને તેની કૃતિની નવી આવૃત્તિ કાઢવાની ખબર તેમ તેને દરેક નકલ દીઠ ૧૦ ટકા રૉયલ્ટી આપીને છપાવી શકે.

કર્તાના મૃત્યુ બાદ તેના માલિક જો તે ફરી છપાવવાની ના પાડે અગર છપાવા ન દે તો તેમને તે છાપવાની પરવાનગી આપવા કાયદાથી ફરજ પડે છે.

આ સવડ કોઇ સાહિત્ય કે કળા વિષયક કૃતિનો લાભ જનતાને મળતો અટકાવવામાં આવે, એ પુરતી રાખેલી છે.

સદરહુ કોપીરાઇટનો અમલ બર્નીના (Berne) કરારનામાપર જે બધા

દેશોએ સહી કરેલી છે તે બધાને લાગુ પડે છે. માત્ર તેના તરજુમા સંબંધી કેટલાક દેશોએ થોડીક સત્તા સ્વાધીન રાખી છે.

અમેરિકન કોપીરાઇટ ઍકટ ઉપરનાથી કેટલીક રીતે જૂદો છે.

ત્યા કોપીરાઇટની મુદ્દત ૨૮ વર્ષની છે, પણ તે મુદ્દત પૂરી થતા એક વર્ષ આગમચ કર્તા કે તેની સ્ત્રી, છોકરાઓ અગર ટ્રસ્ટીઓ અરજી કરેથી ફરી તે મુદ્દત બીજાં ૨૮ વર્ષ માટે વધારી આપવામા આવે છે.

બ્રિટિશ ગ્રંથકારો અમેરિકન કોપીરાઇટનો લાભ લેવા ઇચ્છતા હોય એમણે તેના પ્રકાશનના ૬૦ દિવસની અંદર તેની એક પ્રત કોન્ગ્રેસ લાઇબ્રેરીમા રજુ કરવી જોઇએ, અને ચાર માસની અંદર તે પુસ્તક ફરી અમેરિકામા નવેસર છપાય તો જ તેને ત્યાના કોપીરાઇટનો હક્ક પ્રાપ્ત થાય છે.

# પુસ્તક પ્રકાશન વિષે.

આપણે અહિં ઈંગ્લાંડ અમેરિકાની પેઠે વહેપારી પ્રકાશન સંસ્થાઓ જૂજનીજ છે; અને લેખકોને તેમના તરફથી બદલો પણ નહિ જેવો મળે છે. ઘણાખરા પુસ્તકો તો ગ્રંથકાર જાતે છપાવે છે; પણ કદાચ તે કોઈ પુસ્તક એકાદ પ્રકાશક સંસ્થા વા વ્યક્તિ દ્વારા પ્રકટ કરે, તો તેને લગતો કરાર કરવા કેટલીક વિગતો જાણવી જરૂરની છે.

૧. **કમિશન**—ગ્રંથકાર પદરથી કોઈ પુસ્તક છપાવે તો પ્રકાશક એજન્ટને તેનું વેચાણ કરવા માટે સેંકડે સાડાબારથી પચીસ ટકા કમિશન તેની મહેનત વગેરે બદલ આપવું જોઇએ.

૨. **કોપીરાઈટ**—પ્રકાશક સંસ્થા વા વ્યક્તિ તરફથી એક સામટી રકમ મળેથી ગ્રંથકાર પોતાનો હક્ક તે પ્રકાશકને આપી દે છે. અત્યારે આપણે ત્યા ઘણીખરી પ્રકાશક સંસ્થાઓ વા વ્યક્તિઓ લેખકને પારિતોષિક વા ઉચક રકમ આપી દઈ, ગ્રંથસ્વામિત્વનો હક્ક મેળવે છે. [ આ સંબંધમા 'કોપીરાઈટ એક્ટ શુ છે' એ લેખ વધુ માહિતી જુઓ. ]

૩. **નફાની વહેંચણી**—ટેક્સ્ટ બુક જેવી ચોપડીઓ જેની ચાલુ માગણી થતી રહેતી હોય એવા પ્રકાશનમા સુદ્દર અને જાણીતી પ્રકાશક સંસ્થાઓ વા વ્યક્તિઓ સાથે નફામા ભાગીદારી રાખવાથી લાભ છે, પણ એ નફાની વહેંચણીની સરળતા કરવામા સાવચેતીની જરૂર છે.

૪. **રૉયલટી**—સારા પુસ્તકો, જેનું વેચાણ બહોળું થવાનો સંભવ હોય તેનું પ્રકાશન અને વેચાણ સવા ૭ ટકાથી ૧૫ ટકા સુધી, મળવાની સરતે કરાર થાય એ યોજના પણ સારી છે; પણ એ લાભ બધાને નહિ; માત્ર પ્રતિષ્ઠિત અને નામીચા ગ્રંથકારોને મોટે ભાગે મળવાનો સંભવ છે.

વાસ્તે કોઇ પણ પુસ્તક પ્રસિદ્ધ કરતા પૂર્વે પ્રકાશક સંસ્થા વા વ્યક્તિ સાથે ઉપરમાની એકાદ રીતિ મુજબ કરાર કરવા, એ સલામત છે.

# પુસ્તકનું છાપકામ તથા ચિત્રકામ

એક લોકોક્તિ છે : ' એક નૂર આદમી, હજાર નૂર કપડાં. ' અને પાર્થિવ દૃષ્ટિએ જોતાં એમાં તથ્યાંશ પણ છે. જોકે અહીં આપણે કપડાંને લીધે આદમીનું નૂર વધવા વિષે નહિ, પણ સારા રૂપરંગને લીધે પુસ્તકને નૂર મળવા વિષે વિચાર કરવાના છીએ. ગંદી કે ઝાંખી છપાઈ અને કોઈ પણ જાતના ઢંગધડા વિનાના બેડોળ વાઘામા બહાર પડેલા પુસ્તકમાં ભલે ઊંચી કોટિનું સાહિત્ય હોય તોપણ તે વાચવાની વૃત્તિ આપણને નથી થતી; અને કેટલીક વાર તો એવા દેખાવને કારણે કેટલુંક સારું સાહિત્ય વાચ્યા વિનાનું તણાઈ જાય છે એવો ઘણાનો ઘણી વારનો અનુભવ છે. તમારા પુસ્તકનો દેખાવ બેડોળ, રદ્દી કે ગામઠી હોય, વાંચના અંદર ભૂલો ખૂંચ્યા કરે, કે ડાઘાવાળી ઝાંખી છપાઈ હોય તો એ બધી બાબતો વાચનાર આલમ તેમજ અવલોકનકારના મન ઉપર અસર કર્યા વિના રહેતી નથી જ એ ચોક્કસ સમજજો. ઘણી વાર સુઘડ છાપકામવાળું ઉઠાવદાર પુસ્તક બહુ તત્ત્વવાળું ન હોય તોપણ સમાલોચકની કૃપા અને લોકોની પ્રીતિ મેળવીને પોતાનો રસ્તો કરી જાય છે; જ્યારે નમાલા દેખાવનો, સારું સાહિત્ય ધરાવનો ઉપયોગી ગ્રંથ પણ ઘટતા રૂપરંગને અભાવે યોગ્ય કદર પામતો નથી.

ગ્રંથના રૂપવિધાન અને સુઘડ તેમજ ઉઠાવદાર અક્ષરાલેખન માટે પ્રાચીન અને મધ્ય યુગના ભારતમાં જે આદર અને સુરુચિ હતાં તેનો અલ્પાંશ પણ આજે આપણે ત્યાં નથી જણાતો. ગ્રંથવિધાનની પણ એક અનોખી કલા છે, અને આજના યુગમા જ્યારે મુદ્રકે પ્રાચીન લહીઆનું સ્થાન લીધું છે ત્યારે તે જ ગ્રંથનો રૂપકર્તા—કલાકાર છે. સુરુચિપૂર્વક કરેલાં પોતાનાં ગ્રંથવિધાનો વડે મુદ્રક દેશના લાખો વાંચનારાઓની—પ્રજાસમસ્તની રસ-વૃત્તિને ઊંચે લઈ શકે છે એવું પોતાની કારીગરી અને કલાનું મહત્ત્વ તથા ગૌરવ આપણા આજના મુદ્રકોમાંનો સોમો ભાગ પણ ભાગ્યેજ સમજતો હશે.

મુદ્રણની કલામાં આ વિજ્ઞાનયુગનાં સાધનોની સાથે રૂપકલાનો પણ બારોબાર હિસ્સો છે. આપણા દેશમાં તો એ બાબતમાં પૂરું પ્હરોડ પણ હજી ફૂટયું નથી; પણ જે દેશમાં એ કલાનો મધ્યાહ્ન તપે છે ત્યાં તો ગ્રંથવિધાનની કલા (*The art of book-making*) નું આખું શાસ્ત્ર છે, અને પુસ્તકની અંદરના સાહિત્યના પ્રકાર પ્રમાણે તેનું વાતાવરણ ઉત્પન્ન

કરે એવો તેનો સ્થૂલ દેહ ઘડવામાં આવે છે. યોગ્ય પૂર્વવિચારથી યોજાએલી મુદ્રણરચના, સુષ્ઠુ રસવૃત્તિથી ઠરાવેલાં રૂપરંગ અને સુઘડ છાપકામ વડે ગ્રંથમાંના સાહિત્યના ગુણધર્મ પ્રમાણે તેનું એવું તો વાતાવરણ ઊભું કરવામાં આવે છે કે ગમે ત્યાં પડેલું એ નિર્જીવ પુસ્તક તમને અજબ આકર્ષણથી પોતાની તરફ દોરે છે અને હાથમાં લીધું કે તરત તમને પોતાની સૃષ્ટિમાં ખેંચી જાય છે.

ગ્રંથવિધાનની આ કલાનું વિગતવાર વિવરણ તો એક વિસ્તૃત પુસ્તક માગી લે. અહીં તો માત્ર પ્રત્યેક ગ્રંથકારને પોતાના પુસ્તક છપાવવાને અંગે પુસ્તકના છાપકામ તથા ચિત્રકામને લગતા જેટલા મુદ્દા જાણી લેવા જરૂરના છે તેટલા જ વિચારીશું

ગ્રંથના મુખ્ય અંગની હાથપ્રત તૈયાર કરવા વિષેની વિગતવાર માહિતી ગયા વર્ષના લેખમાં આવી ગઈ છે. હવે તેનાં આગળપાછળનાં બીજાં અંગની યોજના કરીને સમગ્ર પુસ્તકનું છાપકામ કેમ કરાવવું તે જોઇએ.

### પુસ્તકનો પ્રવેશભાગ

સામાન્યરીતે કોઈપણ ગ્રંથમા આટલાં—અથવા આમાંનાં ઘણાંખરાં અંગ હોય છે; અને તે નીચેના ક્રમમાં હોવાં જોઇએ : (૧) હાફ્-ટાઇટલ—નામપૃષ્ઠ; (૨) ટાઈટલ-અગ્રપૃષ્ઠ; (૩) ઇમ્પ્રિન્ટ—ગ્રંથનિર્વચન; (૪) પ્રકાશકની નોંધ કે નિવેદન; (૫) સંપાદકની નોંધ; (૬) અર્પણપત્રિકા; (૭) અનુક્રમણિકા અને ચિત્રોનો અનુક્રમ; (૮) લેખકે અથવા કોઇ બીજા વિદ્વાને પુસ્તક સંબંધે વિસ્તૃત ઉપોદ્‌ઘાત કે પ્રસ્તાવના લખી હોય તે; (૯) લેખકનું નિવેદન અથવા પુસ્તકપ્રવેશ કરાવતી નોંધ હોય તે; (૧૦) શુદ્ધિપત્ર; (૧૧) પુસ્તકનું મુખ્ય લખાણ; (૧૨) પરિશિષ્ટ; (૧૩) વિષયસૂચિ.

આ ગ્રંથયોજનામાં એક વસ્તુ પર ખાસ ધ્યાન આપવાની જરૂર છે. પુસ્તકમાં એકી નંબરનું—એટલે કે જમણી બાજુનું પાનું જ હમેશાં વાચકનું દૃષ્ટિકેન્દ્ર બને છે. વાંચનારની નજર પુસ્તક ઉઘડતાં સ્વાભાવિક રીતે એ જમણી બાજુના જ પૃષ્ઠ ઉપર પહેલી પડે છે, એટલે પુસ્તકનાં બધાં અગત્યનાં અંગ તથા વિભાગો એ જ પૃષ્ઠ પરથી શરૂ થવાં જોઇએ. માત્ર ગ્રંથનિર્વચન નોંધ—ઇમ્પ્રિન્ટ જેવી ઓછા અગત્યની વસ્તુઓ જ બેકી પાના પર આવે. 'આ જ લેખકનાં બીજાં પુસ્તકો', 'હવે પછી પ્રગટ થનારાં પુસ્તકો', 'એજંટોનાં નામ', ચિત્રોનો નાનકડો અનુક્રમ, નાનુંસરખું

શુદ્ધિપત્ર કે કેટલીક વાર પ્રકાશકની નોંધ—ટૂંકી હોય તો—એ બધું ડાબી બાજુના બેકી પૃષ્ઠ ઉપર લેવાય તો હરકત નથી. પરંતુ તે પણ મૂકતાં રૂચિભંગ ન થાય તે પર ખાસ લક્ષ આપવું. પ્રસ્તાવના કે ઉપોદ્ઘાત, નિવેદન, અનુક્રમણિકા, અર્પણપત્ર, પરિશિષ્ટ, વિષયસૂચિ વગેરે ગ્રંથનાં મુખ્ય અંગો તો જમણી તરફના પૃષ્ઠથી જ શરૂ થાય. સંજોગવશાત્ તેની પહેલાંનો વિષય એકી સંખ્યા પર પૂરો થતો હોય તો તે પાછળનું બેકી પૃષ્ઠ કોરૂં રાખીને નવો વિષય એકી સંખ્યાથી જ શરૂ કરવો જોઇએ. પાનાનો લોભ કરીને ગ્રંથનું રૂપ હરગીઝ ન બગાડવું.

હાફ-ટાઇટલ એટલે પુસ્તકનો માત્ર નામનિર્દેશ જ કરેલો હોય તેવું એક પાનું. આપણે ત્યાં એની પ્રથા ખાસ જળવાતી નથી, પણ પ્રત્યેક અંગ્રેજી પુસ્તકમાં તે હોય છે. ગ્રંથના રક્ષક અને નિર્દેશક તરીકે એનું અસ્તિત્વ છે. પાનાને મથાળે પોણો કે એક ઇંચ જગ્યા છોડીને કોઈ વાર પૃષ્ઠના ⅓ ભાગે, તો કોઈ વાર મધ્ય રેષાથી સહેજ ઊંચે એ મૂકાય છે. તેમાં લેખક કે કર્તા વગેરેનું નામઠામ કશું જ નહિ; કેવળ પુસ્તકનું નામ. દાખલા તરીકે 'ગ્રંથ અને ગ્રંથકાર—૧૯૩૧' એટલું જ. તેના ટાઇપ ટાઇટલ પરના પુસ્તકના નામના ટાઇપ કરતા સહેજ નાના હોય. હાફ-ટાઈટલની પાછળનું પૃષ્ઠ તદ્દન કોરૂં મૂકવું જોઇએ.

તે પછી આવે ટાઈટલ—અગ્રપૃષ્ઠ. પુસ્તકનું એ નાક ગણાય. એ અત્યંત રૂચિર, સુઘડ, સપ્રમાણ અને ઉઠાવદાર હોવું જોઈએ. સામાન્યરીતે તેમાં પુસ્તકનું પૂરૂં નામ, કર્તાનું નામ, અનુવાદ હોય તો મૂળ લેખકના નામ સાથે તેવો નિર્દેશ, પુસ્તકને લગતું કોઇ ઉદ્દેશક વાક્ય કે અવતરણ હોય તો તે, પ્રકાશક વ્યક્તિ અથવા સંસ્થાનું નામ, પ્રકાશનનું સ્થળ, સાલ તથા મૂલ્ય, આટલું અનુક્રમે આવે છે. પુસ્તક કોઈ ગ્રંથમાળામાં આવતું હોય તો મથાળે તે માળાના નામની નિર્દેશક લીટી આવે. આ બધું, યોગ્ય ઘાટનાં તથા જેમાં જેવાં છાજે તેવા ચડઉતર પ્રમાણનાં બીબાંમાં, વચ્ચે પ્રમાણસર જગ્યાનું મૂકાણ કરીને અને ખીચડો ન થઈ જાય તેમ સુરૂચિપૂર્વક ગોઠવાવું જોઈએ. નહિતર કેટલીક વાર ટાઈટલ પેઇજ તો એવાં શંભુમેળાનાં ધામ બની જાય છે કે તેની સામે જોતાં સૂગ ચડે. પુસ્તક અંગ્રેજીમાં હોય તો તેમાં જુદાજુદા પ્રકારનાં બીબાંનો ખીચડો ન કરતાં આખા ટાઇટલમાં સળંગ એક જ જાતના ફાઉન્ટના ચડઉતર ટાઇપ વાપરવા.

તેમાં પણ અમુક લીટીઓ કૅપિટલ ટાઇપમાં અને અમુક ચાલુમાં, એમ બેભતું ન રાખતા સળંગ એકધારી જ યોજના રખાવવી.

અગ્રપૃષ્ઠમા એક બીજી ભૂલ થાય છે તે પૂર્ણવિરામ મૂકવાની. ઘણા લેખકો તો તેને માટે આગ્રહ ધરાવતા પણ જોયા છે! દાખલા તરીકે,

## કવિતા અને સાહિત્ય.

### વૉલ્યુમ ચોથું.

કર્તા –

**સ્વ. સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ.**

વગેરે. કહેવાની જરૂર નથી કે આ લીટીઓને છેડે મૂકાએલા પૂર્ણવિરામ વગેરે ચિહ્નો અયોગ્ય અને બેહૂદા છે. પૂર્ણવિરામ સંપૂર્ણ વાકયને જ છેડે આવે, શબ્દો કે શબ્દસમૂહને છેડે નહિ. વળી પ્રમાણશુદ્ધિ અને રૂચિની દષ્ટિએ પણ છેડે આવતો પૂર્ણવિરામનો એ ડાઘ, કોરી જગ્યા વચ્ચે ગોઠવાઇ રહેલા શબ્દસમૂહને એક પડખે ભાર વધારે કરે છે અને રચનામાં પ્રમાણભંગ કરે છે. જો કંઇક મૂકવું જ હોય તો રચનાની દષ્ટિએ તે બંને બાજુએ આવવું જોઇએ. આ રીતે:

## ✻ કવિતા અને સાહિત્ય. ✻

આપણા પ્રાચીન ગ્રંથોમાં ॥ શ્રી ગણેશાય નમઃ ॥ વગેરે વાકયો છુટાં લખાતાં ત્યારે પણ એ જ રચનાથી બંને બાજુએ ચિહ્નો સાથે લખાતા. પણ આ યુગમાં એ બધું રૂચે તેમ નથી: એટલે એકલા શબ્દો કે વાકયખંડ જ રાખવા ઉચિત છે. પૂર્ણવિરામના કાળા ડાઘાનો રાહુ તો અવશ્ય દૂર થવો જોઇએ. સામયિક પત્રોનાં મથાળાંને પણ આ જ નિયમ લાગુ પડે છે. '**ગુજરાતી.**' કે '**સાહિત્ય.**' એવાં પૂર્ણવિરામ વાળાં મથાળાં અગ્રપૃષ્ઠ ને પૂઠાં ઉપર મૂકવાં એ પણ અઘટિત ને અરૂચિકર છે.

ઘરને જેમ મુખ્ય ગૃહદ્વાર તેમ ટાઇટલ પેઇજ એ પુસ્તકનું પ્રવેશદ્વાર છે. આપણાં ઘરનાં મુખ્ય દ્વાર જેમ સુંદર બારસાખો વાળાં, તોરણોની શોભા વાળાં કે રંગોળીથી મંડિત રાખીએ છીએ તેમ પુસ્તકોનાં આ પ્રવેશદ્વાર—અગ્રપૃષ્ઠ પણ શોભાયુકત અને સ્વાગતકારી હોવાં જોઇએ. કેટલીક વાર ગ્રંથકારો પોતાનાં પ્રકાશનોનાં અગ્રપૃષ્ઠ રૂચિકર રચના સાથે બે રંગમાં છપાવે છે. અગ્રપૃષ્ઠનું આટલું અગત્ય સમજીને તેને માટે આગ્રહ રાખનારા

ગ્રંથકારો આપણે ત્યાં પણ છે એમ શ્રી બ. ક. ઠાકોરનાં એરંગી ટાઈટલો-વાળાં પુસ્તકો જોનારા જાણતા હશે.

ગ્રંથનિર્વચન નોંધ—ઇમ્પ્રિન્ટ—પુસ્તકને છેડે ન મૂકવી હોય તો સામાન્ય રીતે તેનું સ્થાન અગ્રપૃષ્ઠની પાછળના એકી પાનાને છેડે નિર્ણિત હોય છે. તેમાં કાયદાની રૂએ આપવાં પડતાં મુદ્રક-પ્રકાશકનાં પૂરાં નામઠામ અને ઉપરના ભાગમાં યોગ્ય અંતર તથા રચનામાં ગ્રંથસ્વામિત્વના હકની—કૉપી રાઈટની નોંધ, પહેલી આવૃત્તિ હોય તો તેની નોંધ તથા સાલ, પહેલી સિવાયની આવૃત્તિ હોય તો જેટલામી આવૃત્તિ હોય તેની વિગત સાથે સાલ તથા તેની અગાઉની બધી આવૃત્તિઓની સાલવાર યાદી, એટલું આવે.

કેટલીક વાર 'આ જ લેખકનાં બીજાં પુસ્તકો' અથવા 'હવે પછી પ્રગટ થનારાં પુસ્તકો'ની યાદીઓ આ પાના પર મૂકવામાં આવે છે. ગ્રંથગૌરવ સમજનારા આને અરૂચિકર તથા અઘટિત ગણે છે. પુસ્તકના મુખ્યાંગને જાહેર ખબરો વડે આમ હીણું ન પાડતા, એવી નોંધો—મૂકવી જ હોય તો—ગ્રંથને તદ્દન છેડે મૂકવી જોઇએ.

આ પછી પ્રકાશક તથા સંપાદકની નોંધો (ટૂંકી હોય તો) ઘણી વાર લઈ શકાય છે. પ્રકાશકની નોંધમાં તો, સામાન્યતઃ પુસ્તક જે સંજોગોમાં પ્રગટ થયું હોય તેની જાહેર નોંધ જેવું જ હોય. સંપાદક કે અનુવાદકની નોંધ ટૂંકી હોય તો, જગ્યાનો બચાવ કરવા ઘણી વાર તેની પાછળના પાના પર લઈ શકાય. આવી નોંધ ગ્રંથમાળાઓ કે કોઈ અનુવાદિત પુસ્તકમાં જ હોય છે. લાંબાં નિવેદનો તો, અલબત્ત, એકી પૃષ્ઠસંખ્યાથી જ શરૂ થવાં જોઇએ.

અર્પણપત્રિકા, ઉપર કહ્યું તેમ, એકી પૃષ્ઠ પર જ, અને તેને ઘટતા સાદા, સાત્ત્વિક ગૌરવ સાથે આવવી જોઇએ. કેટલાક ગ્રંથોમાં તેને જાડી ખીચોખીચ બોર્ડરોના શણગારના ભારથી લાદવામાં આવે છે. કેટલીક વાર જેને તે અર્પણ થઇ હોય તેના ફોટોગ્રાફની પાછળ જ છાપી મારવામાં આવે છે, તો કોઈ વાર પાનાં બચાવવાના લોભથી અગ્રપૃષ્ઠની પાછળ ગ્રંથનિર્વચનની નોંધ જોડે, કે અનુક્રમની પાછળ, જ્યાં લાગ ફાવે ત્યાં ધકેલી મૂકવામાં આવે છે. આમાં, ગણીએ તો, અર્પણ પામનાર વ્યક્તિનું પણ અપમાન ગણાય. પાનાંનો લોભ કરવો હોય તો બહેતર છે કે અર્પણપત્રિકા ન છાપવી; અને છાપવી જ હોય તો તેને ઘટતા ભોભા સાથે છાપવી જોઇએ. ઘણી વાર બને છે તેમ, અર્પણપત્રો લાંબાં માનપત્રો

જેવાં ન હોવાં જોઈએ. અત્યંત ટૂંકા, સારગર્ભને સૂચક વાક્યો (બને તો એક જ વાક્ય)માં તે હોય, અને સુડોળ બીબાંમાં સપ્રમાણ ઘાટીલી રચનાથી તે ગોઠવાવાં જોઈએ.

અનુક્રમણિકાનું સ્થાન પુસ્તકમાં શરૂઆતમાં જ હોવું જોઇએ. ઘણે-ખરે ઠેકાણે લાંબીલચ પ્રસ્તાવનાઓ, ઉપોદ્‌ઘાતો, નિવેદનો વગેરે પછી છેક પુસ્તક શરૂ થતાં પહેલાં અનુક્રમ મૂકાય છે તે ખોટું છે, અને ઘણી વાર તેને શોધતાં માથાકૂટ પડે છે તેથી તે અગવડભર્યું પણ છે. અગ્રપૃષ્ઠ અને અર્પણ પછી તરત જ અનુક્રમ આવી જવો જોઈએ, અને પ્રસ્તાવના તથા નિવેદન વગેરેનાં પૃષ્ઠાંકનો પણ તેમાં સમાવેશ હોવો જોઇએ. ચિત્રોનો અનુક્રમ મુખ્ય અનુક્રમ પછી, તેને છેડે ઠીક જગ્યા વધી હોય તો ત્યાં, અથવા તેની પાછળના બેકી પાન પર આવે તો ચાલે. અનુક્રમનો જ તે એક ભાગ ગણાય.

પ્રસ્તાવના, સામાન્ય રીતે, પુસ્તકમાં વપરાયા હોય તેના કરતાં સહેજ નાના કદનાં બીબાંમાં અને બને તો જુદી જ રચનાથી (માર્જિન વગેરેનો ફેરફાર રાખીને) ગોઠવવી. તેનો પૃષ્ઠાંક પણ જુદો ગણાય છે. અંગ્રેજીમાં તો કોઇ વાર પુસ્તકનાં પૃષ્ઠાંક માટે ચાલુ (ઍરેબિક) અંકસંખ્યા ને પ્રસ્તાવના માટે રોમન અંક મૂકાય છે. ગુજરાતીમાં એવા બે પ્રકારના અંક ન હોવાથી પ્રસ્તાવનાના અંક મૂકવામાં સ્થાનફેર કે જાતફેર કરવામાં આવે છે. એટલે કે પુસ્તકના અંક મથાળે મૂકયા હોય તો પ્રસ્તાવનામાં જરા ઝીણા ટાઈપમાં અને છેડે મૂકવામાં આવે છે. આવો સ્થાનફેર ન કરવો હોય તો ઝીણાં બીબાંના દેવનાગરી લિપિના પૃષ્ઠાંક પણ મૂકી શકાય.

શુદ્ધિપત્ર તો ગ્રંથમાં ન જ મૂકવું પડે તેની પૂરતી કાળજી પહેલેથી રાખવી; કેમકે એ ગ્રંથકાર કે મુદ્રકની (અથવા બન્નેની) ભૂલોનો દસ્તાવેજ છે. સારો મુદ્રક તો પોતાના કામમાં હરગીઝ ભૂલો આવવા ન દે; અને સંજોગવશાત્ રહી જાય તો બનતાં સુધી પોતાની મેળે જ સુધારી લે. છતાં શુદ્ધિપત્ર અનિવાર્ય જ હોય તો તે પ્રસ્તાવનાઓ અને નિવેદનો વગેરેને છેડે, પુસ્તક શરૂ થતાં જ આવે તેમ મૂકવું જોઇએ, જેથી વાચક પુસ્તક વાંચવું શરૂ કરતાં પહેલાં એ ભૂલોના સુધારા કરી લે. પુસ્તકને છેડે શુદ્ધિપત્ર મૂકવાનો કોઈ અર્થ જ નથી. ખરો માર્ગ તો એ છે કે કોઇ રંગીન કાગળ પર કે ધ્યાન ખેંચાય તેવી કોઈ રીતે છાપીને તે છુટું જ પુસ્તકમાં મૂકવું

અને સાથે સૂચના છાપવી કે વાચકે પુસ્તક વાંચતાં પહેલાં તે મુજબના સુધારા કરી લઈને એ શુદ્ધિપત્રને રૂખસદ આપી દેવી કે જેથી ભૂલોની એની જાહેર ખબર પુસ્તકની સાથે આજીવન સંકળાઈ ન રહે.

ગ્રંથનું મુખ્ય અંગ

હવે પુસ્તકના મુખ્ય અંગની વાત. તેમા આટલી વસ્તુઓ નક્કી કરવાની હોય છે: ચારે તરફના યોગ્ય માર્જિન (કોરી જગ્યાના હાંસિયા કે ગાળા) દર્શાવીનેને છપાવાના પાનાની લંબાઈ પહોળાઈનું કદ; પૃષ્ઠાંક અને મથાળાની લીટી; પ્રકરણોનાં મથાળાંની ઢબ તથા પ્રથમાક્ષરો; બીબાંનો પ્રકાર; શબ્દો અને પૅરેગ્રાફો વચ્ચેની કોરી જગ્યા; વચ્ચે આવતાં પેટામથાળાં, અવતરણો, ફુટનોટો વગેરે; પરિશિષ્ટ અને વિષયસૂચિ.

પુસ્તકમાં સપ્રમાણ અને મોટાં માર્જિન મૂકવાની સમજણ આપણે ત્યાં છેલ્લાં બેપાંચ વર્ષથી જ આવવા લાગી છે, અને તે પણ વિચારપૂર્વક તથા પદ્ધતિસર તો જૂજ જ કિસ્સાઓમાં મૂકાય છે. ઘણુંખરું તો છપાતા પૃષ્ઠની ચારે તરફ સરખી જગ્યા માલૂમ પડે છે. આ પદ્ધતિ ભૂલભરેલી તથા વિરૂપ છે. ખરી રીતે તો, છપાએલા પાનાની અંદરની—સીવણ તરફની કોરે સૌથી ઓછી જગ્યા, મથાળાની કોરે તેથી સહેજ વધારે, તથા બહારના પડખા અને છેડાની બાજુએ ખૂબ પહોળી જગ્યા કોરી રાખવી જોઈએ. આનાં કારણોમાં પહેલું તો એ કે કાગળ છપાઈને ફૉર્મ રૂપે વળાયા પછી તેને બાંધતી વખતે સીવણ સિવાયની એ ફૉર્મની ત્રણે કોરો સપાટ કાપવી પડે છે તે વખતે, મથાળાને ભાગે તો ઘડ આવતી હોઈ તે એકસરખી હોવાથી ત્યાં ઓછો કાપ મૂકાય છે, પણ બહારના તથા નીચેના છેડા વાળતી વખતે અણસરખા રહી જતા હોવાથી ત્યાં વધારે કાપ લેવો પડે છે, અને તેથી એ છેડાઓ તરફ વધુ જગ્યા કોરી મૂકવી જોઈએ. બીજું કારણ પુસ્તકના સુપ્રમાણ દેખાવનું છે. આપણે કોઈ ચિત્રને ફ્રેમ કરવું હોય છે ત્યારે તેને માઉન્ટ ઉપર મૂકતી વખતે વધારે સુંદર ને ઉઠાવદાર લાગવા માટે તેના મથાળા કરતાં બે પડખે વધારે અને છેડે તો તેથી પણ વધારે કોરી જગ્યા રાખીએ છીએ. જો ચિત્રની ચોમેર સરખી જ જગ્યા રાખીશું તો તે એટલું સુંદર નહિ લાગે; કારણકે દષ્ટિશાસ્ત્રનો એવો નિયમ છે કે આપણી આંખ કોઈ પણ વસ્તુના મધ્યબિંદુ કરતાં સહેજ ઉપરના ભાગ પર ઠરે છે. આ જ દૃષ્ટિએ પુસ્તકના માર્જિનની—કોરી જગ્યાની

રચના થવી જોઈએ. પુસ્તકને સપાટ ઉઘાડીને, તેની વચ્ચેની સીવણ તરફની કોરી જગ્યા પણ ભરેલી છે એમ કલ્પી લઇ, તેના એકી તથા બેકી બંને પૃષ્ઠને સમગ્ર રૂપે સમજી તેને એક જ અખંડ આકૃતિ કે ચિત્ર માનો. હવે સમજાશે કે ચોમેર સરખી જગ્યા રાખવા કરતા મથાળાની ઓછી ને પડખા તથા છેડાની પ્રમાણમાં વધારે જગ્યા રાખવાથી જ વધારે સુંદર ઉઠાવ લાગે છે. પુસ્તકમા વચ્ચેનો સીવણવાળો ગાળો પણ બને તેટલો સાકડો રાખવાનું એ જ કારણ છે કે દૃષ્ટિને એ બંને પૃષ્ઠનો સમગ્ર દેખાવ આવતા તે બહુ અડચણકર્તા ન થઇ પડે. નીચેની આકૃતિઓ આ વાત વધારે સ્પષ્ટ કરશે.


આકૃતિ ૧


આકૃતિ ૨


આકૃતિ ૩


આકૃતિ ૪

ચોમેર સરખી જગ્યા રાખેલાં બે પાનાં વાળું ખુલ્લું પુસ્તક આકૃતિ પહેલીમા બનાવ્યુ છે. એ પાનાઓને એક અખંડ રૂપે-ચિત્ર તરીકે કલ્પતાં, ચોમેરની કોરી જગ્યા ફ્રેમિંગની ઢબે કેવી લાગે તે આકૃતિ બીજીમાં બનાવ્યું છે. એ જ રીતે આકૃતિ ત્રીજીમા યથોચિત મોટા ને સપ્રમાણ માર્જિનવાળા પાનાનો ખ્યાલ આપીને, તે જ પાનાનુ સમગ્ર સ્વરૂપ ચિત્રની દૃષ્ટિએ ફ્રેમમા કેવું જણાય તે આકૃતિ ચોથીમાં દર્શાવ્યું છે. બંનેની સરખામણી પરથી સ્પષ્ટ જણાશે કે નીચેની યોજના વાળા પાનાનો દેખાવ વધારે ઉઠાવદાર ને સુંદર લાગે છે.

વળી, છપાએલાં પાનાનો ઘાટ કેવો હોવો જોઇએ તેના લબાઈ પહોળાઈનાં કદ પણ કાગળના સમગ્ર કોરા પાનાનાં આકાર તથા માપને અનુકૂળ હોવાં

જોઈએ. ચોરસ ઘાટના પુસ્તકમાં લંબચોરસ આકારનું પાનું છપાય એ બેડોળ જ લાગે. એટલે માર્જિનોનાં માપ ઠરાવતી વખતે આ પણ ખ્યાલમાં રાખવું આવશ્યક છે. માર્જિનો માટે એક સામાન્ય નિયમ એવો છે કે પ્રત્યેક પાનાની સીવણ તરફની કોર કરતાં મથાળે દોઢી જગ્યા, પડખે બમણી અને છેડા તરફ અઢી ગણી જગ્યા કોરી રહે. ઉદાહરણથી સમજવું હોય તો ક્રાઉન ૧૬ પેજી ('તણખા'ના ) કદના પુસ્તકના પાનામાં છપાએલી જગ્યાનું માપ ૫ ઈંચ લાંબું અને ત્રણ ઈંચ પહોળું રાખ્યું હોય, અને સીવણ તરફની કોરે ાા ઇંચ, મથાળે ાાા ઈંચ, પડખે ૧ ઇંચ અને છેડે ૧૧ ઈંચ જગ્યા કપાયા પછી કોરી રહે એ રીતે તે છપાય તો ઠીક ઉઠાવ લાગે. પણ આ માપ તો માત્ર માર્ગદર્શક તરીકે આપ્યાં છે. તે કાયમી આદર્શ તરીકે ન સમજવાં. પુસ્તકના પાનાના ઘાટ તથા કદને અનુરૂપ તેમજ પોતાની આંખ અને રસવૃત્તિને રૂચિકર લાગે તે અનુસાર આમાં ફેરફાર થઈ શકે. જગ્યા જેમ વધારે રહેશે તેમ વધારે સારું લાગશે. આ બધું કામ જો કે મુદ્રકનું છે, પણ છાપખાનદારો આપણે ત્યાં આ વસ્તુઓમાં ઝાઝો રસ નથી લેતા તેથી સારા કામના આગ્રહી ગ્રંથકારે આવી બાબતોમાં ખાસ ચોકસાઈ રાખવી.

પાનાંઓનાં મથાળાની લીટીઓ—પૃષ્ઠપંક્તિનો તથા પૃષ્ઠાંકની ટબ કેવી રાખવી તે ઉપર પણ ગ્રંથકારે જ ધ્યાન આપવું જરૂરનું છે, કેમકે પૃષ્ઠના ઉઠાવ તથા ઉપયોગિતાની દૃષ્ટિએ એ જરૂરનો મુદ્દો છે. તેમાં પુસ્તકનું નામ, પ્રકરણ કે વિષયનું નામ અને પૃષ્ઠાંક એટલું ખસુસ આવવું જોઈએ. ઘણા ગ્રંથોમાં એકલું પુસ્તકનું જ નામ બંને પાનાંઓ પર આવ્યા કરે છે તે યોગ્ય નથી; કેમકે એ લીટીઓ મૂકવાનો મુદ્દો તો પુસ્તકમાંથી જોઈતી વસ્તુ શોધી કાઢવામાં મદદરૂપ થવાનો છે. પહેલાં તો ઘણાક મોટા ગ્રંથોમાં, જ્યારે આજની ઢબે પ્રકરણોને નામ ન આપતાં માત્ર ક્રમ જ અપાતા ત્યારે, દરેક પાનાના મથાળે તે તે પાનામાં આવતી મુખ્ય હકીકતનો નિર્દેશ પ્રત્યેક પાને જુદોજુદો આપવામાં આવતો. તેથી જોઈતી હકીકત શોધી કાઢવી અત્યંત સરળ પડતી. આજ પણ મોટા ગ્રંથોમાં પ્રકરણોનાં નામ સાથે એ પદ્ધતિ રાખવામાં આવે તો સારું; નહિતર સામાન્ય નિયમ મુજબ ડાબી તરફના પાનાને મથાળે પુસ્તકનું નામ અને જમણી તરફનાને મથાળે પ્રકરણનું નામ તો આવવું જ જોઈએ.

પૃષ્ઠાંક સામાન્યત પાનાના મથાળે, પૃષ્ઠપંક્તિના બહારની તરફના ખુણે મૂકાય છે પછી કોઈ વાર પાનાને છેડે વચ્ચોવચ, કે અંદરના અથવા બહારના ખૂણાએ પર પણ, ગૌરવની સૂઝ તથા રસવૃત્તિ પ્રમાણે મૂકાય છે. પૃષ્ઠાંકનો ટાઇપ પુસ્તકના ટાઇપ કરતા જરા મોટો, ધારો ને ઉઠાવદાર હોવો જોઈએ. ઘણુખરૂ તો જે જાતના ટાઈપ પુસ્તકમા વપરાયા હોય તેનો જ બ્લૅક ટાઈપ પૃષ્ઠાંક તરીકે રખાય છે. પુસ્તક ગીક કદનું હોય તો પાઈકાના પુસ્તકમા સવે પાઈકાના પૃષ્ઠાંક રૂપાળા લાગશે નાના કદના પુસ્તકમા સ્મોલ બ્લૅકના પૃષ્ઠાંક ઠીક લાગશે પૃષ્ઠાંકની આજુબાજુ ઘણીવાર બે કૌંસ, તે છેડે આવેલો હોય તો એક બ્રૅકેટ, તો કોઈ વાર પાનાની વચ્ચે પૃષ્ઠાંક હોય તો બને બાજુ હાઈફન વગેરે મૂકાય છે. આ બધી રચના પુસ્તકના કદ, પ્રકાર, ગૌરવ અને ગુણધર્મ પ્રમાણે યોજવી જોઇએ ગ્રંથકાર પોતે સમજપૂર્વક એનો ખ્યાલ મુદ્રકને આપે અને બેચાર નમૂનાઓ પરથી નક્કી કરે એ ઇષ્ટ છે.

પ્રકરણોના મથાળા બાધવાની પદ્ધતિનો એક નમૂનો આ વાર્ષિકના ગયા અંકમાં બતાવ્યો હતો. ઘણુખરૂ એવો રિવાજ છે કે નવુ પ્રકરણ શરૂ થતા પહેલા મથાળે થોડી જગ્યા કોરી મૂકાય. એ જગ્યા પાનાના કદના પ્રમાણમા ⅓ કે ¼ ભાગ જેટલી નક્કી કરાય છે. પણ આ નિયમ બંધનકર્તા નથી. કોઇવાર માત્ર પૃષ્ઠપંક્તિ પુરતી એક લીટી જેટલી જગ્યા પણ કોરી મૂકાય છે. સચિત્ર પુસ્તકોમા પ્રત્યેક પ્રકરણ કે વિષયને મથાળે, તેમાં આવતા વિષયના ભાવને અનુરૂપ શોભનચિત્રની પટ્ટી પણ મૂકાય. આ બધામા મુખ્ય મુદ્દો જે પુસ્તકના ગૌરવને અનુરૂપ તેનું વાતાવરણ સાચવવાનો તથા પાનાની રચનાનું પ્રમાણ જાળવવાનો છે તે લક્ષમા લેવાવો જોઈએ.

પુસ્તકમા વાપરવાના બીબાના કદ વિષે તો અગાઉ કહેવાઇ ગયું છે કે આપણે ત્યાં સર્વસામાન્ય ઉપયોગ માટે એકલો પાઇકા ટાઇપ જ છે. કોઈ વાર પુસ્તક નાનું હોય ને મોટા કદનું બનાવવું હોય, અથવા ખાસ રૂપઆવૃત્તિ—edition-de-lux—કાઢવી હોય ત્યારે છુટી લીટીઓમાં સવે પાઇકા ટાઈપ સેવો સારો છે. એ ટાઇપનો સરખો ગોળાકૃતિવાળો મરોડ ધાટીલો તથા રૂપાળો છે અને પ્રમાણબુદ્ધિથી વાપર્યો હોય તો તે વડે બહુ સુંદર પરિણામ લાવી શકાય.

લખાણની વચ્ચે આવતાં અવતરણો, ચાલુ કરતાં નાના કદનાં બીબાંમાં અને ઓછી પહોળાઈના માપમાં લેવાય તો તે જુદાં તરી આવશે. (આનો નમૂનો પણ ગયા અંકમાં આલેખન વડે કરી બતાવ્યો છે.) અવતરણો જો આવી રીતે જુદાં પડતાં લેવામાં આવે તો પછી તેને દરેક લીટીએ અવતરણચિહ્નો મૂકીને ઢેકી નાખવાની જરૂર નથી. આમ પણ એ પદ્ધતિ તો બેડોળ જ છે.

ઘણાં પુસ્તકોમાં કોરી જગ્યાના ધોધ વહેતા આપણને જણાય છે. શબ્દો વચ્ચે, લીટીઓ વચ્ચે અને પૅરેગ્રાફો વચ્ચે જરા પણ વધારાની કોરી જગ્યા ન રહે એની ખાસ કાળજી મુદ્રક પાસે લેવડાવવી. છાપખાનાની ભાષામાં જેને ત્રણ તથા ચાર પૉઇન્ટ સ્પેસ કહે છે તેટલી (૧ ઈંચના ૭૨ પૉઇંટ થાય) જગ્યા સામાન્ય રીતે શબ્દો વચ્ચે બસ થઈ કહેવાય. યુરોપ અમેરિકામાં સારાં કામોમાં આજે એથી પણ ઓછી જગ્યા રખાય છે. આપણા જૂના હસ્તલિખિત ગ્રંથોમાં પણ આ જ પદ્ધતિ હતી. એની કસોટી એ છે કે છપાએલું પાનું નજરથી સહેજ દૂર રાખીને જોતાં તે સમગ્ર સપાટ કાળા સમૂહ જેવું લાગવું જોઈએ. ધોળી જગ્યાનાં વહેણ તેમાં દેખાય એટલી કંપોઝની ખામી ગણાય.

ફુટનોટ—ટીપ અથવા પાદનોંધ આપણામાં સામાન્યરીતે વચ્ચે ઝીણી રૂલલાઈન મૂકીને શરૂ કરવાની પદ્ધતિ છે. પણ તે વિરૂપ અને હવે તો જૂનવાણી ગણાય છે. મુખ્ય લખાણનાં બીબાંથી ઝીણાં પડતાં બીબાંમાં અને મુખ્ય લખાણ પછી એક લીટી જેટલી જગ્યા કોરી છોડીને પાદનોંધ શરૂ કરવામાં આવે તો બસ છે. પાનાની પહોળાઈ વધારે હોય તો ટીપને બે કૉલમમાં પણ લઇ શકાય. એ રીતે તે મુખ્ય લખાણથી આપમેળે જુદી તરી આવશે.

પાદનોંધની નિશાનીઓ પણ જૂની પદ્ધતિમાં * § † વગેરે વપરાતી તેને બદલે ૧ ૨ ૩ એ મુજબ ક્રમથી રાખવી તે સરળ અને સુંદર છે; કેમકે પેલી નિશાનીઓ ચિત્રવિચિત્ર દેખાવની હોવાથી બેડોળ લાગે છે અને તેની જાત કરતાં ટીપના મુદ્દા વધારે હોય છે ત્યારે મુશ્કેલી થાય છે.

પરિશિષ્ટોનાં બીબાંનો પ્રકાર તેના લખાણના પ્રકાર પર અવલંબે છે. વિષય જો ગૌણ હોય તો પુસ્તકના કરતાં નાનાં બીબાંમાં પરિશિષ્ટ લઇ શકાય. પણ તેનો પૃષ્ઠાંક તો પ્રસ્તાવનાની પેઠે જુદો ન કરતાં પુસ્તકને

અનુસંધાને સળંગ જ ચાલુ રાખવો, અને પરિશિષ્ટ પછી વિષયસૂચિ હોય તો તેમા પણ તે ચાલુ જ રહે. કેટલાક ચોકસાઈવાળા ગ્રંથવિધાયકો તો પુસ્તકનું છાપેલુ પાનુ—એટલે હાફ્-ટાઇટલ શરૂ થાય ત્યાથી ક્રમાક ગણવો શરૂ કરીને છેક વિષયસૂચિને અંતે પુસ્તકનું છેલ્લુ છપાએલુ પાનું (પછી તે જાહેરખબર હોય તો તેનો પણ સમાવેશ કરીને) આવે ત્યા સુધી એક જ સળંગ ક્રમાક રાખે છે. બહુ પ્રમાણભૂત ગણાતા ઉત્તમ પ્રકાશનમંદિરો પણ આ પદ્ધતિ માન્ય રાખે છે અને અભ્યાસનીય તથા કિંમતી પ્રકાશનોમા તે અખ્ત્યાર કરવામા આવે છે.

વિષયસૂચિ આપણે ત્યાના ગ્રંથોમા તો જવલ્લે જ જોવામા આવે છે. પશ્ચિમના દેશોમા તો અભ્યાસ તથા અધ્યયનને યોગ્ય એકેએક અગત્યના ગ્રંથને છેડે વિષયસૂચિ હોય જ છે. તેમા પુસ્તકમા આવતા નાનામા નાની અગત્યના પ્રત્યેક વિષય, સ્થળ, વ્યક્તિ વગેરેનું સૂચન આખા પુસ્તકમા કયા કયા પૃષ્ઠો પર આવે છે તેની દરેક શબ્દ દીઠ અક્ષરાનુક્રમે વિસ્તૃત યાદી હોય છે. આમા માત્ર શબ્દ અને સામે તેનો પૃષ્ઠાક એટલું જ હોવાથી તે બે કૉલમમા ગોઠવાય છે અને તે ઝીણામા ઝીણા—ગુજરાતીમા બને તો લાગપ્રાઈમર—ટાઈપમા જ.

હવે છેલ્લો મુદ્દો—જેને આધુનિક પ્રકાશનોમાથી બરતરફી ફરમાવવામા આવી છે તે—પુસ્તકના અંત ભાગે 'ઇતિ' અથવા 'સમાપ્ત' લખવાનો. આજે તો માત્ર એ જૂના જ પ્રકાશનોમા જોવામા આવે છે. પરિશિષ્ટ, ગ્રંથસૂચિ વગેરે આવી ગયા પછી આપમેળે સમજાઈ જાય છે કે હવે ગ્રંથ પૂરો થયો. પરંતુ ઝીણામા ઝીણી પ્રત્યેક વિગત માટે ચોકસાઈ ધરાવનાર ગ્રંથકારો તે આગ્રહપૂર્વક મૂકાવે છે, અને ગ્રંથવિધાનશાસ્ત્રની દષ્ટિએ તે મૂકવુ જરૂરી પણ ગણાય છે. ખાસ કરીને ગ્રંથમાળાઓની બાબતમા તો તે મૂકવાનું આગ્રહપૂર્વક પાલન કરવુ જોઇએ. ગ્રંથમાળાનો જેટલામો ગ્રંથ હોય તેનો આક મૂકીને 'ગ્રંથ...મો સમાપ્ત' અને છેલ્લા ગ્રંથને અંતે 'ગ્રંથમાળા સમાપ્ત' એમ જણાવવુ જોઈએ કે જેથી માળા અધૂરી લેખવાની ભૂલ કોઈ ન કરે.

કેટલાક ગ્રંથોમાં છેવટે જાહેર ખબરો મૂકાય છે. ગ્રંથ એ પવિત્ર અને અધ્યયનની વસ્તુ છે એટલું જેના હૃદયને સ્વીકાર્ય છે તેઓનો જીવ તો, ગ્રંથને છેડે જાહેર ખબરના થોકડા મૂકીને તેની એ રુચિતા તથા ગૌરવને

ખંડિત કરતાં ચાલતો નથી. અને આવી માન્યતા વાળા કેટલાક ગ્રંથકારો તથા પ્રકાશનસંસ્થાઓ તો ખુદ પોતાનાં પ્રકાશનોની યાદી પણ તેમાં મૂકાવતાં નથી. એમને મન ગ્રંથ એ જ્ઞાન ઉપાર્જનનું પવિત્ર સાધન છે, સરસ્વતીની વિભૂતિ છે; જાહેરાત ફૂંકવાનો શંખ નથી.

આપણે ત્યાં કદિ જ જોવામાં નથી આવતી એવી એક નવી પદ્ધતિ આપણાં પ્રકાશનોમાં દાખલ કરવા જેવી છે. પ્રત્યેક પુસ્તકને છેડે તેના વાચકની નોંધને માટે થોડાં પાનાં કોરાં બંધાવવાં; જેમાં વાચક પુસ્તકના અધ્યયન દરમ્યાન ઉદ્‌ભવેલા પોતાના વિચારો, ટીકાઓ, પ્રશંસા તથા ચર્ચાના મુદ્દા, નવાં સ્ફુરણો, સુધારાવધારા વગેરે નોંધી શકે. આ નોંધથી પુસ્તક તેના વાચકના અભ્યાસ—અધ્યયન અને માનસિક વિકાસના સાક્ષી તથા દફતર રૂપ રહેશે. ગ્રંથને છેડે એવાં પણ કેટલાંક પાનાં કોરા મૂકવાં કે જ્યાં એ ગ્રંથ વિષેનાં અવલોકનો વગેરે પણ કાપીને ચોંટી શકાય કે ઉતારી લેવાય; કેમકે ઘણી વાર વિદ્વાનોએ કરેલાં અવલોકનો આપણને ગ્રંથો વિષે નવી જ દૃષ્ટિ આપે છે, એટલે ગ્રંથમા જ એ અવલોકનો ચોડેલાં હોય તો આપણને—અથવા હરકોઈ બીજા વાચકને—તેના વાચન વખતે તે નવા મુદ્દા તથા દૃષ્ટિબિંદુઓ સુઝાડી માર્ગસૂચક તથા ઉપકારક થઈ પડે.

### કાગળ

છાપવાના કાગળ જે જુદાં જુદા માપમા આવે છે તેની ઓળખ તો ગયા વર્ષના લેખમાં પુસ્તકના કદની ઓળખ આપતા જણાવાઇ ગઈ છે કેમકે પુસ્તકોનાં કદનાં નામ કાગળનાં એ વિવિધ માપ પ્રમાણે જ અપાયાં છે. અહીં તેનાં માપ, સંખ્યાની ગણત્રી તથા જાત વિષે થોડું કહેવું જરૂરી છે. જે પ્રકાર પ્રચલિત છે તેનાં માપ (ઈંચમાં) નીચે મુજબ છેઃ ડેમી ૧૭½ × ૨૨½; રૉયલ ૨૦ × ૨૭; ફૂલ્સ્કૅપ ૧૩½ × ૧૭; ક્રાઉન ૧૫×૨૦. આ માપ હિંદુસ્તાનમાં છપાતાં પુસ્તકો માટે આવતા કાગળોનાં છે. ઇંગ્લંડ, યૂરોપ તથા અમેરિકામાં એ જ પ્રકારોનાં માપમાં એકાદ બે ઈંચના વધારા ઘટાડા પણ આવે છે.

પણ ઉપરના આ માપમાં તો માત્ર લખવાના ઉપયોગમાં આવતા તથા ઊંચી જાતના કાગળો જ આવે છે; બાકીના બધા સામાન્ય પ્રિન્ટિંગ પેપર તો, છાપવાના સાંચાઓના મોટા કદને અનુરૂપ તથા આખો ફૉર્મ એકસાથે છાપી શકાય તે માટે તેનાથી બેવડા કદમાં આવે છે. તે આ

પ્રમાણે : ડબલ ડેમી ૨૨૩/૪×૩૫; ડબલ રૉયલ ૨૭×૪૦; ડબલ ક્રાઉન ૨૦×૩૦; ડબલ ફૂલ્સકૅપ ૧૭×૨૭. 'સૌરાષ્ટ્ર' જેવાં મોટી સંખ્યામાં નીકળતાં છાપાંઓ માટે ચોવડા માપમાં પણ કાગળો આવે છેઃ ક્વૉડ ફુલ્સકૅપ ૨૭×૩૪. તેથી પણ વધારે મોટી સંખ્યામા નીકળતા અને મોટા કદનાં 'ટાઈમ્સ', 'ક્રૉનિકલ', 'હિંદુસ્તાન', 'મુંબઈ સમાચાર' વગેરે જેવાં છાપાઓ માટે હજારો વાર લાંબા અને ટનના વજનથી મપાતા કાગળના મોટા પહોળા રોલ—વીંટા હોય છે.

સામાન્યરીતે બધા કાગળો રીમ રૂપે બંધાઇને આવે છે અને વજનથી વેચાય છે. જેમકે આ પુસ્તક ડબલડેમી ૪૦ રતલી ગ્લેઝ્ડ કાગળ ઉપર છપાયું છે. કાગળનું દળ વધતું જાય તેમ વજન પણ સ્વાભાવિક રીતે વધારે આવે છેઃ ૪૫–૫૦–૫૪–૬૦ રતલી, વગેરે. લખવાના કાગળો, પૂઠાં માટેના કવર પેપર તથા કેટલાક ઊંચી જાતના પ્રિન્ટિંગ પેપર અને આર્ટ પેપરનાં રીમમાં ૪૮૦ કાગળ હોય છે; પણ છાપવા માટેના ચાલુ કાગળોના રીમમાં ૫૦૪ (અને કાર્ડવાર ૫૧૬) કાગળો હોય છે. આ સંખ્યા, છાપવામાં ગણતરીની અનુકૂળતાને સારૂ રાખેલી હોય છે. ડબલ ક્રાઉનના એક કાગળ પર એક બાજુએ આખો ફૉર્મ છાપી લઇ તેની પાછળ તેનાં તે પાનાં બીજી વાર છાપવાથી એ એક કાગળમાંથી ક્રાઉન સાઇઝની બે નકલ ઉતરે. આ હિસાબે ૫૦૦ કાગળના એક રીમમાંથી ૧૦૦૦ નકલ નીકળી રહે. (ઉપરના ૪ કે ૧૬ કાગળ વધારાના રાખેલા હોય છે તે છાપતી વખતના બગાડ વગેરેમાં ખૂટે તેની પૂર્તિ માટે હોય છે.) એટલે સામાન્યરીતે સૌને ગણતરી કરવી ફાવે છે કે ૧૦૦૦ નકલના પુસ્તકનો એક ફૉર્મ છાપવામાં એક રીમ કાગળ જોઈએ. આ હિસાબે જેટલાં ફૉર્મનું પુસ્તક થવાનું હોય તેટલાં રીમ કાગળ જોઈએ એમ હરકોઇ માણસ ગણતરી કરી શકે છે.

જુદા જુદા પ્રકારના કામ માટે જુદી જુદી જાત અને બનાવટના કાગળો વાપરવામાં આવે છે. જે કાગળની બનાવટમાં ઊની કે સુતરાઉ કાપડનાં ચીંથરાં વપરાયાં હોય છે તે જાતમાં ઊંચો ને ટકાઉ લેખાય છે; પણ તે અતિશય મોંઘો હોય છે અને માત્ર કિંમતી પુસ્તકો, દસ્તાવેજો, માનપત્રો વગેરે છાપવામાં જ વપરાય છે. સામાન્ય છાપકામના ઉપયોગના બધા કાગળો કાચા રૂ કે રેશમના ડૂચા, વાંસ અને તેવા બીજા છોયા, પરાળ, એસ્પારો ઘાસ તથા લાકડાના ગર્ભના માવામાંથી બનાવવામાં આવે છે. વર્તમાનપત્રો વગેરે જેવાં હલકાં અને ક્ષણિક ઉપયોગનાં કામ માટે

વપરાતો કાગળ બધો લાકડાના ગર્ભના માવાની બનાવટનો હોય છે.

સાધારણ ચાલુ વપરાશમાં આટલી જાતના કાગળો આપણે ત્યાં પ્રચલિત છે : રફ, ન્યુસ ગ્લેઝ્ડ, ગ્લેઝ્ડ, સુપર કૅલૅન્ડર્ડ, આર્ટ અને ઍન્ટિક. રફ કાગળ સૌથી હલકો ને સોંઘો. તે રંગમાં ઝાંખો અને ફીસો તથા વજનમાં હલકો હોય છે અને સામાન્ય હૅંડબિલો તથા છાપાંઓમાં તે વપરાય છે. ફેટો-ચિત્રો છાપનારા 'ટાઈમ્સ' વગેરે છાપાંમાં લીસી સપાટીનો જે હલકો કાગળ વપરાય છે તે ન્યુસ ગ્લેઝ્ડ. રફ કરતાં તે સહેજ ચડિયાતો;— કહો કે લીસી સપાટીવાળો રફ. આ પુસ્તક છપાયું છે તે ગ્લેઝ્ડ-ઘૂંટેલો-કાગળ છે, જે લગભગ બધાં પુસ્તકો તથા માસિકોમાં વપરાય છે. દેખાવે ઉજળો, સપાટીમાં સારો, માવામાં પણ ઠીક અને કિંમતમાં સમધારણ હોવાથી બધા સામાન્ય ઉપયોગ માટે તે ફાવે છે. સુપર કૅલૅન્ડર્ડ એ સ્ટીલના રોલર વચ્ચેથી પસાર કરીને ગ્લેઝ્ડના કરતા પણ વધારે ઘૂંટેલો, વધારે લીસો અને ઊંચી બનાવટનો કાગળ છે. લખાણની સાથોસાથ ચિત્રોના બ્લૉકો છાપવા હોય ત્યારે સચિત્ર પુસ્તકો, માસિકો, કૅટલૉગો વગેરેમાં તે ખાસ ખપનો. ઍન્ટિક કાગળ પોચો, જાડા દળનો અને ઝીણી દાણાદાર ખરબચડી સપાટીનો હોય છે. ગ્લેઝ્ડના કરતાં તે ઠીક ઊંચો ગણાય છે અને ચિત્રો વિનાના બધા સારા પ્રકાશનોમાં તે વપરાય છે. તેમા પણ ઘણી જાતો આવે છે. 'પ્રસ્થાન' માસિક તથા તેના પ્રકાશનોમાં સામાન્યતઃ જે વપરાતો આવ્યો છે તે ચાલુ સોંઘી જાત છે. સૌ. હંસાબહેન કૃત 'બાળવર્તાવલિ'માં ઊંચો ઍન્ટિક વપરાયો છે. છેલ્લો રહ્યો આર્ટ પેપર. તેની બંને બાજુએ એક પ્રકારનું રાસાયનિક એવું મિશ્રણ ચડાવીને ઘૂંટેલો હોય છે કે જેને લીધે તેની સપાટી અતિશય લીસી, ઓપવાળી અને ચમકતી હોય છે. રંગીન ચિત્રો તથા ફેટોગ્રાફોના બ્લૉકો વગેરે માટે તે જ ઉપયોગમાં લેવો જોઈએ. આ લેખ સાથે જોડેલાં ચિત્રો બધાં આર્ટ પેપર ઉપર છાપેલાં છે;—જોકે તે તો સામાન્ય કોટિનો આર્ટ પેપર છે. એનાં કરતાં જાડા દળના, વધારે સફાઈ તથા ઓપવાળા બધા ઊંચા આર્ટ પેપર પણ આવે છે.

પૂઠાંને માટે જુદી જુદી બનાવટ અને જાતના, વિવિધ રંગના, તથા તરેહ તરેહની ભાત વાળા જાડા કવર પેપર આવે છે. આ પુસ્તકના પૂંઠા માટે વાપર્યો છે તે ઊંચી જાતનો અને ચામડા જેવી ભાતનાં લહેરિયાંવાળો

રંગીન કવર પેપર છે. માસિકો તથા નાની પુસ્તિકાઓના ચિત્રો વાળા પૂઠાં છાપવા માટે રંગીન ઇમીટેશન આર્ટ પેપર આવે છે;—'પ્રસ્થાન' માસિક અને તેની ગ્રંથમાળાઓનાં પૂઠા માટે વપરાય છે તેવો.

કાગળની પસંદગી પોતાના કામના પ્રકાર અને અગત્ય પ્રમાણે કરવી જોઇએ આપણે ત્યા ઘણું છાપકામ યોગ્ય કાગળ અને શાહીની પસંદગીની અનાવડતને લીધે જ વણસી જાય છે. પુસ્તકો વગેરે જેવા બંને બાજુ થનારા છાપકામોમા કાગળનો દળ પહેલો તપાસી જોવો કે બીજી બાજુથી શાહી ફૂટી તો નહિ નીકળે? ઓછા પાનાના નાના પુસ્તકોનું દળ વધારે બતાવવા માટે પોચો, જાડો અને ભારે વજનનો ઍન્ટિક કાગળ વાપરી શકાય. પરંતુ ફોટો કે હાફટોન બ્લૉક ચાલુ પુસ્તકમા છાપવા હોય તો એ બીલકુલ ન ચાલે, પણ સુપરકૅલૅન્ડર્ડ કાગળ વાપરવો જોઇએ. તેવી જ રીતે રંગીન ચિત્ર અને બ્લૉક પાછળ સારૂં જેવું ખર્ચ કર્યા પછી માત્ર કાગળનો જ લોભ કરીને તે સુપર કૅલૅન્ડર્ડ જેવા હલકા કાગળ પર ન છપાવતા. તેને માટે તો સારો, બને તો ઊંચી જાતનો જ આર્ટ પેપર વાપરવો.

## બાંધણી

પુસ્તક છપાઈ રહ્યા પછી તે બંધાવવાની વ્યવસ્થા કરવાની હોય છે. કેટલાંક મોટાં છાપખાનાંઓમાં તેમના પોતાના જ બાંધણીખાતાં હોય છે; જેમને નથી હોતા તેઓ પોતાની વગના બાઈન્ડરો પાસે તે કરાવી આપે છે. આથી ગ્રંથકારને તેની તકલિફ બહુ રહેતી નથી. માત્ર પોત ને કયા પ્રકારની બાંધણી જોઇએ છે તે પસંદ કરી આપવાનું રહે છે.

છપાએલા કાગળ પર પાનાં એવી રીતે ગોઠવેલા હોય છે કે એ મોટા કાગળને, આપણા કદ પ્રમાણે બેવડો, ચોવડો કે આઠવડો વાળીએ એટલે બરોબર ક્રમમા સામસામા તે આવી રહે છે. ક્રાઉન સોળપેજી પુસ્તક માટે બંને બાજુ છપાએલા ડબલ ક્રાઉનના આખા કાગળમાથી બે નકલ ઉતરે એ આપણે જાણી ગયા. એટલે કાગળના બે કટકા કરી લઇ એક કટકાને એક પછી એક ત્રણ સરખી ઘડ પાડે એટલે આઠપડું વળાયને સોળે પાનાં ક્રમસર આવી રહે. આ વળાએલો એક ભાગ તે એક ફૉર્મ, અથવા બાઇન્ડિંગની ભાષામા એક સેકશન થયો.

ચોપડી નાની—એટલે એકબે સેકશન (ફૉર્મ)ની હોય તો તેને નોટની પેઠે વચ્ચે દોરાની સિલાઈ કરાવવી સારી. તેને માટે તેના બંને ફૉર્મનાં પાનાંની

ગોઠવણ છાપતી વેળા જ એવી કરી હોય છે કે એક ફૉર્મમા બીજો ફૉર્મ વચ્ચે મૂકવાથી પૃષ્ઠક્રમ મળી રહે પછી ઉપર તેનું પૂરું ભેરવી દોરા વડે સીવી લેવાય છે, અથવા સ્ટિચિંગ મશિન પર વાળાના ટાકા મારી લેવાય છે. દોરા કરતા વાળાના ટાકાનું કામ ઝડપી અને સસ્તું પણ ખરૂ, પરંતુ જતે દહાડે તે કટાઈને પુસ્તક ખરાબ થવાનો ભય રહે છે.

ફૉર્મ જો વધારે હોય તો પછી તેમને એક પછી એક ક્રમવાર ગોઠવી એક લાંબા દોરાની સળંગ ત્રિનાઈ વડે ગંઠી લેવામા આવે છે. આને સેકશન સિવાઈ અથવા ઓપન સિવાઈ કહે છે આ પ્રકારની હાથસિવાઈ ધીમી અને પરિણામે થોડી મોઘી હોવાથી તે પુસ્તકોમા જ કરાવાય છે. બાકી માસિકો કૅટલૉગો, રીપોર્ટો, ઓછી અગત્યના નાના પુસ્તકો વગેરે સોધા કામોમા બધા ફૉર્મને ક્રમવાર ભેગા કરી, તેની પીઠ તરફની કોરના પડખામા જ સોસરા વેહ પાડી દોરાના ટાકા વડે બાધી લેવાય છે. આમા પણ વાળાના ટાકા ચાલે, પણ તે બહુ તો અરધા ઈચની જાડાઈના પુસ્તક સુધી જ મશિન ટાકી શકે છે. આને સ્ટૅબિંગ અથવા સ્ટિચ (ટાકા) સિવાઈ કહે છે. પરંતુ પા ઈંચથી વધુ જાડાઈના પુસ્તકને આ બાધણી કરાવવી એ સલાહભર્યું નથી. કેમકે આમા પુસ્તકની પીઠ વચ્ચેથી સીવાવાને બદલે પડખામાથી જકડાતી હોવાથી સેકશન સિવાઈની પેઠે તે આખું સંપૂર્ણ પહોળું થઈને ઉઘડી શકતું નથી. સારા શિષ્ટ પુસ્તકોમા તો આ સિવાઈ કરાવવી ઉચિત નથી જ.

આમ સિવાઈ થઈ ગયા પછી કાપવાના સાચા પર પુસ્તકની પીઠ સિવાયની ત્રણે કોરો સપાટ ને સફાઈદાર રીતે છાટી લેવામા આવે છે. રીપોર્ટો અને માસિકો જેવા પાતળા પુસ્તકો જેને માત્ર કાગળના પૂંઠા હોય છે તેને આ છાટ લેતા પહેલા જ પૂઠા લાહીથી ચોટાડી દેવાય છે, જેથી તે પણ પુસ્તકની સાથોસાથ સપાટ કપાઈ જાય છે.

બાધણીના આટલા પ્રકાર આપણે ત્યા પ્રચલિત છે ઉપર જણાવ્યા મુજબ માત્ર સળંગ કાગળ, બે પડખે જાડા બોર્ડ (જેને બાઈન્ડરો કફ્ટિન કહે છે તે) મૂકીને તે પર સળંગ કાગળ, પીઠ પર કાપડની પટ્ટી મૂકીને પડખાના પૂઠાઓ પર કાગળ; સળંગ છીંટ; અને પીઠ પર ચામડાની પટ્ટી રાખીને પડખે છીંટ. સળંગ ચામડાની બાધણી આપણે ત્યા વિરલ છે.

તાત્કાલિક અગત્યના, ઓછા ધસારાના, નાના, સોઘા ને હલકા પુસ્તકોને કેવળ કાગળના સાદા પૂઠા (માસિકોની પેઠે) ચોડાવવા એ

સલાહભર્યું છે. બીજી બધી બાંધણીનું ખર્ચ સામાન્ય રીતે વધારે આવે છે. યુરોપમાં—ખાસ કરીને ફ્રાન્સમાં તો બાંધણીના આવા ખર્ચ બહુ આવવાથી પુસ્તકો લોકોને સોંઘા આપી શકાય તે માટે સારાં શિષ્ટ પુસ્તકોને પણ સાદા કાગળના જ પૂઠામાં આપવાની પદ્ધતિ શરૂ થઇ છે. (પછી ખાનગી લાયબ્રેરી ધરાવતા શ્રીમંતો, અમીરો વગેરે પોતાની રૂચિપૂર્વકની પાકી બાંધણી કરાવવી હોય તે કરાવી લે.) પૂઠા માટેના કાગળો વિધવિધ રૂપાળા રંગ, ભાત, પ્રકાર અને મજબૂતીના આવતા હોવાથી કાગળના પૂઠામાં પણ અત્યંત રૂચિર રચના અને આકર્ષક રૂપરંગ કરી શકાય છે. બસો અઢીસો પાનાં સુધીનાં પુસ્તક પર કાગળનું કાચું પૂઠું સારો ઉઠાવ અને ટકાવ આપી રહે છે. છતાં પૂઠાનો કાગળ બહુ પાતળો પડે તો તેના અંદરના ભાગમાં એક જાડો હલકો (બ્રાઉન પેપર જેવો) કાગળ ચોડાવી પુસ્તકના જ કાગળનું અસ્તર તે પર ચોડાવવું, એટલે એને જોઇતી જાડાઇ અને મજબૂતી મળી રહેશે આવા કિસ્સાઓમાં પૂઠાને બે પડખેથી દોઢબે ઇંચ લાંબું રાખીને તે પટ્ટીઓ અંદરની બાજુએ વાળવાની પદ્ધતિ સ્વીકારવા જેવી છે, જેથી અસ્તર તથા અંદર ચોડેલો કાગળ ઉખડી જઇને બેડોળ ન લાગે.

કેટલીકવાર મજબૂતીને માટે આવા કાગળના પૂઠાની પેઠે સળંગ છીંટ અસ્તર સાથે ચોડવામાં આવે છે, પણ તેમાં છીંટને અક્કડ રાખનાર બોર્ડ ન હોવાથી થોડી જ વપરાશથી તથા છીંટના રાસાયનિક આર ઉપર ઋતુની અસર થવાને લીધે તે કોકડું વળી જાય છે, એટલે તે બહુ સ્વીકાર્ય નથી.

પછી જાડાં પુસ્તકો માટે તો ઉપર કહી તેમાંની પૂંઠા સાથેના સળંગ કાગળની, છીંટ પટ્ટીની કે સળંગ છીંટની બાંધણી છે જ, એમાંથી કઈ પસંદ કરવી તેનો આધાર ગ્રંથની ઉપયોગિતા, મહત્તા, વપરાશ તથા ગ્રંથકારની ગુંજાશ પર રહે છે.

અસ્તર માટે આપણે ત્યાં સામાન્ય રીતે પુસ્તકની જ જાતનો કાગળ વપરાય છે; પણ પાકાં પુસ્તકોમાં તો પૂઠાને પુસ્તક સાથે જકડી રાખવામાં તેનો સારો જેવો હિસ્સો હોવાથી, તેને માટે જાડો, ચીકણો મજબૂત કાગળ વાપરવો સારો. વિલાયતના ઘણા પ્રકાશનોમાં આવા અસ્તરના ખાસ કાગળો (જેને end papers કહે છે) વપરાએલા હોય છે. કેટલાક શિષ્ટ ને ઊંચા પ્રકારનાં પ્રકાશનોમાં અસ્તર પર પુસ્તકના ભાવને અનુરૂપ તેનું વાતાવરણ રચે તેવું ખાસ શોભન-આલેખન પણ છાપવામાં આવે છે.

પૂઠું કાચું—કાગળનું જ હોય તો તેના પર પુસ્તકનું, ગ્રંથકારનું તથા પ્રકાશકનું નામ વગેરે છપાય તે જરૂરનું છે. પરંતુ તેમાં બને તેટલી ઓછી અને ખાસ અગત્યની જ હકીકતો લેવાય તે ખ્યાલમાં રાખવું. ઘણાં પૂઠાં પર મુદ્રક, પ્રકાશક, પ્રકાશનની સાલ, સ્થળ, કિંમત વગેરે ઇમ્પ્રિન્ટની હકીકતોનો પણ ખીચડો ભરવામાં આવે છે તે અશિષ્ટ, ગ્રામ્ય અને બેડોળ લાગે છે. આપણે ઘરની બધી સામગ્રીનો ઢગલો કોઇ આંગણામાં કરતા નથી. તેમ જ પુસ્તકનું આંગણું (પૂઠું) આમ બીનજરૂરી વસ્તુઓથી ખડકી ન મૂકતાં બને તેટલું સાદું, શિષ્ટ ને આકર્ષક રાખવું જોઇએ. આંગણાને જેમ રંગોળીથી શોભાવીએ છીએ તેમ કેટલીક વાર પુસ્તકના પ્રધાન ભાવને નિર્દેશતું કે પુસ્તકનો મુખ્ય સંદેશ બોલતું કોઇ અર્થવાહી ચિત્ર આવાં પૂઠાંપર મૂક્યું હોય તો સારૂં લાગે છે.

પણ પાકાં છીંટનાં પૂઠાં પર આ બધું છાપવું જરૂરી નથી; ઉલટું તે અશિષ્ટ મનાય છે. માત્ર પુસ્તકની પીઠપર તેનું નામ ( શોખ હોય તો કેટલાક સોનેરીમાં કરાવે છે તેમ ) મૂકાવ્યું હોય તો બસ છે. કોઇ વાર પૂઠા પર પણ નામ–અને કદિક લેખક–ની લીટી મૂકાય છે; કેટલીક વાર પુસ્તકનો ઉદ્દેશ નિર્દેશતું કોઇ નાનું અર્થગર્ભ પ્રતીક કે સંજ્ઞાચિત્ર નામની લીટી સાથે અથવા એકલું મૂકાય છે; તો કોઈ વાર કાગળની પટી પર પુસ્તક તથા લેખકનું નામ સુંદર રીતે છાપી તે પૂઠા પર ચોંટાડાય છે. ટૂંકામાં છીંટના પૂઠામાં બને તેટલું સાદાઈનું ગૌરવ રાખવું જોઇએ.

આવી છીંટની બાંધણીનાં સારા કદવાળાં પુસ્તકો પર કાગળનું છુટું જૅકેટ ( પુસ્તકનું અંગ–રખું ) વીંટવામાં આવે છે. તે સારા આર્ટપેપર અથવા ભભકાદાર કાગળ પર, આંજી નાખે તેવા રંગોમાં અને ઉઠાવદાર ચિત્રો સાથે છપાય છે. યુરોપ–અમેરિકામાં આવાં બુકજૅકેટ—અંગરખાં—( જેને ડસ્ટ કવર પણ કહે છે ) ની રચનાની ખાસ કળા ખીલેલી છે. એ રાખવાનો મુખ્ય ઉદ્દેશ અંદરના મોંઘા છીંટના પૂઠાને રક્ષણ આપવા સાથે પુસ્તકનું આકર્ષણ વધારવાનો હોય છે.

## ચિત્રો

પુસ્તકની રચનામાં ચિત્રોનું સ્થાન તેના લખાણ કરતાં લેશમાત્ર ઓછા મહત્ત્વનું નથી; પરંતુ તેની બરોબરનું—બલ્કે કોઇ વાર ચડિયાતું હોય—છે. આ દષ્ટિએ જોતાં તો ચિત્રો, તેના વિવિધ પ્રકાર તથા તેના

બ્લૉકો અને છપાઈ વિષે ઘણું મોટું અજ્ઞાન આપણામાં પ્રવર્તે છે. તેનું એક કારણ એ પણ છે કે જ્ઞાનપ્રચારમાં ચિત્રોનું જે સ્થાન અને મહત્ત્વ છે તે આપણે સમજ્યા નથી અને તે પ્રત્યે ઉદાસીન રહ્યા છીએ. પશ્ચિમના દેશોએ તેનું ખરું રહસ્ય પિછાની લઈને તેમાં એટલી બધી પ્રગતિ કરી છે કે આપણે તેમના કરતાં એક સૈકા જેટલા પાછળ લાગીએ. એક રીતે મુદ્રણકલાનું તે એક અંગ હોવા છતાં તેનું વિજ્ઞાન અને તેનું શાસ્ત્ર એટલાં વિશાળ તથા ખેડાએલાં છે કે તેને લગતી વિસ્તૃત માહિતી આપવા જતાં મુદ્રણકલાના પુસ્તક જેટલું જ મોટું તેનું પણ પુસ્તક થઈ જાય. આપણે તો અહીં છાપકામની પેઠે તેના પણ માત્ર મુખ્ય મુદ્દા જ વિચારીશું.

પહેલાં તો બ્લૉક એટલે શું તે સમજીએ. જે ચિત્ર છાપવાનું હોય તેને ધાતુના પતરા પર અવળું કોરી કાઢી, એ પતરું ટાઇપની ઊંચાઈના સપાટ લાકડા પર જડીને જે બીબું તૈયાર કરવામાં આવે તે બ્લૉક. અગાઉ આવાં ચિત્રો લાકડા પર કલાકારો જાતે જ કોતરતા. (એ કલાને અંગ્રેજીમાં 'વૂડકટ'—કાષ્ઠકોતરકલા—કહે છે. છાપખાનાવાળાઓ કેટલીક વાર બ્લૉકને બદલે 'કટ' શબ્દ વાપરે છે તે આ 'વૂડકટ' ઉપરથી અમેરિકનોએ ઉપજાવી કાઢેલું ટૂંકું રૂપ.) પણ ફોટોગ્રાફીની શોધ થયા પછી હવે ચિત્રોને ફોટોગ્રાફિક પદ્ધતિથી ધાતુના પતરા પર ઉતારીને તેમાંથી બીનજરૂરી ભાગ તેજાબ વડે કોરી કાઢી તે લાકડા પર જડીને ઉપયોગમાં લેવાય છે.

બ્લૉકો બે પ્રકારના બની શકે; અને તે તમારું ચિત્ર કેવા પ્રકારનું છે તેના પર આધાર રાખે છે. પહેલો પ્રકાર લાઈન બ્લૉક; બીજો સ્ક્રીન અથવા હાફટોન અથવા ફોટો બ્લૉક. લાઇન બ્લૉક એટલે જેમાં માત્ર રેખાઓ જ કોરેલી હોય તેવો બ્લૉક. જે ચિત્ર કેવળ જાડીપાતળી રેખાઓ વડે જ આલેખેલું હોય, અને જેમાં કાળી રેખાઓ તથા ધોળી કોરી જગ્યા એ બે સિવાય બીજો કોઈ આછાઘેરા રંગનો પટ કે પલટો પીંછી વડે આલેખેલો ન હોય તેના ઉપરથી જ લાઇન બ્લૉક બની શકે. આ પુસ્તકના પૂઠા ઉપર જે ચિત્ર છે તે લાઈન બ્લૉક વડે છાપેલું છે. એમાં માત્ર ચડઊતર પ્રમાણની જાડીપાતળી રેખાઓ સિવાય બીજા કોઈ પલટા નથી. છાયાપ્રકાશના આછા કે ઘેરા પલટા જ્યાં બનાવવા પડ્યા છે ત્યાં તે પણ રેખાઓને જ પ્રમાણમાં ઘેરી કે નજીકનજીક આલેખીને બતાવ્યા છે. આ પરથી સમજાશે કે ફોટોગ્રાફો કે રંગાલેખનો અથવા પીંછી વડે છાયાપ્રકાશના આછા-

ઘેરા પલટા બતાવેલાં આલેખનો ઉપરથી પરભાર્યો લાઇન બ્લૉક ન બની શકે. જો બનાવવો જ હોય તો એ ફોટોગ્રાફ કે આલેખનમાંના બધા છાયા-પ્રકાશના પલટાઓને ઝીણીઝીણી રેખાઓ વડે બતાવતું કેવળ રેખાઓમાં જ એક નવું આલેખન તૈયાર કરવું જોઇએ, અને તેના પરથી જ લાઇન બ્લૉક થાય.

હાફ્ટોન અથવા ફોટો બ્લૉક હરકોઇ પ્રકારનાં ચિત્રો, ફોટોગ્રાફો, આલેખનો વગેરે ઉપરથી બની શકે. તેમાં છાયાપ્રકાશના નાજુકમાં નાજુક પલટાઓ, આછાઘેરા ઉઠાવ વગેરે આબેહૂબ ફોટોગ્રાફીની માફક ઉતારી શકાય. આથી જ તેને ફોટો બ્લૉક કહે છે. હાફ્-ટોન એટલે તદ્દન કાળી લીટી તથા તદ્દન ધોળી જગ્યા એ બંનેની અધવચ્ચેના ટોન—એટલે પલટા—આછા કે ઘેરા જે બ્લૉકમાં બતાવી શકાય તે. આ લેખ સાથે જોડેલી ચિત્ર. પ્લેટમાં હાફ્ટોન અને લાઇન બ્લૉક સાથેસાથે છાપી બતાવ્યા છે તે જોઇને એ બંને વચ્ચેનો તફાવત હવે સમજી શકાશે.

ખરી રીતે જોતાં તો આ હાફ્ટોન કે ફોટો બ્લૉક પણ એક પ્રકારનો લાઇન બ્લૉક જ છે. ઊંચી શક્તિવાળા અતિદર્શી કાચ magnifying glass વડે તમે કોઈ હાફ્ટોન બ્લૉકથી છાપેલું ચિત્ર જોશો તો તે આખું યે ચિત્ર અતિશય બારીક એવાં અસંખ્ય નાનાંમોટાં ટપકાંઓનું જ બનેલું જણાશે; કારણકે એમાં પણ ફોટોગ્રાફ કે આલેખનના છાયાપ્રકાશના પલટાને તેમના પ્રમાણમાં આછાઘેરા ટપકાંમાં જ ઉતારી લેવામાં આવ્યાં હોય છે; પણ તે અતિશય—નરી આંખે ન જોઈ શકાય તેટલાં—બારીક ટપકાં-ઓમાં. સિદ્ધાંત તો બંને પ્રકારમાં એક જ છે;—છાયાપ્રકાશના આછાઘેરા પલટાઓને રેખા કે બિંદુના સ્વરૂપમાં કાગળપર ઉતારવાં. ચિત્રકાર હાથેથી કરી શકે તેટલું લાઇન બ્લૉક રૂપે ઉતરે; પણ ફોટો બ્લૉકથી છપાતા ચિત્ર જેવું બારીક બિંદુઓવાળું આલેખન કલાકારના માનવ હાથની શક્તિની મર્યાદાની બહાર છે. તે કૅમેરાની મદદથી ફોટોગ્રાફિક પદ્ધતિએ કાચની એક અતિશય બારીક સ્ક્રીન (જાળી) વડે કરવામાં આવે છે.

આ સ્ક્રીન અથવા જાળી બે કાચની બનેલી હોય છે. દરેક કાચ ઉપર ખૂબ ઝીણી અને અતિશય નજીક એવી સમાંતર લીટીઓ હીરાકણીથી આંકીને તેને કાળા પદાર્થથી ભરી દઇ કાયમ કરેલી હોય છે. પછી એ બંને કાચ એકબીજા સામે, એવી રીતે ચોંટાડી દેવામાં આવે છે કે પરસ્પર-

ની લીટીઓ એકબીજીને બરોબર કાટખૂણે છેદાઇને તે વડે એકસરખા માપના અતિ અતિ ઝીણા સમચોરસની જાળી બનાવી દે. આ જાળી તે સ્ક્રીન.

કોઈપણ આલેખન કે ફોટોગ્રાફ ઉપરથી બ્લૉક બનાવવો હોય ત્યારે કૅમેરામા આ સ્ક્રીન દાખલ કરીને તેની સોસરી એ આલેખન કે ફોટોગ્રાફની સવળી નેગેટિવ (કાચ) ઉતારવામા આવે છે. આથી તે આખો ફોટોગ્રાફ પેલી સ્ક્રીન વડે છેદાઇ જઇને ઝીણાઝીણા બિંદુઓ રૂપે નેગેટિવ પર ઊતરે છે;—પ્રકાશવાળો ભાગ મોટા બિંદુઓ રૂપે અને છાયાઓ વાળો ભાગ ઝીણા બિંદુઓમા. આ નેગેટિવની છાપ જસત અથવા ત્રાબાના પતરા પર ઉતારવામા આવતા સ્વાભાવિક રીતે તે ઉનટી જ પડે છે, અને તે પતરાને તેજાબથી કોરી કાઢીને તે વડે પાછો કાગળ છાપના સવળી છાપ મળી રહે છે.

આ ઉપરથી સમજાશે કે ચિત્ર સ્ક્રીનમાથી છેદાઇને ઝીણાઝીણા બિંદુઓ રૂપે પડવાથી મૂળમા જેટલું ઘેરૂ ને ઉઠાવદાર હોય તેટલું બ્લૉકમા ન રહેતા સ્વાભાવિકરીતે સહેજ ઝાખું પડે. એટલે બ્લૉક માટે પસંદ કરવાના ફોટોગ્રાફો ખૂબ તેજ તથા છાયાપ્રકાશના સ્પષ્ટ ઉઠાવવાળા હોવા જોઇએ. ફોટોગ્રાફ જેટલો ઝાખો હોય તે કરતા વધારે ઝાખો તે બ્લૉકમા ઉતરવાનો છે એ સમજી લેવુ. તેમા જો ડાઘા પડી ગયા હશે કે કોઈ ઠેકાણેથી રંગ ઊડી ગયો હશે અથવા વચ્ચેના ભાગમા ઘડ પડીને કરચલી બેસી ગઈ હશે તો એ બધા નુકસાન બ્લૉકમા પણ આપમેળે અને આબાદ ઉતરવાના જ. કેમકે ઉપર બતાવ્યું તેમ હાફટોન બ્લૉક એ બીજુ કાઈ નહિ પણ સ્ક્રીનની મદદ વડે છેદેલો એ ફોટોગ્રાફનો ફોટોગ્રાફ જ છે. એટલે સામાન્ય ફોટોગ્રાફની પેઠે તેમા પણ મૂળમા જેટલુ હશે તેટલું રજેરજ ઊતરવાનું હોય વડે એમા કશુ જ થતુ નથી. ઘણા જણ અજ્ઞાનથી બ્લૉક બનાવનારને જે એવી સૂચનાઓ કરે છે કે 'ફોટોગ્રાફમા આટલું નથી તે બ્લૉક બનાવતી વખતે જરા સુધારી લેજો,' એ કેટલુ હાસ્યાસ્પદ છે તે હવે સમજાશે. ફોટોગ્રાફ જૂનો હોય, જંતુઓએ કોરી ખાધેલો, ડાઘ પડેલો કે કરચલીવાળો હોય તો તે હોશિયાર ફોટોગ્રાફર પાસે રીટચ કરાવી, ઝાખા ભાગોને જરા ઉઠાવ અપાવી, સંપૂર્ણ રીતે સમરાવીને પછી જ બ્લૉક માટે મોકલવો. ઘણા બ્લૉક બનાવનારા ખાતા પણ આવુ કામ વધારાનો જૂજ દર લઇને કરી આપે છે.

કેટલાકને બ્લૉકમા ફોટોગ્રાફની નીચે લખાણ જોઇતુ હોય છે અને બ્લૉક બનાવનારને સૂચના કરે છે કે બ્લૉકમા એટલા ટાઈપ નાખી દેજો!

આ પણ એટલું જ હાસ્યાસ્પદ છે. બ્લૉકમાં જ લખાણ જોઈતું હોય તો તે મુજબના અક્ષરો મૂળ ફોટોગ્રાફમાં ઘાટી કાળી શાહીથી હાથ વડે લખીને અથવા કોઈ ચિત્રકાર પાસે લખાવીને પછી જ તે બ્લૉક માટે આપવો.

વળી બ્લૉકને માટે રંગ કરેલા ફોટોગ્રાફો પણ યોગ્ય ન ગણાય. સ્પષ્ટ અને જોઈના ઉઠાવવાળો સાદો ફોટોગ્રાફ જ સારામાં સારું કામ આપશે. કોઈનો સાદો ફોટોગ્રાફ ન મળતો હોય અને મોટો રંગ કરેલો ફોટોગ્રાફ કે ઑઇલ પેઇન્ટિંગ જ હોય તો તેના ઉપરથી કોઈ ફોટોગ્રાફર પાસે ફોટોગ્રૅફિક કાચ વડે નાનો સાદો ફોટો લેવડાવીને તે બ્લૉક માટે મોકલવો. મોટી તૈલચિત્ર છબી કે જંગી પેઇન્ટિંગ બ્લૉક મેકરને ત્યાં મોકલાય નહિ. ફોટોગ્રાફ પણ ફ્રેમમાં મઢેલો હોય તો ફ્રેમમાંથી કાઢીને જ મોકલવો.

એક વખત છપાએલી કોઈ બ્લૉકની છાપ ઉપરથી પણ સારો બ્લૉક ન બની શકે; કારણકે ઉપર બતાવ્યું તેમ હાફટોન બ્લૉક એટલે બિંદુઓમાં વહેંચાએલો ફોટોગ્રાફ. એવા બિંદુઓની છાપને પાછી ફરીથી બ્લૉક માટે સ્ક્રીન વડે છેદીને છાપ લઈએ એટલે તે બમણાં બિંદુઓમાં વહેંચાય અને વધારે ઝાંખો બને. ઉપરાંત બ્લૉક મેકરને પણ તેમાં વધુ તકલિફ પડે છે. માટે બ્લૉકને સારૂ તો અસલ ફોટોગ્રાફ જ મેળવવાનો આગ્રહ રાખવો.

ઉપર જે સૂચનાઓ ફોટોગ્રાફોને માટે જણાવી છે તે જ આલેખનોને માટે પણ સમજવી. વાર્તાઓ કે લેખો માટેનાં ચિત્રો, કાર્ટૂનો તથા એવાં જ બીજાં આલેખનો વગેરે જે કોઈ ચિત્ર રેખાઓમાં (line drawing) ન હોતાં પીછી વડે છાયાપ્રકાશના પલટાઓમાં ( wash drawing રૂપે) કરેલાં હોય તે બધાં સારી કાળી શાહીથી અને સ્વચ્છ સફેદ કાગળ પર આલેખેલાં હોય તો બ્લૉકને માટે સંપૂર્ણ યોગ્ય ગણાય. એવા કામમાં ક્યાંય ડાઘા, ગંદાપણું, ઉઝરડા રેળાએલી કે ફુટી નીકળેલી શાહી કે કરચલી વગેરે ન આવવાં જોઈએ. આ કામમાં કસાએલા ચિત્રકારો તો આ બધું સમજે છે, પણ બીનઅનુભવી શિખાઉ ચિત્રકારો પાસેથી કામ લેતી વખતે આ બાબતો વિષે કાળજી રાખવી.

લાઈન બ્લૉકને માટે તો, શરૂઆતમાં કહ્યું તેમ, ઘાટી, કાળી, સ્પષ્ટ ઉઠાવવાળી ઉપડી આવતી રેખાઓ વડે જ અને લીસા કાગળ પર ચિત્ર કરેલું હોવું જોઈએ. એમાં વચ્ચેના ગાળામાં ક્યાં યે રંગ કે આછાઘેરા પટ કે પલટા પીછીથી પૂરેલા ન હોવા જોઈએ. આવા રેખાંકનની શાહી જો ઝાંખી

હોય કે લીટીઓ ચિત્રમાં આછીઘેરી અથવા ખચકાખચકાવાળી હોય તો બ્લૉકમાં તે જ્યાં તુટક અને બેડોળ આવવાની. ખસુસ કાળજી રાખવી કે લાઈન બ્લૉક માટેનું ચિત્ર ઘેરી, ધાટી, અખંડ અને એકધારી સ્વચ્છ તેજ રેખાઓમાંજ આલેખેલું હોય. ખાસ કરીને માસિકો અને પુસ્તકોના શોભાચિત્રો, નકશાઓ, આકૃતિઓ, કાર્ટૂનો, અને કેટલીકવાર વાર્તાઓ તથા લેખોનાં કથાચિત્રો (illustrations) પણ, લાઈન બ્લૉક બને તેવાં રેખાંકનોમાં આલેખવામા આવે છે.

લાઈન બ્લૉકની એક ખાસ સુલભતા એ છે કે તે બીજાંની પેઠે ગમે તે જાતના અને ગમે તેવા–રફ કે જાડા—કાગળ પર પણ છાપી શકાય છે, કેમકે તેમાં છાપવાની રેખાઓ સ્પષ્ટ અને ઠીક અંતરે હોય છે તથા એ રેખાઓ સિવાયનો બાકીનો ભાગ ઊંડો કોરી નાખવામા આવેલો હોય છે. જ્યારે હાફટોન બ્લૉકમા તો અતિશય ઝીણાઝીણાં બિંદુઓ, અને તે પણ અતિ નજીકનજીક હોવાને લીધે તેને છાપવા માટે એકસરખી અરીસા જેવા ઓપવાળી ને લીસી સપાટીનો જ કાગળ જોઈએ છે. કાગળ જો જાડા કે ખરબચડા હોય તો હાફટોન બ્લૉકનાં બારીક બિંદુઓની છાપ તેના પર સ્વચ્છ ન આવતાં તેના બધા મુલાયમ પલટાવાળા ભાગો ધાબાં જેવા જ પડે. આટલા માટે પુસ્તકમાં ફેટોગ્રાફો, રંગીન મુખચિત્રો, કથાચિત્રો વગેરે સામાન્ય રીતે જુદા આર્ટ પેપર પર છાપીને ચોંટાડવા પડે છે.

પરંતુ ચાલુ રફ કાગળ ઉપર પણ હાફટોન બ્લૉક જ છાપવો હોય તો શું? આ મુશ્કેલીનું નિરાકરણ પણ બ્લૉકમેકિંગની કળામાં છે. રફ કાગળ પર રફીન બ્લૉક ન છપાઈ શકવાનો મૂળ વાંધો એ હોય છે કે તેનાં બિંદુઓ અતિશય ઝીણાં તથા નજીકનજીક હોય છે. એટ[illegible] [illegible]છાંછુટાં ને મોટાં[illegible] બિંદુઓવાળો બ્લૉક બનાવ્યો હોય તો તે સામા[illegible] [illegible]ટીના રફ કાગળ પર પણ છાપી શકાય. દૈનિક પત્રોમાં ત[illegible] અઠવાડિકે

જાહેરખબરોમાં ચાલુ કાગળો પર મોટા મશિનો પણ છાપી શકે તેવા પહોળાં બિંદુઓવાળા બ્લૉકો બનાવવા માટે ૬૦, ૭૫ કે ૮૦ લાઈનના આંકની સ્ક્રીનો વપરાય છે. ૮૦ લાઈનની સ્ક્રીન એટલે તેના દરેક કાચમાં એક ઇંચ જેટલા ગાળામાં ૮૦ લીટીઓ આંકેલી હોય, એ તો હવે સમજાયું હશે.

આમ મોટી સ્ક્રીન વડે બ્લૉક બનાવતાં ચિત્ર કે ફોટોના ઉઠાવમાં એક અડચણ એ આવે છે કે, છાયાપ્રકાશના તેના બધા પલટા પહોળાં-પહોળાં બિંદુઓમાં વિખેરાઇ જવાથી કેટલાક આછા અને મુલાયમ પલટાઓની કુમાશ તેમાં ઊતરતી નથી, અને પરિણામે ચિત્રની છાપ ઝાંખી તથા અસ્પષ્ટ આવે છે. જેમ મૂળ ફોટો પરથી બનેલો બ્લૉક સ્ક્રીનમાં ચળાવાથી અસલ કરતાં ઓછો તેજ ને સ્પષ્ટ બને છે તે જ રીતે આ જાળી મોટી હોવાથી એ અસ્પષ્ટતા વધે છે. આ લેખ સાથે જોડેલી ચિત્ર-પ્લેટ ઉપર જુદાજુદા ત્રણ આંકની સ્ક્રીનો વડે બનેલા બ્લૉકોના નમૂના છાપ્યા છે. તે જોતાં જણાશે કે જેમજેમ સ્ક્રીનની બારીકાઇ તેમાં વધતી ગઈ છે તેમતેમ તેમાંનો છાયાપ્રકાશ વધુ સ્પષ્ટ થતા જઇને તેનો ઉઠાવ ચોખ્ખો થતો ગયો છે.

એ ચિત્રપ્લેટમાં ૮૦ પછી વધતા આંકની સ્ક્રીન ૧૧૦ની બતાવી છે. રદ્દને બદલે સારા ગ્લેઝડ—એટલે આ પુસ્તકમાં વપરાયા છે તેવા—અથવા સુપર કૅલેન્ડર્ડ કાગળો પર માસિકો, કૅટલગો વગેરે છાપવા માટે એ સ્ક્રીનના બ્લૉકો ચાલી શકે. તે પછીના બારીક સ્ક્રીન બ્લૉકો આર્ટ પેપર પર જ છાપી શકાય છે. તેમાં આપણે ત્યાં ૧૩૩ અને ૧૫૦ ના આંકની સ્ક્રીન પ્રચલિત છે. તેથી ઉપરની ૨૦૦, ૨૫૦ કે વધારે આંકની સ્ક્રીનવાળા બ્લૉકો છાપી શકે તેવા ઊંચા સાંચા તથા તેટલા સફાઈવાળા ઓપદાર કાગળો આપણે ત્યાં પરવડે તેમ ન હોવાથી તેનો વપરાશ આ દેશમાં અતિશય જૂજ છે.

બ્લૉકના સ્પષ્ટ ઉઠવાનો ખરો આધાર તો પછી તેને છાપનારાં મશિનો તથા કાગળની સપાટી ઉપર જ રહે છે. રદ્દ કાગળમાં લીસી સપાટીવાળા ન્યુસ ગ્લેઝ્ડ કાગળો આવે છે તેના પર છપાતા બ્લૉકો રદ્દ કરતાં વધારે સ્પષ્ટ ઊઠે છે. આપણું દૈનિક 'હિંદુસ્તાન' પત્ર તથા 'ટાઇમ્સ' ન્યુસ ગ્લેઝ્ડ પર છપાય છે એટલે તે બંનેના બ્લૉકોની છાપ રદ્દ પર છપાતાં 'મુંબાઈ સમાચાર', 'ક્રૉનિકલ' તથા 'સૌરાષ્ટ્ર' કરતાં વધારે ચોખ્ખી આવે છે. કાગળની

સમજણ આપતી વખતે આ બધી હકીકત સ્પષ્ટ કરીને કયાં કામમાં કેવા કાગળો વાપરવા તે બતાવ્યું છે.

બ્લૉકો બનાવવામાં મહેનત અને વખત લાઇન બ્લૉકમાં વધારે લાગે છે, પણ ખરી કારીગરી અને કલા હાફટોન બ્લૉક બનાવવામાં છે. મૂળ ફોટોગ્રાફના આછાઘેરા બધા પલટાઓની કુમાશ બરાબર સચવાય, બ્લૉક વધારે ખરબચડો કે અતિશય સપાટ ન બનતા તેના સ્ક્રીનનું બિંદુએ બિંદુ સ્પષ્ટ ને છુટું કોરાઈ રહે વગેરે કાળજીપૂર્વક તપાસતા રહીને બ્લૉક બનાવવામાં કારીગરની દક્ષતા અને કલાકારની દૃષ્ટિ બંને જોઇએ છે.

લાઇન બ્લૉકમાં જેમ આલેખાએલી રેખાઓ સિવાય બાકીની બધી ભોંય સાફ સફેદ રહે એમ કોરી કાઢેલી હોય છે તે મુજબ જ હાફટોન બ્લૉકમા પણ, ચિત્રમાંના અમુક ભાગની પાછળની બધી ભોંય કાઢી નાખીને ત્યાં તદ્દન સફેદ કોરો કાગળ જ રહે એવા પ્રકારનું કામ ઘણી વાર ગ્રાહકો માગે છે. આના દાખલા તરીકે બ્લૉકોના નમૂના છાપેલી આ સાથેની ચિત્રપ્લેટમાં સિક્કાઓના બે પ્રકારના બ્લૉકો આપ્યા છે. ઉપરના સિક્કાઓમાં મૂળ ફોટોગ્રાફ પરથી ચાલુ હાફટોન બ્લૉક જ બનાવ્યો છે, એટલે તેમાં સિક્કાની છાપ સાથે ફોટોગ્રાફના કાગળની સફેદ ભોંય પણ સ્ક્રીનવાળી બનીને છપાઇ છે. પણ તેની નીચે છાપેલા બ્લૉકમાંથી એ ભોંય કોરી નાખીને એકલા સિક્કાઓ જ રાખ્યા છે. આમ કરવા માટે પહેલો હાફટોન બ્લૉક બનાવીને પછી, તેમાંથી જેટલો ભાગ રહેવા દેવો હોય તેટલા પર તેજાબ અસર ન કરે એવાં મિશ્રણ ચોપડી બાકીનો ભાગ લાઇન બ્લૉકની માફક કોરી કાઢવો પડે છે. આમાં હાફટોન તથા લાઇન બંને પ્રકારના બ્લૉકોની ક્રિયાઓ કરવી પડે છે, અને તેથી એ બેવડી મહેનતના વધારે દામ બ્લૉક મેકર માગે છે. આવા બ્લૉકોને આઉટલાઈન હાફટોન બ્લૉકો કહે છે અને કૅટલૉગ વગેરે માટે તેની માગણી ખાસ હોય છે.

બ્લૉકો જસત અને ત્રાંબુ એ બે પ્રકારની ધાતુનાં પતરાં પર બનાવાય છે અને તેના બનાવવાના ભાવ તેના ક્ષેત્રફળ ઉપર પ્રત્યેક ચોરસ ઇંચ દીઠ ગણાય છે. દાખલા તરીકે તમારે ૩"×૪" ના માપનો બ્લૉક બનાવવો હોય તો તેનું ક્ષેત્રફળ બાર ચોરસ ઇંચ થયું. સામાન્યતઃ જસતના બ્લૉકોનો ભાવ દર ચોરસ ઇંચે પાંચ આના પ્રમાણે અને ત્રાંબાનાનો આઠ



૭૫ લાઇનના સ્ક્રીનનો હાફટોન બ્લૉક દૈનિક સાપ્તાહિક પત્રો, જાહેર ખબરો વગેરેમાં રફ કાગળ ઉપર આવા મોટા સ્ક્રીન વડે જ છાપી શકાય.



લાઇન બ્લૉકનો નમૂનો



એ જ ફોટો ઉપરથી કરેલો, ઉપરના કરતા વધારે બારીક, ૧૧૦ લાઇન સ્ક્રીનનો બ્લૉક છાયા ગ્લેઝ તથા સુપરકૅલેન્ડર્ડ કાગળો ઉપર સચિત્ર માસિકો, કૅટલૉગો વગેરે છાપવામાં એ જરૂરનો.



૧૫૦ લાઇન સ્ક્રીનના આવા હાફટોન બ્લૉકો માત્ર સારા આર્ટ પેપર ઉપર જ છાપી શકાય.





લાઇન બ્લૉકમાં જેમ કાળી રેખાઓ સિવાય બાકીની ભોંય બધી ધોળી પડે છે, તેવું સ્ક્રીન બ્લૉકમાં નથી; કેમકે તેમાં તો આખા કાગળનો જ ફોટોગ્રાફિક બ્લૉક બને, એટલે છાયા પ્રકાશના બધા પલટાઓ સાથે કાગળની સફેદ ભોંય પણ સ્ક્રીન વડે ઝીણાં બિંદુઓમાં રચાઇને આવે, અને તે પર શાહી લાગતાં તે છપાય. મથાળે બતાવેલા પહેલા બે સિક્કાઓના બ્લૉકમાં તે ભોંય જણાશે. બ્લૉકમાંથી એવી ભોંય દૂર કરીને નીચે જણાવેલા બે સિક્કાઓ પેઠે માત્ર એકલું ચિત્ર જ છાપવું હોય તો બ્લૉકમેકરને તેટલો ભાગ ઢાંકી દઇને બાકીની ભોંય તેજાબથી ફરી વાર કોરી નાખવી પડે છે; ને આ વધારાના કામના વધારે દામ તે માગે છે. આવા બ્લૉકને આઉટલાઇન હાફટોન કહે છે.

આના લેખે હોય છે. એટલે ઉપલા માપનો બ્લૉક જસતનો કરાવતાં પોણા ચાર રૂપિયા અને ત્રાંબાનો બનાવતાં ૭ રૂપિયા થાય.

પણ બહુ નાના બ્લૉકોની બાબતમાં ઉપલો ક્ષેત્રફળનો હિસાબ લાગુ પડતો નથી, કેમકે પ્રત્યેક બ્લૉકની બનાવટ પાછળ ચોક્કસ પ્રકારની પ્રાથમિક મહેનત તથા ખર્ચ તો સરખાં જ વેઠવાં પડે છે. આથી બ્લૉકના ભાવોમા નાના બ્લૉકને માટે એક લઘુતમ (minimum) ક્ષેત્રફળ તથા તેનો દર ઠરાવેલા હોય છે, જેની અંદરના ગમે તે માપના બ્લૉકને માટે તે જ દર પડે છે. સામાન્યતઃ આ લઘુતમ ક્ષેત્રફળ દસ ચોરસ ઇચનું અને તેનો દર ( જસતના બ્લૉકને માટે ) ત્રણ રૂપિયા હોય છે. તમે ૫"×૨" ( એટલે દસ ચોરસ ઇંચ ) ના માપનો બ્લૉક બનાવડાવો કે ૧"×½" ( એટલે અરધા ચોરસ ઇચ ) ના માપનો બ્લૉક કરાવો, પણ તમને તે બંનેની કીંમત તો એકસરખી ત્રણ જ રૂપિયા પડવાની.

ઉપરના દર બધા સમચોરસ બ્લૉકોના છે. કોઇ બ્લૉકને લંબ-ગોળ કે ગોળ કપાવવો હોય, કોઇ લેબલના કે એવા બ્લૉકમાં વચ્ચો-વચ ટાઇપ મૅટર છાપવા માટે કોરો ગાળો સોંસરો કોરાવવો હોય, કે ઉપર વર્ણવ્યો તેવો ભોય કાઢેલો આઉટલાઇન હાફ્ટોન બ્લૉક બનાવવો હોય તો એવા વધારાના કામવાળા બ્લૉકો માટે મહેનતના પ્રમાણમા અમુક ટકા વધારે દર આપવો પડે છે.

કેટલીક વાર આપણુને એક જ પ્રકારના બ્લૉકની ઘણી નકલોની જરૂર પડે છે. દાખલા તરીકે તમારા પુસ્તકની જાહેરખબર માટે એક બ્લૉક બનાવ્યો છે; એ જાહેરખબર તમારે જુદાજુદા દસ પત્રોમા આપવી હોય તો દસ બ્લૉક જોઇએ. આ બ્લૉકો બધા જ જો તમે બ્લૉક મેકર પાસે બનાવડાવો તો તેનો ખર્ચ ભારે પડી જાય. આને માટે પહેલાં એક જ બ્લૉક તૈયાર કરાવીને પછી તે પરથી બીજા ઢાળા બનાવડાવી લેવાય છે. આ ઢાળાને સ્ટીરિયો કહે છે અને તે બીબા બનાવવાની ધાતુમાંથી બને છે. કોઇકોઇ બ્લૉકખાતાઓ આવા સ્ટીરિયો ઢાળવાની સામગ્રી રાખે છે. નહિતર બીબા ઢાળનારી ટાઇપ ફાઉન્ડીઓમા તે ઢળાવી શકાય પણ સ્ટીરિયો બ્લૉક હમેશાં અનુભવી તથા હોશિયાર કારીગર પાસે બનાવડાવવાની કાળજી રાખવી, નહિતર રેખાઓ અસ્પષ્ટ તથા તુટક રહી જશે અને કામ બગડશે.

બ્લૉકની નકલનો એક બીજો પ્રકાર તે ઇલેક્ટ્રો-સ્ટીરિયો. તેમાં બ્લૉકની મીણમા લીધેલી છાપ ઉપર વિજળીની બૅટરીની મદદ વડે ત્રાંબાનાં

બારીક રજકણો જમાવી તેની સપાટીની છાપવાળું ત્રાંબાનું આછું પડ પહેલાં તૈયાર કરવામાં આવે છે, અને પછી તે પડના પાછળના બાકીના ભાગમાં સ્ટીરિયોની ધાતુ ઢાળી માપ પૂરતું જાડું બનાવી લઇ તેને લાકડા પર જડી આપે છે. આ ઇલેક્ટ્રો–સ્ટીરિયો. તેમા બ્લૉકની સપાટી ત્રાંબાની બનતી હોવાથી સાદા સ્ટીરિયો કરતા તે વધારે મજબૂત અને ટકાઉ ગણાય છે.

એ તો સમજી શકાય એવું છે કે આ ઇલેક્ટ્રો તથા સ્ટીરિયોના ઢાળા લાઇન બ્લૉક ઉપરથી સારા બની શકે. હાફટોન બ્લૉકમાં તો બારીક બિંદુઓ હોવાને કારણે તેના ઢાળા બનવા આપણે ત્યાં તો લગભગ અશક્યવત છે. પણ યુરોપ–અમેરિકાના કાબેલ કારીગરો સંપૂર્ણ સાધનસામગ્રી વડે ગમે તેવા સ્ક્રીનના ચોખ્ખા હાફટોન પરથી ઇલેક્ટ્રો ઉતારી શકે છે.

### ચિત્રોની છપાઈ

બ્લૉક છપાવતી વેળા રંગની પસંદગીમાં પણ સંભાળ રાખવાની જરૂર છે. આપણા મુદ્રકોમાં મોટે ભાગે રંગદૃષ્ટિ ખાસ હોતી નથી. ઘણાખરા તો ચાલુ ઘરેડની બ્રૉન્ઝ બ્લ્યુ કે એવી બેચાર શાહીઓ હાથ પર રાખે છે; કેટલાક વિવિધતા રાખે છે તો તે વાપરવાની વિવેકબુદ્ધિ રાખતા નથી. એટલે ચિત્ર છાપવા આપતી વખતે શાહીના રંગ વિષેની સૂચના પણ મૅટરની સાથે ગ્રંથકારે જ આપવી હિતાવહ છે. ગુલાબી, જાંબલી, નારંગી, કેસરી, પોપટીઆ, કસુંબલ, બદામી વગેરે જેવા ખુલતા તેજવાળા અને ભભકભર્યા રંગો ફોટોગ્રાફ છાપવા માટે કદિ પસંદ કરવા નહિ. ફોટોગ્રાફમાંનાં છાયાપ્રકાશના પલટા એકબીજાને પડછે જેમાં સ્પષ્ટ ખુલી આવે તેવા ઘેરા તથા બેઠી ગીહી અસરવાળા રંગોમાંજ ફોટોગ્રાફો છાપવા શોભે. બ્લ્યુબ્લૅક, સેપીઆ, ગ્રીન બ્લૅક, ડાર્ક બ્રાઉન વગેરે રંગોમાંથી પોતાની પસંદગી મુજબના મળી શકે તે વપરાવવા. શાહી બનાવનારાઓ ફોટોગ્રાફો છાપવા માટે આવી ખાસ શાહીઓ બનાવે જ છે. બહુ સૂઝ ન પડે તો સારા મુદ્રક પાસે શાહીના રંગનાં કૅટલગો હોય છે તેમાંથી નમૂના જોઇને પસંદગી કરી લેવી.

ઉપર કહેલા રંગો ફોટોગ્રાફો માટે છે. કથાચિત્રો અથવા કોઈ દૃશ્યચિત્રોના બ્લૉકો છાપવા માટે ચિત્રમાંના વાતાવરણને અનુરૂપ વિવિધ રંગની શાહી પસંદ કરી શકાય ખરી; પરંતુ તેમાં પણ મુખ્ય લક્ષ બ્લૉકના બધા પલટા સ્પષ્ટ આવે તેવી ઘેરી શાહી પસંદ કરવા તરફ રાખવું.

વળી હાફટોન બ્લૉક છાપવા માટે ખાસ બારીકાઈથી લસોટાએલી મુલાયમ શાહીઓ આવે છે. ચાલુ છાપકામની શાહીથી બ્લૉકો છપાતાં એ

જાડી હોઈ બ્લૉકનાં બિંદુઓમાં ભરાઈ અસ્પષ્ટ છાપ આપે છે. એટલે, પાંચદસ રૂપિયા જેટલું બ્લૉકનું ખર્ચ કર્યા પછી તેને છપાવવાની બાબતમાં એકબે રૂપિયા સારુ લોભ ન કરતા. ઊંચી શાહીઓ વાપરીને ઉંચી જાતના સાંચાઓ પર સારી છાપ આપનારા અનુભવી મુદ્રકને જ એવું કામ સોંપજો.

આ, એક રંગના ફોટોગ્રાફો તથા ચિત્રો છાપવાની વાત થઇ. પણ કોઈ સારાં દૃશ્યચિત્રો કે કથાચિત્રોની પાછળ તેના વાતાવરણને અનુકૂળ બીજા એક આછા રંગની ભોંય છાપીને પછી તે પર કાળી કે એવી ઘેરી કોઈ શાહીથી ચિત્ર છપાય તો ઘણું અસરકારક પરિણામ લાવી શકાય છે, અને ઓછે ખર્ચે ચિત્રમાં વાતાવરણનો રંગ ઉતારી શકાય છે. ફોટોગ્રાફો પાછળ પણ આવી આછી ભોંય જરા બહાર પડતી કોર રાખીને છાપવાથી ફ્રેમ જેવી બેઠક ચિત્રને મળવાથી તે ઓર દીપી નીકળે છે. આ ભોંયનો રંગ છાપવા માટે તમારે વધારાના બ્લૉકનું ખર્ચ કરવાનું હોતું નથી. માત્ર એક વખતની વધારાની છપામણીના દામ લઇને મુદ્રક પોતાના સાધનો વડે તે કરી આપે છે. દરિયાકિનારાના કે વિશાળ આકાશના દૃશ્યવાળા ચિત્ર પાછળ બ્લ્યુ, વન કે જંગલના ચિત્ર પાછળ લીલી, સૂર્યોદય કે સૂર્યાસ્તવાળા ચિત્ર પાછળ નારંગી, બદામી કે કેસરી, મકાનની અંદરનાં દૃશ્યોની પાછળ આછો જાંબલી કે બદામી, તડકાના દેખાવો પાછળ પીળો કે બફ વગેરે જરૂર પ્રમાણેના રંગોની ભોંય છાપીને મન ફાવતું વાતાવરણ ચિત્ર પાછળ ઉપજાવી શકાય છે. કોઇ વાર ઓછી રેખાઓવાળો માત્ર લાઇન બ્લૉક જ હોય છતાં તેની પાછળ આ મુજબની રંગીન ભોંય (જેને ટિન્ટ ગ્રાઉન્ડ કહે છે) નાખવાથી ચિત્રને ભભક તથા ઉઠાવ મળી જાય છે.

પણ મુદ્રક જે આ રીતની ટિન્ટ ગ્રાઉન્ડ નાખી આપે તેમાં એક મર્યાદા એ હોય છે કે એ આખા ચિત્રની પાછળ સળંગ જ છાપી શકાય. તમે તેમાંથી અમુક ભાગના ગાળા કોરા મૂકી દેવા ઇચ્છતા હો, અથવા ચિત્રના થોડાથોડા ભાગો પાછળ જ રંગની ભોંય મળે તેમ ઇચ્છતા હો તો તેનાથી તે ન બની શકે. દાખલા તરીકે ચાંદનીના કોઇ દૃશ્યમાં ચંદ્રને સફેદ રાખી તથા બીજાં વાદળાંઓમાં પણ સફેદ રેખાઓના ગાળા રાખી બાકીના ભાગમાં છુટોછુટો બ્લ્યુ રંગ છાપવો હોય તો તેને માટે તો તમારે એવો એક જુદો બ્લૉક જ બનાવડાવવો પડે. આ બેરંગી બ્લૉક થયો. શ્રી કનૈયાલાલ મુનશીનું 'ધ્રુવસ્વામિની દેવી', સૌરાષ્ટ્ર કાર્યાલયનાં 'સોરઠી બહારવટિયા', 'એશિયાનું કલંક', 'કુરબાનીની કથાઓ' વગેરે પુસ્તકોનાં

પૂઠાં આવા બેરંગી બ્લૉકો વડે છાપેલાં છે. એવા બ્લૉકો બનાવવા માટે ચિત્રકારને બે રંગમાં ચિત્ર તૈયાર કરવું જ પડે એવું નથી. કેટલીક વાર આ કામના અનુભવી ચિત્રકારો એક જ રંગમાં ડ્રૉઇંગ કરીને પછી તેમાં બીજો રંગ ક્યાંક્યાં નાખવો તેની સૂચનાનું ડોળિયું બ્લૉકમેકર માટે બનાવી આપે છે. આવા બ્લૉકોનો ભાવ (જસતના પતરા પર) એકથી સવા રૂપિયે ચોરસ ઇંચ લેખે હોય છે.

### ત્રિરંગી બ્લૉકો

ત્રિરંગી બ્લૉકોમાં આ બધા કરતા વધારે કારીગરી, મહેનત તથા ખર્ચ રહેલાં છે. ઘણાને નવાઈ લાગે છે કે અનેકવિધ રંગમા કરેલું ચિત્ર માત્ર ત્રણ જ રંગના ત્રણ બ્લૉક વડે કેવી રીતે સંપૂર્ણ રંગોમાં છાપી શકાતું હશે! પણ ત્રણ મૂળ રંગોનો સિદ્ધાંત ખ્યાલમાં હોય તો આમાં કશું કૌતક જેવું નથી. લાલ, પીળો અને વાદળી એ ત્રણ મૂળ મૌલિક રંગો છે, અને બીજા બધા રંગો તથા તેમનાં છાયાપ્રકાશના આછાઘેરા પલટાઓ આ ત્રણ મૂળ રંગોના જ ઓછાવધતા મિશ્રણથી થાય છે એ કુદરતી સિદ્ધાંત પર આ ત્રિરંગી બ્લૉકો બનાવવાની કળા યોજાઈ છે. તેનું ખરૂં રહસ્ય એ ત્રણે રંગને મૂળ ચિત્રમાંથી છુટા પાડીને ચાળી લેવામાં રહેલું છે. આને માટે ત્રણ પ્રકારનાં ફિલ્ટર—રંગ ગાળનારા કાચ—બનાવવામાં આવ્યા છે. આ કાચ ક્રમવાર કૅમેરામાં લેન્સની આડે મૂકીને તેના સોંસરી મૂળ ચિત્રની છબી લેતાં એક પછી એક મૂળ રંગ ગાળી લઇને તેની બ્લૉક–નેગેટિવ ઉતારી શકાય છે. દાખલા તરીકે લીલા રંગનું ફિલ્ટર મૂકીને તેના સોંસરી મૂળ ચિત્રની નેગેટિવ લેવાથી આખા ચિત્રમાં જ્યાંજ્યાં પીળો તથા વાદળી એ બે રંગો (મૂળ કે મિશ્ર રંગ રૂપે પણ) હોય છે ત્યાં ત્યાં તે દબાઇ જઇને તેમાંથી માત્ર એકલો લાલ રંગ જ બધેથી ચળાઈ આવીને કૅમેરાની આંખ (લેન્સ) સન્મુખ ઊભો રહે છે, અને એ રીતે લેવાએલી નેગેટિવમાં, આખા ચિત્રમાંથી, આપણાથી નરી આંખે ન જોઈ શકાય તેવો લાલ રંગનો એકેએક ઘેરો કે મુલાયમ પલટો, મૂળ કે મિશ્ર જે રૂપે હોય ત્યાંથી ગળાઈ આવીને ઊતરે છે. આ સાથે નમૂના રૂપે છાપી બનાવેલા સંપૂર્ણરંગી ચિત્રમાં કન્યાની ઓઢણીમાં તો લાલ સ્પષ્ટ દેખાય છે; પણ આકાશમાં પીળાની સાથે મળીને કેસરી થયો છે ત્યાંથી, ઘડાના તપખીરિયામાંથી, ચણિયાના વાદળીની જોડે મળીને સંતાઇ રહ્યો છે તેમાંથી, કાળા જણાતા વાળ અને હાથમાંની ફુલડાળીના લીલા પછવાડે ગૂઢ રૂપે

રહેલો છે ત્યાંથી તથા ભીંછ ઝીણામાં ઝીણી રેખાઓ તથા નરી આંખે નથી દેખાતા એવા અતિ નાજુક મિશ્ર રંગના પલટાઓમાંથી પણ તેને એ ફિલ્ટરે પકડી લાવીને કૅમેરા સન્મુખ ખડો કર્યો છે અને તેને કાચમાં ઉતારી લેવામાં આવ્યો છે. એ નેગેટિવ પરથી બનેલો બ્લૉક તે લાલ રંગનો બ્લૉક થયો. સાથેના નમૂનાઓમાં મૂળ ચિત્રનો એ લાલ રંગનો બ્લૉક છુટો છાપી બનાવ્યો છે તે જોતાં અજાયબી થશે કે ફિલ્ટરે મૂળ ચિત્રમાંથી ઠેકેઠેકે ગૂઢ ઠેકાણેથી એને સારવી કાઢીને ઉતારી લીધો છે ! આ જ રીતે જુદાંજુદાં ફિલ્ટરોની મદદથી અનુક્રમે પીળા અને આસમાની રંગો પણ સારવી લઇને તેના જુદાજુદા બ્લૉકો બનાવાય છે. નમૂનાઓમાં તે પણ છુટાછુટા છાપી બનાવ્યા છે.

તે પછી, પહેલાં પીળો, તે પર લાલ અને છેલ્લો વાદળી એ ક્રમમાં એ બ્લૉકોને, નીચેનો રંગ સુકાતો જાય તેમતેમ, એકબીજા પર છાપવામાં આવે છે. પીળા પર લાલ છપાય છે એટલે અસલ ચિત્રમાં જ્યાંજ્યાં પીળા તથા લાલ રંગનાં મિશ્રણ હોય છે ત્યાંત્યાં તે સંપૂર્ણતઃ બની રહે છે; અને તે પર વાદળી છપાતા નીચેના બંને રંગોમાં તે મળીને મૂળ ચિત્રમાંના બધા રંગો પ્રમાણસર ખીલી આવી આખું સંપૂર્ણરંગી ચિત્ર આપમેળે પ્રગટી નીકળે છે. પહેલી નજરે નવાઈ જેવી લાગતી આ વાત આમ રંગોનો સિદ્ધાંત સમજાયા પછી દીવા જેવી સ્પષ્ટ બની જાય છે. આ સાથેના નમૂનાઓમાં પીળા, લાલ અને વાદળી રંગના બ્લૉકો અનુક્રમે વિવરણ સાથે છાપીને, તેઓ એકબીજા પર છપાતાં કેવું સંપૂર્ણરંગી ચિત્ર બની રહે છે તે છેલ્લે બનાવ્યું છે. એ જોવાથી આ પદ્ધતિ સ્પષ્ટ સમજાઈ જશે. આવા બ્લૉકો બનાવવાની મહેનત અને ખર્ચ વારેવારે પરવડે નહિ તેથી તે ટકાઉ ગણાતા ત્રાંબાના પતરા પર જ બનાવવામાં આવે છે અને તેનો ભાવ દર ચોરસ ઇંચે સામાન્ય રીતે બે રૂપિયા પ્રમાણે પડે છે.

### બ્લૉકોનાં માપ

હવે રહી બ્લૉકોનાં માપ નક્કી કરવાની વાત. એ ઠરાવતી વખતે ખ્યાલમાં રાખવું કે જે કદના પુસ્તકમાં બ્લૉક મૂકવાનો હોય તેના પાનાના માપને અનુરૂપ બંધબેસતા આકારનો બ્લૉક બનવો જોઇએ. લંબચોરસ ઘાટના પુસ્તક માટે ચોરસ બ્લૉક બને તો બેહૂદો લાગે. ( અને તે અનિવાર્ય હોય તો બ્લૉકની પાછળ ટિન્ટ ગ્રાઉન્ડ અથવા ચોમેર રૂલ લાઇન ગોઠવીને તેનો આકાર પાનાના ઘાટને અનુરૂપ રચી લેવો. ) વળી, પાનામાં

બ્લૉક છપાતાં તેની ચોમેર જગ્યાનું સપ્રમાણ મૂકાણ રહે, તથા ફ્રેમમાં જેમ ચિત્ર સુરચિતપણે શોભી રહે તેમ પાનામાં બ્લૉકની છાપ આવી રહે એ પ્રમાણમાં તેની લંબાઇ પહોળાઇ ઠરાવવી જોઈએ.

નાના કદના પુસ્તક માટે મોટો બ્લૉક બનાવ્યો હશે તો તે હાંસી દીધેલા જેવો લાગશે; તેમજ ખૂબ મોટા કદના પાનામા નાનો જેવો બ્લૉક વિશાળ અરણ્યમાં ભૂલો પડયા જેવો જણાશે. એક પાનામાં એક કરતા વધારે બ્લૉકો મૂકવાના હોય તો દરેકને ભાગે કેટલી જગ્યા આવશે તેનો ક્યાસ કરીને પ્રત્યેકનું કદ ઠરાવવું, તથા એ બધાની સમૂહયોજના પણ પાનામાં તેઓ પ્રમાણસર ગોઠવાઈ રહે તે મુજબ કરવી.

ઘણાખરા જાણતા હશે કે ચિત્ર મોટું હોય તોપણ તે પરથી જોઇતા ગમે તેવડા નાના માપનો બ્લૉક બનાવી શકાય છે, કેમકે બ્લૉકની નેગેટિવો પણ ફોટોગ્રાફિક પદ્ધતિએ જ લેવાય છે. હવે ફોટોગ્રાફીનો એવો નિયમ છે કે કોઈ પણ ચીજનો ફોટોગ્રાફ તેના મૂળ કદ કરતાં નાનો લેવાય (એટલે કે reduction થાય) તો તે વધારે સ્પષ્ટ, તીક્ષ્ણ અને તેજ આવે; એથી ઉલટું, મૂળના કરતાં મોટી છબી ઉતારવામાં આવે (enlarge થાય) તો તે ઝાંખી બને. એટલે બ્લૉક બનાવવા માટે ચિત્ર. કે ફોટો હમેશાં સહેજ મોટા માપનાં પસંદ કરીને તે પરથી જોઈતા માપમાં (reduce) નાનું કદ કરવાથી મૂળમાં કોઈ ખરબચડા કે ઝાંખા ભાગ રહી ગયા હશે તે બધા તીક્ષ્ણ બની જઈને સ્પષ્ટ આવશે. જોઇતા માપ કરતાં સવા કે દોઢ ગણું મૂળ ચિત્ર હોય તો બસ થયું. પછી ઘણા મોટા કદના ચિત્ર પરથી અતિશય નાનું કદ કરાવવા જતાં મૂળમાંની કેટલીક બારીક વિગતો, રેખાઓ કે છાયાપ્રકાશના પલટા ઊડી જાય છે એ પણ ખ્યાલમાં રાખવું.

અને ઉપર જણાવેલા ફોટોગ્રાફીના નિયમથી એ સમજાય એવું છે કે નાના કદના ચિત્ર પરથી મોટા કદનો (enlarge) બ્લૉક તો કદિ ન કરાવવો, કેમકે એથી ચિત્ર બે રીતે ઝાંખું આવશે: એક તો ફોટોગ્રાફીના નિયમ પ્રમાણે મોટું (enlarge) થવાને કારણે; અને બીજું, બ્લૉકમાં સ્ક્રીનને લીધે બારીક બિંદુઓ રૂપે વિખરાઈ જવાને કારણે. અનિવાર્ય સંજોગોમાં તેમ કરવું પડે ત્યારે, મૂળ ચિત્ર ખૂબ સ્પષ્ટ ને તીક્ષ્ણ હોય તથા વિસ્તાર ( enlargement ) સવા કે દોઢ ગણાથી વધારે ન કરવાનો હોય તો જ સંતોષકારક પરિણામ બ્લૉકમાં લાવી શકાશે.

બ્લૉક કયા માપમા સંકોચવો કે વિસ્તારવો છે તે દર્શાવવા માટે માત્ર લંબાઇ અથવા પહોળાઈ બેમાંથી એક જ બાજુનું માપ આપવું: બીજું

માપ તો પ્રમાણસર એની મેળે આવી રહેશે. સમજો કે તમારી પાસે કૅબિનેટ સાઇઝ (૬"×૪")નો ફોટોગ્રાફ છે અને તેનો ત્રણ ઇંચ ઊંચાઇનો બ્લૉક તમારે જોઇએ છે. તો તમારે ફોટોગ્રાફની પાછળ માત્ર ઊંચાઇ ત્રણ ઇંચ એટલું જ દર્શાવવું. પછી પહોળાઇ તો તેના પ્રમાણમાં આપમેળે બે ઇંચ આવી રહેશે. આ દાખલામાં તો હિસાબ સહેલો છે, કેમકે ઊંચાઇ આપણે છ ઇંચની અરધી ત્રણ ઇંચ માગી છે એટલે પહોળાઈ પણ ચારની અરધી બે મળી રહે. પણ ઘણી વાર આપણી પાસે કઢંગા માપનાં—એટલેકે અપૂર્ણાંક સંખ્યાવાળી લંબાઇ પહોળાઇનાં ચિત્રો આવે છે. એવે વખતે આવા ત્રિરાશીના હિસાબ ગણવા લાંબા અને મુશ્કેલ થઇ પડે છે, અને તેમ છતાં યે તેનું આવેલું માપ આપણી દષ્ટિ સન્મુખ કલ્પી શકાતું નથી. આને માટે એક સહેલી પદ્ધતિ છે.

મૂળ ચિત્રની લંબાઈ પહોળાઇના માપની જ એક આકૃતિ દોરી તેના ગમે તે બે સામસામે ખૂણે એક લાંબી પડતી કર્ણરેખા દોરો. પછી, પહોળાઇ કે લંબાઇ જે તરફનું માપ નક્કી કર્યું હોય તે બાજુ પરથી જોઇતું માપ કર્ણરેખા પર બરોબર કયે ઠેકાણે આવી રહે છે તે બિંદુ લીટી દોરી શોધી કાઢો, અને ત્યાંથી બાકીની તરફની બીજી રેખા દોરો. એ બીજી રેખા તે બાકીનું તમને જોઇતું માપ, અને એ બંને રેખાઓ મળીને બનેલી આકૃતિ તે તમારૂં ચિત્ર બ્લૉકમાં કેવડું દેખાશે તેનું માપ. નીચેની આકૃતિ પરથી આ સ્પષ્ટ સમજાશે.

अ ब क ड એ મૂળ ચિત્રના માપ પ્રમાણે દોરેલી આકૃતિ છે. હવે સમજો કે તમારે બ્લૉકની પહોળાઇ ख ग જેટલી રાખવી છે; તો ब क લીટીને બરોબર કાટખૂણે એ માપ મૂકીને શોધતાં ग બિંદુએ તે કર્ણરેખાને બરોબર અડીરહ્યું.એ બિંદુમાંથી બરોબર કાટખૂણે બીજી તરફ क ड રેખા પર દોરાએલી લીટી તે બાકીનું લંબાઈનું માપ, અને क ख ग घ એ તમારો બ્લૉક નાનો થયા પછી જેવડો બનશે તે દર્શાવતી આકૃતિ. આ જ રીતે મૂળ ચિત્ર કરતાં મોટી च छ પહોળાઇ જોઇતી હોય તો



કર્ણરેષાને, क ब ને તથા क ड લીટીઓને લંબાવીને જોઈતા માપનું બિંદુ એ લંબાવેલી કર્ણરેષા પર જ્યાં (छ આગળ) મળી આવે ત્યાંથી દોરેલી ( छ ज ) લીટી તે બાકીની લંબાઈ, અને નવી બનેલી (कचछज) આકૃતિ એ જોઈતા બ્લૉકનું માપ.

કોઇ વખત એવું પણ બને કે આપણને કોઇ એક આખા ચિત્રમાંથી અમુક જ ભાગ, અને તે પણ અમુક જ માપમાં જોઈતા હોય છે, અથવા તો મૂળ ચિત્રના આકાર કરતા જુદા જ આકારનો બ્લૉક બનાવવાનો હોય છે. સમજો કે ચોરસ જેવા ચિત્રમાથી માત્ર અમુક જોઈતા ભાગનો લંબચોરસ આકૃતિનો બ્લૉક બનાવવો છે અને બાકીનો ભાગ કમી કરવો છે; તો તે કેટલો ને કયાથી કમી કરવો તેની રીત નીચેની આકૃતિમાથી સમજાશે. તેમા ધાટી કાળી લીટીથી બતાવેલા अ ब क ड ચિત્રમાંથી च छ ज झ માપનો બ્લૉક બનાવવો છે, એમ સમજો. આને માટે પહેલાં તો જોઇતા માપ ( એટલે કે च छ ज झ ) ની એક જુદી આકૃતિ કર્ણરેષા સાથે દોરી, તેની બે પડખાની તથા ત્રીજી કર્ણરેષાની એમ ત્રણે લીટીઓ આગળપડતી લંબાવો. હવે એ લંબાવેલી રેષાઓ પર મૂળ ચિત્રની લંબાઈ અથવા પહોળાઈ બેમાંથી ગમે તે એકના માપનું બિંદુ ब કયાં આવે છે તે ઠરાવી, તેમાંથી બંને બાજુનાં માપ પ્રમાણે કાટખૂણે રેષાઓ દોરીને મૂળ ચિત્ર જેવડી આકૃતિ આલેખો. એમ દોરતાં એ નવી આકૃતિના નીચેના ભાગની જે क ड ज झ પટ્ટી વધી તેટલા માપનો ભાગ એ મૂળ ચિત્રમાંથી કમી કરવાનો ઠર્યો. તે ભાગ એ ચિત્રને મથાળેથી, છેડેથી કે અરધો અરધો બંને ઠેકાણેથી, પોતાને યોગ્ય જણાય તેમ ઓછો કરવાનું દર્શાવીને બ્લૉક મેકરને ચિત્ર સોંપવું. બ્લૉક મેકર એ પ્રમાણે તેટલા ભાગ ઉપર કાગળની પટી ચોટીને તે ઢાંકી દઈ બાકીના ભાગનો બ્લૉક બનાવશે અને બરોબર જોઈતા માપનો બ્લૉક બની આવશે.



માપ વગેરે બ્લૉકને લગતી હકીકતો સૂચવવા માટે કદિ ચિત્રની આગળની બાજુએ કશું લખવું નહિ. બધી સૂચનાઓ ચિત્રની પીઠે લખવી. માપ જણાવવા માટે એક ટૂંકી પદ્ધતિ છે. તમારે બ્લૉકની પહોળાઈ ત્રણ ઇંચ જોઈતી હોય તો ફોટો કે ચિત્રની પીઠ પર આ પ્રમાણે :

←———— ૩ ઇંચ ————→

લખી જણાવો એટલે થયું. ઊંચાઈનું માપ દર્શાવવું હોય ત્યારે આ જ રીતે ઉપરનીચેના છેડા તરફ દર્શાવતી ઊભી લીટી માપના આંકડા સાથે દોરવી.

બ્લૉકો જસત અને ત્રાંબુ એમ બે ધાતુના બને છે તે તો અગાઉ જણાવાઇ ગયું. ત્રાંબાના બ્લૉકો વધારે ટકાઉ હોય છે, પણ તેનાં પતરાં મોંઘાં હોવાથી તેમજ તેની બનાવટમાં પણ વધારે મહેનત તથા ખર્ચ થતાં હોઇને જસત કરતાં તેના ભાવ મોંઘા હોય છે. સામાન્ય ઉપયોગ માટે તો જસતના જ બ્લૉકો બનાવડાવવા. તેના પરથી સહજે એક લાખ સુધી નકલો સરસ રીતે છાપી શકાય છે, અને ઉપર વેસેલાઇન ચોપડીને કાળજીથી સાચવી રાખ્યા હોય તો ગમે તે વખતે ઉપયોગમાં લઈ શકાય છે. સામયિક પત્રોના મથાળાના નામાક્ષરો, અથવા તેના પૂંઠા કે અગ્રપૃષ્ઠ પર મૂકવાનાં નામાલેખન તથા ચિત્રો વગેરેના બ્લૉકો સતત વપરાશમાં આવતા હોવાથી તે ત્રાંબાના બનાવડાવ્યા હોય તો સારૂં. ત્રિરંગી જેવાં મોઘાં ચિત્રો અથવા કોઈ દુષ્પ્રાપ્ય ફોટોગ્રાફો, કે જેને માટે ફરીથી મોટું ખર્ચ કરવું ન પરવડે એવું હોય અથવા બનાવવાની બીજી તક ન મળે તેવું હોય, તેના બ્લૉકો પણ ત્રાંબાના બનાવડાવી લેવા એ સલાહભર્યું છે; કેમકે જસતના બ્લૉકોની સાચવણુમાં સહેજ ગફલત થઇ તો તે ખવાઈ જાય છે અથવા ખરાબ થઇ જાય છે.

બ્લૉકની સંભાળ માટે સારો ને સસ્તો ઇલાજ તેના પર વેસેલાઇન ચોપડી રાખવાનો છે. છાપવા માટે બ્લૉક મુદ્રકને સોંપતી વખતે તે સોડા કે ખારાથી ન ધોતાં કેરોસીનથી જ સાફ કરે તેવી સૂચના ખાસ કરવી. કાળજીવાળા મુદ્રકો તો એ જ રીતે સાફ કરી, ઉપર વેસેલાઇન ચોપડીને બરાબર સંભાળપૂર્વક પૅક કરીને જ ઘરાકને સોંપે છે; પણ આપણે હમેશાં સાવચેત રહેવું સારૂં છે. મુદ્રકને ત્યાંથી બ્લૉક મળ્યા પછી જરા પણ શંકા જેવું જણાય તો તેને ચોખ્ખા કપડાના કેરોસીનના પોતા વડે સારી પેઠે ઘસીને સાફ કરી નાખવો અને તેના પર વેસેલાઇનનો જાડો થર ચોપડવો. (વેસેલાઇન દાક્તરો મલમ માટે વાપરે છે તેવું અથવા તેથી હલકું હશે

તોપણ ચાલશે.) તેના પર બટર પેપર કે તેલિયો કાગળ (સાદો કાગળ વૅસેલાઇનને ચૂસી જાય છે તેથી) અને જાડું પૂઠું મૂકીને મજબૂત કાગળ-માં સંભાળપૂર્વક બાંધી રાખવાથી તે સુરક્ષિત રહેશે. એ પડીકાને ધૂળ ન લાગે તેવે સ્થળે સાચવી રાખવું અને વરસ જેટલી મુદતને ગાળે આ મુજબ સંભાળ લેતા રહેવી.

બ્લૉકો બનાવવાની જે પદ્ધતિ ઉપર વર્ણવી તે તો ચિત્રો છાપવાના એક જ પ્રકાર વિષે છે. એને 'ફોટો એન્ગ્રેવિંગ પ્રોસેસ' કહે છે. પુસ્તકો અને સામયિકોનાં ચિત્રોનાં સામાન્ય કામો માટે તે જ પદ્ધતિ યોગ્ય છે. પણ દીવાસળીની ડબી, સોડાવૉટર અથવા મોટી સંખ્યામાં ખપતી દવાઓની શીશીઓનાં લેબલો, કાપડના તાકાની છાપો, પ્રચાર માટેનાં જંગી ભીંત-ચિત્રો વગેરેને માટે જ્યારે ઘણી જ મોટી (લાખોની) સંખ્યામાં અથવા મોટા કદની નકલો જોઈતી હોય ત્યારે આ પદ્ધતિ બહુ ખર્ચાળ અને મુશ્કેલ પડે છે. એવાં કામોને માટે લીથોગ્રાફી—શિલાછાપની પદ્ધતિ—ની છાપો સસ્તી અને અનુકૂળ પડશે. ઍટલાસના નકશાઓ, ઊંચી પ્રતિનાં ભીંત-ચિત્રો કે કોઈ કલાકારનાં ચિત્રોની મોટા કદની પ્રતિકૃતિઓ માટે 'ઑફસેટ' નામની શિલાછાપના જેવા જ પ્રકારની પદ્ધતિ છે. એ ઉપરાંત એના જ જેવી એક 'કોલોટાઈપ પ્રોસેસ' પણ છે. વળી, લંડન ન્યુસ વગેરે જેવાં યુરોપ–અમેરિકાનાં સચિત્ર સામયિકો છપાય છે તે ફોટોગ્રેવર (અથવા રોટોગ્રેવર) પદ્ધતિ આજે બહુ સર્વમાન્ય થઈને પશ્ચિમમાં તો સામયિક પત્રોમાં તે ઝપાટાબંધ ટાઇપ અને બ્લૉકોનું સ્થાન લેતી જાય છે. એ પણ સમજવા જેવી છે. એમાં સ્ક્રીન વાપરીને ચિત્રને બિંદુઓમાં છેદ્યા વિના મૂળ ફોટો-ગ્રાફ જેવી જ આબેહૂબ છાપ કાગળ પર ઉતારી શકાય છે. પણ આપણે ત્યાં એ હજી પ્રવેશ પણ પામી નથી, અને અહીં તો માત્ર આપણે પુસ્તક-પ્રકાશનના અંગનો જ વિચાર કરતા હોવાથી એ બધાંનું વર્ણન અપ્રસ્તુત છે.

બચુભાઈ રાવત